# ગૂર્જરીનો નવો ગ્રંથ-ફાલ

## નવજીવનનાં નવાં પુસ્તકો

**માનવી ખડિયેરો–(બરજેસ)** ૨–૮–૦
અનુવાદકો કાકા કાલેલકર ને કિ. મશરૂવાળા

**માનવ અર્થશાસ્ત્ર** ૬–૦–૦

**જગતના ઈતિહાસનું રેખાદર્શન ભા ૧–૨–૩ ( જવાહરલાલ )** ૧૧–૦–૦

**આત્મરચના અથવા આશ્રમી કેળવણી : જુગતરામ દવે** ૪–૮–૦

## શ્રી ગુણવંતરાય આચાર્ય

**શ્રી. સુભાષચંદ્ર બોઝ :**
જન્મથી માંડી આજસુધીની તવારીખ આપતો સુંદર જીવનપરિચય. જેને બે ચિત્રકારોએ શણગાર્યું છે શ્રી શનિના અદ્ભુત સુંદર ચિત્રો સાથે. કિંમત ૨–૮–૦

*

## શરદ્‌બાબુ

સમાજના પ્રશ્નોને છણતી આ વાર્તાઓએ દરેકના હૃદયને સ્પર્શ કર્યો છે

**સુંદર નવલકથાઓનો સેટ**

| | | |
|---|---|---|
| પલ્લીસમાજ | નવી આવૃત્તિ | ૨–૮–૦ |
| પરિણીતા | ,, | ૧–૦–૦ |
| શ્રીકાંત ભાગ ૧ થી ૪ | ,, | ૧૧–૮–૦ |
| ચંદ્રનાથ | ,, | ૧–૮–૦ |
| છબી | ,, | ૧–૮–૦ |
| સ્વામી | ,, | ૨–૪–૦ |
| કાશીનાથ | ,, | ૨–૮–૦ |
| દેવદાસ | ,, | ૨–૦–૦ |
| રમા ( નાટક ) | ,, | ૨–૦–૦ |
| શરદ્‌બાબુની બાળવાતો | ,, | ૨–૪–૦ |

*

## શ્રી. મનુભાઇ જોધાણી

ગામના ગોંદરે ખાંભીઓ, પાળીઆઓ ને ખંડેરો નીચે દટાએલી પ્રેમ–શૌર્યભરી સાહસકથાઓના સુંદર સંગ્રહો.

| | |
|---|---|
| સોરઠી વિભૂતિઓ (નવી આવૃત્તિ) | ૨–૪–૦ |
| સોરઠી જવાહીર | ૩–૦–૦ |
| સોરઠી શૂરવીરો | ૦-૧૨-૦ |
| શૌર્યનાં તેજ | ૨–૮–૦ |

ગૂર્જર સન્નારીઓના હૈયામાં રમી રહેલી મેધાવી પુત્રવધૂઓની બુદ્ધિપ્રભાના ઓજસથી ઓપતી વાર્તાઓનો સંગ્રહ.

**મુન્દરીઓનો શણગાર** ૪–૦–૦

**ખાટીમીઠી બાળવાતો** ' પ્રાથમિક શાળાઓમાં લોકપ્રિય થઇ પડેલી વાર્તાઓ. કિં.૧–૪–૦

*

## શ્રી. વા. વિ. જોષિ કૃત

**કળોહાં** . આજના સમાજના ધૂંધવાતા પ્રશ્નો. જ્ઞાન, વય અને રહેણીકરણીના તફાવતે ઉભા થતા મનદુખને લીધે છૂટાછેડા તરફ નજર માંડતાં પાત્રોની મનોવેદના. કિં ૨–૦–૦

## જીવનસંભારણાંનું સાહિત્ય

**કલ્પના દત્તનાં સંસ્મરણો** ૧-૧૨-૦

**સ્વામી રાવ** (સરદાર પૃથ્વીસિંહ) ૩–૮–૦

**વોલગાથી ગંગા** (રાહુલજી) . પશ્ચિમથી પૂર્વ તરફ આપણને દોરી જતી વાર્તાઓનો સુંદર સંગ્રહ કિં ૬–૦–૦

**મેઘધનુષ** (સ્ટેલિન ઇનામ જીતનારી નવલકથા) ૪–૦–૦

**પિતાજીનો વનપ્રવેશ** ૩–૦–૦

**સોડમ કસ્તુરી** ૨–૦–૦

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ**

# અમારી એજન્સીનાં પુસ્તકો

## જીવન ચરિત્ર

મો. ન. અમીન, જીવન અને કાર્ય ૨—૦—૦
માલવીયાજી સાથે ત્રીસ દિવસ ૩—૦—૦
કુમારી હેલન રસૂલભાઈ વોરા ૦—૨—૦
ક્રીસ્ટોફર કોલમ્બસ ,, ૦—૬—૦
જીવનસંભારણાં (શારદા મહેતા) ૨—૮—૦

## કાવ્ય સંગ્રહ

પ્રભાત પ્રાર્થનામાળા ૨—૦—૦
ફુલવેણી મૂળજીભાઈ શાહ ૧—૪—૦
રઘુરસિયાના રાસ ,, ૦—૬—૦
રાસનિકુંજ ,, ૦-૧૨-૦
રાસપદ્મ ,, ૧—૮—૦
રાસકૌમુદી ,, ૧—૮—૦
તારાના તેજ ,, ૦—૮—૦
બાલવીણા ,, ૦-૧૨-૦
સ્મૃતિ નિકુંજ ,, ૦—૮—૦
પૂજારણ ,, ૦ ૧૦-૦

## નાટક

યુગદર્શન મૂળજીભાઈ શાહ ૧—૪—૦
મછા ભૂત ,, ૦—૮—૦
અ. સૌ. કુમારી યશવંત પંડ્યા ૧—૦—૦
મદન મંદિર ,, ૦-૧૦-૦
જવનિકા રેખા કાર્યાલય ૦-૧૨-૦
હંસી (નાટક) બી. પી. વૈદ્ય ૧—૦—૦

## વાર્તા—નવલકથા

નિરંજના મૂળજીભાઈ શાહ ૨—૦—૦
ત્રિનેત્ર ,, ૨—૦—૦
ફૂલછાબ કે. હ. શેઠ ૨—૦—૦
જાતકકથાઓ ચંદ્રશંકર ભટ્ટ ૦-૧૦-૦
કુમાર વીરસેન ભા. ૩ ,, ૦—૬—૦
રામસિંહ રાઠોડ ,, ૦—૬—૦
ચાંદરણાં પ્ર. ગિ. મહેતા ૦—૮—૦

## આકર ગ્રંથો

બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા.૧—૨ ૨—૨—૦
જૂની ગુજરાતી ભાષા ૧-૧૨-૦

## ઇતર

ગ્રામચિત્રો ઇશ્વર પેટલીકર ૨—૮—૦
આબુનો પ્રવાસ મૂ. શાહ ૦—૪—૦

# પુસ્તકાલય સહાયક સહકારી સં. લિ.

રાવપુરા, પો. બો. નં. ૧૦, વડોદરા.

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦માં મળતા

# નમુના (ફૉર્મ્સ)ની યાદી

નમુનો નંબર (આ પહેલાંના ભાવ રદ સમજવા)

| | | |
|---|---|---|
| ( ૧ ) | કરખા રજીસ્ટર ( ગુજરાતી ) | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| ( ૨ ) | " " ( અંગ્રેજી ) | ઘા ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| ( ૩ ) | નામવારી ( કક્કાવારી ) રજીસ્ટર | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| ( ૪ ) | વિષયવારી રજીસ્ટર | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| ( ૫ ) | કર્તાવારી રજીસ્ટર | ઘા ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| ( ૬ ) | ઇસ્યુ બુક અડધા કાગળની | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| ( ૬અ ) | ઇસ્યુ બુક પા કાગળની | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦–૧૦–૦ |
| ( ૭ ) | વર્તમાનપત્રો અને માસિકોનું રજીસ્ટર | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૦–૧૦–૦ |
| ( ૮ ) | વંચાયલાં પુસ્તકોની વિષયવાર નોંધ રાખવાનું પત્રક ( કસ્બા પુસ્તકાલયો માટે ) | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| ( ૯ ) | શિલ્લકી સામાનનું પત્રક | ઘા. ૧ (૨૪) નંગના રૂ. ૧– ૦–૦ |
| (૧૦) | હાજરીપત્રક | ૪૦ પાનની ચોપડી રૂ. ૦–૧૦–૦ |
| (૧૧) | સુચનાચોપડી | નંગ ૧ (૪૦ પાન)ના રૂ. ૦–૧૦–૦ |
| (૧૨) | ભેટ ચોપડી (વીઝીટ બુક) | નંગ ૧ (૪૦ પાન)ના રૂ. ૦–૧૦–૦ |
| (૧૩) | બારનીશી | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૧૪) | સભાના કામની નોંધ બુક | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૧૫) | પાવતી બુક | નંગ ૧ (૧૦૦ પાન)ના રૂ. ૦–૧૦–૦ |
| (૧૬) | અરજી અને જામીનગીરીનાં ફોર્મ | ઘા. ૧ (૯૬ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૧૭) | પાવતીના ફોર્મ | ઘા. ૧ (૯૬ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| ૧૮ ) | ઇસ્યુ નંબર અને તારીખ નોંધવાની પટ્ટીઓ | ૧૦૦૦ નંગના રૂ. ૪– ૦–૦ |
| (૧૯) | પુસ્તકોનુ રજીસ્ટર (ગ્રામ પુસ્તકાલયો માટે) | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૨૦) | વાચકોની ખાતાવહી | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૨૧) | વાચકોનું રજીસ્ટર | ઘા. ૧ (૪૮ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૨૨) | પુસ્તકની ડાબી બાજુએ અંદર ચોડવાની શ્રીમંત મહારાજા સા.ના ફોટાવાળી પટ્ટીઓ | ૧૦૦૦ નગના રૂ. ૪– ૦–૦ |
| (૨૩) | પુસ્તક ઉઘરાણીનાં કાર્ડ | ૨૫ નંગના રૂ. ૦– ૪–૦ |
| (૨૪) | પુસ્તકની માગણીનાં કાર્ડ | ૨૫ નંગના રૂ. ૦– ૪–૦ |
| (૨૫) | વંચાયલાં પુસ્તકોનું વિષયવાર નોંધ રાખવાનું પત્રક ( ગ્રામ પુસ્તકાલયો માટે ) | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |
| (૨૬) | પુસ્તકની પૂંઠે ચોડવાની નબર લખવાની પટ્ટીઓ | ૬ પાનના રૂ. ૦– ૧–૬ |
| (૨૭) | નામવારી રજીસ્ટર ( ગ્રામ પુસ્તકાલયો માટે ) | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ ૧– ૦–૦ |
| (૨૮) | વિષયવારી રજીસ્ટર " | ઘા. ૧ (૨૪ નંગ)ના રૂ. ૧– ૦–૦ |

લખોઃ—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦

પો. બો. નં. ૧૦,—વડોદરા.

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૧૧ મું | જુલાઇ-૧૯૪૭ | અંક ૧૯ મો

# વડોદરા રાજ્ય પુ. પ્રવૃત્તિને વધુ વેગવાન બનાવો.

—તંત્રીસ્થાનેથી

**વર્ષો થયાં** વડોદરાને આંગણે પુસ્તકાલય પ્રવૃત્તિના શ્રીગણેશ મંડાયા છે અને તે એવી શુભ ઘડી–મુહૂર્તે અને એવા મહાન પુરુષને હાથે મંડાયા છે કે દિનપ્રતિદિન તે ઉત્તરોત્તર પ્રગતિ સાધ્યે જ જાય છે.

એક નાના છોડવાના બીજાંકુરમાંથી આજે તે વિશાળ વટવૃક્ષરૂપે ફાલીને એની શાખા–પ્રશાખાઓ, પત્રો અને ફળો એટલાં મોટા પ્રમાણમાં વિસ્તર્યાં છે કે એની એ શીતળ ઘટાને જોઇને હરકોઇ જોનાર તેની આંખોએ ઠંડક અનુભવે છે.

એક વખત હતો જ્યારે એના પ્રચાર માટે પ્રચારકોને ખૂબ જહેમત ઉઠાવવી પડતી, સભાઓ વગેરેના વિવિધ કાર્યક્રમો યોજી જનતાને એનાથી થતા ફાયદા સમજાવવા પડતા અને ધનિકોના ધનનો સદ્‌વ્યય આ પ્રવૃત્તિ પાછળ કરવા તેમનામાં એક યા બીજા પ્રકારે પ્રેરણા રેડવી પડતી. ત્યારે સરકારને આ પ્રવૃત્તિને પોષવા અને નિભાવવા તેમ જ એના સફળ સંચાલન માટે યોગ્ય વ્યવસ્થા કરવી પડતી. પરિણામે એને માટે ખાસ ખાતુ પણ રાખવામાં આવ્યું.

આજે વખત બદલાયો છે. આજે જનતાને પુસ્તકાલયો સ્થાપવા અને તેનું સફળ સંચાલન કરવાનું સમજાવવા માટે ભાગ્યે જ પ્રયાસો કરવા પડે તેમ છે. જનતાનો લગભગ ઘણો ભાગ આજે એટલો કેળવાયો છે, એટલો સંસ્કારી થયો છે કે, આજે એને પોતાના ગામે પુસ્તકાલયો સ્થાપવાનું કહેવા જવું નહિ પડે, મારી મચડીને લોકમદદ ઊભી કરવા કે દલીલબાજી કરીને એને માટે ફંડ ઉઘરાવવા જવું નહિ પડે પરંતુ પ્રજા પુસ્તકાલયોના ફાયદા સમજતી હવે તો થઇ જ ગઇ છે. એની ઉપયોગિતા ઠસાવવાનો પ્રયત્ન કરવા જેવી જરૂર આજે રહી નથી. પરિણામે, શ્રીમંત

સરકારના રાજ્યનાં નાનાં નાનાં ગામો પણ પોતાને ત્યાં પુસ્તકાલય સ્થપાય તે માટે ઉત્સુકતા દાખવે છે. અને પોતે થઈને–ગામ લોકો લોકમદદ ઊભી કરી પુસ્તકાલયો સ્થાપવાની પ્રવૃત્તિ ઊભી કરે છે. અને શ્રીમંત સરકારની નિયત નીતિ અનુસાર લોક-મદદ તેટલી સરકાર તથા પંચાયત મદદ મેળવવા પ્રયત્નો કરે છે.

આમ ઉત્તરોત્તર આ પ્રવૃત્તિ વધતી જતી હોવાથી અને એવાં પુસ્તકાલયોની સંખ્યા પણ અગાઉના કરતા વધતી જતી હોવાથી શ્રી. સરકારે પણ એ બાબત તરફ પોતાનું વિશિષ્ટ ધ્યાન દોરવાની જરૂર છે.

શ્રીમંત સરકાર કેળવણી પાછળ સારો એવો ખર્ચ કરે છે, પ્રાથમિક કેળવણી ફરજિયાત હોઈને રાજ્યના સઘળા પ્રજાજનોના બાળકો પ્રાથમિક શિક્ષણ તો લે જ તેવી યોજનાના અનુસંધાનમાં પુસ્તકાલય ખાતા દ્વારા એ પ્રવૃત્તિને વેગ અપાય છે, અને તેના દ્વારા સારી એવી રકમ ખર્ચાય છે

આમ ઉત્તરોત્તર વધતા જતા આ વિકાસના પ્રમાણમાં, સરકારે આ ખાતાના બજેટના આંકડાઓ પણ ફેરવવા જોઈએ. પાછલા વર્ષોની સરખામણીમાં એ આંકડા ન મુકાતાં વધતી જતી આ પ્રવૃત્તિને વિશેષ વેગ મળે તે માટે અને તેના ઉત્તરોત્તર વધતા ખર્ચને પહોંચી વળવા માટે આ ખાતા માટે રખાતી રકમની યત્તા પણ વધારી દેવી જોઈએ. વર્ષોવર્ષ નવાં નવાં પુસ્તકાલયો સ્થપાય છે, ઊંઘતાં અને આળસુ પુસ્તકાલયો પણ આજે તો સતેજ થઈ પાછલાં વર્ષોમાં જે ગ્રામ પુસ્તકાલયોના બજેટ બનાવાતાં નહોતાં તે પણ હવે બનાવતાં થઈ ગયા છે. પરિણામે, સરકારે તેટલી વધુ સરકાર–પંચાયતમદદ એ ગ્રામ પુસ્તકાલયોને આપવા માટેની જોગવાઈ અવશ્ય જ રાખવી ઘટે

વળી આપણા રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયો બધાં જ મકાનવાળાં નથી. પોતાના પુસ્તકાલયને સ્વતંત્ર મકાન થાય તે માટે જનતા તરફથી લોકમદદ ઊભી કરવામાં આવે છે આવા દાન તરીકે ધનિકવર્ગ તરફથી ઉદાર રકમની દેણગીઓ પણ અપાય છે. પરંતુ ઘણી વાર એ દેણગીની રકમો સરકાર પંચાયત મદદના અભાવે જેમની તેમ જ રહી જવા પામે છે તેમ થવા ન પામે તે માટે પુસ્તકાલયનાં નવાં મકાનો બાંધવાની યોજના ખાતે પણ ખાસ અલગ જોગવાઈ કરવી જ ઘટે.

આજે તો લોકમદદ એકઠી કરી બજેટ બનાવનાર અનેક ગ્રામ પુસ્તકાલયોને, સરકાર–પંચાયત મદદ પાછળથી પૂરી થઈ જતાં એ લોકમદદ ઉપરની મળવાપાત્ર સરકાર–પંચાયત મદદથી કેટલીક વાર વંચિત રહેવું પડે છે, અને એવાં પુસ્તકાલયો પોતાને ત્યા આવતા વાચકોને વાચનતૃપ્તિ આપી શકતાં નથી. અને આમ તેઓ નિરાશ થાય છે.

એટલે, આગામી નવા વર્ષમાં, સરકારે ગ્રામ પુસ્તકાલયોને આપવાની મદદમાં

ધરખમ વધારો કરવો જોઇએ, અને પુસ્તકાલય માટે લોકમદદ એકઠી કરનાર એક પણ ગ્રામ પુસ્તકાલય બજેટ બનાવીને પાછળથી સરકાર-પંચાયત મદદના અભાવે નિરાશ ન થાય તે જોવું જોઇએ.

વળી, પુસ્તકાલય ખાતે કેટલાક નવા કસ્બા ઊભા કરેલા હોવાથી તેમને ફાળે વધુ સરકાર-પંચાયત મદદ જતાં નાનાં ઊગતાં અને ઓછી લોકમદદવાળાં કેટલાંક પુસ્તકાલયો આખરે સરકાર મદદ વગર રવડી જવા જેવો પ્રસંગ ઉપસ્થિત થાય છે.

આમ થવા ન પામે તે માટે શ્રીમંત સરકારે કેળવણી ખાતાની ગ્રાન્ટની રકમમાં પુસ્તકાલય ખાતાને ફાળે રખાતી રકમમાં સારો એવો વધારો કરી, નાનાં-મોટાં, નવાં-જૂનાં તમામ પુસ્તકાલયોને સરકાર-પંચાયત મદદ અવશ્ય જ મળે તેવી બજેટની ગોઠવણી કરવી ઘટે.

ઉપરાંત, દરવર્ષે અગાઉ જે ૫૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવાનું ધોરણ હતું તે પાછલાં કેટલાંક વર્ષોથી ૨૦ નવીન પુસ્તકાલયો ઉઘાડવાનું ઠરાવ્યું છે તેમાં પણ ફેરફાર કરી દરવર્ષે, અગાઉની જેમ જ ૫૦ નવીન પુસ્તકાલયો ઉઘાડાય તેવી તજવીજ થાય એ અવશ્ય જ વિચારણીય છે. કારણ કે, હવે તો નિરક્ષરતાનિવારણના પ્રયત્નમાં સહાયભૂત થવા માટે જ્યાં જ્યા શાળા હોય ત્યાં બધે જ પુસ્તકાલય સ્થપાઇ જાય તે જોવાની શ્રીમંત સરકારની ફરજ છે.

વળી આજે તો આપણા રાજ્ય બહારના મુંબઇ પ્રાંતના વિસ્તારમાં આપણું અનુકરણ કરી ગામે ગામે પુસ્તકાલયો સ્થપાય તે માટે ત્યાંની સરકાર કટિબદ્ધ થઇ છે, ત્યારે આપણે આ પ્રવૃત્તિના મૂળ ઉત્પાદકો પાછળ પડતા જઇએ એ ખરેખર ખેદજનક છે.

આશા રાખીએ, આ વર્ષથી જ નવીન ૫૦ પુસ્તકાલયો સ્થાપવાનું અગાઉનું ધોરણ જારી થશે, અને એકેએક ગ્રામ પુસ્તકાલય સરકાર-પંચાયત મદદ પામશે એવી આશા-ઉમેદ છે.

---

—જે પુસ્તકો પ્રગટ થાય છે તેમાંના થોડાક જ શિષ્ટ સાહિત્યમા સ્થાન પામે છે. શિષ્ટ સાહિત્યમા ભાગ્યે જ છ—આ પુસ્તકો એવાં હશે, જે ધર્મગ્રંથોમા ગણાતાં હોય. આવા પ્રેરણાસાહિત્યમાં ભગવદ્ગીતાનુ—દેવ અને મનુષ્ય વચ્ચે થયેલા આ અપ્રતિમ સવાદનુ—સ્થાન પ્રથમ છે એડ્વીન આર્નોલ્ડ એને 'દૈવી ગીત'નુ નામ આપે છે. હમ્બોલ્ટે એને 'જગતની કોઇ પણ જાણીતી ભાષામા રચાયેલું એક માત્ર સુંદરતમ આધ્યાત્મિક ગાન' કહ્યું છે આ વિશિષ્ટતાનાં અનેક કારણો છે.

—શ્રી. કનૈયાલાલ મુનશી

# અમારો બાલવાચક

અમારી પાસે અનેક વાચકમિત્રો આવે છે. તે દરેક અમને એક યા બીજા પ્રકારે પોતાની વાચનભૂખ સંતોષવા અમારી પાસે પુસ્તકોની માગણી કરે છે, સૌ સૌની યોગ્યતા-પાત્રતા પ્રમાણે અમે એમને યથાશકિત સંતોષવા પ્રયત્ન કરીએ છીએ. અને આવા વાચકોમાં અમારો પરમમિત્ર બની ગયેલો એક બાલ-કિશોરવાચક સ્વ. બચુભાઇ અમારી સાથે હળીમળી જઇ અમારો નિકટનો મિત્ર બની ગયેલો. એ બાલ-કિશોર-વાચક અમે ગુમાવ્યો છે.

વડોદરા રાજ્ય પ્રજામંડળના પ્રમુખ અને પુસ્તકાલય સ. સ. મંડળના અધ્યક્ષ શ્રી. ચુનીલાઇ શાહનાં પત્નીનાં બહેનની પુત્રીનો એ પુત્ર હતો.

વાચનોત્સુક અનેક બાળકોની અમને મુલાકાત થઇ છે, તેઓમાં કોઇ સૌમ્ય, કોઇ તોફાની, કોઇ રેઢિયાળ એવા વિવિધ માનસધારી હોય છે. પરંતુ પરમમિત્ર બની ગયેલો અમારો આ વાચક આવે અને અમારી બન્નેની દૃષ્ટોદૃષ્ટ મળતાં એ કંઇક સ્મિત કરે અને બોલી ઊઠે‌

" વ્યાસ ! આજે ગમે તે કંઇક વાંચવા આપો જ. " અને હું જવાબ દઉં:

" દોસ્ત ! તારા લાયક આજે કંઇ નથી આવ્યું. "

મારા આટલા જવાબથી એને સંતોષ ન થાય, મારું પુસ્તકોનું 'સ્ટેન્ડ' એ જોઇ વળે અને પોતે નહિ વાંચેલું પુસ્તક હાથ આવે તો ઉપાડીને કહે'

" વ્યાસ ! આ લઇ જાઉં ? "

પુસ્તક જોઇને એને ઉપયોગી-બીનઉપયોગી જોયા પછી તો તે લઇ જવા હા કે ના કહું. અને એ પુસ્તક મળે કે ન મળે છતાં કદી અસંતોષી થઇ એ મારી પાસેથી ગયો નથી. આજે ન મળે તો બીજે દિવસે, નહિ તો ત્રીજે દિવસે એમ એ આવે જ અને મારી પાસેથી વાંચવા માટે પુસ્તક લઇને જ રહે.

અને બાલમાસિકની તો એ જાણે રાહ જ જોતો હોય. પહેલી-બીજી તારીખ થાય અને એ બાલમાસિક માટે મારી પાસે હાજર થાય જ, વાંચવા લઇ જાય, વાંચે અને પૂરું કરી સાચવીને હતું તેવું પાછું આપી જાય.

નાના મોટાના ભેદભાવ સિવાય જાણે મારો સમવયસ્ક હોય તેમ એ મારી સાથે વર્તતો, છતાં અમને એના પ્રત્યે પ્રેમ ઉપજતો.

એની વાચનપ્રત્યેની પ્રીતિ, ઉત્સુકતા અને નિયમિતતાએ મને મુગ્ધ કર્યો હતો.

આજે મને મુગ્ધ કરનાર મારો એ બાલ-કિશોર-વાચકમિત્ર આ જગત છોડી, એનાં માતા-પિતા અને નિકટનાં ત્રણ-ત્રણ કુટુંબોને રોતાં-કકળતાં મૂકી આ જગત છોડી ગયો છે.

એના અવસાનથી એનાં માતા-પિતાને કારી ઘા લાગ્યો જ હશે, છતાં જેમની પાસે રહીને એ છ મહિનાની ઉંમરથી બાર તેર વર્ષનો થતા સુધી ઉછર્યો, લાલન-પાલન પામ્યો તે શ્રી. ચુનીભાઇ શાહ અને સૌ. ચંચળબેનની દુઃખવેદનાની તો અમે કલ્પના પણ કરી શકતા નથી: અમને પણ એ વારંવાર યાદ આવી જાય છે. આવા આ મિત્રના અકાળે અકસ્માત થયેલ અવસાન માટે આપણો કંઇ ઇલાજ નથી. એ કુદરતના હાથની વાત છે. ખરે જ, નિરુપાય માનવી ! !



સ્વ. બચુભાઈ

પ્રભુ સદ્‌ગતના આત્માને શાંતિ અર્પો અને શ્રી. ચુનીભાઇ શાહ તથા સૌ. ચંચળબેન પર આવી પડેલ આ દુઃખ સહન કરવાનું તેમને બળ અર્પો એ જ એ પરમનિયંતા પ્રત્યે પ્રાર્થના. ૐ તિ ૐ

—મણિભાઈ પ્રે વ્યાસ

## આત્મ ઘડતર

—આપણો પ્રિય સાહિત્યકાર આપણા હૃદયમાં કેમ આવી વસે છે એનો તો ઘણાને અનુભવ હશે. જ્યારે હું નાનો હતો, ત્યારે ડૂમા અને હ્યુગો મારા પ્રિય સાહિત્યસ્વામીઓ હતા. હું ફરી ફરી એમની કૃતિઓ વાંચતો: એમનાં પાત્રો મારા મિત્રો અને સગાંસબંધીઓ કરતાં મારો વધારે નિકટ હતાં. એમનાં દૃષ્ટિબિંદુ અને એમની વાતચીતની ધાટી અજાણતાં જ મારાં થઇ જતાં. આ સાહિત્યસ્વામીઓએ મારામાં આવી નિવાસ કર્યો અને તેથી હું વિકસ્યો; પણ આ તો સાહિત્યસ્વામીઓની વાત ! પણ જો આપણામાં વસનાર વ્યક્તિ જીવત હોય, તો તેની અસર વધારે સચોટ થાય છે. હૃદયમાં વસેલા પ્રણયથી કોણ નથી ઘડાયું ?

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

પુલિટ્ઝર પારિતોષિકથી પ્રખ્યાત બનેલ જન્મે હંગેરિયન અમેરિકન પત્રકાર જોસેફ પુલિટ્ઝરના જન્મની શતવર્ષી અમેરિકામાં એપ્રિલ માસમા ઉજવવામાં આવી હતી.

પુલિટ્ઝરે 'ન્યુયોર્ક વર્લ્ડ' તથા સેન્ટ લુઇ 'પોસ્ટ ડિસ્પેચ' નામના બે વર્તમાનપત્રો પ્રગટ કરીને તેને અગ્રગણ્ય બનાવ્યાં હતા. તેના માનમાં સ્મારક ટિકિટો કાઢવામા આવી છે પહેલે જ દિવસે ન્યુયોર્કમા તેની ખપત કોઇપણ સ્મારક ટિકિટ કરતા વધારે હતી.

'વૉશિંગ્ટન પોસ્ટે' તો તેને આધુનિક પત્રકારિત્વના પિતા તરીકે ગણાવેલ હતો.

'ન્યુયોર્ક વર્લ્ડ' તો થોડા સમયથી બંધ પડયું છે, પણ અત્યારના પત્રકારિત્વ પર તેનો પ્રભાવ હજુ ચાલુ છે 'પોસ્ટ ડિસ્પેચ' હજુ સેંટ લુઇથી તેનો પુત્ર હજુ પ્રગટ કરે છે.

પુલિટ્ઝર સોળ વર્ષની ઉમરે યુનાઇટેડ સ્ટેટમાં આવ્યો હતો. તે ૧૯૧૧મા મરણ પામ્યો.



એપ્રિલની પહેલી તારીખનો ઉપયોગ ઘણા બીજાની મશ્કરી કરવામાં કરે છે. તલ અવીવના એક પત્રકારે તે દિવસે સારો નફો કરી લીધો. તે દિવસે તેણે પ્રકટ કરેલ પત્રમાં મૂર્ખાઇભરી અનેક વાતો આપી હતી. અને તેનુ શીર્ષક 'તલ અવીવ' મા હિટલર પકડાયો 'નું રાખ્યું હતું. તેમા હિટલર મળી આવ્યાની તથા તેની ધરપકડની ખબર હતી.

જોરથી મથાળાં બોલતા છાપાના ફેરીઆઓ પાસેથી નકલો ચપોચપ ઉપડવા માંડી હતી.

જાફાના અરેબિક દૈનિક 'ફેલસ્ટીને' એવા ખબર છાપ્યા હતા કે ગાઝા ખાતે એક ઝડપથી વહેતી તેલની નદી મળી આવી છે અને તેનો પ્રવાહ દરિયામા મળી જાય છે.



બ્રિટનનો જગપ્રસિદ્ધ લેખક સોમર્સેટ મોધામ બીજા દેશના રીતરિવાજોથી યુવાન લેખકોને પરિચિત કરવા માટે પ્રોત્સાહન આપી રહેલ છે. ૪ મંચકારો, નાટયલેખકો તથા સંગીતકારોની ઇન્કોરપોરેટેડ સોસાયટીએ જાહેર કર્યું છે કે આ વિશિષ્ટ હેતુઓ માટે એક ખાસ ટ્રસ્ટ ફંડ કરવામા આવ્યું છે.

મિ મોધામની ઉદારતાને અંગે આ શકય બન્યુ છે. કોઇપણ યુવાન બ્રિટિશ લેખક કાવ્ય, વાર્તા, વિવેચન, ઇતિહાસ, જીવનચરિત્ર, તત્ત્વજ્ઞાન વગેરે વિષયો પર શ્રેષ્ઠ પુસ્તક પ્રગટ કરે તેને દર વર્ષે પાચસો પૌંડનું પારિતોષિક અપાઈ શકશે. આમાથી નાટયકૃતિઓને બાકાત રાખવામા આવી છે.

સફળ ઉમેદવારે બ્રિટન સિવાયના દેશમા ઓછામાં ઓછા ત્રણ મહિના ગાળવા પડશે અને પારિતોષિકના પૈસાનો ઉપયોગ પરદેશમાં રહેવાના ખર્ચમા કરવો પડશે. આ ઉપરથી આ પારિતોષિકનો હેતુ યુવાન લેખકોને બીજા રાષ્ટ્રોની સંસ્કૃતિથી પરિચિત થવા માટે પરદેશની મુસાફરીને પ્રોત્સાહન આપવાનો છે. આનો અસર સમકાલીન બ્રિટિશ સાહિત્ય પર પડવાની.



૨૧ ડૉ ઈ. રાઘવેન્દ્ર રાવનું ૧,૨૦૦થી વધારે કિંમતી ગ્રંથોવાળું પુસ્તકાલય તેના પુત્રે નાગપુર વિશ્વવિદ્યાલયના રાજકીય વિજ્ઞાન વિભાગને ભેટ ધર્યું છે

★

ઈ. સ. પૂર્વે ૨,૫૦૦મા ચિત્રલિપિમા લખેલ ૧,૦૦૦ પાનાનો પ્રાચીન સંસ્કૃત પ્રાકૃત કોશ બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયના પ્રાચીન મધ્યપૂર્વના ઇતિહાસ તથા પુરાતત્ત્વ ખાતાના પ્રાધ્યાપક ડૉ. પ્રાણનાથને મળી આવ્યો છે.

ડૉ. પ્રાણનાથે એક ખબરપત્રીને જણાવ્યું હતુ કે ઈ. સ. પૂર્વે ૨,૬૦૦મા માત્ર હિંદમાં જ નહિ પરંતુ મધ્યપૂર્વના ઘણા દેશોમા સંસ્કૃત રાજભાષા હતી, અને સંસ્કૃત પ્રાકૃતમા લખાયેલ ઘણા દસ્તાવેજો અસ્તિત્વમા છે તે સાબીત કરવા મારી પાસે પૂરતા સાધનો છે આમાંના કેટલા દસ્તાવેજો આ સમયના ઇતિહાસ પર પુષ્કળ પ્રકાશ નાખે છે દાખલા તરીકે સિંધુ ખીણના બે લેખો બતાવે છે કે નરમાસેમ સિથિયા તથા પંજાબનો શાસક હતો. તાજેતરમા ડૉ. પ્રેમનાથને એક સંસ્કૃત દસ્તાવેજ મળી આવેલ છે તેમા નરમાસેમની ગુપ્ત સામ્રાજ્યના વિજયની વિગતો છે તે સામ્રાજ્ય ૨૦૦ વર્ષો ચાલ્યું હતું. તે સમયમા મધ્યપૂર્વમાં તથા હિંદમાં સંસ્કૃત પ્રાકૃત રાજભાષા હતી.

★

હિંદ સહિત ૧૯ રાષ્ટ્રોના પ્રકાશકોએ ત્રીસ દેશોમા પ્રચાર માટે વિવિધભાષી આંતરરાષ્ટ્રીય સામયિક પ્રગટ કરવાના દસ્તાવેજો ઉપર સહી કરી છે. આ સામયિક હજુ અનામી છે. તેમાં મોટા ભાગનાં ચિત્રો હશે. તે બીનરાજકીય રહેશે અને વ્યક્તિગત સ્વાતંત્ર્યની હિમાયત કરશે ક્રોમવેલ-કોલિયર પબ્લિશિંગ કંપનીની બોર્ડના પ્રમુખ ટોમસ-એચ. બેકે આ યોજનાના ઉત્પાદક છે, તેણે જ આ જાહેરાત કરી છે.

★

સુપ્રસિદ્ધ બ્રિટિશ તત્ત્વજ્ઞ પ્રો. સર અર્નેસ્ટ બાર્કરે કેમ્બ્રિજની એક સભામાં હિંદ અને ગ્રીસ સંસ્કૃતિ તથા સુધારામાં પ્રાપ્ત કરેલ સિદ્ધિને અંજલિ આપી હતી. તેણે એવી સૂચના કરી હતી કે બ્રિટિશ અભ્યાસીઓએ લેટિન તથા ગ્રીક સાથે સંસ્કૃત ભાષાનો અભ્યાસ પણ કરવો જોઈએ. હિંદ અને બ્રિટનના લોકો વચ્ચે સંસ્કૃતિની વધારે સારી સમજ માટે તેણે અપીલ કરી હતી

★

ઇન્ડોનેશિયન અંતારા ન્યુસ એજન્સીના જણાવવા મુજબ જાવાની હિંદુ સંસ્કૃતિનો ૧,૨૦૦ વર્ષનો જૂનો દસ્તાવેજ પ્રંબનતના હિંદુ મંદિરની નજીકમાથી જમીનમાથી મળી આવ્યો છે.

★

ઇન્ડોનેશિયાના તજ્જ્ઞની માન્યતા પ્રમાણે લગભગ ઈ. સ. ૮૫૬માં સંસ્કૃતમા લખાયેલ આ દસ્તાવેજ ઇન્ડોનેશિયાનો વિગતવાર રાષ્ટ્રીય ઇતિહાસ લખવામાં ઉપયોગી થઈ પડશે.

★

*ડૉ એસ. વી. કેતકરે ત્રેવીસ ભાગોમાં પ્રગટ કરેલ 'મહારાષ્ટ્રીય જ્ઞાન કોશ' પ્રગટ થયાને પચીસથી વધારે વર્ષો વીતી ગયા છે. તેની નકલો અત્યારે મળતી નથી, તેમ જ તેની અંદર આપેલ હકીકત કેટનેક અંશે જૂની થઈ ગઈ છે. ડૉ. કેતકરના સાથીઓ શ્રી. વાય આર. દાતે તથા શ્રી. સી. જી. કર્વેએ આવને વર્ષે નવો સચિત્ર જ્ઞાનકોશ 'સુલભ વિશ્વકોશ' છ ભાગમાં પ્રગટ કરવાની જાહેરાત કરી છે.



*તાજેતરમાં કેટલાક મરાઠી સામયિકોએ નવલિકાહરિફાઈ માટે સરસ ઇનામો આપવાની જાહેરાત કરી છે. થોડા સમય પહેલાં વડોદરાના 'અભિરૂચિ'એ ચાલુ વર્ષમાં માસિકમા પ્રગટ થતી નવલિકા માટે રૂ. ૨૦૦) નુ પારિતોષિક જાહેર કર્યું છે. પરંતુ શ્રી. વાય. જી. જોશીએ પોતાના ૧૯૪૭ના વાર્ષિક પ્રકાશન માટે શ્રેષ્ઠ નવલિકાઓ વાસ્તે રૂ. ૫૦૦), ૩૫૦) તથા ૧૫૦)ના પારિતોષિકોની જાહેરાત કરી છે. તે મરાઠી નવલિકાના ઇતિહાસમા અનન્ય છે એપ્રિલની આખર સુધીમા મળેલ ત્રીસ નવલિકાની, પાંચ સભ્યોની કમિટી પસંદગી કરશે આ બધી વાર્તાઓ લેખકના નામ વિના પ્રગટ કરવામાં આવશે, અને દરેક લેખકને રૂ. ૫૦) આપવામા આવશે. નવલિકાઓ પ્રગટ થયા પછી જાહેર મતથી પારિતોષિક માટેની નવલિકાઓનો નિર્ણય કરવામા આવશે.



*મુંબાઇ યુનિવર્સિટીએ ૧૯૪૬નું રૂ. ૨૫૦)નું ડી. પી. તરખડકર પારિતોષિક પૂનાના શ્રી. ડબલ્યુ. કે પ્રાજપેને તેમના દાદા સ્વ એસ એમ. પ્રાંજપેના જીવનવૃત્તાંત માટે આપ્યુ છે. સ્વ શ્રી. પ્રાજપે અત્યારે બધ પડેલ મરાઠી સાપ્તાહિક 'કાલ'ના તંત્રી તથા પ્રખ્યાત મરાઠી લેખક હતા



પ્રખ્યાત હિંદી લેખક તથા યુદ્ધના આગલા ખબરપત્રી શ્રી. ડી. એફ. કરાકાનું 'આઇ હેવ શેડ માય ટીઅર્સ' નામક પુસ્તક તાજેતરમા પ્રગટ થયું છે. ન્યુયૉર્કના ડેમોક્રેટવાદી મિ ઇમેન્યુઅલ સેલરે તેની સમાલોચના લેતા લખ્યુ છે, કે હિંદના બનાવોમાં રસ લેતા દરેક અમેરિકને તે પુસ્તક વાંચવું જોઇએ હિંદ તથા યુનાઇટેડ સ્ટેટસના લોકો વચ્ચે જે વિશાળ અંતર છે તે સાધવાને લેખક ખૂબ યત્ન કરે છે હિંદને લગતા રીતરિવાજો, સસ્કૃતિ તથા રાજકારણની વિગતો અને ટીકાથી તથા ઉપયોગી માહિતીથી આ ગ્રંથ ભરપૂર છે.



અત્યારના જમાનામા કોઇપણ માસિક પચીસ વર્ષ પૂરા કરે તે તેને માટે અભિનદનીય ગણાય. સ્વ. હાજી મહમદનુ 'વીસમી સદી' બધ પડયા પછી તેની પ્રણાલી ચાલુ રાખવા શ્રી. ચાંપશી ઉદેશીએ એકલે હાથે, કલકત્તા જેવા દૂરના સ્થળેથી 'નવચેતન'ની શરૂઆત કરી માર્ચ ૧૯૪૭ મા તેને પચીસ વર્ષ પૂરાં થયા. તેને અંગે તેના તત્રી શ્રી ચાંપશીભાઇને અભિનંદન આપવાનો એક મેળાવડો કલકત્તાના ગુજરાતી નાગરિકો તરફથી તા. ૬-૪-૪૭ ના રોજ કાલિકા થીએટરમાં ગુજરાતના વિખ્યાત કલાકાર શ્રી. રવિશંકર રાવળના પ્રમુખપદે

યોજવામાં આવ્યો હતો. તે વખતે ગરબા, નૃત્ય, દાંડિયારાસ ઉપરાંત કાળા બજાર સંબધી શ્રી. ચાપશીએ લખેલી એકાંકી નાટિકા સફળતાથી ભજવી બતાવવામાં આવી હતી.

આ પ્રસંગે શ્રી. ગગનવિહારી મહેતા, શ્રીમતી સૌદામિની મહેતા, શ્રી. મોહનલાલ શાહ, શ્રી. ત્રીભોવનદાસ હીરાચંદ વગેરેએ પ્રાસંગિક વિવેચનો કરી 'નવચેતન'ની સેવાઓને અંજલિ આપી હતી. ઉપરાંત ચાંદીની સુંદર કાસ્કેટમા મૂકેલું એક સન્માનપત્ર તથા રૂા. ૫૦૦૧) ની થેલી તંત્રીને અર્પણ કરવામાં આવી હતી. શ્રી. રવિશંકર રાવળે પ્રમુખ તરીકેના પોતાના ભાષણમાં ' નવચેતન 'ની સેવાઓનો ઉલ્લેખ કર્યો હતો મોડે મોડે પણ સાહિત્યના એક શિષ્ટ માસિકની આવી કદર કરવા માટે ગુજરાતીઓને ધન્યવાદ ઘટે છે.



અલિગઢના મી. હદીહસને શાકુંતલનો પર્શિયન ભાષામાં અનુવાદ કર્યો છે. તહેરાનની ઇરાનિયન એકેડેમી તે પ્રગટ કરશે.



હિંદી રાષ્ટ્રીય પરદેશ ખાતાની કોંગ્રેસ તરફથી ' ઇન્ડિયન ઓવરસીઝ ' નામનું સામયિક કાઢવાની તૈયારીઓ સંપૂર્ણ થઇ ગઇ છે. આ સામયિકનો હેતુ હિંદ બહાર જગતભરમાં ફેલાઇ રહેલ ચાળીસ લાખ હિંદીઓ વચ્ચે સંપર્ક સાધવાનો છે. લંડન, મુંબઇ તથા ન્યુયૉર્કમાં એકીસાથે આ સામયિક બહાર પડશે



સોવિયેટ એકેડેમી ઑફ સાયન્સની ઓરીએન્ટલ ઇન્સ્ટિટયુટના જણાવવા પ્રમાણે મહાત્મા ગાંધીજી તથા લીઓ ટોલ્સ્ટોય વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર શોધી કાઢવામાં આવ્યો છે. આ ઇન્સ્ટિટયુટે તાજેતરમાં બોલાવેલી એક પરિષદમાં ટોલ્સ્ટોયના યાસ્નાયાપોલ્યાના ખાતેના સંગ્રહસ્થાનના સભ્ય પ્રો. લારીઓનોવે પોતે શોધી કાઢેલા દસ્તાવેજો અંગે અહેવાલ રજૂ કર્યો હતો. આ દસ્તાવેજો મહાન રશિયન લેખક તથા હિંદ, ચીન, જાપાન અને ઇરાનની પ્રગતિશીલ જાહેર વ્યક્તિઓ વિષે પ્રકાશ ફેંકે છે.

આ દસ્તાવેજોમાં, લિયો ટોલ્સ્ટોય તથા ચીનના વૈજ્ઞાનિક અને પત્રકાર ચિંગ ફ્યાંગ-ટુંગ ( રશિયા અને ચીન વચ્ચેના સબંધ વિષે પ્રખ્યાત ઇતિહાસના લેખક ), મહાત્મા ગાંધીજી તથા જાપાનના વૈજ્ઞાનિક ( જાપાનમાં ટોલ્સ્ટોય સંબધી અભ્યાસની સોસાયટીના સ્થાપક ) ટોકુટોમી સાથેના પત્રવ્યવહારનો સમાવેશ થાય છે.

યાસ્નાયા પોલિયાના સંગ્રહસ્થાનના અધિકારીઓ તરફથી આ પત્રો પત્રસંગ્રહના રૂપે બહાર પડશે. તેનું નામ ' ન્યુ ડેટા ઓન ધી ઓરીએન્ટલ કનેકશન્સ ઑફ લિયો ટોલ્સ્ટૉય ' રાખવામાં આવશે



ગાંધીજીની તથા જવાહરની આત્મકથાનું પૂર્વઆફ્રિકાના વતનીઓની સ્વાહીલી ભાષામાં ભાષાંતર થવાનું છે. સ્વાહીલી ભાષામાં આ ભાષાંતર સર્વશ્રેષ્ઠ થશે. આ બે પુસ્તકોની આવક આફ્રિકાના વિદ્યાર્થીઓને હિંદમાં અભ્યાસ કરવામાં મદદ માટે વાપરવામાં આવશે.



ઇતિહાસમા અપૂર્વ ગણી શકાય તેવો પુસ્તકોનો નાશ અત્યારે જર્મનીમા થઇ રહ્યો છે.

આ નાશ માટેના સામાન્ય નિયમો મિત્રરાજ્યોના અંકુશ હેઠળના પ્રદેશો માટે તા. ૧૩ મે ૧૯૪૫ના હુકમમા આપેલા હતા; પરંતુ તેની વિગતો તે પ્રદેશના અધિકારીઓ પર છોડવામા આવી હતી. અમેરિકનોએ ૧૮,૦૦૦ નિષિદ્ધ પુસ્તકો સોપી દેવા જર્મનોને હુકમ કર્યો છે. આ યાદી રશિયનોએ પોતાના પ્રદેશ માટે તૈયાર કરેલ યાદી પર રચાયેલી છે. આ યાદીમાં બિસ્માર્ક, લુડેન્ડોર્ફ અને મુસોલિનીનાં પુસ્તકોથી માંડીને પ્રાથમિક શાળાના અંકગણિતનો સમાવેશ થાય છે. આ અંકગણિતમાં આવો દાખલો છે કે બે સૈનિકો+બે સૈનિકો=૪ સૈનિકો.



મનુષ્યજાતિ માટે કૃત્રિમ ગર્ભાધાનને લગતા પહેલા પુસ્તકનું માન ખાટવાનો દાવો ધરાવનાર, ભાષણોની હારમાળા ગ્રંથસ્થ થઇને તરતમાં લંડનમાં બહાર પડવાનું છે.

અત્યારસુધી ખાનગીમા રાખવામાં આવેલ આ ભાષણો, એક વર્ષ પહેલા ભરવામાં આવેલ ખાનગી સભામાં આપવામાં આવ્યાં હતાં.

લંડનના બિશપના પ્રમુખપદ હેઠળ મળેલ જાહેરનીતિની કાઉન્સિલની એક સભામા આ ભાષણો છાપવાનો નિર્ણય કરવામાં આવ્યો હતો.



સિંધના એક વખતના પ્રધાન જી. એમ. સૈયદ દાદુ પ્રાંતમાંના સુન્ન ખાતે પોતાના ઘરમાં નિવૃત્તિ લઇ રહ્યા છે. ત્યાં તેમણે 'સિંધના રાજકીય ઇતિહાસનાં દશ વર્ષ'નું પુસ્તક લખીને પૂરું કર્યું હોવાનું કહેવાય છે.

સિંધમાં મુસ્લીમ લીગની વૃદ્ધિ ઉપર તેણે ઘણાં પ્રકરણો લખ્યાં છે. મહાસભા તથા લીગના મોવડીઓએ હિંદના રાજકારણમા સિંધને 'પ્યાદું' બનાવ્યા ઉપર પણ તેમણે પ્રકરણો લખ્યાં છે

એક પ્રકરણ સિંધના આગલા પ્રધાન સ્વ. શ્રી. અલ્લાહબક્ષના જીવન તથા કાર્ય ઉપર છે.



યુનાઇટેડ સ્ટેટસના રાજકીય ખાતાના જણાવવા મુજબ જર્મનીની પરદેશ સાથેની નીતિ સંબંધમા પકડાયેલા દસ્તાવેજો પ્રગટ કરવાની યોજના માટે બ્રિટન, યુનાઇટેડ સ્ટેટસ તથા ફ્રાન્સના ઇતિહાસકારો જુન માહિનામા મળવાના છે. આ દેશોની સરકાર પોતાની પાસેના બધા રેકર્ડો તંત્રીઓની સમક્ષ રજૂ કરશે.



સંયુક્ત રાષ્ટ્રોના કાયમી મુખ્ય મથકના વિકાસની યોજનામાં પાંચલાખ પુસ્તકોવાળા પુસ્તકાલયના મકાનની યોજનાનો સમાવેશ થાય છે ૧૯૭૦ સુધીમાં પુસ્તકોની સંખ્યા ૫ દશ લાખની થશે

આમાં પુસ્તકોની મોટી સંખ્યા કરતાં આકર ગ્રંથો તથા સંશોધન અને ઉપયોગી થઇ પડે તેવા વધારે ગ્રંથો હશે આ યોજનામાં જગતના અગ્રગણ્ય ગ્રંથકારોની મદદ માગવામાં આવી છે.



*અલ્લાહબાદનાં સુપ્રસિદ્ધ કવયિત્રી શ્રીમતી મહાદેવી વર્માને રૂ. ૧૨૦૦નું મંગલાપ્રસાદ પારિતોષિક આપવાનો નિર્ણય કરાયેલ હિંદી સાહિત્ય સંમેલનમા છેક ડિસેમ્બરમાં કરવામા આવ્યો હતો. શ્રીમતી વર્માની ગેરહાજરીને અંગે પારિતોષિક આપવાનો મહોત્સવ ફેબ્રુઆરીમાં થઇ શક્યો હતો. શ્રીમતી વર્માએ આ રકમ સાહિત્ય સંસદને ભેટ આપવાનું જણાવ્યુ હતું.



*વિલાસપુરના પ્રગતિશીલ હિંદી લેખકોએ ૨૬ મી માર્ચે ભેગા મળીને સાહિત્ય સભા સ્થાપવાનું નક્કી કર્યું છે. તેઓએ ડૉ. બી. પી. મિશ્રની પ્રમુખ તરીકે વરણી કરી છે. સાહિત્ય સભા, બીજાં કાર્યો ઉપરાંત છત્તીસગઢ વિભાગના લેખકોને ઉત્તેજન આપવાનુ તથા તેમનાં પુસ્તકો પ્રગટ કરવામા મદદ કરવાનુ કાર્ય કરશે.



*આગલા દેશી વર્ષમાં પ્રગટ થયેલ શ્રેષ્ઠ મરાઠી પુસ્તક માટે ૧૦૦ રૂ. નુ સંમેલન-પારિતોષિક આપવાની નાગપુરના રાષ્ટ્રીય પુસ્તકાલયે ફરીથી શરૂઆત કરી છે.



આધુનિક યુવકો તથા યુવતીઓ અત્યારની ફેશન પ્રમાણે એક બીજા પર પુષ્કળ પ્રેમપત્રો લખે છે. પરંતુ આ પત્રોની માલિકી કોની તે વિષે બહુ થોડાને જ ખબર હશે.

નોર્થ નિપલ ફિશરમેન પોતાના પુસ્તકમાં લખે છે કે ' આ પ્રેમપત્રો અગર ગમે તે પત્રની માલિકી મોકલનારની હોય છે. તે પત્રને પ્રગટ કરવાનો હક્ક પણ લેખકનો હોય છે, નહિ કે પત્ર મેળવનારનો. પતિના મૃત્યુ પછી પત્ની પણ આ પત્રોનો વિક્રય કરી શકતી નથી.

વળી ફિશરમેન કહે છે કે, ઘરખર્ચ માટે પતિએ આપેલ પૈસામાંથી પત્નીએ બચત કરી હોય તે પતિની અગર તેના લેણદારોની માલિકીની છે.



અખિલ હિંદ મહાસભા સમિતિના પુસ્તકાલયના ગ્રંથપાલ શ્રી એમ. એલ. ભૂષણસિંઘે હિંદી તથા પરદેશી પ્રકાશકોને, ગાંધીજી તથા તેમના કાર્ય સંબંધી પ્રગટ થયેલ પુસ્તકો મોકલવાની વિનંતિ કરી છે.

શ્રી. સિંઘ જણાવે છે કે, " અમે પુસ્તકાલયના ગાંધી વિભાગને ખીલવવા માગીએ છીએ અને તેથી ગાંધીજીનુ લખેલ, તથા ગાંધીજી વિષે અને તેમના જીવનકાર્ય વિષે લખાયેલ દરેક પુસ્તકનો સંગ્રહ કરવા માગીએ છીએ.

રાષ્ટ્રીય મહાસભાએ ચલાવેલ લડત સંબંધી પણ દરેક પુસ્તકની અમારે જરૂર છે. '

—છોટાલાલ માનસિંગ કામદાર

* નિશાનીવાળી નોંધ ઇન્ડિયન પી ઇ એન માથી લીધી છે.

# જિંદગાની પર અસર પહોંચાડતાં પુસ્તકો*

જે લેખકોએ પોતાને પ્રેરણા થઇ હોય તેવા લેખકોના લખાણો ફરી ફરી વાંચવાં એ શિક્ષિત માનવીઓના અનેક સુખદ અનુભવો માંહેનો એક અનુભવ છે એટલે, સાચા અર્થમા શિક્ષણ પામેલો માનવી પુસ્તકપ્રેમી હોય છે, ને એ પોતાની જાતને પુસ્તકોથી વીંટળાયેલી રાખે છે પ્રત્યેક પુસ્તકમાં એક માર્ગદર્શક અથવા એક મિત્રનો સાદ સંભળાય છે, એટલે કે સખ્યાબંધ પુસ્તકો આપણી પાસે હોવા એનો અર્થ એ જ, કે આપણી પાસે સંખ્યાબધ માર્ગદર્શક મિત્રો હોય. મે કહ્યું, ' આપણી પાસે હોવા ' એનો અર્થ એવો નથી કરવાનો કે પુસ્તકો આપણાં કબાટોને શોભાવવા પૂરતાં આપણી પાસે હોવાને આથી જે કહેવા માગું છું તે સ્પષ્ટ થયું છે એમ હું ધારુ છુ; આગળ વધુ પિષ્ટ પેષણ કરવાની આવશ્યકતા નથી.

કેટલાક લેખકોને તો મારે વારેવારે ઉથલાવવા પડે છે. પુસ્તકોની અભરાઈ ઉપરથી હુ એમનુ એક પણ પુસ્તક ન લઉં તો પણ, જ્યારે કંઇ સાહિત્યિક કે કલાત્મક વસ્તુનું હું સર્જન કરવા હુ કોશીશ કરુ છુ, ત્યારે એમના વિચારો મારા મગજના કોક ખૂણામા કામે લાગી જ ગયા હોય છે !

આવા લેખકોમાં, બાર મુખ્ય ઉપનિષદોના અજ્ઞાત લેખકો મારા જીવનમાં અગ્રણી છે. એક અથવા બીજે સ્તરે ફિલસૂફીનું દરેક પાસું ઉપનિષદોમા ક્યાંનું ક્યાંક પણ હાથ આવે છે. ફિલસૂફીનું આવું પાસું ઉપનિષદોમાં પૂરેપૂરું વિકસિત થયેલું કદાચ નહિ હોય તો અંશતઃ વિકસિત તો એમા થયેલું છે જ અને, જેમ બધી જ ફિલસૂફીઓ છેવટે એક ધ્યેય તરફ વળે છે—ઐક્યના ધ્યેય તરફ,—તેમ જેણે જેણે ઉપનિષદોરૂપી અમૃતનું પાન કર્યું તેને તેને આધુનિક વિચારની છેલ્લામા છેલ્લી સંભાવ્યતાઓ સાંભળતાં સાંભળતા પણ, આ વસ્તુ સૂઝ્યા વગર રહેતી નથી.

ઉપનિષદો પછી, દાન્તેએ મારા પર ભારે અસર કરી છે. મારા સદ્ભાગ્યે, દાન્તેને હુ મૂળમા વાચવા પામ્યો છુ, એટલે એની કલાની ઉદાત્તતા ( જે બીજા કોઇ કવિમાં નથી )નું મને ભાન છે. આવો જ ઉદાત્તતાનો દિવ્ય મહાન ગુણ હોમરને મૂળ ગ્રીકમા વાચવાથી અનુભવાય છે જાણે કોઈ દિવ્યાત્મા પોતાનું સગીત છેડી રહ્યો ન હોય ! એની ભાષાનાં વહેતા મોજાં, જે વસ્તુઓ એ રજૂ કરે છે તેમા વરતાતી નરી વાસ્તવિકતા ઉપરાંત ' જેવી છે તેવી ' વસ્તુને એમ ને એમ અપનાવવાનો ગ્રીક માનસનો ગુણ : આ બધી વસ્તુઓ હોમરને કવિઓમા મહાન પદે સ્થાપે છે. દાન્તે પણ મહાન છે, પણ એ બીજા ક્ષેત્રમાં. તે ક્ષેત્ર આ છે : દાન્તે જે વસ્તુનુ વર્ણન એના ' ડિવાઇન કોમેડી ' પુસ્તકમા કરે છે, તેમાથી આપણને વિશ્વમાં બનતા બનાવોને નિહાળવાની એક બારી હાથ આવે છે

* મૂળ લેખક શ્રી. સી જિનરાજદાસની ઓળખાણ આપવાની શિક્ષિત ગૂજરાતીને ભાગ્યે જ જરૂર હશે તેઓ થિયોસોફિકલ સોસાયટીના જગપ્રસિદ્ધ બોદ્ધધર્મી કાર્યકર્તા, અધ્યક્ષ, ગ્રંથકાર તેમ જ વક્તા તરીકે ખૂબ જ ખ્યાતિને વરેલા છે અહીં આપેલા પુસ્તકોવિશેના એમના મનનીય વિચારો વાચકને પ્રેરણારૂપ નીવડશે —અનુવાદક

એના માટે બીજો શબ્દ વાપરવાનું મને સૂઝતું નથી. જ્યારે એ એક છોડવાના ઉછેરનું વર્ણન કરવા બેસે છે ત્યારે એ સાથે આત્માના વિકાસનું વર્ણન પણ સાથે સાથે કરે છે. કાવ્યની આદર્શ ભાષાનો એ ઉપયોગ કરે છે. ઇટાલિયન ભાષા હિરા જેવી સ્વચ્છ છે. એ ઉપરાંત, ઇટાલિયન ભાષામા એક કલાત્મક મધુરતા ને સંવાદિતા છે. ને, એ મધુરતા ને સંવાદિતા, દાન્તે જેવા સાહિત્યસ્વામીના હાથે, કોઈ પણ બીજા લેખકના કરતાં વધુ સારી, વધુ સાચી, વધુ સુંદરતાભરી અસર ઉપજાવી શકે એવી છે.

દાન્તે પછી રિચર્ડ વાગ્નર આવે છે. એ એના સંગીત–નાટકો માટે ઉત્તમ રીતે જાણીતો છે, કારણ કે એ નાટકોમા એણે, શાસ્ત્રીય સગીત અને નાટકનું સુમધુર સમિશ્રણ સાધ્યુ છે. આવો યત્ન સુદ્ધાં આ પહેલાં કોઇએ કરેલો નહિ. ઇશ્ચિલસ ( Aeschlus ) ના નાટક સાથે બીથોવનના ઉત્કૃષ્ટ સંગીતનું સંમિશ્રણ કરો, ને વાંગનર કલા ને જીવન વિશે જે સ્વપ્ન સેવતો હતો તે તમને મળશે શેક્સપીયરનું ' રોમિયો ને જુલિયેટ ' અથવા એનું ' કિંગ લિયર 'ની ઊર્મિમય ને કલામય અસરથી અનેકાનેકગણી અસર વાગ્નરનાં ' લોહેન્ગ્રિન ' ( Lohengrin ) અથવા ' પાર્સિફલ ' ( Parsifal ) જેવાં નમૂનેદાર સંગીત–નાટકો કરે છે. એનાં જે ત્રણ મહાન નાટકો ગણાય છે તેમાનું ' ધ રિંગ ઑફ નાઇબેલન્ગ ' ( The Ring of The Niebelung ) છે. આ નાટક ભજવવાને લાગલગાટ ચાર ચાર રાત્રિઓ લાગે છે. એમાં, આખું વિશ્વ ( Cosmos ) કામે લાગતું નજરે પડે છે–દેવો ને માનવો, જળ અને સ્થળ, હવા ને અગ્નિનાં સઘળાં પ્રાણીઓ–સહકારમા કે વિરહમાં–કામ કરતાં નજરે પડે છે.

દાન્તે ને વાગ્નરના આ વર્ગમા અમર અને ચિરયૌવન પ્લેટો પણ આવે છે. જડ અને ચેતન પદાર્થોથી ભરેલા દશ્ય જગતને દોરીસંચાર કરી રહેલા આર્કિટાઇપની એની મહાન કલ્પનાએ કરીને પ્લેટોએ મને બહુ ઊંડાણમા અસર કરી છે એક દષ્ટિએ દાન્તે કલાનો અંતિમ માર્ગ બતાવે છે તો બીજી દષ્ટિએ જોઇએ તો વાગ્નર પણ એવો જ અંતિમ માર્ગ બતાવે છે. અને એ જ રીતે પ્લેટો સઘળી ફિલસૂફી ને કલાનો અંત દેખાડે છે. કારણ કે જ્યારે બધુ કહ્યું કારવ્યું થઇ રહે છે ત્યારે જીવનનું રહસ્ય આર્કિ-ટાઇપ ઉકેલે છે.

અને, છેવટે આવે છે રસ્કિન. એનો ઉત્કૃષ્ટ માનવતાભર્યો ઉપદેશ મને ભાગ્યે જ બીજે મળ્યો છે. મારી માન્યતા મુજબ, રસ્કિનની વિચારસરણી સાચી છે એ સાચું વિચારે છે, કારણ કે બધા ધર્મો, બધાં વિજ્ઞાનો, બધી ફિલસૂફીઓનુ અંતિમ ધ્યેય–માનવીને સમજવાનું, માનવીને ચાહવાનું ને એની ખિદમત કરવાનું છે તે–તરફ દોરી જાય છે એ સત્ય એને લાધ્યું છે. આ જ ઉપદેશનો પ્રચાર કરવા એ એના કલાપૂર્ણ આત્માની શક્તિઓ ખરચે છે. કેટલી યે બાબતોમા, ખાસ કરીને, રાજકીય અર્થશાસ્ત્રમાં આપણે હજુ અંધારામાં ગોથા ખાઇએ છીએ, કારણ કે આપણે રસ્કિનને સમજવાની દરકાર કરી નથી

મારી અભરાઇઓ પુસ્તકોથી વારી પડી છે. પરંતુ, જો મને કોઇ એકાંત ટાપુ પર

[ સાધણ પૃ ૮૯૦ને છેડે ]

# પુસ્તકવાચનની કળા

**અ**સલના વખતમા હિંદમા પુસ્તકો તાડપત્ર પર લખાયા હતાં, ઇજીપ્તમાં ચામડાં પર લખાયા હતાં અને તેને બહુમાન સાથે જાળવી રાખવામા આવતા. હજુ પણ અંગ્રેજો ઘણાં જૂના પુસ્તકો સારી રીતે સાચવે છે. દાખલા તરીકે 'દારાશીકો' નુ આલ્બમ એક અંગ્રેજ વિદ્વાને હિંદમાથી ૪૦ પાઉંડની કિંમતે ખરીદી લંડનમા સાચવી રાખેલું છે અને તે પાછું હિંદમાં લાવવા માટે હાલ ચર્ચા પણ ચાલે છે. બાઇબલની જૂનામાં જૂની પ્રતના લાખો રૂપિયા કિંમત અંકાય છે. અંગ્રેજોનો પુસ્તકમાટેનો પ્રેમ આ બધી બાબતોમાં વ્યકત થાય છે.

રાજા યુધિષ્ઠિરનો ખાસ હુકમ હતો કે જે કોઇ જે કાઇ આચરે તેટલુ જ તે બોલી શકે યા તો લખી શકે. રસ્કીનનો એવો અભિપ્રાય છે, કે લેખકે પોતાનુ પુસ્તક લખ્યા પછી દસ વર્ષે તેને ફરીથી સુધારીને તે છાપી શકે.

હવે આપણે આ નિયમોના આધારે કેટલાંક પુસ્તકો તપાસીએ. ડિટેકટીવની નવલકથાઓમાં જ્યા ત્યા ડાકુની પિસ્તોલ પરના અંગુઠાની છાપ પરથી તે છેવટે પકડાઈ જાય છે, ખરૂ જોતા આ પ્રમાણે ભાગ્યે જ બનતુ હશે. શકુન્તલાનુ નાટક વાચ્યા પછી ગૃહસ્થ-જીવન ઝંખુ જણાય છે. પણ હાલની નવલકથાઓમા તો બહુ જ અ-વાસ્તવિકતા જોવામાં આવે છે. આપણું વાચન, આપણુ સાહિત્ય, આપણાં જીવનમાં માર્ગદર્શક થવા જોઇએ. તેણે જીવન-ધ્યેય બતાવવુ જોઇએ. તેના બદલે જો આપણી નવલકથાઓ અને બીજાં પુસ્તકો આપણને વ્યવહારમાં મદદ ન કરે અને ઉલટ દુ ખી કરે તો આ સાહિત્ય ખેતરમાં ઉગેલા નકામા ઘાસની માફક નાશને પાત્ર છે.

ઉપરના સિદ્ધાંતે મારી કેટલીક સ્વ-અનુભવની વાત હું અહીં રજૂ કરવા ઇચ્છું છુ. આ બાબતમાં મારી ભૂલ હશે, મતભેદ હશે-પણ મને જે કાઇ અનુભવ થયેલ છે તે જ હું રજૂ કરવા ઇચ્છુ છું.

બાદશાહ અકબરને લખતાં-વાંચતાં આવડતું નહોતુ, પણ તે વિદ્વાનોની સાથે વાર્તાલાપ કરવાનો ખૂબ શોખીન હતો. માણસે ઘણુ વાંચ્યું હોય, પણ તે બધાના સારનો જ તે વાતચીતમાં ઉપયોગ કરે છે. આ પ્રમાણે માણસે ઘણાં પુસ્તકો વાંચ્યા હોય, ઘણો અનુભવ લીધો હોય, પણ તે પોતાના ટુકા લેખોમાં જ પોતાનું જ્ઞાન રેડે છે. દાખલા તરીકે 'સ્મજાપથી' નામનુ મોટુ પુસ્તક લખાયેલું છે, પણ તેના કરતાં 'પાટીદાર' માસિકમાં બહાર પડેલ દરેક લેખોમાં હાલની હિન્દુ પુત્ર-વધૂ માટે અને આદર્શ લગ્ન માટે વિશેષ સુંદર સૂચનાઓ અને વિચારો રજૂ કરાયેલ છે.

બીજી એક બાબત કોની કબર ચઢિયાતી બાબરની કે શાહજહાનની? શાહજહાનની કબર એટલે દુનિયાની અજાયબી. તાજમહાલ 'ઇલસ્ટ્રેટેડ વીકલી' ના વાંચનારને ખાત્રી થશે કે 'બાબરી બાબર' માં જે ગૌરવ છે તે તાજમહાલમાં નથી. આ જ પ્રમાણે જીવનમાં

હાસ્યને સ્થાન, પત્રોમાં ચિત્રોને સ્થાન, જગતભરમાં આવેલું અજોડ બરમાનું સુવર્ણ મંદિર, આદર્શ રસોડું, આદર્શ લગ્નો, દુનિયાના અગ્રગણ્ય સ્ત્રી-પુરૂષો અને તેના રીતરિવાજો વગેરે અનેક બાબતો આપણે પ્રત્યક્ષ જોઇ ન શકીએ, પણ 'મેગ્નીફાઇંગ' ગ્લાસની મદદથી ચિત્રોના આલ્બમમા આવી આવી અનેક બાબતો જોઇ શકીએ અને તેની સામે આબેહૂબ તલ્લીન થઇ શકીએ છીએ. અને આ પ્રમાણે જૂના સુંદર લેખો વારંવાર વાચી જીવનમા ઉતારી શકીએ છીએ.

ઘણી વખત ફેરીઆને ત્યા તેમ જ બીજી જગોએ ધૂળમા રખડતાં ઉત્તમ પુસ્તકો તક મળે તો આપણે સંગ્રહી લેવા જોઇએ. 'ચરક-સંહિતા' નો ગ્રંથ મને આવી રીતે મળેલો છે.

શૌચ જવાની ક્રિયા માટે ઉત્તમ કોટીનું સાહિત્ય 'ઘેરન્ડ સંહિતા' માંથી મળેલ છે. આ સંબંધી હાલનું છેવટનુ અગ્રેજી તથા ગુજરાતી સાહિત્ય મને ભેટરતું જણાયું છે.

'કાર્લાઇલ' કહે છે કે દુનિયાને સુધારવા કરતા તારી જાતને સુધાર; આથી એક મૂર્ખ ઓછો થશે. વળી 'ડીકન્સ' લખે છે કે દરેક માણસનું આત્મવૃત્તાંત તેના પોતાના સ્ત્રી છોકરાં જેવા પ્રેમથી દુનિયામાં કોઇ વાચતું નથી

દુનિયા એ એક મોટું નાટક છે. દરેકે પોતાનુ આત્મવૃત્તાંત લખવુ અને દસ વર્ષે તેને-કાઢી નવીન પુસ્તક તેના સારરૂપે લખવુ. આ પુસ્તક વાંચતાં અપૂર્વ આનંદ પ્રાપ્ત થશે. અને સત્ય જ હકીકત લખવાની હોવાથી સમાજને જો તે ગમશે તો તે તેની કદર પણ કરશે. આ પ્રયોગમા કશું કોઇને નુકસાન તો નથી જ.

કેટલાક પુસ્તકોને વાચતા પણ આવડવું જોઇએ. ગિરધરકૃત રામાયણ જેવા ગ્રંથો રીતસર રાગ કાઢી વાંચવામા આવે તો જ તેમાં આનંદ પ્રાપ્ત થાય છે. આ ઉપરાંત મોટાં પુસ્તકો માટે રૂમાલ તથા ઘોડી હોવા જોઇએ. થોડાં પણ સારાં પુસ્તકો વાચો, અને તે પણ તેના તરફ ખૂબ માનવૃત્તિ રાખી વાંચો તો જ તેનાથી આપણને ફાયદો થાય છે. સારું લાગે તે લેવુ અને બાકીની બાબતો બદલ ઉપેક્ષાવૃત્તિ સેવવી. આ બદલ હું એક વાર્તા કહીશ

એક યાત્રાળુ હરિદ્વાર ગયો. ત્યાં ઘણા મહાત્માઓની નદીકિનારે ઘાસની સુંદર કુટીઓ આવેલી છે. આ કુટીઓમા જઇ આ યાત્રાળુએ પૂછયુ, "અહીં કોઇ મહાત્મા છે ?" દરેક મહાત્મા જવાબ આપે છે કે, "પાસેની કુટીઆમાં જઈ તપાસ કરો. યાત્રાળુ ખૂબ રખડયો, પણ તેનો કોઇ મહાત્મા હાથ લાગ્યા જ નહિ. આનું નામ જ 'સંશયાત્મા વિનશ્યતિ.' કયાં વિશ્વાસ કરવો, કયા ન કરવો, શું યાદ રાખવું, શું ન રાખવું; શું વાંચવું, અને શું ન વાંચવુ તેમાં જ બુદ્ધિની કસોટી સમાયેલી છે.

બીજી વાત કહું—

જે વહુ સહન નહિ કરતાં વારવાર પોતાની સાસુ સાથે તકરારમાં ઊતરે છે, તે કદી ઘરસંસાર સારી રીતે ચલાવી શકતી નથી. મારા સ્વાનુભવની વાત છે કે જે માણસો

વારંવાર વિવાદનો આગરો સે છે તેઓ કદી પોતાની ફરજ સારી રીતે બજાવતા હોય તેવું મારા ધ્યાનમાં નથી માટે જ કહું છું કે થોડાં પણ સારાં પુસ્તકો ગ્રંથકર્તા તરફ તેમ જ ગ્રંથ તરફ ખૂબ માનવૃત્તિ દાખવી વાચવામાં આવે તો જ ફાયદો થાય છે. જે માણસો વારંવાર ખાય છે તેનામા ઓછી તાકાત હોય છે. આ જ કારણે 'બેકન' કહે છે કે અતિ-વાચન માણસને ક્રિયાહીણ બનાવે છે.

સ્વાધ્યાય, હંમેશ સવારે કામકાજ શરૂ કરતાં પહેલાં ગીતાજી જેવા પવિત્ર ગ્રંથમાંથી શક્તિ અનુસાર થોડું વાચવાથી પણ જીવન પર બહુ સુંદર અસર થાય છે. આને જ સ્વાધ્યાય કહેવાય

હાલ આ જે વર્ગ શ્રીમંત સરકાર તરફથી ભરવામાં આવેલ છે તેમાં કેટલાક શિક્ષકો ભાગ લેવાના છે. આ બધા શિક્ષકો ઉપરના સિદ્ધાંતોને લક્ષમાં રાખી પોતાનાં પુસ્તકાલયો ચલાવશે તો તેમના જીવનમા તેમને ખૂબ ફાયદો જણાશે અને તેથી કરીને જનસમૂહની પણ તેઓ સારી સેવા કરી શકશે.

છેવટે ૪. સ. ૧૯૨૯ ના પુસ્તકાલયના અંકમાં તેમ જ જેપુર પરિષદ વખતના અંકમા મારા માટે જે કંઇ લખવામાં આવેલ છે તે બદલ હું પુસ્તકાલયખાતાનો ઋણી છું. આ ઋણમા હાલના પ્રસંગથી વધારો થયો છે, જેથી હજુ પણ વધારે નમ્ર બની અત્રે પધારેલા સર્વેનો આભાર માની બેસી જવાની રજા લઉં છું.

( અમરેલી ખાતે ભરાયેલ પુસ્તકાલય પુસ્તકાલય શિક્ષણ વર્ગમા આપેલું વ્યાખ્યાન )

હરિભાઈ ના. પટેલ

---

[ અનુસંધાન પૃ ૮૫૭નું ]

દેશવટો દેવામાં આવે, ને સાથે થોડાંક પુસ્તકો લઇ જવાની પરવાનગી આપવામા આવે તો હું નીચેના થોડાક પુસ્તકોની પસંદગી કરું. બાર ઉપનિષદોનો ગુટકો, બાઇબલ, સુત્તનિપાત્ત, દાન્તેનું ' દિવ્ય પ્રહસન ' ( Divine Comedy )નું પુસ્તક, હાર્ડીના કાવ્ય-સંગ્રહો, ભગ્રેજી અને સ્પેનીશ કવિતાઓના બે ઑક્સફર્ડ કાવ્યસંગ્રહો, વાગ્નર કૃત ' નાઇબેલન્જન રિંગ ' ને શેક્સપીયરનું એકાદું પુસ્તક. અને, આટલા થોડાં જ શા સારુ ? કારણ કે, મે મારી સાહિત્યની દુનિયા શોધી કાઢી છે, ને ઉપર ગણાવ્યાં તે પુસ્તકોના વાચનમાં મને મારી એ આંતરિક શોધનું જ પ્રતિબિંબ પ્રકાશતું જણાય છે.

આ જ લેખકોએ મને, ' પવિત્ર સ્વચ્છ જીવન જીવવાની, સત્ય બોલવાની, ખોટાને સુધારવાની, ને પ્રભુને અનુસરવાની ' પ્રેરણા પાઈ છે. એ જે અદશ્ય પ્રભુ, જે બાગમાં ને વિશ્વ સમસ્તમા આત્મસ્વરૂપે વિલસી રહ્યો છે તેને હું કહું છું तस्मै श्री गुरवे नमः ।

—' શિવમ્ સુંદરમ્ '

# બાબુ રાજેન્દ્રપ્રસાદ

શ્રી. રાજેન્દ્રબાબુની આત્મકથાને* પ્રાક્કથનની આવશ્યકતા શી ? એમાંય મારા જેવો માણસ—જેણે વિદ્વત્તાનો કે સાહિત્યકાર હોવાનો કદી દાવો નથી કર્યો, એ શું પ્રાક્કથન લખે ! ઈ. સ. ૧૯૧૮ ના ' ખેડા સત્યાગ્રહ ' ની લડાઇના દિવસોમાં પહેલી વખત મળ્યા હતા એ સંમયથી રાજેન્દ્રબાબુ પ્રત્યે મારા દિલમા જે આકર્ષણ ઉત્પન્ન થયુ, ને અમારા બેની વચમાં પ્રેમની જે ગાંઠ બધાઇ, તે આ કામને માથા પર ચડાવવા વિવશ કરી રહી છે.

શ્રી. રાજેન્દ્રબાબુને દેખતાં જ એમની સરળતા અને નમ્રતાની જે છાપ આપણા દિલ ઉપર પડે છે તેનું પ્રતિબિંબ આ આત્મકથાના પાને નજરે પડે છે.

લગભગ પાછલાં પચીસ વરસથી આપણો દેશ કઇ સ્થિતિએ પહોંચી ગયો છે, તેનો સજીવ અને એક દેશભકતના હૃદયના રંગથી રંગાયેલો ઇતિહાસ વાચકોને આ આત્મ-કથામાં મળશે

આ આત્મકથામાં રાજેન્દ્ર બાબુના બાલ્યકાળના સમયના બિહારના સામાજિક રીત-રિવાજોનું, સંકુચિત પ્રથાઓથી થનારી હાનિઓનું, એ સમયના ગ્રામજીવનનું, ધાર્મિક મતો ઉત્સવો ને તહેવારોનું એ જમાનાના બાળકોના જીવનનું ને એ સમયના શિક્ષણની સ્થિતિનું હૂબહૂ ચિત્ર જોવા આપણને મળે છે. આ ચિત્રમાં સાદગી અને ખાનદાનીની સાથે વિનોદ અને ખેદ ઉત્પન્ન કરનાર પરિસ્થિતિઓનું મિશ્રણ થયું છે. એ સાથે જ આજ-કાલ હિન્દુઓ ને મુસલમાનોની વચ્ચે ભેદભાવની જે ખાઇ વધુપડતી ખોદાએલી નજરે પડે છે તેના અભાવનું અને બન્ને જાતિઓની વચમાં શુદ્ધ સ્નેહનું જે ચિત્ર આ આત્મકથામા છે, તે આંખોને ઠંડક આપનારું હોવા છતા દુર્ભાગ્યે આજે લુપ્ત થતું ચાલ્યું છે.

ઈ. સ. ૧૯૦૫ મા બંગ ભંગના જમાનાથી જ રાજેન્દ્ર બાબુ પર દેશભક્તિનો રંગ ચઢવા લાગ્યો હતો એ સમયથી તેઓ પોતાના જીવનમાં આ દિશામાં ક્રમે ક્રમે આગળ વધતા ગયાં છે ઇ. સ ૧૯૧૭ માં ચંપારણ્યની લડાઇના સમયે એમણે ગાધીજીના પગલે ચાલી ફકીરી અપનાવી. એ પછીની એમની આત્મકથા આપણા દેશના પાછલા ત્રીસ વર્ષોનો સાર્વજનિક જીવનનો ઇતિહાસ બની ગઇ છે. જે કોઇ આ પુસ્તકને વાચશે તે એના વાચનથી જીવનને ઉન્નત કરવાવાળી પ્રેરણા પ્રાપ્ત કરશે કોઇ પણ દેશપ્રેમી એને વાચ્યા વગર ન રહે.

—' શિવમ્ સુંદરમ્ '

* બાબુ રાજેન્દ્રપ્રસાદની તાજેતરમા પ્રગટ થયેલ 'આત્મકથા' માં સરદાર વલ્લભભાઇએ લખેલા પ્રાક્કથનનો મૂળ હિંદીપરથી અનુવાદ.

# : : : જગતનું એક મહાન પ્રકાશન :

અઢારમી સદીના ઉત્તરાર્ધમાં સ્કોટલાન્ડના સદ્‌ગૃહસ્થોનું એક મંડળ નવીન પ્રકારની કેળવણીવિષયક યોજના વિચારી રહ્યું હતું ત્યારે તે કેવો ગોળો ગગડાવી રહ્યું છે તેનો તેમને ખ્યાલ નહોતો. આ મંડળમાં ત્રણેક મુદ્રકો અને એક તંત્રી હતા એ તંત્રી તે રોયલ સોસાયટીના ફેલો અને રોબર્ટ બર્ન્સના સાગરિત વિલિયમ સ્મેલી હતા તેમની સાથે એન્ડ્રુ બેલ નામનો નકશીકાર અને કોલીન મેકફર્કહાર નામનો મુદ્રક અને પ્રકાશક હતો. આ માણસોએ મળીને જે પુસ્તક પ્રગટ કર્યું તે 'એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનિકા' ("સર્વજ્ઞાન સંગ્રહ")ની પ્રથમ આવૃત્તિ હતી.

આ પુસ્તક એડીનબરોમાં છપાયેલું. તેમાંના આખા પૃષ્ઠનાં ૧૬૦ ચિત્રો બેલે પોતે ત્રાંબાની પ્લેટ પર કોતરેલાં. સ્મેલીની સૂચનાથી તેમાં ઇતિહાસ અને જીવનચરિત્રોને સ્થાન આપવામાં આવેલું નહિ. અંકોના રૂપમાં તે પ્રગટ થયેલું. દરેક અંકની કિંમત છ આના (જાડા કાગળ ૮ આના) હતી ૧૭૭૧ની સાલમાં આ પ્રકાશન પૂરું થયું જે ત્રણ ગ્રંથોમાં થઇ ૧૭૭૧ પૃષ્ઠોનું બન્યું.



એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનિકાની પ્રથમ આવૃત્તિ : ત્રાંબાની પ્લેટ પર કોતરણીના આવા ૧૬૦ સુંદર ચિત્રો બેલે જાતે ચિતરેલાં

આ પ્રકાશનને અદ્‌ભુત સફળતા મળી. ૩૦૦૦ પ્રતોની પ્રથમ આવૃત્તિ ઝડપથી ઉપડી ગઇ. તેમને

# સર્વજ્ઞાન સંગ્રહ' : : : : : :



બ્રિટાનિકાના અત્યારના યુરોપના જનરલ મેનેજર મી. એ. ઈ ડોલ્ફીન પ્રથમ આવૃત્તિનાં પાના તપાસે છે ઉપર રમુજી છાયાકૃતિઓમા ડાબી બાજુ પ્રથમ પ્રકાશક એન્ડ્રુ બેલ અને જમણી બાજુ પ્રથમ સંપાદક વિલિયમ સ્મેલી છે.

મળેલી ફત્તેહથી ઉત્તેજિત થઇ તેમણે બીજી આવૃત્તિની તૈયારીઓ કરવા માંડી. પ્રકાશકોએ આ વખતે ૩૪૦ ચિત્રો અને ૮૫૯૫ પૃષ્ઠો આપી તેમા ઇતિહાસ અને જીવનચરિત્રોને પણ સ્થાન આપવા ઠરાવ્યુ સ્મેલીએ આ સામે વાંધો લીધો અને તેના તંત્રીપદનું રાજીનામું આપ્યું. આથી તેની જગ્યાએ અઠવાડીઆના ૧૬ શિલીંગના ધરખમ (!) પગારથી જેમ્સ ટેલર નામના સખસની નિમણુક કરવામા આવી.

૧૭૯૭ મા ત્રીજી આવૃત્તિ પ્રગટ થઇ જે ૧૮ ગ્રંથોમા હતી તેની પૃષ્ઠસખ્યા ૧૪૫૭૯ પર પહોંચી, જ્યારે ચિત્રસખ્યા વધીને ૫૧૨ થઇ હતી એન્સાઇક્લોપીડીઆ એક બૃહદ્ પ્રકાશન બન્યુ હતું. આ આવૃત્તિના ૧૩૦૦૦ સેટ સારે નફે વેચાયા ત્રીજી આવૃત્તિ અડધી તૈયાર થઇ એવામા મેકફર્કહારનુ ઓચિંતુ અવસાન થતા એ સાઇક્લોપીડીઆના સઘળા હકો બેલે ખરીદી લીધા.

ત્રીજી આવૃત્તિ પછી ૨૦ વર્ષે બેલે ચોથી આવૃત્તિ ૨૦ ગ્રંથોમાં એકચે હાથે પ્રગટ કરી. એનો છેલ્લો ભાગ પ્રગટ થાય તે પહેલા બેલ મરણ પામ્યો

૧૮૧૨ માં આર્કીબાલ્ડ કોન્સ્ટેબલે આ પ્રકાશનનો જથ્થો અને હકકો ખરીદી લીધા. પાંચ વર્ષમાં તેણે પાચમી આવૃત્તિ પ્રગટ કરી અને તે પછી ૭ વર્ષે ૨૦ ગ્રંથોમાં છઠ્ઠી આવૃત્તિ પ્રગટ થઇ

પ્રખ્યાત અગ્રેજ નવલકથાકાર સર વોલ્ટર સ્કોટને વેપારી ભાગીદારીમાં ૨૬૦૦૦ પાઉન્ડનું અંગત દેવુ થયાની અને તે વાળવા તેણે 'વેવરલી' નવલકથાઓ લખ્યાનું ઘણા જાણતા હશે. આ ખોટ તેને કોન્સ્ટેબલ સાથેની ભાગીદારીમાં ગઇ હતી. ૧૮૨૬ માં કોન્સ્ટેબલ તૂટતા એન્સાઇકલોપિડીઆનું પ્રકાશન સ્કોટસની નવલકથાઓના પ્રકાશન એ. એન્ડ સી. બ્લેક પાસે ગયુ. એન્સાઇકલોપીડીઆનું કામ રોજબરોજ વધતું જ ગયું. અને નવમી આવૃત્તિ ૨૫ ગ્રથોની બની.

૧૯૦૧ મા વળી માલિકીમા ફેરફાર થયો. હુપર અને જેકસન નામના બે અમેરિકનોએ તે ખરીદી લઇ ૧૯૦૨ માં ૧૦ મી આવૃત્તિ પ્રગટ કરી. ૧૧ મી આવૃત્તિ કેમ્બ્રીજ યુનીવર્સિટીના આશ્રયે બહાર પડી હતી, જેણે એન્સાઇકિલોપીડીઆના લગભગ ૨ લાખ સેટ વેચ્યા હતા. આ આવૃત્તિમા વધુ ૩ ગ્રથોનો ઉમેરો થયો, દરમ્યાન હુપર-જેકસન સસ્થા પડી ભાગી. ચઢતી બાદ ૧૯૨૯ માં હુપરના તત્રીપદે તેની ૧૪ મી અને સમૃદ્ધ આવૃત્તિ બહાર પડી, તેને તૈયાર કરવામાં સઘળા સુધરેલા દેશોના ૩૫૦૦૦ વિદ્વાનોની મદદ આઇન્સ્ટાઇન, બર્નાર્ડ શૌ, રોનાલ્ડ રોસ, હેન્રી ફોર્ડ, રામસે મેકડોનાલ્ડ, મેડમ કયુરી, કર્નલ લોરેન્સ વગેરે અનેકોનો તેમાં હિસ્સો હતો.

એન્સાઇકલોપીડિયાના હકકો ધીમે ધીમે કરતા ચિકાગો યુનિવર્સિટીના હાથમાં આવી ગયા. આ સસ્થાને ધધાદારી ધોરણે કામ કરવાની સત્તા નહિ હોવાથી તેનો વહીવટ ટ્રસ્ટીઓની બોર્ડને સોપવામા આવ્યો.

આજનુ એન્સાઇકલોપીડીઆ અદ્યતન રહેવાને માટે નવી આવૃત્તિઓ પર આધાર રાખતું નથી. દર વર્ષે સુધારાનો લગતુ એક વાર્ષિક પુસ્તક પ્રગટ કરવામાં આવે છે, જે સુધારા પછીની આવૃત્તિમાં સમાવી લેવામાં આવે છે. આ સુધારા વધારાનું કામ કેટલુંક મહાભારત થઇ પડયું છે તે એટલા ઉપરથી જણાશે કે કુન્નર વિજ્ઞાનમાં થયેલ ઝડપી પ્રગતિને પરિણામે એકજ વર્ષમા ૪૫૪૬ લેખોમાં ફેરફાર કરવા માંડયા હતા અને દશ વર્ષમાં ૨૧૯૯૦ લેખો ઉમેરવામાં આવ્યા હતા-નવેસરથી લખવામાં આવ્યા હતા. ૧૯૦૫ ચિત્રો ઉમેરવામા આવ્યાં હતાં ૧૯૪૪ માં લેખોમાં ફેરફાર અને નવા ચિત્રોની સખ્યા અનુક્રમે ૬૨૨૭ અને ૪૯૧૦ હતી.

જ્ઞાન જ્ઞાનમા ઉમેરો કરે છે, એ કારણે આ પ્રકાશકો માહિતી એકઠી કરવાને મોટી સંશોધન સસ્થા નભાવે છે. આ સસ્થાને રોજ વાચકો તરફથી અનેક પ્રશ્ન મળે છે, જેના તે ઉકેલ શોધે છે.

આ પ્રકાશનસંસ્થાને કેટલીક અવનવી મુશ્કેલીઓ પણ બરદાસ્ત કરવી પડે છે. ડો. ફ્રેડરીક કુકે પોતે ઉત્તર ધ્રુવની શોધ કર્યાનો દાવો કર્યો હતો, પણ તે એન્સાઇકલોપીડીઆ

[ અનુસધાન પૃ ૮૯૭ને છેડે ]

# ગ્રંથપાલોનો તાલીમવર્ગ

**શ્રી**મંત સરકારના હુકમ અનુસાર છેલ્લા બે વર્ષથી ગામડામાં કામ કરતા શિક્ષક ભાઇઓ માટે પુસ્તકાલયશિક્ષણ તાલીમવર્ગ ઊઘાડવામા આવે છે અને ૧૯૪૫-૪૬ મા પ્રથમ શિક્ષણવર્ગ ઓખામંડળ પ્રાંતમા દ્વારકા મુકામે ભરવામા આવ્યો હતો. તે જ પ્રમાણે ચાલુ સાલે અમરેલી મુકામે ૧૯-૫-૪૭ થી તા. ૨-૬-૪૭ સુધી દિન ૧૫ નો ૪૦ શિક્ષકનો એક વર્ગ ભરવામાં આવ્યો હતો.

વર્ગનો ઉદ્દેશ શિક્ષકોને પુસ્તકાલયોનુ કામ કરવાનું હોવાથી તે કામ સબંધી તેમને કંઇક ચોક્કસ માહિતી આપવી જોઇએ. એ હતો. ખાસ કરીને શિક્ષકોએ શાળામા ભણતા છોકરા-છોકરીઓ, યુવકો, બહેનો વગેરે ગામના શિક્ષિત ભાઇબ્હેનોમા પુસ્તકાલયની વિવિધ યોજનાઓનો કેવી વ્યાપક રીતે ફેલાવો કરવો તે હતો. તે ઉપરાત તેમને વહીવટ તેમ જ હિસાબને લગતી તથા અર્વાચીન ગુજરાતી સાહિત્યના વહેણ સબધી સામાન્ય માહિતી આપી લોકોની અભિરુચિ શિષ્ટ વાચન તરફ વાળવા સમજાવવાનો હતો.

આ હેતુ ફળીભૂત થાય તે માટે તેમને ઉપયોગી કેટલાક સારા પુસ્તકો, માસિકો અને સામાયિકોની ખાસ વાચન માટે સવડ રાખવામાં આવી હતી.

આ વર્ગમા ચાલુ સાલે અમને રાજ્ય પુસ્તકાલય મડળના રાજ્ય પ્રચારક શ્રી. વલ્લવભાઇએ ખાસ મદદ કરી છે. પુસ્તકાલય ખાતામાથી હું તથા રા. પરળીકર શિક્ષણવર્ગમા વ્યાખ્યાતા હતા. તથા રા. રા. પ્રાંત શાળાધિકારી સાહેબે પણ કેટલાક વ્યાખ્યાન આપ્યા હતા. રા. વલ્લવભાઇએ ખાસ કરીને ઘણાં વ્યાખ્યાનો આપવાનું કાર્ય કર્યું છે. અને વર્ગ-સંચાલનનું અને છેવટ પરીક્ષા લેવામા પણ તેમણે જવાબદાર રીતે કાર્ય કર્યું હતું. આ વર્ગોમાં જે જે વ્યાખ્યાનો આપવામાં આવે તે શિક્ષકો પોતે ધ્યાનપૂર્વક નોધ કરે તથા તે માટે નિયત થયેલાં પુસ્તકો જોઇ જાય તે હેતુથી પરીક્ષા રાખી હતી. તેમાં વર્ગીકરણને લગતો એક પ્રશ્નપત્ર અને એક સામાન્ય માહિતી બાબતનો પ્રશ્નપત્ર હતો. પરીક્ષાના ઉત્તર-પત્રો સમયે શિક્ષકોને પુસ્તકાલયને લગતાં એકીકરણો છૂટથી જોવા દેવામા આવતા; કારણ તેનો હેતુ તેમને ભવિષ્યમા કેમ કાર્ય કરવુ તેની સમજ આપવાનો હતો.

પુસ્તકાલયનો શિક્ષણવર્ગનો સમય દરરોજ સવારના ૭-૩૦ થી ૧૦-૪૫ નો રાખવામાં આવતો, અને સાંજના શિક્ષકો પોતે ત્યાના મુખ્ય પુસ્તકાલય, અને મહિલા તથા બાલ-વિભાગોના જુદા જુદા વિભાગોનું નિરીક્ષણ કરતા. શિક્ષણનો ક્રમ હમેશા સમૂહપ્રાર્થના થયા બાદ નિયત સમયે શરૂ થતો.

સાજના પુસ્તકાલય ખાતાના અધિકારી અને પ્રચારક સાથે શિક્ષક ભાઇઓ પોત-પોતાના વિચારોની આપ-લે કરતા તથા નજીકના ગામડામાં પુસ્તકાલયો સબંધી કામ કરનાર શિક્ષકો-સાથે તેમના પુસ્તકાલયો સબંધી ચર્ચા થતી.'

પ્રગતિશીલ ગ્રામ પુસ્તકાલયની વિવિધ પ્રવૃત્તિઓ પ્રત્યક્ષ નિહાળવા માટે ચલાલા પુસ્તકાલય અને તે દ્વારા ખીલેલી વિવિધ પ્રવૃત્તિઓ નિહાળવા પર્યટનમા સૌ ગયા હતા.

શિક્ષણવર્ગમાં નીચેના વિષયોના શિક્ષણ તરફ ખાસ ધ્યાન આપવામાં આવ્યુ હતું'

શ્રી પરળીકરે ગ્રામ, કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોએ વાર્ષિક બજેટ તથા નિવેદન કેવી રીતે તૈયાર કરવું, કાયમનિધિ સબંધી તમામ માહિતી, પુસ્તકાલય પ્રવૃત્તિને મદદગાર રાજ્યનાં મંડળો, દેશ વિદેશનાં પુસ્તકાલયો અને શ્રી. વલ્લવભાઈએ પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ, નવીન પુસ્તકાલયની યોજના, પુસ્તકાલયોનાં બધારણો, પુસ્તક પસંદગી, સાદુ અને શાસ્ત્રીય વર્ગીકરણ, વાચનપ્રચારની વિવિધ યોજનાઓ સંબંધી વ્યાખ્યાનો આપ્યા હતાં.

ગુજરાતી સાહિત્યની ગામડાના ગ્રંથપાલની દૃષ્ટિએ સમીક્ષા, તથા વડોદરા રાજ્યની સાહિત્યિક પ્રવૃત્તિ, શિક્ષકો અને પુસ્તકાલયો, દફતરી કામકાજ માટે કેટલીક અગત્યની સૂચના, બાળ અને મહિલા પુસ્તકાલયો, ગ્રામ પુસ્તકાલયોમા સાદી વર્ગીકરણ પદ્ધતિનો હેતુ આ બધા વિષયોની સમજ શિક્ષકોને વ્યાખ્યાનો દ્વારા અમે આપી હતી.

આ વર્ગમા પુસ્તકાલય શિક્ષણવર્ગમા શિક્ષકોને પ્રોત્સાહન આપવા માટે શ્રી. હરિભાઇ સાહેબ ( રા. રા. પ્રાંત શાળાધિકારી સા ), શ્રી ડૉ. હરિપ્રસાદ ભટ્ટ ( વડોદરા ધારાસભા સભ્ય અને અમરેલીના આગેવાન શહેરી ) તથા શ્રી મે. ડૉ. ભાલચંદ્ર ચિંતામણ લેલે સાહેબ ( અવેજી વિદ્યાધિકારી સા. )નો હું ખાસ ઉપકાર માનું છુ. શ્રી હરિભાઈ સાહેબે આ વર્ગમા શિક્ષકોને તેમના મુશ્કેલ સમયમા પણ પુસ્તકાલયપ્રવૃત્તિ તરફ પોતાનો આદર બતાવી શિક્ષણવર્ગમાં હાજર રહેવા બદલ પોતે આપેલા વર્ગના ઉદ્ઘાટનભાષણમા તેમની કર્તવ્યપરાયણતાનો ઉલ્લેખ કર્યો હતો. જીવનમા બનતા સુધી આચાર અને વિચારની સામ્યતા લાવવા હરકોઇ નાગરિકે પ્રયત્ન કરવો જોઇએ અને તે માટે તેને જરૂર પડે તે ગ્રંથનુ મનનીય વાચન કરવુ જોઇએ તે ઉપર ખાસ ભાર મૂકયો હતો.

ડૉ. હરિપ્રસાદે શિક્ષકોને, આવતા નવા યુગમા પોતાની સંપૂર્ણ જવાબદારી માટે તૈયાર થવા અને શ્રીમંત સરકારે તેમની કરેલી કદરને અનુરૂપ થઇ પોતાના કાર્યને વેગ આપી સમાજને ઉપયોગી થઇ, લોકોપયોગી કાર્યમા ગામડાના લોકો પોતાની જવાબદારી ઉપાડતા શીખે તે હેતુથી, પુસ્તકાલયોમાં શિષ્ટ અને જરૂરી વાચનનો બહોળો પ્રચાર કરવા ઉત્તેજ્યા હતા

ગામડાના લોકો વાર્તા સિવાય પોતાના જીવનની ઉન્નતિ અને વિકાસ માટે શુ શુ વાચન માગે છે તે સંબધી શિક્ષકો દ્વારા મે ડૉ લેલે સાહેબે માહિતી મેળવી હતી ખેતીવાડી, ગૃહઉદ્યોગ, ઘરધથ્થુ વૈદક વગેરે વિષયોના પુસ્તકોની લોકોને વધુ જરૂર છે એમ શિક્ષકોએ જણાવ્યુ હતુ. આવાં પુસ્તકો શ્રીમંત સરકાર તરફથી સસ્તી કિંમતે પૂરાં પાડવામાં આવે તો લોકોમા તે વધારે આદર પામે.

લોકોને વર્તમાનપત્રોની ભૂખ પુષ્કળ છે, એ વાત સાચી છે પણ ટકાવારીના ધોરણ પ્રમાણે જ લોકોએ તે માગવાં જોઈએ અને જેટલાં છાપાંઓ હોય તે બધાંની પોતાને જરૂર છે એમ માની તે પાછળ આંધળો ખર્ચ ન કરવો એમ તેઓશ્રીએ જણાવ્યું. દરેક પ્રાંતમાં એકાદ નાની કિંમતનુ દૈનિક નીકળતુ હોય તો લોકો તે ખુશીથી વાચે એવો વિચાર તેમણે દર્શાવ્યો હતો. વર્તમાનપત્રો તેની કક્ષામાં સેવા આપે છે અને સાર્વજનિક પુસ્તકાલયોએ પણ તેને માટે ઠરાવેલી મર્યાદામા જ ખર્ચ કરવો જોઈએ એવું અમે શિક્ષક ગ્રંથપાલોને સમજાવ્યુ હતું.

વર્ગના છેલ્લા દિવસે પરીક્ષા પૂરી થયા બાદ શિક્ષકો, રા. મદદનીશ શાળાધિકારી સા. તથા પ્રાંત પુસ્તકાલય મંડળના મંત્રી શ્રી હંસરાજ તથા અમે સૌ ભેગા મળી આનંદથી છૂટા પડયા હતા. હાજર રહેલા સૌ ભાઇએ પોતપોતાથી બનતુ કરી ખોટા વિતંડા

વાદમાં ન પડતાં પોતાની ફરજ તરીકે આ લોકહિતકારી પ્રવૃત્તિનો વિકાસ ગ્રામજનતામાં જેટલો વધુ પ્રમાણમાં થાય તેટલો કરવા સદૃમન થઇ, શ્રીમંતનુ દીર્ઘાયુ ઇચ્છી, રાષ્ટ્રગીત ગવાયા બાદ અલ્પાહાર લઈ છૂટા પડયા હતા.

છેવટમા પુસ્તકાલયશિક્ષણવર્ગના કાર્યને સરળતાપૂર્વક પાર પાડવામા રા રા. અમરેલી પ્રાત શાળાધિકારી સાહેબ, અમરેલી પ્રાત પુસ્તકાલયના મંત્રીઓ, મહિલા અને બાલ પુસ્તકાલયના મંત્રીઓ, પુસ્તકાલયના સ્ટાફના તમામ માણુસો, અમરેલી પ્રાત પુસ્તકાલય મંડળના મંત્રીઓ, રેશનિંગ ખાતાના અમલદાર સાહેબો, તેમ જ લુહાણા બોર્ડીંગ હાઉસના સચાલકો અને ગૃહપતિ—સૌએ પોતપોતાના ક્ષેત્રમા આપેલા સપૂર્ણ સહકાર બદલ હું તેમનો સર્વનો આ લેખદ્વારા પુસ્તકાલયખાતા તરફથી આભાર માનુ છુ.

ઉમેદભાઇ મોતીભાઇ પટેલ.
મદદનીશ વ્યવસ્થાપક

---

[ અનુસધાન પૃ ૮૯૪નું ]

બ્રિટાનિકાએ સ્વીકારવાનો ઇન્કાર કર્યો હતો આથી કૂકે તેની સામે દિવાની દાવો નોધાવ્યો હતો પરતુ તેમાં કૂકને સફળતા મળી નહોતી.

બ્રિટાનિકાના એક ઇંગ્લાંડના સ્ટુઅર્ટ રાજાઓને લગતા લેખમા જણાવ્યુ હતુ કે ' યુવાન પ્રીટેન્ડર ' અને તેના નાના ભાઇ હેન્રીનું અવસાન થતા સ્ટુઅર્ટ વંશનો અંત આવ્યો, આ વિધાન ખોટું છે અને પોતે સ્ટુઅર્ટોનો વંશજ છે, એમ જણાવી એક ન્યુયોર્ક-વાસીએ પણ દાવાની ધમકી આપી ધાંધલ જગાવ્યુ હતું.

એન્સાઇક્લોપીડીઆની મહાન સેવાઓને મોટા મોટા વિદ્વાનોએ અંજલિઓ આપી છે. સુપ્રસિદ્ધ વિદ્વાન શાસ્ત્રી ફેરાડે નાનો હતો ત્યારે લંડનની એક-બુકબાઇન્ડરની દુકાનમાં નોકરી કરતો હતો. તે ફરી બંધાવા આવેલા એન્સાઇક્લોપીડીઆના થોડા પાનાં ઘેર વાચવા લઇ ગયો. એ વચ્યા પછી તેને જે પ્રેરણા થઇ આવી, તેને પરિણામે તે વિજ્ઞાનશાસ્ત્રી બન્યો.

ઇરાનના માજી શાહ પોતા પાસે એન્સાઇક્લોપીડીઆનો સેટ હોવા માટે ભારે મગરૂબી ધરાવતા હતા અને તે મગરૂબી વ્યક્ત કરવાને તેમણે પોતાના અનેક ઇલ્કાબોમાં નીચેના ઇલ્કાબનો ઉમેરો કર્યો હતો

" મોસ્ટ ફોર્મીડેબલ લોર્ડ એન્ડ માસ્ટર ઓફ ધી એન્સાઇક્લોપીઆ બ્રિટાનીકા "

પહેલાની ઘણી માન્યતાઓ અત્યારે બદનાઇ ગઇ છે એટલે એન્સાઇક્લોપીડીઆની જૂની આવૃત્તિઓમાં કેટલીક વાર વિચિત્ર વિધાનો પણ જોવા મળે છે. ૧૯૨૫ ની આવૃત્તિમા હિટલર વિષે પંદરેક લીટીઓ છે, જેમા તેને બવેરીઆના રાજદ્વારી નેતા તરીકે ઓળખાવ્યો છે. છેલ્લી આવૃત્તિમાં હિટલરનું સંપૂર્ણ જીવન ચરિત્ર છે.

આજનું એન્સાઇક્લોપિડિયા બ્રિટાનિકા કુલ ૩૫૦ લાખ શબ્દો અને ૧૫૦૦ આખાં પાનાનાં ચિત્રોનું ૨૪ ગ્રથોમાં છે દરેક ગ્રથ હજાર પાનાનો છે. સાચે જ, તે એક સર્વજ્ઞાન સંગ્રહ છે ×

× લેખ તેમજ બ્લોકો, " ગુજરાતી પંચ "ના બધુકૃત્યથી ઉપલબ્ધ.

# જૂથ અને મહાલ પુસ્તકાલય મંડળોના મંત્રીઓને

(૧) આ જ અંકમાં વ. રા. પુ. મંડળ તરફથી થયેલી જાહેરાત નં. ૩ અને ૪ પ્રમાણે વાર્ષિક સભાઓ ભરો.

(૨) આ લેખમાં જણાવ્યા પ્રમાણે વર્ષ દરમ્યાન કંઇ ને કંઇ કાર્ય કરો.

વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિના પ્રચાર અને પ્રગતિ અર્થે, સન ૧૯૨૫માં વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળની સ્થાપના કરવામાં આવી છે. આ મંડળના ઉદ્દેશોને સારી રીતે પાર પાડી શકાય એ હેતુથી મંડળના અંગે પ્રાંત, મહાલ અને જૂથ-મંડળો પણ રચવામાં આવ્યા છે. (કેળવણી ખાતાએ શાળાઓ માટે જે સેન્ટરો ગોઠવ્યાં છે તે જ સેન્ટરો જૂથમંડળ તરીકે ગણાય છે.)

જુલાઇ '૪૭ આખરે સરકારી ધોરણે, ઉપરનાં તમામ મંડળોનું વર્ષ પૂરું થાય છે અને તેથી તેઓએ નવા વર્ષમાં (સન ૪૭-૪૮માં) પોતાના મંડળની વાર્ષિક સભાઓ ભરી, એ સભા સમક્ષ પાછલા વર્ષમાં કરેલાં કાર્યોનું સરવૈયું અને નવા વર્ષમાં શું કાર્ય કરવું જોઇએ તેની વિચારણા કરવાની હોય છે. આ હેતુથી આ જ અંકમાં અન્યત્ર "જૂથ અને મહાલ મંડળોએ પોતાની વાર્ષિક સભાઓ ભરવા બાબત" એ શીર્ષકની જાહેરાત નં. ૩ અને ૪ની પ્રસિદ્ધ કરવામાં આવી છે. આપ સૌ એ જરૂર વાંચી જશો અને ઠરાવેલી તારીખોએ પોતપોતાના મંડળની વાર્ષિક સભાઓ પણ જરૂર ભરશો.

મહાલ મંડળો રાજ્યના એકેએક મહાલે સ્થપાઇ ગયા છે. અને તેની સંખ્યા ૩૮ છે એમાંથી ૫-૭ સિવાય બાકીનાં મહાલ મંડળો પોતાની વાર્ષિક સભાઓ ભરે છે. પણ તે પછી અપવાદ સિવાય કેટલાય મહાલ મંડળો વર્ષ દરમિયાન જાણે પોતાનું અસ્તિત્વ જ ન હોય તે પ્રમાણે શૂન્ય બની જાય છે, પોતાની ફરજો બજાવવાનું ભૂલી જાય છે. વાર્ષિક સભામાં કરેલા ઠરાવોને અમલમાં મૂકવાનું પણ ખોળંભે મુકાય છે. રાજ્ય પુ. મંડળ તરફથી મળતી ફાળવણી પણ કોઇ કોઇ સ્થળે તો ખર્ચ નહિ થવાને કારણે સારા પ્રમાણમાં એકઠી પણ થતી જાય છે.

રાજ્યમાં જૂથ મંડળોની સંખ્યા ૪૪૫ છે. એમાંનાં આશરે ૩૦થી ૪૦ જૂથમંડળો દર વર્ષે પોતાની વાર્ષિક સભા ભરે છે એમાંના કેટલાંક એક વર્ષ ભરે છે તો કેટલાક બીજે વર્ષે નથી પણ ભરતાં. મોટે ભાગે જૂથમંડળો હજુ પોતાનું કર્તવ્ય શું છે તે જ સમજતાં થયાં નથી અને દર વર્ષ જુલાઇના "પુસ્તકાલય" અંકમાં જાહેરાત પ્રસિદ્ધ કરવા છતાં ય તે સંપૂર્ણપણે વાંચીને સમજવા પણ પ્રયત્ન કરતા નથી એનું જ આ પરિણામ છે.

મહાલ અને જૂથમંડળોની આ સ્થિતિ, આપણને સૌ કોઇને ખરેખર ખૂબ જ શરમાવનારી છે. મહાલ અને જૂથમંડળો જાગ્રત હશે તો જ તે રાજ્ય અને પ્રાંત મંડળનાં મુખ્ય અંગો છે. એ અંગોમાં શિથિલતા આવવી ન જોઇએ. મહાલ અને જૂથમંડળમાં મંત્રી તરીકેનું સ્થાન ભોગવતા ભાઇઓએ પોતે કયા સ્થાન ઉપર બેઠા છે, એ સમજી લેવું જોઇએ અને પોતાનાં મંડળોને સતેજ અને જાગૃત કરી કામ કરતાં બનાવી દેવાં

જોઇએ. જે મંત્રી ભાઇઓ આ પ્રમાણે કાર્ય કરવા અશક્તિમાન ન હોય તેઓ પોતાનું સ્થાન જે ભાઇ કાર્ય કરી શકે તેવા હોય તેમને સોંપવુ જોઇએ. અને એ રીતે પોતાનાં મંડળોને પોતાના કારણે શિથિલ બનતાં અટકાવવાં જોઇએ. જૂથ અને મહાલ મંડળોએ વર્ષ દરમ્યાન શું શું કાર્ય કરવું જોઇએ તેની સામાન્ય રૂપરેખા નીચે પ્રમાણે છે આશા છે કે, નવા વર્ષથી જૂથ અને મહાલ મંડળો એ પ્રમાણે કાર્ય કરતા થઇ જશે. અને પુસ્તકાલય-પ્રવૃત્તિને વેગ આપશે.

**જૂથ મંડળોનું કાર્ય:—**

૧ રાજ્ય પુ. મંડળ તરફથી દર વર્ષે જુલાઇ માસના ' પુસ્તકાલય ' અંકમા જૂથ મંડળોએ વાર્ષિક સભા ભરવા બાબતની જાહેરાત પ્રસિદ્ધ થાય છે તે મુજબ વાર્ષિક સભા ભરવી જોઇએ. અને તેનો હેવાલ મહાલ પુ. મંડળ મારફત રાજ્ય પુ. મંડળ તરફ મોકલવો જોઇએ. ( સન ૪૭–૪૮ ની વાર્ષિક સભા ભરવા માટેની આ જ અંકમાં જાહેરાત વાંચો. )

૨ જૂથમાં આવેલા તમામ પુસ્તકાલયોમાં વાર્ષિક નિવેદન એકત્ર કરી, પુસ્તકાલય ખાતા તરફ ઑગસ્ટ આખર સુધીમાં મોકલી આપવા જોઈએ.

૩ જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયોના સહકારના ધોરણે બજેટ બનાવી તે પણ ઑગસ્ટ અને છેવટે સપ્ટેમ્બર સુધીમા ખાતા તરફ મોકલાવી આપવા જોઇએ, ( સહકારના ધોરણે બજેટ બનાવવું એટલે કે દરેક પુસ્તકાલયે પોતાના બજેટમાં જુદા જુદા માસિકો અને જુદાં જુદા પુસ્તકો ગોઠવવાં, જેના પરિણામે ઓછા ખર્ચે વધુ વાંચવાનું મળે )

૪ વર્ષમાં એક વખત પોતાના જૂથના તમામ પુસ્તકાલયો મિત્રભાવે તપાસવાં અને જણાતી ખામીઓ સુધરાવવી.

૫ મહાલ મંડળ તરફથી વિદ્યાર્થીઓ માટે અને રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મોટાઓ માટે લેવાતી શિ. વા. ની પરીક્ષાઓનો પોતાના જૂથના પુસ્તકાલયોમાં પ્રચાર કરવો અને તેના સારા પ્રમાણમાં ઉમેદવારો ઉભા કરવા.

૬ દર ત્રણ માસે પોતાના જૂથમા આવેલાં પુસ્તકાલયોનું, ખાતાએ ઠરાવેના ધોરણે ત્રિમાસિક નિવેદન મંગાવી તેને એકત્ર કરી મહાલ પુ. મંડળ તરફ મોકલી આપવુ

૭ મહાલ મંડળ તરફથી શિષ્ટ વાચન તરીકે જે પુસ્તકો નક્કી થાય તેનું વાચન પોતાના જૂથમાં સારા પ્રમાણમાં કરાવવા પ્રયત્ન કરવો, અને તે પુસ્તકોનુ વર્ષ આખરે મહાલ મંડળ તરફ નિવેદન મોકલવુ.

૮ પોતાના જૂથના પુસ્તકાલયોમા સહકારના ધોરણે પુસ્તકો અને માસિકોની આપ–લે કરવી.

૯ રાજ્ય પુ. મંડળ તરફથી દર વર્ષે "પુસ્તકાલય" માસિકમાં વસતપંચમીએ પુસ્તકાલય-પર્વણી ઉજવવાની જાહેરાત થાય છે. એ જાહેરાત મુજબ, પોતાના જૂથમા એકેએક પુસ્તકાલયમાં પુસ્તકાલયપર્વણીદિન ઉજવવાનો અને તેનો હેવાલ મહાલ પુ. મંડળ દ્વારા રાજ્ય મંડળ તરફ મોકલવો.

૧૦ "પુસ્તકાલય" માસિકના ઑકટોબર '૪૩ ના અંકમાં પાન ૪૦૩ ઉપર પ્રસિદ્ધ થયેલ ' ગ્રામ વાચક મંડળ ' ની યોજના જૂથના પુસ્તકાલયોમાં અમલમા મૂકવી.

મહાલ મંડળોનું કાર્ય—

૧ પોતાના મહાલનાં એકેએક જૂથ મંડળની દર વર્ષે રા. પુ. મંડળે ઠરાવેલી તારીખે વાર્ષિક સભા ભરાવવી અને તેના અહેવાલ તમારા તરફ મંગાવી લઇ તેને એકત્ર કરી રાજ્ય પુ મંડળ તરફ મોકલી આપવાં.

૨ રા પુ. મંડળે ઠરાવેલી તારીખે મહાલ મંડળની વાર્ષિક સભા ભરવી અને તેમાં રાજ્ય પુ. મંડળે જણાવેલાં કામો કરવા. ( સન્ ૪૭-૪૮ ની વાર્ષિક સભા માટેની જાહેરાત આ જ અંકમાં વાંચો. )

૪ વાર્ષિક સભાનો તથા ગત વર્ષનો અહેવાલ રા. પુ. મડળ તરફ મોકલવા પોતાના મહાલના તમામ પુસ્તકાલયોના વાર્ષિક નિવેદન ઑગસ્ટ આખર સુધીમા અને બજેટ સપ્ટેમ્બર આખર સુધીમાં ખાતા તરફ ગયા છે કે નહિ તેની જૂથ મંડળો દ્વારા વખતોવખત તપાસ કરાવવી.

૪ મહાલ મડળના મંત્રીએ પોતાનાં પુસ્તકાલયોની સ્થિતિ જાણવા સારૂ, દરેક પુસ્તકાલયનાં ટૂંકમાં નીચે પ્રમાણે વાર્ષિક નિવેદન મગાવવા.

| | |
|---|---|
| ૧ વર્ષ આખરે પુસ્તકોની સખ્યા. | ૪ કાયમ ફંડ કેટલું અને ક્યાં છે |
| ૨ ,, વચાયલાં પુસ્તકોની સંખ્યા. | ૫ સરકાર પંચાયત મદદ કેટલી મળી |
| ૩ ,, વાચકોની સંખ્યા. | ૬ આ વર્ષમાં થએલો કુલ ખર્ચ. |

૫ જૂથમંડળના મંત્રી દ્વારા, જૂથમા એકેએક પુસ્તકાલયની તપાસણી કરાવવી, અને તેનો અહેવાલ મગાવવો

૬ વિદ્યાર્થીઓ માટે શિ વા. ની પરીક્ષા લેવી, તથા રાજ્ય પુસ્તકાલય મડળ તરફથી લેવાતી પરીક્ષાનો સારો પ્રચાર કરવો. અને એ રીતે બને પરીક્ષાઓ માટે સારા પ્રમાણમા ઉમેદવારો ઉભા કરવા

૭ દર ત્રણ માસે જૂથમડળ દ્વારા મહાલમાં તમામ પુસ્તકાલયોનાં ત્રિમાસિક નિવેદન મંગાવવાં અને તેના ઉપરથી એક સમગ્ર નિવેદન તૈયાર કરી, રાજ્ય પુસ્તકાલય મડળ તરફ મોકલવું.

૮ ૫ કે ૧૦ ઉત્તમ કોટીના જુદા જુદા વિષયના પુસ્તકો પસદ કરી, તેનું વાચન ખૂબ વધે તેવા પ્રયાસો જૂથમડળ દ્વારા કરવા અને વર્ષ આખરે તેનું નિવેદન મગાવવું.

૯ વસંતપંચમી એ પુસ્તકાલયપર્વણીદિન, મહાલના તમામ પુસ્તકાલયો ઉજવે એવા પ્રયત્નો કરવા. અને એ રીતે ઉજવાયલા ગામોના અહેવાલ મગાવી તે એકત્ર કરી રાજ્ય મંડળ તરફ મોકલી આપવા

૧૦ જૂથમડળો દ્વારા ગ્રામવાચક મંડળની યોજનાનો પ્રચાર કરવો.

૧૧ મહાલનાં પુસ્તકાલયોના મંત્રીઓ એકબીજાને ઓળખે, પુસ્તકાલય પ્રવૃત્તિ અંગે વિચારોની આપલે કરે એ હેતુથી વર્ષમા એક વાર મત્રીઓનું સંમેલન ગોઠવવું.

વલ્લભભાઇ મૂ. પટેલ
વડોદરા રાજ્ય પુ. પ્રચારક




**૧ ગાયત્રી તથા પ્રણવજપમહિમા**—લેખકોઃ શ્રી. પંડિતજી જગન્નાથ અને શ્રી. જટાશંકર નાન્દી, વડોદરા. ડેમી આઠ પેજી પૃષ્ઠ ૮૬+૮, સાદું પૂઠું. મૂલ્ય ૧-૮-૦

આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં મન્ત્ર-તન્ત્રને એક વિશિષ્ટ વિદ્યા તરીકે ઓળખાવાએલ છે. જુદા જુદા પ્રકારની સિદ્ધિઓ માટે જુદા જુદા મંત્રો અને તન્ત્રપ્રયોગોની યોજના હોવાનું આપણને જાણવા મળે છે. પરંતુ એ મન્ત્ર-તન્ત્રની સાધના અને સિદ્ધિ એની પાછળ સંપૂર્ણપણે પડેલાઓ જ પામી શકયાનું જણાયું છે. તેમાં પણ ગાયત્રી અને પ્રણવમન્ત્ર એ તો દૈવી વિદ્યા છે ગમે તેનાથી એનો ઉપયોગ યોગ્ય વિધિ વિના થઇ શકતો નથી અને કરવા જાય તો તેમા તેને સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. આવા મહામંત્રનો મહિમા લેખકોએ આ પુસ્તકમા આપ્યો છે.

લેખકના મતથી જરા જુદા પડીને અમે જણાવીએ છીએ કે, સકામ ભક્તિ કરતાં નિષ્કામ ભક્તિની મહત્તા વિશેષ છે. અલબત્ત, આવા સકામીઓને આ વિદ્યા પ્રતિ પ્રેરવા કરતાં નિષ્કામીઓ જો એના પ્રતિ પ્રેરાય તો તેઓનું ઐહિક કલ્યાણ તો આપોઆપજ થઈને પારલૌકિક સિદ્ધિ પણ પ્રાપ્ત કરી શકે.

અર્થાત્ પુસ્તકમાંની વિદ્યા અનધિકારચેષ્ટારૂપ ન નીવડે એ માટે આવશ્યક કાળજી રાખવી ઘટે.

**૨ રાષ્ટ્રવીણા**—લેખક શ્રી. ગજેન્દ્ર જ. પંડ્યા; પ્રકાશક ગોવિંદલાલ ત્ર્યંબકલાલ ત્રિવેદી, વડોદરા, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૮૦+૩૦, સાદું સચિત્ર પૂઠું; મૂલ્ય ૨-૦-૦

શ્રી. ગજેન્દ્ર પંડ્યા પોતાને રાષ્ટ્રકવિ કહેવડાવવામા ગૌરવ અનુભવે છે. અને તેમની આ પુસ્તકમાં આપેલી કેટલીક કાવ્યપંક્તિઓ તેમને તેવું સ્વાભિમાન અનુભવવા પ્રેરે તેવી પણ છે. આ પુસ્તકમા કુલ્લે રાષ્ટ્રીયતાપ્રેરક કહી શકાય તેવાં ૭૫ કવિના શબ્દોમાં કહીએ તો "રાષ્ટ્રગીતો" નો સંગ્રહ છે. એમા ગુજરાતી, હિંદી, અંગ્રેજી ભાષાનાં કાવ્યોનો સમાવેશ છે. પુસ્તકના પ્રસ્તાવનાકાર સાથે સહમત થઇ સહેજે કહી શકાય કે એમાંનાં બધાંજ-કાવ્યો वाक्यं रसात्मकम् काव्यं ની માફક કાવ્યતત્ત્વયુક્ત નથી કેટલાક છે, કેટલાક એથી મુક્ત છે, છતાં લેખકના ઉત્સાહભર્યા આ પ્રકાશનને અને તેમની રાષ્ટ્રભાવનાને પ્રેરણા મળે તદર્થે એમનો આ કાવ્યસંગ્રહ વસાવી લેવાય તો ખોટું નથી.

પ્રસ્તાવનાકાર શ્રી રમણલાલ વ. દેસાઇએ પ્રસ્તાવનામાં આપેલી શિખામણને લેખક અનુસરે તો જરૂર તેઓ ભવિષ્યમા એક સારા કવિ નીવડી શકે.

૩ સોલોમનનો ખજાનો—ખંડ ૧–૨—અનુવાદક શ્રી. શંકર શાહ; પ્રકાશક. શ્રી સોમાભાઇ કિશાભાઇ પટેલ, સુણાવ (વાયા આણંદ) ક્રાઉન કદના પૃષ્ઠ ખંડ ૧લાના ૧૧૮+૧૩૬ ખંડ બીજાના; સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય ખંડ ૧લાના ૧–૧૨–૦ તથા બીજાના રૂા. ૧–૧૨–૦

King Solomons Mines એ અંગ્રેજી પુસ્તક પરથી અનુવાદકે ગુજરાતી બાલભોગ્ય શૈલીએ તૈયાર કરેલો આ અનુવાદ આપણા કિશોર વાચકોમાં સાહસપ્રેરક વાચન તરીકે એક વધુ ઉમેરો આપે છે એમાં આવતા શૌર્ય, સાહસ અને ઔદાર્યપ્રેરક પ્રસંગો આપણા ઉગતા વાચકોને સાહસિકોની સૃષ્ટિનો ઠીક ઠીક ખ્યાલ આપી જાય છે. મોટા અક્ષરમાં છપાયેલ પુસ્તક કિશોર–કુમાર વાચકોને અવશ્ય આકર્ષશે. પુસ્તકાલયોમાં આવતા કુમાર–કિશોર વાચકો માટે એ સુખે વસાવી લેવાય.

૪ શિશુ રામાયણ—લેખક શ્રી. સોમાભાઈ પટેલ, પ્રકાશક, કદ, પૂઠા ઉપર પ્રમાણે. પૃષ્ઠ પર, મૂલ્ય ૦–૧૨–૦

બાલસુલભ શૈલીએ લેખકે રામાયણના પ્રસંગો સંક્ષિપ્ત રૂપે આ પુસ્તકમાં આપ્યા છે. લેખકની શૈલી બાળકોને એ વાચવા પ્રેરે તેવી હોઇને રામાયણનો આખો ઇતિહાસ કે કોઇ મોટું પુસ્તક તેમને આપવાને બદલે આ નાનકડું છતાં આખા રામાયણના ભિન્ન ભિન્ન પ્રસંગોનો આવરી લેતું આ પુસ્તક તેમના હાથમા મૂકવામાં આવે તો તેમને એ વાંચવામાં રસ ઉત્પન્ન થવા ઉપરાંત તેઓ વધુ વાચન વાચવા પ્રેરાય

૫ બે આખ્યાનો—લેખક તથા પ્રકાશક તેમજ, કદ, પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૬૨, મૂલ્ય ૦–૧૨–૦

ઉપર્યુક્ત શૈલીએ આ પુસ્તક પણ લખાયુ છે. તેમા સુદામાચરિત્ર અને નળાખ્યાન એમ બે આખ્યાનો એમા આપવામાં આવ્યા છે. આપણા ઐતિહાસિક મહાભારત અને પુરાણોમાંથી ઉપકથાઓ ઉપાડી લઈ આવી બાલભોગ્ય શૈલીએ જો તે રજુ કરવામાં આવે તો તેના વાચન દ્વારા આપણી ઉછરતી પ્રજાને–આવતી કાલના નાગરિકોને–સારા સંસ્કાર આપવામાં જરૂર સાધનરૂપ નીવડે. એવી જ રીતે રજૂ કરાયેલ આ બે આખ્યાનો બાલવાચકોને આપણી એ પ્રાચીન ઇતિહાસકથાઓ વાચવા પ્રેરે તેવી છે. લેખનશૈલી પણ બાલસુલભ હોઇને તેઓ હોશે હોંશે વાંચશે આ પુસ્તકને અમે ઉપરી દષ્ટિએ આવકારીએ છીએ અને લેખક હવે પછી આવી ઉપકથાઓની શ્રેણી પ્રસિદ્ધ કરે તે પણ ઇચ્છીએ છીએ.

૬ પ્રૌઢ શિક્ષણ માળા—બીજી પોથી—(નવી આવૃત્તિ) લેખકઃ શ્રી. ધૂમકેતુ પ્રકાશક ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, અમદાવાદ; ક્રાઉન કદનાં પૃષ્ઠ પર, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૪–૦

આજે પ્રૌઢશિક્ષણનો પ્રશ્ન આપણે ત્યા ઠીક સક્રિય સ્વરૂપ લઇ રહ્યો છે, અને પ્રૌઢોના શિક્ષણપ્રચાર માટેના પ્રયાસો થઈ રહ્યા છે. તેમાં પાઠ્ય પુસ્તક તરીકે ઉપયોગમાં લઇ શકાય તેવી આ શ્રેણીની આ બીજી પુસ્તિકા છે. અભણ પ્રૌઢોના નિત્યજીવનમાં આવતા પ્રસંગોને આ પુસ્તકના પાઠોમાં સાંકળી લેવામાં આવ્યા હોઇને નવાં શિખતાં પ્રૌઢોને એમાંથી વાચનપ્રેરણા અને નિત્યના અનુભવપ્રસંગો મળશે. પ્રૌઢશિક્ષણનાં વર્ગો જ્યાં જ્યાં પણ ચલાવાતા હોય ત્યા આ શ્રેણીનો અવશ્ય ઉપયોગ કરાવો ઘટે. પુસ્તકાલયોમાં પણ એ વધુ સંખ્યામા વસાવાય

૭ **સ્તોત્રસંગ્રહ**—મૂળ લેખક શ્રીમદ્ આદ્ય શંકરાચાર્ય; અનુવાદક શ્રી. ગિરિજાશંકર મયાશંકર શાસ્ત્રી; પ્રકાશક સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. પૃષ્ઠ ૨૨૦, સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય ૦–૧૦–૦

શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યે આપણા પર અનેક ધાર્મિક ઉપકારો કર્યા છે. તેમણે મહાન વેદાંતના ગ્રંથો આર્ય જનતાને આપ્યા છે તેમ પણ દિનપ્રતિદિન શુષ્કતા, અને અતિકર્મકાંડતા તરફ વળતા જતા જનતાના વર્ગને ચેતનવંતા ધર્મજ્ઞાન તરફ વાળવા માટે રચેલાં એમનાં ભક્તિ અને વેદાંતવિષયક સંખ્યાબંધ સ્તોત્રો પણ છે ધર્મપ્રેમી બ્રાહ્મણધર્માનુયાયી સેંકડો મનુષ્યોને એ ભક્તિજ્ઞાનપ્રેરક સ્તોત્રો જીભે રમી રહેલા છે. એવા સુગેય સ્તોત્રો જનતાને માટે ધર્માભિમુખ થવા પ્રેરવા ઠીક પ્રેરણાપ્રદ નીવડે તેવા છે. જનતાના બ્રાહ્મણવર્ગમાંથી સર્વજનસમુદાયમા પ્રસારવા માટે પ્રસિદ્ધિ પામેલાં આ સ્તોત્રો કંઠાગ્રે કરી શકાય તેવાં છે.

૮ **આતિથ્ય**—લેખક શ્રી. ઉમાશંકર જોષી, પ્રકાશક. ભારતી સાહિત્ય સંઘ—અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૯૨+૮, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૩–૦–૦

આપણા અર્વાચીન અગ્રગણ્ય કવિઓમાં શ્રી. ઉમાશંકરનુ નામ સાહિત્યરસિકોથી ભાગ્યે જ અજાણ હશે. તેમના આ આગાઉ પ્રસિદ્ધ થયેલાં કાવ્યોમાથી અનેક કાવ્યો વાચનમાળાઓમાં ઉંચકી લેવાયાં છે, પાઠ્ય પુસ્તક તરીકે સ્વીકારાયા છે, અને એ રીતે કાવ્યરસિકોનો સારો આદર પામ્યાં છે.

'આતિથ્ય' માં કવિનાં ઊર્મિપ્રધાન એવા ૧૭૪ કાવ્યો સગ્રહાયાં છે કાવ્યો ઊર્મિપ્રધાન તેમ જ હૃદયસ્પર્શી હોઇને તેમાં કલ્પનાના ઉચ્ચ ઉડ્ડયનો છે. કાવ્યોલ્લાસ તેમ જ ભાષાભિરુચિપ્રેરક પણ તેટલાં જ છે, ઉપરાંત કેટલાક અર્થગંભીર પણ છે. એમાના પ્રાસંગિક હોઇને કેટલાક ઉત્તમ ધ્યેયલક્ષી પણ છે.

આપણા અર્વાચીન કવિનો આ કાવ્યગ્રંથ દરેક પુસ્તકાલયમા હોવો ઘટે.

૯ **ભારતીય સંસ્કૃતિ અને બીજા લેખો**—લેખક શ્રી. કનૈયાલાલ મા મુનશી, પ્રકાશક ઉપર પ્રમાણે ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૩૨, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૧૨–૦

પ્રકાશકના નિવેદનમાં જણાવ્યુ છે તેમ શ્રી. મુનશી આપણા સાહિત્યના એક અગ્રગણ્ય 'યુગપ્રવર્તક' છે. તેમના સર્જનો અને તેમની ભાષાશૈલીએ અનેકોને સાહિત્ય પ્રતિ પ્રેર્યા છે. એમની ઐતિહાસિક નવલોમા એમની અપ્રતિમ બુદ્ધિપ્રતિભા તરી આવે છે. એવું જ એમના લેખોનુ પણ છે. એમણે અવારનવાર આપેલા ૧૬ પ્રાસંગિક વક્તવ્યો અને લેખોનો સંગ્રહ આ પુસ્તકમા છે.

દરેક લેખમાં એમની બહુશ્રુત જ્ઞાનસમૃદ્ધિ અને આગળ વધીને કહીએ તો દીર્ઘદર્શિતાનો પણ પરિચય થાય છે. ઉપરાત, નિત્યનવીન લેખી શકાય તેવાં વિવિધ વિધાનો અને ઐતિહાસિક તથ્યો પણ જાણવા-વિચારવા જેવાં છે લોકભોગ્ય શૈલીએ લખાયેલ અને આપણી અસ્મિતાને જાગ્રત કરે તેવી આ નિબંધિકાઓનો સંગ્રહ પુસ્તકાલયો અપનાવે.

૧૦ **સ્વામી રામતીર્થ**—(કિશોરો માટે) લેખક શ્રી પ્રફુલ્લ પ્રા. ઠાકોર; પ્રકાશક પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૬૩, મૂલ્ય ૦–૪–૦

સ્વામી રામતીર્થના જીવન અને પ્રવચનોને લગતા અનેક પ્રકારનો આ અગાઉ પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે પરંતુ ઊછરતા જુવાનોને આ મહાનુભાવી પુરુષના જીવનમાં ડોકિયું કરવા પ્રેરે તેવું જીવનચરિત્ર આ અગાઉ બહાર પડ્યુ જાણ્યુ નથી. એટલે એ વિશિષ્ટ દૃષ્ટિયુકત, ઊગતાં કિશોરોને સ્વામી રામનો પરિચય આપવા માટે કિશોરભોગ્ય શૈલીએ લખાયેલ આ નાની પુસ્તિકાને અમે આવકારીએ છીએ. આવી ચાર આના માલાની ઉપયોગી પુસ્તિકાઓ પુસ્તકાલયોમાં બને તેમ વધુ પ્રમાણમાં વસાવાય એ ઇષ્ટ છે.

**૧૧ શતશ્લોકી**—અનુવાદક શ્રી ગિરિજાશંકર મયાશંકર શાસ્ત્રી; પ્રકાશક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૨૦૦, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૧૨–૦

આ પુસ્તકમાં શ્રીમત્ શંકરાચાર્ય વિરચિત 'શતશ્લોકી' આપેલ હોઈને 'આત્મબોધ' 'તત્ત્વોપદેશ' અને "અદ્વૈતાનુભૂતિ" અપાયેલ છે આ ઉપરાંત 'અપરોક્ષાનુભૂતિ'નો પણ તેમાં સમાવેશ કરાયો છે.

આ સાહિત્ય અતિ ઉચ્ચ કોટિના માનવો અને ધાર્મિક– જીજ્ઞાસુ–મુમુક્ષુ કોટીના સજ્જનોને તેમના અધ્યાત્મજ્ઞાનપ્રાપ્તિમાં તેમ જ અભેદમાર્ગના અભ્યાસમાં પ્રેરક થઈ પડે તેવું છે. આવા જ્ઞાનમાર્ગે વળી આત્માનુસંધાન પ્રતિ વળેલાઓને તે ઠીક ઉપયોગી નીવડશે. આવુ જ્ઞાન અનધિકારચેષ્ટારૂપ ન નીવડે તે પુસ્તક આપનારે કાળજી રાખવી ઘટે.

**૧૨ ગીતાસાર**—લેખક શ્રી દત્તાત્રય બાળકૃષ્ણ કાલેલકર, પ્રકાશક કદ પૂઠાં ઉપર પ્રમાણે પૃષ્ઠ ૮૦, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૪–૦

ચાર આનામાળા જેવી પુસ્તકાવલિનુ આ પણ એક વધુ પુસ્તક છે એમાં કાકાસાહેબે ગીતાના સારરૂપ તૈયાર કરેલ દોહન સમાયેલ છે. ગીતાને લગતા ઘણા ભાષ્યો, સંકલનો ૪૦ અત્યાર આગમચ બહાર પડી ગયાં છે. તેમાં આ એક ગીતાસાર વધુ ઉમેરો છે. જેમણે ગીતા વાંચી નથી અથવા થોડીઘણી વાચી છે અથવા સમજવા પ્રયત્ન કર્યો છે તેમને માટે અંતર્મુખી દૃષ્ટિ કરવા પ્રેરે તેવી ગીતાના સારરૂપ આ પુસ્તિકા મનન–નિદિધ્યાસન માટે ઠીક ઉપયોગી નીવડે તેમ છે મુસાફરીમા સાથે રાખી અથવા એકાંતે અંતર્મુખ થવા ઇચ્છનારને એ ઉપયોગી નીવડશે.

**૧૩ (ક) મહારાજની સાથે સાથે**—લેખક શ્રી. પુરાતન બુચ; પ્રકાશક. ભારતી સાહિત્ય સંઘ–અમદાવાદ. મૂલ્ય રૂ ૧–૮–૦ (ખ) **રવિશંકર મહારાજ**—લેખક ઉપર પ્રમાણે. પ્રકાશક જીવન સાહિત્ય મંદિર, અમદાવાદ. મૂલ્ય ૧–૮–૦ (ગ) **મહારાજ થયા પહેલાં**—લેખકઃ શ્રી. બબલભાઈ મહેતા; પ્રકાશક કમળ પ્રકાશન મંદિર, ભદ્ર–અમદાવાદ. મૂલ્ય ૨–૦–૦

ઉપરનાં ત્રણેય પુસ્તકો ગૂજરાતના જાણીતા મૂક સેવક અને વિદ્યાર્થીઓના માનીતા શ્રી. રવિશંકર મહારાજના જીવનના ભિન્નભિન્ન પ્રસંગો વર્ણવતા પુસ્તકો પ્રકટ થયાં છે. તેમાં પહેલા તેમજ બીજાના લેખક એક જ ભાઈ હોઈને તેમણે આમ બે સ્થળેથી આ પ્રસંગો પ્રસિદ્ધ કરાવ્યા તેને બદલે એક જ પ્રકાશક દ્વારા સંકલનાબદ્ધ પ્રસંગો એક પુસ્તકમાં સમાવિષ્ટ કરીને પ્રકટ કરાવ્યા. હોત તો વધુ સારું થાત ઉપરાંત, જ્યારે શ્રી. બબલભાઈ જેવા એમના વિશેષ અંતેવાસી અને લોકભાષાના નિષ્ણાત સરખા શ્રી. બબલ-

ભાઇ જેવાની કલમે એમનું જીવનચરિત્ર તૈયાર થઇ બહાર પાડવામાં આવ્યું હોય તો તે વધુ લોકભોગ્ય થઇ આમજનતાને ઠીક પ્રેરણાપ્રદ નીવડત; જ્યારે આ ત્રણ પૃથક્ પૃથક્ કરેવામાં આવેલા પ્રયાસોમા તો કેટલેક દરજ્જે વણીકવૃત્તિના દર્શન જ થાય છે આમજનતાને વિશુદ્ધ શિષ્ટ સાહિત્ય આપવાના પ્રયાસમાં લોકસેવક કહેવડાવનારાઓ પણ સપડાય તે જનતાની એક રીતે તો વંચનાજ લેખી શકાય. સાડા પૂઠાના સવાસો પૃષ્ઠના પુસ્તકના અને શ્રી. બબલભાઈ જેવા નિઃસ્પૃહી લેખકના પુસ્તકના બે રૂપિયા જેટલી કિંમત વાંચીએ છીએ ત્યારે જનતાની સેવા કરવાના મીશે બહાર પડતા પ્રકાશકો તરફ સહજે ખેદની લાગણી થઇ આવે છે. આવા જીવનચરિત્રો તો નવજીવન સરખી પ્રજાહિતકારી સંસ્થાઓ દ્વારા પ્રમાણભૂતપણે પ્રસિદ્ધ કરાય એ જ ઇચ્છનીય છે.

૧૪ રમુજનો રાજા—લેખક. 'બેકાર', પ્રકાશક હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સુરત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૭૨, સચિત્ર પાકું પૂઠું, મૂલ્ય ૩-૦-૦

પ્રકાશક તરફથી "અક્કલના ઇજારદાર" નામથી આ પુસ્તક અગાઉ પ્રસિદ્ધ કરાયું હતું. એ જ પુસ્તક નવા રૂપરંગ અને ઊંચા જાડા કાગળ પર પ્રસંગચિત્રો ઉમેરીને નવીન આવૃત્તિરૂપે પ્રકટ કરવામાં આવ્યુ છે

ભાઇ બેકાર હાસ્યરસના અચ્છા લેખક હોઇને તેમની કલમ મર્મ—કટાક્ષ—સાહિત્યના સર્જનમાં ઠીક કુશળ નીવડી છે. અત્યાર સુધીમા તેમણે લખેલા હાસ્યસાહિત્યમાં આ મોખરે છે.

શ્રી. બેકાર, જેમ ઇશ્વર શૂન્યમાંથી સૃષ્ટિ સર્જાવે છે, તેમ તેમની નજરે પડતાં પ્રસંગચિત્રોમાથી હાસ્યરમૂજના પ્રસંગો ઉપાડી લઈ રોચક રમુજી શૈલીએ હાસ્યલેખ સર્જી શકે છે. હળવા સાહિત્યના શોખીન વાચકોને અને ઘડીક ગમ્મત મેળવવા તેમ જ ભારે મગજને હળવું કરવા માટે આં પુસ્તક એના વાચકને ઠીક ઉપયોગી નીવડશે.

૧૫ અક્કલ અજમાવો—લેખક શ્રી ધનંજય રમણલાલ શાહ, પ્રકાશક એન. એમ. ઠક્કરની કું, ૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૫૨+૧૬, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨-૧૨-૦

વર્તમાનપત્રોમા વખતોવખત જાણવા જેવા જ્ઞાનવિજ્ઞાનના વિવિધ પ્રસંગો આવે છે. તેવા ચિત્રવિચિત્ર પ્રસંગો પરથી દરેક પત્ર એને પોતપોતાની પસંદગીના નામો આપે છે. જેમકે આલમની અજાયબીઓ. વિજ્ઞાનવિહાર, વગેરે વગેરે.

એવા ભિન્ન ભિન્ન જાણવા જેવા બનાવો અને માહિતીઓનો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. બાળકોને અને નિત્ય નવીન વૈજ્ઞાનિક વસ્તુઓ જાણવાની જિજ્ઞાસા ધરાવનારાઓને એમાંથી અનેક નવીન વસ્તુઓ જાણવા મળે એમ છે.

પુસ્તકાલયમા આવતા કિશોરવાચકો માટે એ વસ્તુ વસાવી શકાય.

૧૬ ચકબાક—લેખક શ્રી. 'અનામી' પ્રકાશક પટવા એજ્યુકેશનલ પબ્લીશીંગ કંપની, માંડવી રોડ, વડોદરા. મૂલ્ય રૂા. ૨-૮-૦

શ્રી. 'અનામી' તે શ્રી. રણજિત પટેલ અવારનવાર આપણાં સામયિકોમાં તેમની વિવિધ કૃતિઓ દ્વારા આપણને તેમનો પરિચય આપી જાય છે. આ પુસ્તકમાં તેમણે વિવિધ વિષયને અનુલક્ષીને રચેલા ૭૦ કાવ્યોનો સંગ્રહ છે. કાવ્યો ઊર્મિપ્રધાન હોઈને ન્હાનાલાલ શૈલીનાં તેમ જ અર્વાચીન નવીન શૈલીના કાવ્યો પણ છે. કાવ્યપ્રેમીઓને કલ્પનાવિહાર અને ઊર્મિના ઊડ્ડયનોના અવગાહન માટે ઉપયોગી થઈ પડવા સંભવ.

**મ. પ્ર. વ્યાસ**

**૧૭ માટીજાયો**—લેખક ગોવિંદભાઈ અમીન; પ્રકાશક આર. આર. શેઠની કું. મુંબઈ, પહેલી આવૃત્તિ ૧૯૪૬; પૃ. ૧૪૪, પૂઠું કાર્ડ બોર્ડનું સચિત્ર જાકખવાળુ કિં. ૨–૮–૦.

નાનકડી નવલકથાનું આ પુસ્તક આનંદ ગ્રંથાવલિનું ૨૫ મું પ્રકાશન હોઈ એવું વસ્તુ એવું રોચક છે કે એકીબેઠકે જ વાંચી નાખવાનું મન થશે.

ચરોતરના એક ગામડાનો એક પાટીદાર મુખી છે. તેમને મોટી ઉંમરે પુત્ર પ્રાપ્ત થાય છે. એ પુત્ર ભગવાનદાસને આંગળીએ વળગાડી મુખીપત્ની જીબા એક રામનવમીના તહેવારે દર્શને જાય છે. એ પ્રસંગે જામેલી ભીડ વચ્ચે કેસર નામની એક નાનકડી બાળકી મંદિરને ઓટલે બેઠેલી એની નજરે ચઢે છે. એના રૂપ અને મુખભાવથી મુખીપત્ની એના પ્રત્યે આકર્ષાય છે. છોકરીની સાથે તે પોતાના છોકરાને બેસાડી દે છે અને વિચારે છે કોઈ છોકરી મારા ઘરમા વહુ થઈને આવે તો કેવુ સારૂ ! છોકરીની સાથે વાતચીત કરતાં સમજાય છે કે છોકરી વણિક જાતિની હોઈ તેની મા મરી ગઈ છે અને તે એના સગા તથા પાડોશીઓની સાથે મેળામા આવી છે. મુખીપત્ની રામ–સીતાના રમકડા ખરીદે છે અને બાળકીને સીતાની અને ભગવાનદાસને રામની પૂતળીઓ આપે છે. આ કેસર છોકરીના વિવાહ એજ ગામના જેઠાશા નામના શાહુકારના છોકરા પૂનમચંદ સાથે થયા હતા વખત જતા પુનમચંદ અને કેસરનાં લગ્ન થઈ જાય છે. કેસર એ જ ગામમાં વહુવારૂ તરીકે આવે છે. ભગવાનદાસના લગ્ન પણ ચંચળ નામની એક પરગામની છોકરી સાથે થઈ જાય છે. એવું લગ્ન થતા પહેલા કેસર અને એની પિછાણ અણધારી રીતે તાજી થઈ ગઈ હોય છે એટલે ભગવાનદાસ પરણવાને ના પાડતો હોય છે. છતાં તે ભારે માતૃભક્ત હતો. એટલે માતાની કાકલૂદીભરી સમજાવટને વશ થઈને તે આખરે પરણે છે પરંતુ ચંચળ રૂપે રંગે કુબડી હોઈ ભગવાનદાસને ગમતી નથી. ભગવાનદાસ અતડો ને અતડો રહ્યા કરે છે. કેસરનું મન પણ પુનમચંદમા નથી હોતુ. દરમ્યાન કેસર અને ભગવાનદાસના અકસ્માત મેળાપ એક બે વાર થાય છે. ગામમાં પણ એમના આડા સંબંધની વાતો થવા માંડે છે. જ્યારે ખરી રીતે એમનો સંબંધ મર્યાદાની બહાર નથી ગયો હોતો ચંચળને કાને વાત પહોચતા પડોશણની શીખવણીથી તે રૂસણું લે છે અને ભૂતના વળગાડનો ફેલ રચે છે. ભગવાનદાસ ઉશ્કેરાઈ જાય છે અને તેને મારીને કાઢી મેલે છે. આણી તરફ પુનમચંદને કાને વાત પહોચતાં તે પણ પિત્તો ગુમાવી કેસરને ખૂબ પીટે છે. ભગવાનદાસને કાને કેસર પરના આ ત્રાસની વાત પહોચતાં તે જેઠાશાને ઘેર જાય છે અને બાપ દીકરાને ખૂબ તતડાવે છે એ પરથી જેઠાશા બ્હી જઈને પોતાની પત્ની સાથે કેસર વહુને મુખીપત્નીને મળવા મોકલી આપે છે. અને એ મેળાપપ્રસંગે કેસર અને ભગવાન-

દાસ વચ્ચે માડીજાયાં ભાઇ-બેનના સંબંધ સ્થપાય છે ને સ્વીકારાય છે. ચચળવહુને પણ પિયેરથી પાછી તેડવામાં આવે છે અને તે પુત્રની માતા પણ બને છે.

આવું વસ્તુવાળું આ વાર્તાપુસ્તક વાર્તારસિક વાચકવર્ગમાં જરૂર આદરપાત્ર ઠરશે.

**ના. નં. ચોકસી**

## સામયિકો

**સંસ્કૃતિ**—તંત્રી. ઉમાશંકર જોષી, ચોકસીનિવાસ (પાછળ), કૃષ્ણ સોસાયટી પાસે, એલિસ બ્રિજ, અમદાવાદ; લવાજમ–દેશમાં રૂા ૭, પરદેશમાં રૂા. ૯ અથવા શિલિંગ ૧૪.

આ માસિક ગયા જાન્યુઆરીથી શરૂ થયું છે. મે સુધીના એના પાંચ અંકો અમને મળ્યા છે. એ જોતા આ માસિક શ્રી રામનારાયણ પાઠક ચલાવતા હતા તે 'પ્રસ્થાન' માસિકના જેવું લાગે છે. આ માસિકમા સંસ્કૃતિનાં વિવિધ અંગોને લગતા લેખો આવે છે. એના લેખકોમાં રામનારાયણ પાઠક, કાકા કાલેલકર, બળવંતરાય ઠાકોર, સ્વ. મેઘાણી, ડોલરરાય માકડ, અનંતરાય રાવળ, સ્નેહરશ્મિ, સુંદરમ્, કેશવરામ શાસ્ત્રી, કિસનસિંહ ચાવડા, ક્ષિતિમોહન સેન, ચંદ્રવદન મહેતા, પન્નાલાલ પટેલ, ગુલાબદાસ બ્રોકર વગેરે જાણીતી વ્યક્તિઓનો સમાવેશ થાય છે. તંત્રી પોતે પણ વિદ્વત્તામાં જાણીતા છે. આ માસિક પ્રગતિ કરતું દેખાય છે. એ વધારેપડતું ભારેખમ ન બની જાય તેની તંત્રી કાળજી રાખશે એવી આશા છે માસિકના કાગળ, છપાઇ, કદ, પૂઠાના ચિત્રો વગેરે સરસ છે ગુજરાતનાં કરબા પુસ્તકાલયો તથા આર્થિક સગવડવાળાં સાહિત્યપ્રેમીઓ આ માસિકનાં ગ્રાહક થાય તેવી અમારી ભલામણ છે.

**—શં. સો. પટેલ**

**જીવનપ્રકાશ**—( માસિક ) તંત્રી· શ્રી. ઈશ્વરલાલ ર. દવે એમ એ. રાણપુર. વાર્ષિક લવાજમ· રૂા. ૯–૦–૦

છેલ્લા ચાર માસ થયાં આ માસિક વિસ્તૃત જાહેરાતને અંતે પ્રકટ થવા માંડ્યું છે. એના સલાહકાર મંડળમા આપણા સાહિત્યના અગ્રણીઓ છે. લેખકોમા જ્ઞાત અજ્ઞાત લેખકો પૈકીના હોઇને લેખો ચિંતનશીલ કોટીના નથી છતા પ્રાસંગિક અને વૈવિધ્યભર્યાં હોય છે. કાવ્ય, વાર્તા, આરોગ્ય, વિજ્ઞાન વગેરે વિષયને લગતા લેખો એમા આવે છે.

સંપાદકીય સલાહકાર મંડળો આવી પ્રવૃત્તિઓમાં રચાય છે, પરંતુ તે કેટલે દરજ્જે એ પ્રવૃત્તિને સહાયરૂપ થાય છે તે આજે કહેવું પડે તેમ નથી સામયિકના આવા સલાહકાર મંડળો, વાચકોને ક્વચિત્ ક્વચિત્ આકર્ષે છે, પરંતુ સરવાળે એ સલાહકારોનો કેટલો લાભ એ પ્રવૃત્તિ દ્વારા એના ભોક્તાઓને મળ્યો છે તે જોઇએ છીએ ત્યારે શૂન્યવત્ પરિણામ અત્યાર આગમચ આવ્યાનું જણાયું છે. દા. ત. બંધ થઇ ગયેલું "સુવાસ" માસિક. એની પાસે પણ સારું એવું સલાહકાર મંડળ હતું, પરંતુ તેનો લાભ ભાગ્યે જ એ સામયિકના વાચકોને મળ્યો હશે. બીજો દાખલો મહાગુજરાત પબ્લીશીંગ કંપનીનો. છતાં આપણે આશા રાખીએ, આ સામયિકના સફળ સંચાલનમા આ સલાહકાર મંડળનો એના વાચકોને ઠીક ઠીક લાભ મળે. રૂા. ૯) જેટલું લવાજમ વધારેપડતું લેખી શકાય.

**મ. પ્ર. વ્યાસ**



## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો

૧ હગેરીનો તારણહાર—લેખક શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૧-૮-૦

૨ કામવિજેતા શ્રી સ્થૂલિભદ્ર—લેખક શ્રી. જયભિખ્ખુ, પ્રકાશક શ્રી. સારાભાઇ મણિલાલ નવાબ; અમદાવાદ, મૂલ્ય રૂા. ૪-૮-૦

૩ મહર્ષિ મેતારજ—લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૪-૪-૦

## સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય-અમદાવાદ તરફથી

૪ તંત્રની સાધના—લેખક આચાર્યશ્રી ક્ષિતિમોહનસેન; મૂલ્ય ૦-૪-૦

## ભારતી સાહિત્ય સંઘ-અમદાવાદ તરફથી

૫ હિરોશીમા—મૂળ લેખક જૉન હર્સી, અનુવાદક શ્રી. નિરુ દેસાઇ; મૂલ્ય રૂા. ૧-૧૨-૦

## નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદ તરફથી

૬ યંત્રની મર્યાદા—( નવી આવૃત્તિ ) લેખક શ્રી. નરહરિ દ્વા પરીખ; મૂલ્ય રૂા. ૧-૦-૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૭ ગાયત્રી તથા પ્રણવજપ મહિમા—લેખકો શ્રી. પંડિતજી જગન્નાથ અને જટાશંકર નાન્દી, પ્રકાશક આત્મોદ્ધાર કાર્યાલય, ભૂતડી ઝાંપા, વડોદરા મૂલ્ય રૂા. ૧-૮-૦

૮ શ્રી સરહસ્યત્રિકાલ સન્ધ્યા પ્રયોગ પદ્ધતિ—સંશોધક તથા પ્રકાશક માર્કંડરાય ચુનીલાલ ગવળ, શ્રી જગદીશ્વરાશ્રિત કાર્યાલય, ઘીકાંટા, નવતાડની પોળ, મહાદેવવાળો ખાંચો, અમદાવાદ મૂલ્ય ૦-૬-૦

૯ શ્રી પંચાયતન દેવપૂજનવિધિ—સંશોધક પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦-૬-૦

૧૦ સરહસ્ય બ્રહ્મયજ્ઞ, તર્પણ-વૈશ્વદેવાદિ નિત્ય કર્મપ્રકાશ—સંશોધક તથા પ્રકાશક અને મૂલ્ય ઉપર પ્રમાણે.

૧૧ હિન્દુતત્ત્વ પતાકા—સંશોધક-પ્રકાશક અને મૂલ્ય ઉપર પ્રમાણે

૧૨ પશુ મહાસભાનુ સંમેલન—સંશોધક-પ્રકાશક અને મૂલ્ય ઉપર પ્રમાણે.

૧૩ બાળસ્તવનમાળા—સંશોધક-પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૨–૦

૧૪ શ્રી શિવ શક્તિનાં સ્તોત્રો—સંશોધક પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૩–૦

૧૫ સોલોમનનો ખજાનો—ખંડ ૧–૨ અનુવાદક શ્રી. શંકર શાહ; પ્રકાશક શ્રી. સોમાભાઇ કિશાભાઇ પટેલ; સુણાવ ( આણંદ થઇને ) મૂલ્ય રૂા. ૧–૮–૦

૧૬ બે આખ્યાનો—લેખક અને પ્રકાશકઃ શ્રી. સોમાભાઇ કિશાભાઇ પટેલ; સુણાવ ( વાયા આણંદ ) મૂલ્ય ૦–૧૨–૦

૧૭ શિશુ રામાયણ—લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૧૨–૦

૧૮ ગુલશન—અનુવાદ શ્રી. ઇમામુદ્દીન દરગાહવાલા; નવસારી. મૂલ્ય રૂા. ૧–૦–૦

---

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલે માહે જુન માસમાં નવસારી પ્રાંતના પલસાણા મહાલના નીચેનાં સ્થળોની મુલાકાત લઇ ત્યાંની પુસ્તકાલય યા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે; અને દફતરી તેમજ પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી વર્ગીકરણ અને વાચનપ્રચારની કામગીરી બજાવી છે.—

**જુન માસમાં—પલસાણા મહાલનાં** (૧) બાબીન, (૨) ઉમરાખ, (૩) ખરવાસા, (૪) અસ્તાન, (૫) ધામડોદએના, (૬) બારસડી, (૭) સોયણી, (૮) વણેસાપીસાદ, (૯) ચઓળિયા, (૧૦) ધમડોદ લુંભા, (૧૧) એના, (૧૨) તુંડી, (૧૩) ગાગપુર, (૧૪) દસ્તાન, (૧૫) અમાધરા, (૧૬) બગુમરા, (૧૭) તાંતીથૈયા, (૧૮) જોળવા, (૧૯) સાકી, (૨૦) બલેશ્વર, (૨૧) ઇટાળવા, (૨૨) કડોદરા, (૨૩) હરિપુરા, (૨૪) અંત્રોલી કામગીરી દિન ૨૩.

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઇએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ.

ના. ન. ચોકસી
સહમંત્રી,
વ. રા પુ. મંડળ.




## પુસ્તકાલય ખાતાનાં નવાં વ્યવસ્થાપિકા

વડોદરાના મધ્યવર્તી પુસ્તકાલય અને પુસ્તકાલય ખાતાના વ્યવસ્થાપક શ્રી. વાકનીસ સા. શ્રીમંત સરકારના મુખ્ય મંત્રી ( Chief Secretary ) નિમાતાં એ પદ કેટલોક વખત થયા ખાલી હતું એ પદે અવેજી વ્યવસ્થાપક તરીકે ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સાહેબ કામ કરતા હતા. પરંતુ હવે એ પદે સૌ. કમળાબાઇ તિલકની કાયમ નિમણૂક થઇ છે તેને અમે આવકારીએ છીએ.



શ્રી. સૌ. કમળાબાઇ તિલક
એમ એ
જ રા પુસ્તકાલય ખાતાના
વ્યવસ્થાપિકા

શ્રી કમળાબાઇ તિલક એ વડોદરા મહાવિદ્યાલય ( Baroda College )ના પ્રિન્સિપાલ શ્રી તિલકના સહધર્મચારિણી હોઇને ઉચ્ચ વિદ્વત્તા ધરાવે છે તેઓએ પૂનાની સર પરશુરામ કોલેજમાં શિક્ષણ પ્રાપ્ત કરી ૧૯૨૯ મા એમ. એ. ની ઉપાધિ મેળવી હતી. તેમના અભ્યાસકાળ દરમિયાન તેમણે મેટ્રીકની પરીક્ષામા સંસ્કૃતમા શિષ્યવૃત્તિ પણ પ્રાપ્ત કરી હતી

તેમણે મરાઠીમા ૩ પુસ્તકો પણ લખ્યા છે તે પૈકી ( ૧ ) " ઉષ્ણ્ય શારદા " અને ( ૨ ) આકાશગંગા નામક ટૂંકી વાર્તાઓના સંગ્રહ હોઇને ( ૩ ) સ્ત્રીઓને લગતા કેટલાક પ્રશ્નો છે. "

ત્રીજા પુસ્તકને મુંબઇ યુનિવર્સિટી તરફથી ૧૯૪૨ ના શ્રેષ્ઠ પુસ્તક તરીકે "તરખડકર પારિતોષિક" એનાયત કરવામાં આવ્યુ હતુ. આ ઉપરાંત તેઓશ્રીએ બાલમાનસને લગતાં તેમજ ઇતર સાહિત્યસર્જનો કરેલાં છે.

વળી તેઓશ્રીએ બનારસ હિંદુ યુનિવર્સિટીના મહિલા વિદ્યાલયમાં પ્રિન્સિપાલ તેમજ અંગ્રેજીના અધ્યાપિકા તરીકે પણ કામ કર્યું હતું. છેલ્લે ૧૯૪૬-૪૭ ના વર્ષમાં તેઓશ્રી પૂનાની વિદ્યાર્થીની મહાવિદ્યાલયના પ્રિન્સિપાલપદે હતા

હવે આવાં વિદુષી સન્નારી આપણી લોકભદ્ર પુસ્તકાલય પ્રવૃત્તિના વ્યવસ્થાપિકા તરીકે નિમાયાં છે.

સ્ત્રીસમાનતાના આજના યુગમા આવાં વિદુષી સન્નારી આવા ઉચ્ચ પદાધિકારે નિયુક્ત થાય તેને હરકોઇ વધાવશે અને તેમના બહુશ્રુત જ્ઞાન અને વિદ્વત્તાનો લાભ વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિને અહોનિશ મળતો રહેશે એવી અમારી શુભેચ્છાસહ શ્રી. સૌ. કમલાબાઇ તિલકને અમારાં અભિનંદન ! '

આપણે આશા રાખીએ તેઓશ્રી યુદ્ધોત્તર પુનર્ઘટના થનાર છે ત્યારે તેમનો જ્ઞાનલાભ આપી તેમા પોતાનો સક્રિય સાથ નોંધાવે. મ. પ્ર. વ્યાસ

## વ. રા. પુ. મંડળ

**મહાલ મંડળ તરફે શિષ્ટવાચન પરીક્ષા.**—ઠર્યા પ્રમાણે કરજણ મહાલની શિષ્ટવાચન પરીક્ષા લેવાઈ ગઇ છે. તેનો લાભ ચોરંદા એ. વી. સ્કૂલના ૧૪, કંડારી સ. ગુ. શાળાના ૨૦ તથા વેમાર સ. ગુ. શાળાના ૧૮ મળી કુલ પર વિદ્યાર્થીઓએ લીધો છે.

—મહેસાણા મહાલ માટેની પરીક્ષા જુલાઇના બીજા રવિવારે લેવા ઠર્યું છે. ' ગુજરાતના સેવકો 'નું પુસ્તક નમૂ્ન થયું છે.

**પ્રમાણપત્ર પરીક્ષાનું પરિણામ**—ચાલુ સાલે લેવાઇ ગયેલી પ્રમાણપત્ર માટેની પરીક્ષાનું પરિણામ ચાલુ અંકમાં પ્રસિદ્ધ થયું છે તે જોઇ લેવા લાગતાવળગતાઓને વિનંતિ.

**વાર્ષિક સભાઓઃ**—ઑગસ્ટથી નવી સાલ શરૂ થાય છે. એ પ્રસંગે જૂથ તેમ જ મહાલ મંડળોએ પોતપોતાની વાર્ષિક સભાઓ ભરવાનું ધોરણ ઠરેલુ છે. તે મુજબ ચાલુ અંકમા અન્યત્ર પ્રસિદ્ધ થયેલી જાહેરાતોનો મજકુર ધ્યાનમા લઇને રાખેલા મુજબની સભાઓ ભરવાની અને તેના કામકાજના અહેવાલ રાજ્ય પુ મંડળ તેમ જ પોતપોતાના પ્રાંત મંડળ તરફ મોકલાવી આપવાની વ્યવસ્થા રાખવાની રાજ્યના તમામ જૂથ પુ મંડળો તથા મહાલ મંડળોના મંત્રી ભાઇઓને ખાસ ભલામણ '

**શિષ્ટવાચનની પરીક્ષા**—તા. ૨૦-૭-૪૭ એ લેવા ઠરેલી શિષ્ટવાચનની ૨૫ મી પરીક્ષાનાં પ્રશ્નપત્રો જે તે ઉમેદવારો માટે જે તે ગામ મોકલાઇ ગયા છે જવાબો શાહીથી લખવા ઉમેદવાર ભાઇ-બહેનોને ભલામણ !

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૪ / સન '૪૬-૪૭

### વિષયઃ—જૂથ પુસ્તકાલય મંડળોએ વાર્ષિક સભા ભરવા બાબત

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં ૧૩ તા. ૮-૩-૩૦ થી રાજ્યના દરેક જૂથ પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા દર વર્ષે ઓગસ્ટના પહેલા રવિવારે ભરવાનું ઠર્યું છે. તે મુજબ **સન ૧૯૪૭-૪૮ ના નૂતન સાલની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૭ના પહેલા રવિવારે તા. ૩-૮-૪૭ના રોજે** ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું રાજ્યના દરેક જૂથ પુસ્તકાલય મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે.

આ સભામાં, જૂથમા આવેલા તમામ પુસ્તકાલયો, વાચનાલયોના મંત્રીઓએ આવાનુ હોઇ જૂથમંત્રીએ સભાની તારીખના ચાર-પાચ દિવસ અગાઉ પોતાના જૂથના તે તે પુસ્તકાલય-વાચનાલયના મંત્રીઓને સદર તારીખે સભામાં આવવાનું આમંત્રણ મોકલી આપવું. જૂથમાં આવેલા તમામ પુસ્તકાલયના પૂરી થયેલી સાલનાં વાર્ષિક નિવેદન તથા નવીન સાલનુ બજેટ તમામ મંત્રીભાઇઓએ એકઠા થઇને આજ સભામાં ભરવાનાં હોવાથી તેને લગતા સાધનિક કાગળો તથા બીજી જરૂરી હકીકત પણ સાથે લેતાં આવવાનું દરેકને ખાસ સૂચવવુ.

આ સભામાં નીચેના કામો કરવાની ખાસ ભલામણ છે:—

૧ જૂથમાંના દરેક પુસ્તકાલયે પોતાનુ વાર્ષિક નિવેદન પોતાના પત્રકો ઉપરથી તૈયાર કરવું.

૨ સન ૧૯૪૦-૪૧ના જુલાઇ અંકમાં પ્રસિદ્ધ થયેલ પુસ્તકાલય ખાતાની અગાઉની સૂચનામા જણાવ્યા પ્રમાણે ( સહકારના ધોરણે બજેટ બનાવવાની યોજના ) દરેકે પોતાના પુસ્તકાલયના બજેટ બનાવવાં.

૩ મહાલ પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળ માટે બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી અને મહાલ પુ મંડળને તે નામોની ખબર આપવી.

૪ આ સિવાય (૧) જૂથમાં આવેલા પુસ્તકાલય વિનાનાં શાળાવાળાં ગામોએ પુસ્તકાલય સંસ્થા ઉઘાડવા (૨) જૂથમા આવેલા પુસ્તકાલયોની તપાસણી કરવા તથા (૩) મહાલ અને રાજ્ય પુ. મંડળ તરફથી યોજાતી શિષ્ટવાચનની પરીક્ષાઓનો લાભ લેવા અને લેવડાવવા તથા ગામેગામ વાચક મંડળો સ્થાપવા વગેરે બાબતોના પ્રશ્નો પણ વિચારવા.

૫-આ સભાના અહેવાલની હાજર રહેલા મંત્રીભાઇઓનાં નામ ગામ સાથેની એકેક નકલ મહાલ પુ મંડળ અને રાજ્ય પુ. મંડળ એ દરેક તરફ સભા ભરાઇ ગયા પછી દિન ૮માં દરેક જૂથમંડળના મંત્રીએ ખાસ મોકલી આપવી.

**૬ કોઇ કારણે તા. ૩-૮-૪૭ એ સભા બોલાવી ન શકાય તો તા. ૧૦-૮-૪૭ ને રવિવારે તો સભા અચૂક ભરવીજ.**

વડોદરા
તા. ૪-૭-૪૭

રામભાઈ કા. પરેલ.
મંત્રી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ.

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૫ / સન ૪૬-૪૭

## વિષયઃ—મહાલ પુસ્તકાલય મંડળોએ વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા ભરવા બાબત

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં. ૧૪/તા ૮-૭-૩૦થી રાજ્યના દરેક મહાલ પુ. મં. વ્યવસ્થાપક સભા દર વર્ષે ઑગસ્ટના ત્રીજા રવિવારે ભરવાનું ઠર્યું છે તે મુજબ સન **૧૯૪૭-૪૮ના નૂતન વર્ષની વાર્ષિક સભા ઑગસ્ટ '૪૭ ના ત્રીજા રવિવારે** તા. ૧૭-૮-૪૭ એ પોતપોતાના મહાલના અનુકૂળ પડતા સ્થળે ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું, રાજ્યના દરેક મહાલ પુ મં. મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છેઃ—

જે તે મહાલનું મહાલ વ્યવસ્થાપક મંડળ જે તે મહાલનાં જૂથમંડળોએ નૂતન વર્ષની વાર્ષિક સભામા ચૂંટેલા બે પ્રતિનિધિઓનું બને છે જે જૂથમંડળ તરફથી નવા વર્ષના પ્રતિનિધિઓનાં નામ-ઠામ આવ્યાં હોય તે પ્રતિનિધિઓને, સભાની તારીખના એક અઠવાડીઆ અગાઉ, સભાની તારીખ, સ્થળ, ટાઇમ તથા કરવાના કામોની યાદી સહિતની એક આમંત્રણપત્રિકા મહાલ મંડળના મંત્રીએ મોકલવી ને જૂથમંડળ તરફથી પ્રતિનિધિઓનાં નામ-ઠામ આવ્યાં ન હોય ત્યાં તે જૂથમંડળના મંત્રી તરફ આમંત્રણ મોકલવું અને એમાં બે પ્રતિનિધિઓને ચૂંટીને મોકલવા જણાવવું.

આ સભામાં દરેક મહાલ મંડળે નીચેના કામો ખાસ કરવાનાં છે.

૧ મહાલ પુ. મંડળના મંત્રીએ રજુ કરેલા પૂરી થયેલી સાલના નિવેદન તથા હિસાબ મંજૂર કરવા.

૨ જૂથ મંડળો તરફથી ચૂંટાઇ આવેલા પ્રતિનિધિઓમાંથી એક પ્રમુખ તથા મંત્રીની ચૂંટણી કરવી.

૩ પ્રાંત પુસ્તકાલય મંડળ માટે કસ્બા પુસ્તકાલયોમાંથી એક અને ગ્રામ પુસ્તકાલયો તરફથી એક એમ બે પ્રતિનિધિઓની ચૂટણી કરવી અને તે નામો પ્રાંત મંડળ તરફ સમયસર મોકલી આપવાની મંત્રીને સત્તા આપવી.

૪ નવા વર્ષમા મહાલ મંડળે કરવા જોગા કામોની વિચારણા કરી કાર્યક્રમ ગોઠવવો તથા તે માટેનુ અંદાજ બજેટ મંજૂર કરવું.

ટીપઃ—નવા વર્ષના કાર્યક્રમમા નીચેના પ્રશ્નો ખાસ વિચારવાઃ—

૧ મહાલ પૂરતી વિદ્યાર્થીઓ માટેની સિ. વા.ની પરીક્ષા લેવા બાબત. ૨ શાળાવાળાં બાકી રહેલાં ગામોએ પુસ્તકાલય ઉઘાડવા બાબત. ૩ મહાલનું દરેક પુસ્તકાલય નવીન વર્ષનું અંદાજ બનાવે તથા પૂરી સાલનું નિવેદન ઠરેલી મુદતમાં મોકલી આપે તેવી

તજવીજ રાખવા બાબત. ૪ મહાલ માટે માનદ પ્રચારક વા પ્રચારકો નીમવા બાબત. ૫ મહાલના તમામ પુસ્તકાલયોનો પોતપોતાના જૂથમાં આવેલાં પુસ્તકાલયો અરસપરસ સહકારના ધોરણે અંદાજપત્રો બનાવે તેની તજવીજ થવા બાબત. ૬ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી યોજાતી પરીક્ષાનો લાભ લેવા-લેવરાવવા બાબત વગેરે વગેરે.

આ સભાના કામકાજના અહેવાલની, સભામાં હાજર રહેલાઓનાં નામ, તથા હીસાબ સાથેની વાર્ષિક નિવેદનની એક નકલ પ્રાંત પુ. મંડળ તરફ અને એક રાજ્ય પુ. મંડળ તરફ ભરાઈ ગયા પછી દીન ૮માં દરેક મંડળે મોકલી આપવી.

**તા ક. ઉપર જણાવેલી તારીખે કોરમ ( પાંચ પ્રતિનિધિઓની હાજરીનું ) ન થવાના કારણે સભાનુ કામ મુલત્વી રહે અગર કોઇ કારણસર તે દિવસે સભા જ બોલાવવાનુ મોકુફ રાખવામાં આવે તો તે પછીના રવિવારે તો સભા જરૂર ભરવી.**

વડોદરા
તા. ૪-૭-'૪૭

**રામભાઇ કા. પટેલ**
મંત્રી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ.

---

# પ્રમાણપત્ર માટેની પરીક્ષાનું પરિણામ

## સને ૧૯૪૬-૪૭

પુસ્તકાલય પ્રવૃત્તિના કામ અને વ્યવસ્થાની આવડતનું પ્રમાણપત્ર આપવા માટેની પરીક્ષા સને ૧૯૪૭ ના મે માસની ૨૪-૨૫ મી તારીખોએ લેવાઇ ગઇ. તદંગે (૧) **પુ. પ્રવૃત્તિનો ઇતિહાસ અને બીજા લેખો, (૨) બજેટ-નિવેદન (૩) નિયમો-વટહુકમો,** તથા (૪) **પુસ્તકવિધિ અને વર્ગીકરણ**-એમ ચાર પ્રશ્નપત્રો વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતુ તથા રાજ્ય પુ. મંડળના સહકારથી નમૂદ કરવામા આવ્યા હતા. પરીક્ષા માટે ૨૪ જણે ઉમેદવારી નોધાવી હોઇ તે દરેકને રાજ્ય પુ. મંડળ તરફથી પત્રવ્યવહાર દ્વારા પુસ્તકાલય શિક્ષણની યોજના અગે યોજાયેલા આવશ્યક પાઠો મોકલી આપવામા આવ્યા હતા, અને તેમાં શાસ્ત્રીય વર્ગીકરણના પાઠો પરત્વે ખાસ દોરવણી આપવામાં આવી હતી. નોધાયલા ૨૪ ઉમેદવારો પૈકી ૧૫ જણે પરીક્ષામાં બેસવાની તૈયારી બતાવ્યાથી તેમને માટે નક્કી થયેલા નિરીક્ષકો તરફ પ્રશ્નપત્રો મોકલી આપવામાં આવ્યા હતા. પરંતુ અત્રે માત્ર ૧૨ જણની જ ઉત્તરવહીઓ આવેલી હોવાથી બાર જણે જ આ પરીક્ષાનો લાભ લીધો ગણાય.

બેઠેલા ઉમેદવારોનુ પરિણામ નીચે પ્રમાણે હોઇ * ચિહ્નવાળા નં. ૧ થી ૫ ના ઉમેદવારો પ્રમાણપત્ર મેળવવાને પાત્ર ઠર્યા છે. પ્રમાણપત્રો તૈયાર થયે જે તે ઉમેદવાર ભાઇ તરફ મોકલી આપવામાં આવશે.

## પરિણામ

| નંબર | નામ | ગામ | પુ. પ્રવૃત્તિનો ઇતિહાસ અને ભીંત લેખો ગુણ ૬૦ | કેટલૉગ-નિબંધ ગુણ ૧૦૦ | નિયમો-વર્ગકોઠો ગુણ ૬૦ | પુસ્તકવિધિ અને કાર્યક્રમ ગુણ ૧૦૦ | કુલ ગુણ ૩૨૦ |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | રામભાઈ જીવાભાઈ પટેલ | સાંગમા તા. પાદરા | ૩૯ | ૭૭ | ૪૬ | ૫૯ | ૨૨૧ |
| ૨ | હરગોવિંદલાલ ઉમિયાશંકર વ્યાસ | ઉદલપુર તા. વિસનગર | ૩૭ | ૫૮ | ૨૯ | ૩૯ | ૧૬૩ |
| ૩ | શાંતિલાલ મોતીલાલ શાહ | ગણપતપુરા તા. પાદરા | ૨૯ | ૫૮ | ૩૪ | ૬૮ | ૧૮૯ |
| ૪ | કેવળરામ નારણજી જોશી | બેટ તા. ઓખામંડળ | ૨૮ | ૩૬ | ૩૨ | ૬૨ | ૧૫૮ |
| ૫ | ચંદ્રવદન મોતીલાલ તલાટી | કંજરી તા. કાલોલ (જી. પંચમહાલ) | ૨૧ | ૫૮ | ૩૦ | ૭૨ | ૧૮૧ |
| ૬ | મફતલાલ જીવીદાસ પટેલ | મોટપ તા. ચાણસ્મા | ૨૧ | ૪૧ | ૩૧ | ૨૫ | ૧૧૮ |
| ૭ | શંકરલાલ મગનલાલ પટેલ | પ્રાંતીયા તા. દહેગામ | ૨૧ | ૪૯ | ૨૧ | ૨૬ | ૧૧૭ |
| ૮ | ગિરજાશંકર મગનલાલ વ્યાસ | વડોદરા તા. ડભોડા | ૨૦ | ૪૮ | ૧૭ | ૨૫ | ૧૧૦ |
| ૯ | જયંતિલાલ હરગોવિંદ રાવળ | કંડ તા. કડી | ૨૦ | ૩૭ | ૨૦ | ૨૭ | ૧૦૪ |
| ૧૦ | કાશીભાઈ સેધીદાસ પટેલ | લોદ્રા તા. વિજાપુર | ૨૦ | ૪૬ | ૨૫ | ૨૫ | ૧૧૬ |
| ૧૧ | મંગળભાઈ હીરાભાઈ પ્રજાપત | તાંદળજા તા. સંખેડા | ૨૬ | ૫૦ | ૨૦ | ૨૬ | ૧૨૨ |
| ૧૨ | મૂળચંદ હીરાભાઈ પટેલ * | વાલમ તા. વિસનગર | ૦ | ૦ | ૦ | ૮ | ૮ |

નં. ૬ થી ૧૨ વાળા ઉમેદવારો શાસ્ત્રીય ઢબના વર્ગીકરણ કામથી બિલકુલ અજ્ઞાત છે. શાસ્ત્રીય વર્ગીકરણ એટલે શું એની જ એમને પૂરી સમજ હોય એમ લાગતું નથી. પ્રમાણપત્ર મેળવવા માટે શાસ્ત્રીય વર્ગીકરણ ખાસ હોવું જોઈએ. એટલે એ ભાઈઓને એ વિષયના પાઠોનો કાળજીપૂર્વક અભ્યાસ કરી લઈને એની ઉત્તરવહીઓ રાજ્ય પુ. મંડળના સહમંત્રી તરફ મોકલી આપીને જરૂર પૂરતી સમજ ને દોરવણી મેળવી લેવાની ખાસ સલાહ છે.

નં. ૨ વાળા ભાઈ મેળવેલા ગુણાંકની દૃષ્ટિએ બધા વિષયોમાં આમ ઉત્તીર્ણ તો થાય છે. પરંતુ એમનો યે શાસ્ત્રીય વર્ગીકરણનો વિષય કાચો હોવાથી એમનું આપવાનું પ્રમાણપત્ર એ વિષય આવડયાની ખાત્રી કરાવી આપ્યા પછી જ એમને મોકલી આપવામાં આવશે, એની એ ભાઈએ નોંધ લેવી ઘટે. તા. ૨૭-૬-૪૭.

રા. કા. પટેલ
મંત્રી,
વ. રા. પુ. મંડળ

ઉ. મો. પટેલ
મદદ વ્યવસ્થાપક,
પુસ્તકાલયખાતું

* સૂચના વિરુદ્ધ પેન્સીલનું લખાણ હોવાથી તપાસવામાં નથી આવ્યું.

# આવતા માસની કાર્યદિશા

(૧) વાર્ષિક નિવેદનો ઓગસ્ટના પહેલા અઠવાડીઆમાં તૈયાર કરી ખાતા તરફ મોકલો.

(૨) કાયમનીધિ અગર કોઈપણ પ્રકારનું ઇતર ભંડોળ ખાનગી ઇસમ પાસે નહિ રાખતાં ખાતાએ જણાવેલી રીતે રોકો.

(૩) નવું અંદાજપત્ર ધારાધોરણને અનુસરી બનાવો.

(૪) કોઇ શિક્ષક ગ્રંથપાલે સરકાર મંજૂરી મળ્યા સિવાય પોતે સંસ્થામાં ખર્ચ પાડી વેતન લેવું નહિ.

(૫) અંદાજપત્ર સાથે કાયમનિધિમા રકમ મૂકયાની પાવતી સામેલ રાખવી.

(૬) જુલાઇ આખરે તમામ દફતરો વ્યવસ્થિત કરો. શિલકી સામાન, પુસ્તકો વગેરે નોંધવહીઓ પર મેળવણીના શેરા કરો.

(૭) રોજમેળના પહેલા પાન પર હાથ-પરની રોકડ શિલક ઉપરાંત કયા કયાં સ્થળે સંસ્થાની મૂડીનું રોકાણ છે તે બરાબર નોંધ કરો.

વડોદરા,
તા. ૪-૭-'૪૭

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક.

## સૂચના નં. ૧૧ સને ૧૯૪૬-૪૭

## વિષય

### વર્તમાનપત્રો સામયિકોની ખરીદી બાબત

રાજ્યના સાર્વજનિક પુસ્તકાલયોમા લેવામાં આવતા " સયાજી વિજય " પત્રનું લવાજમ સને ૧૯૪૭-૪૮થી રૂા. ૯)ને બદલે કાગળ અને કામગારોની મોંઘવારીના સબબે રૂા ૧૦) કરવામા આવ્યું છે એમ તે પત્રના માલિક જણાવે છે. સબબ લવાજમના આ વધારાની નોંધ પુસ્તકાલયોના મંત્રી ભાઈઓએ રાખી તે પ્રમાણે લવાજમ ભરવા તજવીજ કરવા વિનતિ છે.

મુંબાઈથી પ્રસિદ્ધ થતુ દૈનિક પત્ર " સાંજ વર્તમાન " દેશ પરદેશના સમાચારોથી ભરપૂર હોય છે તે પુસ્તકાલમા વસાવવા યોગ્ય હોઈ પુસ્તકાલયોની સવડ પ્રમાણે ખરીદવા અમારો ભલામણુ છે.

અમદાવાદથી " ઉદ્યોગ અને વેપાર " નામનું માસિક માહે એપ્રિલ ૧૯૪૭થી પ્રસિદ્ધ થવા માંડયું છે, જે ગામ અને કસ્બાના પુસ્તકાલયોને પોતાના વાચકો માટે જરૂર હોય અને નાણાની સવડ હોય તો પોતાના પુસ્તકાલયો માટે તે મગાવી શકશે. સદર માસિક ગ્રામ કસ્બા અને પ્રાંત પુસ્તકાલયો માટે મંજૂર કરવામાં આવે છે. તેનું લવાજમ રૂા. ૬-૮-૦ છે તેની નોંધ લેવી.

વડોદરા<br>
તા. ૪-૭-૪૭

ઉ. શ્રો. પટેલ<br>
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૧૨ અને સને ૧૯૪૬-૪૭

## વિષય

### વાર્ષિક નિવેદનો મોકલવા બાબત

**સને ૧૯૪૬-૪૮નાં વાર્ષિક નિવેદનો પુસ્તકાલય ખાતા તરફ મોકલવા બાબત**

સને ૧૯૪૭-૪૮નાં વાર્ષિક નિવેદનો રાજ્યના સાર્વજનિક પુસ્તકાલયો વખતસર મોકલે અને હકીકત મોકલવામાં અનુકૂળતા થાય એ હેતુથી તેના ફૉર્મ આ અંકના છેવટના ભાગમાં જોડેલાં છે. તે કાઢી લઈ તેનો ઉપયોગ કરવો. " પુસ્તકાલય " માસિકના વ્યવસ્થાપકે રાજ્યના તમામ પુસ્તકાલયોને આ અંક મોકલવા ઉદારતા બતાવી છે.

૨ **નિવેદનો તૈયાર કરવા બાબત.** આશા છે કે પુસ્તકાલયોના મંત્રી ભાઈઓ આ નિવેદનોની એક પ્રત પોતાને ત્યાં રાખી બીજી પ્રત પોતાના જૂથ મારફત પુસ્તકાલય ખાતા તરફ તા. ૧૫મી ઑગસ્ટ પહેલાં બીનચૂક મોકલી આપશે.

૩ **મહાલ મંડળ અને મહાલ શાળાધિકારી સાહેબોએ સહકાર આપવા બાબત.** રાજ્યનાં જુદાં જુદાં મહાલ અને જૂથ પુસ્તકાલય મંડળો તેમ જ રા. મહાલ શાળાધિકારી સાહેબો પણ આ બાબતમાં પોતાની સ્થળ-સીમામાં આવેલા પુસ્તકાલયોને ઘટિત સૂચનાઓ આપી ઉપરની તારીખ સુધીમાં નિવેદનો પુસ્તકાલય ખાતા તરફ મોકલવા સાચો સહકાર આપશે.

વડોદરા
તા. ૪–૭–'૪૭

**ઉ. મો. પટેલ**
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૧૩ સને ૪૬–૪૭

# વિષય

### શિક્ષક ગ્રંથપાલો બાબત

વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ એ શિક્ષકોના કામકાજનું જ પરિણામ છે. ગામડામાં શિક્ષકોના સહકારથી જ આ પ્રવૃત્તિ ફાલી ફૂલી છે. તેઓ જ વિદ્યાર્થીઓ, યુવાનો, અને માબાપોના સીધા સંપર્કમાં આવતા હોઈ તેમના દ્વારા જ આ લોકોને ભણેલું નહિ ભૂલી જવા માટે અને જ્ઞાનમાં નિત્ય વધારો કરવા સ્થપાયેલી સંસ્થાઓનું સારું સંચાલન ચલાવી શકે.

પરંતુ તેથી આપણે સૌ શિક્ષક ગ્રંથપાલ મિત્રો નિયમની અજ્ઞાનતા સેવી શકીએ નહિ, એ પણ એટલું જ ચોક્કસ છે. આપણે આપણી ફરજો સમાજના હિતની દૃષ્ટિએ અદા કરીએ. તેવીજ રીતે આપણી જાત તરફ પણ અદા કરવાની હોય છે. માટે સર્વ શિક્ષક ભાઈઓ જેઓ ગ્રંથપાલ તરીકે વેતનથી કામ કરવા ઈચ્છતા હોય તેમણે પ્રથમ મંજૂરી મેળવી પછી કાર્ય કરવું.

કોઈ શિક્ષક પરવાનગી સિવાય કાર્ય કરતો હોય તેમણે સેવાભાવે કામ કરી વર્તે પરવાનગી માગવા તજવીજ કરવી. અને રા. મહાલ શાળાધિકારી સાહેબો અને રા. રા. પ્રાંત શાળાધિકારી સાહેબોને આથી વિનંતિ કરવામાં આવે છે કે તેઓશ્રીની સ્થળસીમામાં આવા પ્રકારની કસુર જણાય અને શિક્ષકે ઈરાદાપૂર્વક અવગણના ન કરી હોય તો તેને યોગ્ય રાહત આપી પુસ્તકાલયનું કામ કરવા માટે પુસ્તકાલય ખાતાની સૂચના નં. ૭ સને ૧૯૪૬–૪૭ માર્ચ માસમાં પ્રસિદ્ધ થઈ છે તે પ્રમાણે તજવીજ કરે.

કોઈપણ શિક્ષકે પરવાનગી ન મળી હોય તો પુસ્તકાલય સમિતિમાંથી પગાર લેવો નહિ. કારણ, તેઓ સરકારી નોકર હોઈ સ્થાનિક અધિકારી સાહેબ મારફત મે. રા. રા. વિદ્યાધિકારી સા.ની મંજૂરી સિવાય વેતન લઈ શકે નહિ.

પણ પુસ્તકાલયો તેથી બંધ રાખી શકાય નહિ, જેથી રા. રા. પ્રાંત શાળાધિકારી સાહેબ અગર રા. મહાલ શાળાધિકારી સાહેબ કોઈ શિક્ષકના વેતનનો પ્રશ્ન હોય તો તેનું નિરાકરણ થતાં સુધી પુસ્તકાલય બંધ ન રહેવા દેતાં તેમને યોગ્ય લાગે તો તે જ શિક્ષક અગર બીજા શિક્ષકને કામ ફરજરૂપે સોંપી પુસ્તકાલયનો ઉપયોગ ચાલુ રહે તેવી ઘટતી વ્યવસ્થા જરૂર કરશે એવી આશા છે.

વડોદરા,
તા. ૪–૭–૪૭

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## જાહેરાત નં. ૯ સને ૧૯૪૬–૪૭

## વિષય

### પુસ્તકોની ભલામણ

સાર્વજનિક પુસ્તકાલયો માટે નીચે જણાવેલા પુસ્તકો પોતાના અંદાજમાં રકમની સવડ પ્રમાણે વસાવવા પ્રાંત, કસ્બા ને ગ્રામ પુસ્તકાલય સમિતિઓને ભલામણ કરવામાં આવે છે.

નવા વર્ષમાં પુસ્તકો ખરીદવા માટે આખા વર્ષની ભલામણ યાદીઓ અને નવીન ફાલ જોવા અમે ભલામણ કરીએ છીએ.

| પુસ્તકનું નામ | લેખક તથા પ્રકાશકનું નામ | કિંમત |
|---|---|---|
| ૧ મારું ઘર ( સ્ત્રીઉપયોગી ) | કેશલાલ ચતુરભાઈ પટેલ, ડભોડા | ૪–૦–૦ |
| ૨ વીરનાં તેજ ( ઐતિહાસિક વાર્તા ) | ,, ,, | ૩–૦–૦ |
| ૨ લોકમાતા ( મરાઠી ) | નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | ૨–૦–૦ |
| ૩ આશ્રમ ભજનાવલી ( હિન્દી ) | ,, | ૧–૦–૦ |
| ૪ ગરબીઓ તથા વિવિધ કાવ્યો | કવિ કાલીદાસ ભગવાનદાસ ભાટિયા પાટણ–ઉત્તર ગુજરાત | ૧–૮–૦ |
| ૫ સોલોમનનો ખજાનો (બાલોપયોગી) ખંડ ૧ લો | સોમાભાઈ કિશાભાઈ, સુણાવ | ૧–૮–૦ |
| ૬ ,, ( ખંડ ૨ જો ) ,, | ,, | ૧-૧૨-૦ |
| ૭ શિશુ રામાયણ ( ,, ) | ,, | ૧-૧૨-૦ |
| ૮ બાળપોથીની પૂરવણી ( ,, ) | ,, | ૦–૪–૦ |
| ૯ રાષ્ટ્ર વીણા ( કાવ્ય ) | ગજેન્દ્ર જે. પંડ્યા, શિયાપુરા વડોદરા | ૨–૦–૦ |

વડોદરા.
તા. ૧૧–૭–૪૭

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

### શિષ્ટ વાચન માટેનાં હાલ મળતાં

# પુસ્તકોનું સૂચિપત્ર

" નાણું જેમ ખખડાવીને તપાસી લો છો, તેમ ઉત્તમ પુસ્તકોની
કાળજીપૂર્વક ચકાસણી કરી ખરીદી કરવાનું રાખશો. "

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.
પો૦ બો૦ ૧૦. વડોદરા.

# પસંદગીપાત્ર પુસ્તકોની યાદી.

પુસ્તકાલયોમાં વસાવવા માટે, ગુજરાતી સાહિત્યમાં પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાંથી હાલ મળી શકતાં શિષ્ટ સાહિત્યનાં પુસ્તકોની યાદી રજુ કરી છે. પુસ્તક પસંદગી માટે આ યાદી ઠીક મદદરૂપ થઇ પડશે.

| પુસ્તકનું નામ | કર્તા વા પ્રકાશક | કિંમત |
|---|---|---|
| **ધર્મનીતિ તત્ત્વજ્ઞાન.** | | |
| ગીતાદર્શન | રાધાકૃષ્ણન | ૩-૮-૦ |
| સીતાવનવાસ | ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર | ૧-૪-૦ |
| નેત્રમણિભાઈને | કા. કા | ૦-૧૪-૦ |
| મહાનસા અલક્ષ | રંગઅવધૂત | ૦-૫-૦ |
| ગીતાપોથી | સસ્તુ સા | ૦-૬-૦ |
| ગીતાસાર | ,, | ૦-૪-૦ |
| ધર્મમંથન | ગાંધીજી | ૧-૮-૦ |
| વ્યાપક ધર્મભાવના | ,, | ૨-૦-૦ |
| જાતકકથાઓ | ચંદ્રશંકર ભટ્ટ | ૦-૧૦-૦ |
| સીતાહરણ | ,, શુક્લ | ૦-૧૨-૦ |
| ગીતાહૃદય | સાને ગુરૂજી | ૧-૪-૦ |
| ગીતા ગીતમંજરી | જુગતરામ દવે | ૧-૦-૦ |
| ઉપનિષદો | સ. સા. કાર્યાલય | ૭-૮-૦ |
| ઉત્તરગીતા | ,, | ૦-૬-૦ |
| મહાભારત | રાધાકૃષ્ણન | ૨-૦-૦ |
| ભારતનો વારસો | ,, | ૨-૮-૦ |
| વેદની વિચારધારા | ,, | ૨-૩-૦ |
| શ્રીપુરૂષમયોદા | મશરૂવાળા | ૦-૧૨-૦ |
| ગિરધરકૃત રામાયણ | સ. સા. કા. | ૪-૦-૦ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ | ,, | ૧૨-૦-૦ |
| ગીતામંથન | મશરૂવાળા | ૦-૬-૦ |
| ગાયત્રી તથા પ્રણવજપમહિમા | | ૧-૮-૦ |
| ગાયત્રીઉપાસના | ડૉ રા. મહેતા | ૨-૦-૦ |
| સંપૂર્ણ મહાભારત ભાગ ૧થી ૭ | સ. સા. વ. કા | ૪૫-૦-૦ |
| વિચારસાગર | ,, | ૨-૮-૦ |
| મહાવાક્ય રત્નાવલી | ,, | ૦-૧૨-૦ |

| પુસ્તકનું નામ | કર્તા વા પ્રકાશક | કિંમત |
|---|---|---|
| પ્રેમપંથ | ગાંધીજી | ૦-૩-૦ |
| સીતાવનવાસ | કમલ પ્ર. અમદાવાદ | ૧-૪-૦ |
| **નવલકથા-વાર્તા** | | |
| કાળચક્ર | ઝવેરચંદ મેઘાણી | ૨-૦-૦ |
| જ્વાલા | મહેન્દ્ર મેઘાણી | ૩-૮-૦ |
| શકુંતલા | રા. ના. પાઠક | ૧-૪-૦ |
| રમુજનો રાજા | બેહાર | ૮-૦-૦ |
| પ્રેયસી ભા. ૧-૨ | ચમનલાલ બદામી | ૬-૦-૦ |
| માતાનું ઋણ | જસુભાઇ મહેતા | ૫-૦-૦ |
| એકલવીર | ચુ. વ. શાહ | ૩-૮-૦ |
| પથ્થરોના સોદાગર | સુદર્શન | ૩-૦-૦ |
| અપરાધી | ઝવેરચંદ મેઘાણી | ૪-૮-૦ |
| દીનાનાથ | આર. આર. શેઠની કું. | ૪-૮-૦ |
| સુષમા | અશોક હર્ષ | ૩-૦-૦ |
| ગિરિમાળા | ટાગોર રવિન્દ્રનાથ | ૪-૪-૦ |
| વરમાળા | ,, | ૪-૦-૦ |
| પિતાજીનો વનપ્રવેશ | પૂર્ણાનંદ ભટ્ટ | ૩-૦-૦ |
| બળતા પાણી | પ્રશાંત | ૩-૪-૦ |
| મીનાક્ષી | રમણલાલ સોની | ૧-૧૨-૦ |
| માડીજાયો | ગોવિંદભાઇ અમીન | ૨-૮-૦ |
| મનમોજી રાજા | જીવરામ જોશી | ૧-૪-૦ |
| રાં નવઘણ | ,, | ૧-૮-૦ |
| એક કદમ આગે | જયભિખ્ખુ | ૧-૪-૦ |
| ક્રાન્તિ | સાને ગુરુજી | ૪-૦-૦ |
| પટલાણીના પેચ ભા. ૧-૨ | ઇશ્વર પેટલીકર | ૧-૪-૦ |
| રૂપમતિ | ચુ. વ. શાહ | ૪-૦-૦ |

| | | |
|---|---|---|
| કાયાકલ્પ . | | |
| ભા. ૧-૨-૩ | પ્રેમચંદજી | ૭-૦-૦ |
| ભૂતાવળ | મયૂર | ૧-૦-૦ |
| નવું જીવતર | નાથાલાલ દવે | ૧-૦-૦ |
| વનવાસ | સોપાન | ૪-૮-૦ |
| અગ્નિપરીક્ષાને અંતે | ,, | ૩-૮-૦ |
| વ્યાજનો વારસ | ચુનીલાલ મડિયા | ૪-૪-૦ |
| માટીના ચુલા | કાંતિલાલ પરીખ | ૧-૧૨-૦ |
| પ્રિય બાંધવી | જીવન સા. મંદિર | ૩-૦-૦ |
| માનવી | ઐયુબખાન ખલીલ | ૨-૪-૦ |
| રાજરોષ | જેઠાલાલ ત્રિવેદી | ૩-૦-૦ |
| રાજ્યાભિષેક | ,, | ૩-૦-૦ |
| વરવહુ અમે | ખાંડેકર | ૩-૦-૦ |
| વારસ | ઉમેશ કવિ | ૨-૦-૦ |
| કુંવારી વહુ | ધીરેન્દ્ર દોશી | ૨-૮-૦ |
| રાખના સાથીયા | ગોવર્ધન શર્મા | ૩-૦-૦ |
| ઉલ્કા | ખાંડેકર | ૪-૮-૦ |
| કાશ્મિરી ગુલામ | તા. પો. અડાલજા | ૩-૦-૦ |
| દિનરાત | ભનુભાઇ ર. વ્યાસ | ૪-૦-૦ |
| આશીર્વાદ | સેવક ભોજરાજ | ૨-૦-૦ |
| સત્યની શોધમાં | ઝવેરચંદ મેઘાણી | ૩-૦-૦ |
| પાદરનાં તીરથ | જયંતી દલાલ | ૨-૮-૦ |
| રાંકનાં રતન | પુષ્કર ચંદરવાકર | ૩-૦-૦ |
| સાહસકથાઓ | રમણિક અગરવાળા | ૦-૧૦-૦ |
| સ્નેહ અને સમર્પણ | એન એમ ઠ કું. | ૩-૦-૦ |
| જગતના મંદિરમાં | આર.આર શેઠની કું. | ૪-૮-૦ |
| ગિરનારના ખોળે | ,, | ૪-૦-૦ |
| પાનેતરના રંગ | ,, | ૩-૮-૦ |
| અધુરું જીવન | ,, | ૫-૮-૦ |
| વિલોપન | ઝવેરચંદ મેઘાણી | ૩-૦-૦ |
| આરાં દેવાં | મનુભાઇ મેઘાણી | ૩-૦-૦ |
| રાજહત્યા | ચુ. વ. શાહ | ૪-૦-૦ |
| ધરતીનો અવતાર | ઇશ્વર પેટલીકર | ૨-૮-૦ |
| લખ્યા લેખ | ,, | ૩-૧૨-૦ |
| જનમટીપ | ,, | ૩-૦-૦ |
| માનતા | ,, | ૨-૮-૦ |
| માણસાઇના દીવા | મેઘાણી | ૨-૮-૦ |
| પાંખ વિનાનાં | ઉમેદભાઇ મણીઆર | ૩-૦-૦ |
| વેરાનમાં | ઝવેરચંદ મેઘાણી | ૨-૦-૦ |
| હિંદીની શ્રેષ્ઠ વાર્તાઓ | ભારતી સા. સંઘ | ૩-૦-૦ |
| પચાસ વર્ષ પછી | રા. ના. પાઠક | ૨-૮-૦ |
| માનવતાનાં મૂલ્ય | ,, | ૪-૦-૦ |
| મન્વંતર | ભા. સા. સંઘ | ૪-૮-૦ |
| દીઠું મેં ગામડું જ્યાં | ગ્રામસેવક | ૩-૦-૦ |
| મેં પાંખો ફફડાવી | ભા. સા. સંઘ | ૨-૦-૦ |
| પ્રણય અને પરિણય | ચુ. વ. શાહ | ૪-૮-૦ |
| અપૂર્વ ભારતી | શરદચંદ્ર | ૫-૮-૦ |
| ચરિત્રહીન | ,, | ૫-૮-૦ |
| વિરાજવહુ | ,, | ૦-૧૦-૦ |
| સોનલ | પ્રાણલાલ મુન્શી | ૪-૦-૦ |
| શ્રીકાન્ત ભા. ૧-૪ | શરદચંદ્ર | ૧૧-૮-૦ |
| વિપ્રદાસ | ,, | ૪-૮-૦ |
| સુભદ્રા | ,, | ૨-૮-૦ |
| ચૌલાદેવી | ધૂમકેતુ | ૪-૮-૦ |
| બહિષ્કાર | પલાશ | ૩-૦-૦ |
| અન્નપૂર્ણાનું મંદિર | નિરૂપમાદેવી | ૨-૦-૦ |
| સૌરાષ્ટ્રની રસધાર ભાગ ૧ થી ૫ | મેઘાણી | ૧૨-૧૨-૦ |
| સોરઠી બહારવટિયા ભાગ ૧-૩ | ,, | ૬-૮-૦ |
| વેવીશાળ | ,, | ૩-૮-૦ |
| કામ અને કામિની ભાગ ૧-૨-૩ | પ્રેમા કંટક | ૪-૧૨-૦ |
| પાનનાં બીડાં | જ્યોતિન્દ્ર દવે | ૩-૦-૦ |
| હૈયાની વાટ | | |
| જંજાળ | ગાડિત કા. | ૪-૮-૦ |
| તપોભંગ | નવયુગ-રાજકોટ | ૩-૦-૦ |
| ગામને ઝાંપે | ,, | ૩-૮-૦ |
| અસ્વીકાર | ,, | ૪-૦-૦ |
| ધૂંધવતાં પૂર | ચુ. મડીઆ | ૪-૮-૦ |
| ત્રણ હૈયાં | નવચેતન સા. મં. | ૨-૮-૦ |
| નિર્ણય | ,, | ૨-૮-૦ |

| | | |
|---|---|---|
| કુંદન | નવચેતન સા. મં. | ૩-૮-૦ |
| સેહાગણ | ,, | ૪-૦-૦ |
| ભભૂકતી જ્વાલા | ,, | ૪-૦-૦ |
| રજની | ,, | ૪-૦-૦ |
| ક્રાંતિવાદ | ,, | ૩-૦-૦ |
| પ્રેમની જ્યોત | ,, | ૨-૮-૦ |
| પતિમંદિર | નારાયણ બાળુ | ૧-૧૨-૦ |
| મિલન | ,, | ૩-૦-૦ |
| બેઠો બળવો | જયભિખ્ખુ | ૨-૦-૦ |
| સત્તાવનની કત્લેઆમ | સિ. વિ. વૈદ્ય | ૨-૮-૦ |
| ઇંદ્રજાળ | ગાંડિવ સા મં. | ૩-૦-૦ |
| આપણો-સાગર સૈનિક | મહેન્દ્ર મેઘાણી | ૩-૦-૦ |
| કદલીવન | વિનોદિની નીલકંઠ | ૩-૦-૦ |
| વાર્તાસંગ્રહ | વકીલ | ૧-૪-૦ |
| સુનંદા | ,, | ૧-૮-૦ |
| હીરાં | જયંત ખત્રી | ૩-૮-૦ |
| શકુંતલા | રમણલાલ સોની | ૧-૪-૦ |

**નાટક**

| | | |
|---|---|---|
| છીયે તેજ ઠીક | ક. મા. મુન્શી | ૨-૮-૦ |
| સાપના ભારા | ઉમાશંકર | ૨-૦-૦ |
| ગીતહોરી | સ. સા. વ. કા | ૦-૧૦-૦ |
| રક્ષાબંધન | હરિકૃષ્ણ | ૧-૦-૦ |
| શરતના ઘોડા | મશાલચી | ૧-૮-૦ |
| મૂંગી સ્ત્રી | ચંદ્રવદન મહેતા | ૦-૧૨-૦ |
| આગગાડી | ,, | ૨-૦-૦ |
| ધરા ગુર્જરી | ,, | ૨-૦-૦ |
| નાગા બાવા | ,, | ૧-૦-૦ |
| લોમહર્ષિણી | ક. મા. મુન્શી | ૪-૮-૦ |
| સરી જતું સુરત | ધ કૃ. મહેતા | ૧-૪-૦ |

**ગદ્યસાહિત્ય**

| | | |
|---|---|---|
| છેલ્લું પ્રયાણ | ઝવેરચંદ મેઘાણી | ૨-૪-૦ |
| લોકસાહિત્યનું સમાલોચન | ,, | ૨-૪-૦ |
| હિંદુસ્તાની કહાનીસંગ્રહ | ,, | ૦-૪-૦ |
| ઊર્મિ અને વિચાર | ર વ દેસાઈ | ૪-૦-૦ |
| સાહિત્યપ્રારંભિકા | અંજારીઆ | ૧-૦-૦ |
| મધપુડો | ગુ. વિદ્યાપીઠ | ૧-૦-૦ |
| રંગતરંગ ભા. ૧ થી ૬ | જ્યોતિંદ્ર દવે | ૧૦-૦-૦ |
| પરિહાસ | નવલરામ ત્રિવેદી | ૨-૮-૦ |
| જીવનસંસ્કૃતિ | કાકા કાલેલકર | ૫-૦-૦ |
| ટૂંકે ને ટચ | અંજારીઆ | ૩-૮-૦ |

**વૈદક વિજ્ઞાન**

| | | |
|---|---|---|
| વિજ્ઞાનના વ્યાપકસ્વરૂપો | પદ્મકાંત શાહ | ૨-૮-૦ |
| અક્કલ અજમાવો | ધ. ર. શાહ | ૨-૧૨-૦ |
| કાપડની કલા | અરવિંદ શેઠ | ૨-૧-૦ |
| હરડે | સ. સા. વ. કા. | ૦-૬-૦ |
| આંખ સુધારવાના ઉપચાર | અગ્રવાલ | ૦-૮-૦ |
| પહેલું પારણું | રાંદેરીઆ | ૬-૧૨-૦ |
| માનવી ખંડિયેરો | નવજીવન કા | ૨-૮-૦ |
| ચૂર્ણ ઔષધિ | ચૌધરી | ૦-૫-૦ |
| ક્ષય અને દમના નૈસર્ગિક ઉપચાર | | ૩-૦-૦ |
| બંદૂક અને તેનું શાસ્ત્ર | આદર્શ પુ ભં. | ૧-૧૨-૦ |
| ખગોળપ્રવેશ | છોટુભાઈ સુથાર | ૨-૪-૦ |
| ઉપવાસ કેમ અને ક્યારે | સોમૈયા | ૨-૦-૦ |
| સારોદ્ધાર | શિવપ્રસાદ ત્રિવેદી | ૦-૧૨-૦ |
| ગગનને ગોખે | વર્મા અને પરમાર | ૦-૮-૦ |
| આહાર અને પોષણ | નવજીવન | ૦-૮-૦ |
| સો વર્ષ જીવવાની કલા | નાન્દી | ૨-૮-૦ |

**સમાજશાસ્ત્ર**

| | | |
|---|---|---|
| આત્મરચના અને આશ્રમી કેળવણી | નવજીવન કા. | ૦-૪-૦ |
| કન્યા સાથે લગ્નચર્ચા | સોપાન | ૦-૬-૦ |
| કુમાર સાથે ,, | ,, | ૦-૬-૦ |
| કન્યા સાથે જીવનચર્ચા | ,, | ૦-૬-૦ |
| કુમાર સાથે ,, | ,, | ૦-૬-૦ |
| પ્રેમ અને પુરૂષાર્થ | ,, | ૭-૮-૦ |
| લોક કિતાબ | ચંદ્રભાઈ ભટ્ટ | ૧-૮-૦ |
| ભારતીય સંસ્કૃતિ | ક. મા. મુન્શી | ૦-૧૨-૦ |

કાગડાની નજરે — કા. કા. — ૦-૯-૦
હળપતી મુક્તિ — જુગતરામ દવે — ૦-૬-૦
હિંદનું નાણાતંત્ર — સદેશ પ્ર — ૪-૪-૦
અપ્સરા ભા. ૧-૨ — ૨ વ. દેસાઈ — ૭-૮-૦
આપણો ઘરસંસાર — શકુંત રાવળ — ૨-૦-૦
ગ્રામચિત્રો — ઈશ્વર પેટલીકર — ૨-૮-૦
સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો — ૧-૮-૦
જીવનના વમળ — મટુભાઇ મેદ — ૧-૪-૦
રચનાત્મક કાર્યક્રમ — ગાંધીજી — ૦-૬-૦
ત્યાગમૂર્તિ — ,, — ૧-૦-૦
બહેનોને — અમૃત કૌર — ૦-૬-૦
સર્વોદયની કેળવણી — ક્રિપલાની — ૨-૪-૦

## લલિતકલા

કલા એટલે શું — ટૉલસ્ટૉય — ૩-૮-૦
છાયાકલા — લક્ષ્મીપ્રસાદ સેવક — ૨-૦-૦
ચિત્રસાધના — રસિકલાલ પરીખ — ૩-૦-૦
ચિત્રમંજરી — ,, — ૩-૪-૦
શ્રીલેખા — ,, — ૩-૦-૦
રંગલહરિ ભાગ ૧-૨ — ,, — ૪-૦-૦
શૃંગારિકા — ,, — ૩-૦-૦

## ઉપયુક્ત કલા

કાંતણપ્રવેશિકા — પુરાતન બુચ — ૦-૧૨-૦
ગુજરાતી રસથાળ — આર. આર. શેઠ — ૪-૦-૦
કલાચિંતન — રવિશંકર રાવળ — ૩-૮-૦
રસોઈનું રસાયણ — વંદિતાગૌરી — ૪-૦-૦
શાકભાજીની વાડી — મો. કિ. પટેલ — ૨-૦-૦
ખાતરોની માહિતી — ,, — ૧-૦-૦
વક્તા કેમ થવાય — સતીશચંદ્ર દેસાઈ — ૨-૮-૦

## કાવ્ય

કલાપીનો કેકારવ — કલાપી — ૭-૦-૦
આતિથ્ય — ઉમાશંકર જોશી — ૩-૦-૦
રાષ્ટ્રવીણા — ગજેન્દ્ર પંડ્યા — ૨-૦-૦
ચક્રવાક — ,, — ૨-૮-૦
સોરઠી સંતવાણી — ઝવેરચંદ મેઘાણી — ૩-૦-૦
ગોપકાવ્યો — રાયચુરા — ૧-૦-૦
મામાનું ઘર કેટલે — ઠક્કર મુંબાઈ — ૨-૦-૦
રવીન્દ્ર વીણા — મેઘાણી — ૨-૮-૦
બાપુના પારણા — ,, — ૦-૧૨-૦
પ્રાચીના — ઉમાશંકર — ૨-૮-૦
રઢીઆળી રાત — મેઘાણી — ૬-૮-૦

## પ્રવાસવર્ણન-ભૂગોળ

દક્ષિણ ભારતનાં તીર્થધામો — શા. ગાંધી — ૨-૦-૦
સુરતથી સીમલા — નવલકાંત ભાવસાર — ૧-૦-૦
કુમારોની પ્રવાસકથા — મેઘાણી — ૧-૮-૦
લોકમાતા — કાકા કાલેલકર — ૦-૮-૦
પગદંડી — ધૂમકેતુ — ૧-૮-૦
સોરઠને તીરે તીરે — ઝવેરચંદ મેઘાણી — ૧-૮-૦
મારી બીનજવાબદાર કહાણી — ક. મુનશી — ૨-૮-૦

## રાજકારણ

ભારતમાં અંગ્રેજી રાજ્ય ભા. ૧-૨ — પંડિત સુંદરલાલજી — ૧૮-૦-૦
રાષ્ટ્રીય મહાસભા — મ. પ્ર. દેસાઈ — ૦-૬-૦
આપણી કોમેસ — પદ્મ પ્રકાશન — ૨-૮-૦
હિંદમાં અંગ્રેજોની વેપારશાહી — ગુ. વિદ્યાપીઠ — ૪-૮-૦
લાલ કિલ્લાનો મુકદમો — ઝ. મેઘાણી — ૧-૮-૦
સત્તાવન — ભા. સા. સંઘ — ૨-૮-૦
બે વિચારધારા — દર્શક — ૨-૧૨-૦
જાગ ઈન્ડોનેશિયા — ભા. સા. સંઘ — ૧-૮-૦
આપણું બાંધવ રાષ્ટ્ર ચીન — ,, — ૩-૦-૦
સત્તાવનની કત્લેઆમ — ,, — ૨-૮-૦
સ્વરાજશિક્ષણ — સોઢિયા વાડિયા — ૦-૧૨-૦

## જીવનચરિત્ર

મહારાજ થયા પહેલાં — બબલભાઈ મહેતા — ૨-૦-૦
રવિશંકર મહારાજ — પુરાતન બુચ — ૧-૮-૦
મહારાજની સાથે — ,, — ૧-૮-૦
ઝવેરચંદ મેઘાણી — અ. નૂ. શાહ — ૦-૬-૦
ભારતની વીરાંગનાઓ ર૮ ના — પાઠક — ૧-૪-૦
રમણ મહર્ષિ — છો. મા. કામદાર — ૦-૪-૦
વસંત રજબ સ્મારક ગ્રંથ — મેઘાણી — ૫-૦-૦
આચાર્ય કૃપલાણી સત્યમ્ — ૨-૦-૦
માનભટ્ટ બાપા — રસિકલાલ પરીખ — ૦-૩-૦

કૃષ્ણકહાણી ર ના શાહ ૧–૮–૦
વિજયાલક્ષ્મી પંડિત સુરેશ ગાંધી ૩–૦–૦
તાનસેન ભા સા. સંઘ ૧–૪–૦
સતિ સાવિત્રી સ. સા અમદા ૦–૩–૦
ભગવાન કૌટીલ્ય ક મા. મુન્શી ૪–૦–૦
આપણા કસ્તુરબા પુરાતન બુચ ૦–૧૫–૦
આપણા ગાંધીજી ,, ૧–૦–૦
અરદેશર કોટવાળ ગાંડિવ–સુરત ૨–૦–૦
સુભાષચંદ્ર બોઝ ગુણવંતરાય ૨–૮–૦
ઝાંસીની રાણી જયભિખ્ખુ ૨–૮–૦
ભગવાન પરશુરામ ક. મા મુન્શી ૫–૮–૦
ગુજરાતના સેવકો સ સા અમદા. ૦–૧૦–૦
ગાંધીજીના સાનિધ્યમાં પુરાતન બુચ ૧–૮–૦
બાપુની છાયામાં ,, ૨–૦–૦
નાના હતા ત્યારે ડૉ. હરિપ્રસાદ ૨–૮–૦
મો ન. અમીન જીવન
અને કાર્ય પુ છ. શાહ ૨–૦–૦
દીનબંધુ ઍન્ડ્રુઝ રસુલભાઇ ૨–૦–૦
વીર ગાર્ફીલ્ડ પ્રુ. સ સ મંડળ ૧–૮–૦
બુકરટી વૉશિંગ્ટન ,, ૧-૧૨-૦
ગાંધીજીના સમાગમમાં ચંદ્રશંકર શુક્લ ૨–૦–૦
સ્વામી સહજાનંદ સ સા. અમદાવાદ ૧–૮–૦
સંત ફ્રાંસીસ નવજીવન અમદા ૦–૬–૦
જીવનઝરણાં ,, ૨–૮–૦
મારી જીવનકથા જવાહરલાલ ૪–૦–૦
ગાંધીજી સાથે અઠવાડિયું ચંદ્ર. શુક્લ ૨–૦–૦
સ્મરણયાત્રા કા. કા. ૪–૦–૦
સત્યના પ્રયોગો ગાંધીજી ૩–૦–૦
ગાંધીજીને જમવંદના રાધાકૃષ્ણન્ ૩–૦–૦
અડધે રસ્તે, સીધા ચઢાણ ક. મુન્શી ૧૦–૦–૦
ગાંધી બાપુ રા. ના પાઠક ૯–૦–૦

## બાલ-કિશોર સાહિત્ય

કાલીદાસની બાલવાર્તા ૨–૦–૦
પુરાણની વાર્તા જીવરામ જોશી ૧–૮–૦
ધોળી બિલાડી ગુલાબસિંહ બા ૧–૦–૦
પતંગીયાં રંગરઓ ન. દેસાઇ ૧–૦–૦

તારક મંદિર જયંતીલાલ ઓઝા ૦-૧૦-૦
વહેમના વમળમાં ગૌ ચાતુર્વેદી ૧–૪–૦
સંસાર ઝ. મેઘાણી ૦-૧૨-૦
ચપટી ફૂલ ,, ૦-૧૨-૦
સંત દેવીદાસ ,, ૧–૦–૦
મીયાં ફુસકી જીવરામ જોશી ૧–૪–૦
પુરાણની વાતો ,, ૧–૮–૦
રાં' નવઘણ ,, ૧–૮–૦
વીરબંકા ,, ૧–૮–૦
પાકો પંડિત વર્મા પરમાર ૦-૧૨-૦
ગડુરાજ ,, ૦-૧૨-૦
કાગરાણી ,, ૦-૧૨-૦
મોટી બહેન ગિજુભાઇ ૧–૦–૦
કિશોરકથાઓ ભા. ૧-૨ ,, ૧–૮–૦
બાળવાર્તા ભા. ૧ થી ૫ ,, ૫–૦–૦
ભા ૧–૨ ,, ૦–૦–૦
ગાંધીજી જુગતરામ દવે ૦–૭–૦
પરિમલ ભટ્ટ અને ઠાકોર ૦–૫–૦
દાદાજીની વાતો ઝ. મેઘાણી ૧–૪–૦
ડોસીમાની વાતો ,, ૧–૪–૦
પરિકથાઓ ૩–૦–૦
દેશ દેશની લોકકથાઓ ભાગ ૧–૨ ૭–૦–૦
અશોક બાલ પુસ્તકાવલી
ભા. ૧ થી ૧૦ દરેકના ૩–૮–૦
બાલવિનોદ માળા શ્રેણી
ભાગ ૧–૨–૩ દરેકના ૫-૧૨-૦
દ. સુ. બા સા. માળાનો સેટ
,, ગુચ્છનો સેટ ૬–૦–૦
ગુર્જર બાલગ્રંથાવલી શ્રેણી ૧–૦–૨
ગાંડિવ બાલોદ્યાનમાળા ૮૦ પુસ્તકો
,, કુમારમાળા ૧૬ ,, ૨૦–૦–૦
વિદ્યાર્થી વાચનમાળા
શ્રેણી ૧ થી ૧૦ દરેકના ૪–૮–૦
શિશુ સાહિત્યમાળા ૫૦ પુસ્તકો ૧૦–૦–૦
ચાતુરીની વાતો ૧–૪–૦
બાટલીનો બુચ રમણલાલ સોની ૩–૦–૦
ખેલાડી ,, ૩–૦–૦
કીલુ યાને વીંટીની શોધમાં ,, ૨–૦–૦
રામાયણના પાત્રો ૬ પુસ્તકો નાનાભાઇ ૬–૮–૦
મહાભારતનાં પાત્રો ,, ૧૨–૦–૦

# સામયિકોની યાદી

પુસ્તકાલયોના કેટલાક મંત્રી–ગ્રંથપાલો સામયિકોના લવાજમ બાબત અમારા તરફ પૂછપુરછ કરે છે. તેમની જાણ માટે હાલમાં પ્રસિદ્ધ થતાં મુખ્ય મુખ્ય સામયિકોના વાર્ષિક લવાજમના દર સહિતની યાદી આ નીચે આપી છેઃ—

( લવાજમના દરમા ફેરફાર થાય તે માટે મંડળ જવાબદાર નથી. )

### દૈનિક

| | | |
|---|---|---|
| વંદેમાતરમ્ | મુંબઇ | ૩૮–૦–૦ |
| જન્મભૂમિ | ,, | ૩૮–૦–૦ |
| મુંજિવર્તમાન | ,, | ૪૦–૦–૦ |
| મુંબઇ સમાચાર | ,, | ૪૦–૦–૦ |
| નૂતન ગુજરાત | ,, | ૩૮–૦–૦ |
| બોમ્બે ક્રોનિકલ (અંગ્રેજી) | ,, | ૪૦–૦–૦ |
| ટાઇમ્સ ઓફ ઈંડીઆ | ,, ,, | ૪૩–૦–૦ |
| ફ્રી પ્રેસ જર્નલ | ,, ,, | ૨૯–૦–૦ |
| ગુજરાતસમાચાર | અમદાવાદ | ૪૪–૦–૦ |
| સંદેશ | ,, | ૩૬–૦–૦ |
| પ્રભાત | ,, | ૩૦–૦–૦ |
| સેવક | ,, | ૧૫–૦–૦ |
| જયગુજરાત | વડોદરા | ૨૫–૦–૦ |
| ગુજરાતમિત્ર અને ગુ. દર્પણ | સુરત | ૨૨–૦–૦ |
| પ્રતાપ | ,, | ૩૦–૮–૦ |
| ગુજરાત | ,, | ૨૫–૦–૦ |

### અર્ધસાપ્તાહિક

| | | |
|---|---|---|
| સયાજીવિજય | વડોદરા | ૧૦–૦–૦ |

### સાપ્તાહિક

| | | |
|---|---|---|
| નવગુજરાત | વડોદરા | ૬–૦–૦ |
| ગુજરાતી | મુંબઇ | ૮–૩–૦ |
| મુંબઇ સમાચાર | ,, | ૧૩–૦–૦ |
| બોમ્બે ક્રોનિકલ (અંગ્રેજી) | ,, | ૧૩–૦–૦ |
| પ્રવાસી | ,, | ૧૩–૦–૦ |
| યુગાન્તર | ,, | ૭–૦–૦ |
| પ્રતાપ | સુરત | ૪–૮–૦ |
| શ્રીશક્તિ | ,, | ૭–૦–૦ |
| પ્રભાકર | ,, | ૬–૪–૦ |
| પ્રજાબંધુ | અમદાવાદ | ૧૦–૦–૦ |
| ગુજરાતી પંચ | ,, | ૫–૮–૦ |
| હરિજનબંધુ | ,, | ૬–૦–૦ |
| હરિજન | ,,(અંગ્રેજી) | ૬–૦–૦ |
| હરિજન સેવક | ,,(હિંદી | ૬–૦–૦ |
| ,, | ,,(ઉર્દુ) | ૬–૦–૦ |
| આરામ | અમદાવાદ | ૮–૦–૦ |
| નવસૌરાષ્ટ્ર | ,, | ૭–૦–૦ |
| નવી રોશની | મુંબઇ | ૮–૦–૦ |
| ફુલછાબ | રાણપુર | ૯–૦–૦ |
| ગુજરાતમિત્ર અને દર્પણ | સુરત | ૭–૮–૦ |
| ખેડાવર્તમાન | ખેડા | ૪–૮–૦ |
| ભારતી | અમદાવાદ | ૮–૮–૦ |
| મુસ્લીમ ગુજરાત | સુરત | ૭–૦–૦ |
| જૈન | ભાવનગર | ૮–૦–૦ |
| જનતા | મુંબઈ | ૬–૦–૦ |
| કેશરી (મરાઠી) | પુના | ૫–૧૦–૦ |
| આર્યપ્રકાશ | મુંબાઇ | ૪–૦–૦ |
| રાજપૂત બંધુ | ,, | ૧૦–૦–૦ |

### પાક્ષિક

| | | |
|---|---|---|
| ગાંડીવ | સુરત | ૬–૪–૦ |
| જ્યોતિર્ધર | અમદાવાદ | ૩–૦–૦ |

### માસિક

| | | |
|---|---|---|
| કુમાર | ,, | ૭–૦–૦ |
| કિશોર (આ પુ. માટે) | અમદાવાદ | ૩ ૧૨–૦ |

| | | |
|---|---|---|
| કિશોર (કરઆ પુ માટે) | અમદાવાદ | ૪-૦-૦ |
| પ્રસ્થાન (કરઆ પુ માટે) | ,, | ૫-૦-૦ |
| ,, (આ પુ માટે) | ,, | ૪-૮-૦ |
| શિક્ષણ અને સાહિત્ય | અમદાવાદ | ૪-૦-૦ |
| પુસ્તકાલય | વડોદરા | ૩-૮-૦ |
| શારદા | ,, | ૬-૧૧-૦ |
| સંસ્કૃતિ | વડોદરા | ૭-૦-૦ |
| આકાશગંગા (ત્રિમાસીક) | આણંદ | ૪-૦-૦ |
| નવચેતન | કલકત્તા | ૬-૬-૦ |
| વ્યાયામ | વડોદરા | ૨-૮-૦ |
| બાળક | ,, | ૨-૮-૦ |
| બાલજીવન | ,, | ૩-૦-૦ |
| બાલમિત્ર | આણંદ | ૪-૦-૦ |
| બાલસખા | અમદાવાદ | ૩-૨-૦ |
| પુષ્પ (ગુજરાતી) | મુંબઇ | ૩-૦-૦ |
| પ્રતિમા | ,, | ૫-૦-૦ |
| ગાંડિવ (માસિક) | સુરત | ૩-૧૨-૦ |
| બાલવાડી | ,, | ૧-૦-૦ |
| ગ્રામજીવન | વડોદરા | ૨-૦-૦ |
| માનસી (ત્રિમાસિક) | ભાવનગર | ૫-૦-૦ |
| કહાણી | ,, | ૬-૧૨-૦ |
| નવરચના-ઊર્મિ | મુંબઇ | ૬-૦-૦ |
| ચિત્રમય જગત | પુના | ૩-૧૨-૦ |
| રાજપૂત | રાજપીપલા | ૪-૦-૦ |
| પાટીદાર | આણંદ | ૩-૦-૦ |

| | | |
|---|---|---|
| નૂતનશિક્ષણ | સુરત | ૪-૦-૦ |
| શિક્ષણપત્રિકા | મુંબઈ | ૩-૦-૦ |
| ઘરશાળા | ભાવનગર | ૩-૦-૦ |
| જીવનપ્રકાશ | રાણપુર | ૯-૦-૦ |
| ગુણસુન્દરી | વડોદરા | ૫-૦-૦ |
| સ્ત્રીબોધ | અમદાવાદ | ૬-૦-૦ |
| સ્ત્રીજીવન | ,, | ૬-૦-૦ |
| ખેતીવાડી વિજ્ઞાન | લિંબડી | ૨-૦-૦ |
| ચેતન | અમદાવાદ | ૭-૦-૦ |
| વૈદ્યકલ્પતરુ (વૈદ્યકનું) | અમદાવાદ | ૩-૦-૦ |
| આગેકદમ ઊર્દું (બાલમાસિક) | રાજકોટ | ૪-૦-૦ |
| સમાજશિક્ષક | નવસારી | ૨-૮-૦ |
| આનંદ(મરાઠી બાલમાસિક) | પૂના | ૩-૦-૦ |
| ગીતાધર્મ (ધાર્મિક) | બનારસ | ૫-૦-૦ |
| વિશ્વમંગલ | અમદાવાદ | ૫-૩-૦ |
| કલ્યાણ (કેવળ હિન્દી) | ગોરખપુર | ૬-૩-૦ |
| વિશાલ ભારત ,, | કલકત્તા | ૬-૮-૦ |
| બાલસખા ,, | અલ્હાબાદ | ૩-૦-૦ |
| સરસ્વતી ,, | ,, | ૬-૮-૦ |
| ચાંદ ,, | ,, | ૬-૮-૦ |
| પુષ્પ (અંગ્રેજી) | મુંબઇ | ૩-૦-૦ |
| ખાદીજગત | સેવાગ્રામ | ૧-૦-૦ |
| ગ્રામઉદ્યોગ સંઘ પત્રિકા | મુંબઇ વર્ધા | ૨-૦-૦ |
| મૉડર્ન રિવ્યુ (અંગ્રેજી) | કલકત્તા | ૮-૮-૦ |

## મંજૂર બજેટ રૂા. × ૩=રૂા.

| | |
|---|---|
| ૧ પત્રો તથા માસિકો ખાતે .... .... .... | રૂા. |
| ૨ પુસ્તકો તથા ફોર્મો ખાતે .... .... ... | રૂા. |
| ૩ શિલકી સામાન ખાતે ... .. ... | રૂા. |
| ૪ રાજ્ય પુસ્તકાલય મંડળના લવાજમ ખાતે ... | રૂા. |
| ૫ પુસ્તક બંધામણી ખાતે .... .... .... | રૂા. |
| ૬ મકાન દુરસ્તી ખાતે . ... ... | રૂા. |
| ૭ નોકર ખર્ચ ખાતે .... ... .... | રૂા |
| ૮ પરિષદ ખર્ચ ખાતે ... ... ... | રૂા. |
| ૯ પુસ્તકાલય શિક્ષણવર્ગ ખાતે .... ... ... | રૂા. |
| ૧૦ કંટિજન્ટ ખર્ચ ખાતે .. .... .... | રૂા. |
| કુલ....... | રૂા. |

વડોદરા. }
તા.

મદદનીશ વ્યવસ્થાપક
મધ્યવર્તી પુસ્તકાલય ખાતુ

મોજે ________ જુથ ________ સ્ટેશન ________ પ્રાંત ________ ના

# સાર્વજનિક પુસ્તકાલયમાં જોઇતાં પુસ્તકો તથા ફોર્મોની યાદી

## સન ૧૯૪૭-૪૮

( જેમના તરફથી અંદાજપત્રની સાથેજ, પુસ્તકો માટે ખર્ચવાની રકમથી બેવડી કિંમતનાં પુસ્તકોની યાદી નહિ આવે તેમને જરૂર પુસ્તકાલય ખાતાની પસંદગીનાં પુસ્તકો મોકલી આપવા તજવીજ થશે. )

( પાછળે પાને પણ ઉપયોગ કરી શકાશે. )

મોજે ________ તા. ________ પ્રાંત ________ ના સાર્વજનિક

## પુસ્તકાલયમાં જોઈતાં પત્રો માસિકો તથા

## શિલકી સામાનની યાદી

( કસ્બા પુસ્તકાલયે પોતે થઇ ખર્ચ કરી પત્રો મગાવવાનાં હોય તો જે તે પત્ર સામે તે પ્રમાણે જણાવવું. )

| પત્રો માસિકોનાં નામ | ક્યાંથી પ્રસિદ્ધ થાય છે | કિંમત |
| --- | --- | --- |

મંત્રી, સા. પુસ્તકાલય

ગામ
કસ્બા ________ તા. ________

મોજે ______ જૂથ ______ સ્ટેશન ______ તા. ______ પ્રાંત ______ ના

# સાર્વજનિક પુસ્તકાલયનું ૧૯૪૭–૪૮ નું

# અંદાજપત્ર

## મહત્ત્વની સૂચનાઓ

૧ અંદાજપત્રો માગણી પ્રમાણે પૂરેપુરા મંજૂર થઇ શકે તે માટે અંદાજપત્રની બંને ચોપડીઓ ભરીને મોડામા મોડી સપ્ટેમ્બરની આખર સુધીમા પુસ્તકાલય ખાતા તરફ મંજૂર થવા મોકલી આપવી

૨ સરકાર તથા પંચાયાત મદદ મેળવવા માટે લોકમદદના ખાનામાં જેટલી રકમ મૂકી હોય તેટલી ઓછામાં ઓછી રકમ કાયમનિધિના ૨ જા ખાનામાં મૂકવાની છે. તે રકમ મૂકીને જ અંદાજપત્ર મોકલવાનુ છે.

૩ અંદાજપત્ર ટકાવારી પ્રમાણે જ બનાવવું.

૪ અંદાજપત્રમા મંજૂર થયેલી રકમના પત્રો માસિકો, પુસ્તકો, લાકડી સામાન તથા ફર્નીચર વગેરે વેળાસર મળે તે માટે પેટાની યાદીઓમા માગણીઓ મોકલવા ચૂકવું નહિ.

૫ ખાસ કારણ સિવાય વર્તમાનપત્રો–માસિકો અને પુસ્તકોની મંજૂર થયેલી યાદીઓમા ફેરફાર થઇ શકશે નહિ. ( કસ્બા પુસ્તકાલયે કયાં પત્ર, માસિકની કેટલી પ્રતો લેવી છે તે પણ સ્પષ્ટ જણાવવું અને જરૂર પડે સાથે વધારાના કાગળો જોડી મોકલવું. )

૬ જેમના તરફથી અંદાજપત્રની સાથે પુસ્તકો માટે ખર્ચવાની રકમથી બેવડી કિંમતનાં પુસ્તકોની યાદી નહિ આવે તેમને છેવટે પુસ્તકાલય ખાતાની પસંદગીનાં પુસ્તકો મોકલી આપવાની તજવીજ થશે ( કસ્બા પુસ્તકાલયોએ પણ આ યાદીઓ પ્રથમ મોકલવાની છે. )

૭ નવીન અંદાજપત્ર મંજૂર કરતી વખતે, પાછલી સાલના અંદાજપત્રના મંજૂર થયેલા આંકડા જાણવાની જરૂર હોવાથી તે આંકડા પણ અંદાજપત્રમાં જણાવવા

૮ ખાતા તરફથી અંદાજપત્ર મંજૂર થઇને આવે ત્યાર પછી અંદાજપત્રનાં ખાના ૧૪ થી ૧૯ સુધીની રકમ જે તે પુસ્તકાલયે, પોતે ખર્ચવાની હોવાથી તેટલી રકમ પુ. સ. મ. મંડળ તરફ મોકલવાની ( લોકમદદ તથા કાયમનિધિની ) રકમમાંથી કાપી બાકીની રકમ મોકલી આપવી. જૂનાં કસ્બા પુસ્તકાલયોને આ કલમ લાગુ નથી, કારણ મજકુર ખર્ચ તેમને પોતાને જ કરવાનો હોય છે.

## - મંજૂર બજેટ રૂા. ×૩=રૂા.

×

| | | |
|---|---|---|
| ૧ | પત્રો તથા માસિકો ખાતે .... .... .... | રૂા. |
| ૨ | પુસ્તકો તથા ફોર્મો ખાતે .... .... ... | રૂા. |
| ૩ | શિલકી સામાન ખાતે .. . . .. .... | રૂા. |
| ૪ | રાજ્ય પુસ્તકાલય મંડળના લવાજમ ખાતે ... | રૂા. |
| ૫ | પુસ્તક બંધામણી ખાતે ... .. . .. | રૂા. |
| ૬ | મકાન દુરસ્તી ખાતે .. . ... .... | રૂા. |
| ૭ | નોકર ખર્ચ ખાતે .... ... .... | રૂા |
| ૮ | પરિષદ ખર્ચ ખાતે .... .. .... | રૂા. |
| ૯ | પુસ્તકાલય શિક્ષણવર્ગ ખાતે ... ... ... | રૂાં. |
| ૧૦ | કંટિજન્ટ ખર્ચ ખાતે ... .... .... | રૂા. |
| | કુલ....... | રૂા. |

વડોદરા.
તા.

મદદનીશ વ્યવસ્થાપક
મધ્યવર્તી પુસ્તકાલય ખાતું

મોજે __________ જીલ્લા __________ સ્ટેશન __________ પ્રાંત __________ ના

# સાર્વજનિક પુસ્તકાલયમાં જોઇતાં પુસ્તકો તથા ફરનીચરની યાદી

## સન ૧૯૪૭-૪૮

( જેમના તરફથી અંદાજપત્રની સાથેજ, પુસ્તકો માટે ખર્ચવાની રકમથી બેવડી કિંમતનાં પુસ્તકોની યાદી નહિ આવે તેમને ફક્ત પુસ્તકાલય ખાતાની પસંદગીનાં પુસ્તકો મોકલી આપવા તજવીજ થશે )

( પાછલે પાને પણ ઉપયોગ કરી શકાશે. )

મોજે ________ તા. ________ પ્રાંત ________ ના સાર્વજનિક

# પુસ્તકાલયમાં જોઈતાં પત્રો માસિકો તથા

# શિલકી સામાનની યાદી

( કસ્બા પુસ્તકાલયે પોતે થઇ ખર્ચ કરી પત્રો મગાવવાના હોય તો જે તે પત્ર સામે તે પ્રમાણે જણાવવું. )

| પત્રો માસિકોનાં નામ | ક્યાંથી પ્રસિદ્ધ થાય છે | કિંમત |
| --- | --- | --- |

મંત્રી, સા પુસ્તકાલય

________

ગામ
કસ્બા ________ તા. ________

મોજે ______ તા. ______ પ્રાંત ______ ના સાર્વજનિક

પુસ્તકાલયની સન ૪૭–૪૮ના વ્યવસ્થાપક મંડળના

## સભ્યોની યાદી

પ્રમુખ

મંત્રી

સભાસદો

૧

૨

૩

૪

૫

૬

મંત્રી, સા. પુસ્તકાલય

ગામ ______ તા. ______
કસ્બા

## કાયમ ફંડની વિગત

(૧) કુલ

અ. સન ૪૬–૪૭ આખરનું રૂ.

બ સન ૪૭–૪૮માં મૂકેલુ તે રૂ

કુલ રૂ. ____________

(૨) સ્થાવર મિલ્કત પર રોકેલી રકમની વિગત બાબતવાર

(૩) શેરોમા રોકેલી રકમની વિગત

(૪) પુ સ સ. મંડળ, બરોડા બેંક. અ વર્ગની સહકારી મડળી, પોસ્ટ ઑફિસ પુસ્તકાલય ખાતા માર્ફત શા ટકાની લોન, વગેરેમા મુકાયલી રકમની વિગત.

(૫) ખાનગી પ્રસમને ત્યાં હોય તો કેટલી રકમ ક્યારથી કોને ત્યાં કોની મંજૂરીથી મૂકેલી છે તેની વિગત.

## ઈતર હકીકત

(૧) પુસ્તકાલયની મકાન દુરસ્તી રકમ કેટલી અને કયા છે.

(૨) પાછલા વર્ષના અંદાજમાં જે તે ખાતે ખર્ચવામા બાકી રહેલી રકમની વિગત

(૩) પુસ્તકાલયની દફતર તપાસણી કોણે ક્યારે કરી ?

મંત્રી, સા. પુસ્તકાલ

ગામ / કસ્બા　　　　તા.

મોજે ——— જૂથ ——— સ્ટેશન ——— તા. ——— પ્રાંત ——— ના

## સાર્વજનિક પુસ્તકાલયનું ૧૯૪૭–૪૮ નું

# અંદાજપત્ર

### મહત્ત્વની સૂચનાઓ

૧ અંદાજપત્રો માગણી પ્રમાણે પૂરેપુરા મંજૂર થઇ શકે તે માટે અંદાજપત્રની અને ચોપડીઓ ભરીને મોડામા મોડી સપ્ટેમ્બરની આખર સુધીમા પુસ્તકાલય ખાતા તરફ મંજૂર થવા મોકલી આપવી

૨ સરકાર તથા પંચાયાત મદદ મેળવવા માટે લોકમદદના ખાનામાં જેટલી રકમ મૂકી હોય તેટલી ઓછામાં ઓછી રકમ કાયમનિધિના ૨ જા ખાનામાં મૂકવાની છે. તે રકમ મૂકીને જ અંદાજપત્ર મોકલવાનુ છે.

૩ અંદાજપત્ર ટકાવારી પ્રમાણે જ બનાવવું.

૪ અંદાજપત્રમાં મંજૂર થયેલી રકમનાં પત્રો માસિકો, પુસ્તકો, લાકડી સામાન તથા ફ્રેમો વગેરે વેળાસર મળે તે માટે પેટાની યાદીઓમા માગણીઓ મોકલવા ચૂકવુ નહિ

૫ ખાસ કારણ સિવાય વર્તમાનપત્રો–માસિકો અને પુસ્તકોની મંજૂર થયેલી યાદીઓમાં ફેરફાર થઇ શકશે નહિ. ( કસ્બા પુસ્તકાલયે કયાં પત્ર, માસિકની કેટલી પ્રતો લેવી છે તે પણ સ્પષ્ટ જણાવવું અને જરૂર પડે સાથે વધારાના કાગળો જોડી મોકલવું. )

૬ જેમના તરફથી અંદાજપત્રની સાથે પુસ્તકો માટે ખર્ચવાની રકમથી બેવડી કિંમતનાં પુસ્તકોની યાદી નહિ આવે તેમને ઉપર પુસ્તકાલય ખાતાની પસંદગીનાં પુસ્તકો મોકલી આપવાની તજવીજ થશે ( કસ્બા પુસ્તકાલયોએ પણ આ યાદીઓ પ્રથમ મોકલવાની છે. )

૭ નવીન અંદાજપત્ર મંજૂર કરતી વખતે, પાછલી સાલના અંદાજપત્રના મંજૂર થયેલા આંકડા જાણવાની જરૂર હોવાથી તે આંકડા પણ અંદાજપત્રમા જણાવવા

૮ ખાતા તરફથી અંદાજપત્ર મંજૂર થઇને આવે ત્યાર પછી અંદાજપત્રનાં ખાના ૧૪ થી ૧૯ સુધીની રકમ જે તે પુસ્તકાલયે, પોતે ખર્ચવાની હોવાથી તેટલી રકમ પુ સ સ. મંડળ તરફ મોકલવાની ( લોકમદદ તથા કાયમનિધિની ) રકમમાંથી કાપી બાકીની રકમ મોકલી આપવી. જૂના કસ્બા પુસ્તકાલયોને આ કલમ લાગુ નથી; કારણ પત્રોખરા ખર્ચ તેમને પોતાને જ કરવાનો હોય છે.

# પ્રાંત, કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોનું વાર્ષિક નિવેદન ( ૧૯૪૬–૪૭ )

મોજે ________ તાલુકે ________ પ્રાંત ________ ના સાર્વજનિક પુસ્તકાલયનું સને ૧૯૪૬–૪૭ નું વાર્ષિક નિવેદન

| | પુસ્તકોની સંખ્યા | | | | | | વાચકો | | | | | વંચાયેલા પુસ્તકો | | | | | આવક | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સન | ગત વર્ષ આખરની સંખ્યા | નવીન ખરીદેલા | ભેટ મળેલા | કુલ પુસ્તકો | પૈકી કમી કરાવ્યાં તે | બાકી વર્ષ આખરે રહ્યા તે | પુરુષો | સ્ત્રીઓ | ઊઠી ગયેલા વિદ્યાર્થીઓ | હાલ ભણતા વિદ્યાર્થીઓ | કુલ | પુરુષોમાં | સ્ત્રીઓમાં | ઊઠી ગયેલાં વિદ્યાર્થીઓમાં | ભણતા વિદ્યાર્થીઓમાં | કુલ | ગયા વર્ષ આખરે શિલક | નવીન લવાજમથી મેળવેલી રકમ | બક્ષીસ તરીકે મેળવેલી રકમ | લગ્ન, મરણ ઇતર પ્રસંગે મળેલી મદદ | કાયમ મૂડીનુ વ્યાજ | કાયમનિધિનુ દુકાનો ખાતે રોકવાથી આવેલુ ઉત્પન્ન | કાયમનિધિનું જમીનમાં રોકવાથી ઉત્પન્ન | સરકાર મદદ | પંચાયત મદદ | ગ્રામપંચાયત મદદ | સુધરાઇ મદદ | પસ્તી વેચાણ | કુલ ઉત્પન્ન સને ૧૯૪૫-૪૬ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ |
| ૧૯૪૬-૪૭ | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |

| ખર્ચ | | | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પત્રો ખાતે | પુસ્તકો ખાતે | રાજ્ય પુસ્તકાલયનું લવાજમ | મકાન દુરસ્તી | પુસ્તક બંધામણી | નોકર ખર્ચ | મકાનભાડું | જમીન મહેસુલ | પરિષદ ખર્ચ | કાયમનિધિમાં મૂકયા તે | પુસ્તકો ખર્ચ | ઇતર ખર્ચ | કુલ ખર્ચ | વર્ષ આખરે રહેલી શિલક હાથપરની | વર્ષ આખરે પુસ્તકાલય સ. સ. મ. લિ. પાસે લહેણી નીકળતી અંદાજપત્રકની રકમ | કાયમનિધિની કુલ રકમ | મકાન કયી સાલમાં બંધાવ્યું છે અને તેની કિંમત | લાકડી સામાનની કિંમત | પુસ્તકોની કિંમત | ઇતર સામાનની કિંમત | પુસ્તકો આપવા લેવાનો વખત | પેપર, માસિકો વાંચવાનો વખત | મંત્રી કે ગ્રંથપાલ જો શાળાના શિક્ષક ન હોય તો તે કોણ છે અને કયા નંબર, તારીખ આધારે મંજૂરી મેળવી છે | [illegible] |
| ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ |

રવાના મે. રા. રા. પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ તા

મંત્રી, સા પુસ્તકાલય,

ગામ ______ તા ______

# પ્રાંત, કસ્બા અને ગ્રામ પુસ્તકાલયોનું વાર્ષિક નિવેદન ( ૧૯૪૬–૪૭ )

મોજે ________ તાલુકે ________ પ્રાંત ________ ના સાર્વજનિક પુસ્તકાલયનું સને ૧૯૪૬–૪૭ નું વાર્ષિક નિવેદન

| સન | પુસ્તકોની સંખ્યા | | | | | | વાચકો | | | | | વંચાયેલાં પુસ્તકો | | | | | આવક | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ગત વર્ષ આખરની સંખ્યા | નવીન ખરીદેલા | ભેટ મળેલા | કુલ પુસ્તકો | પૈકી કમી કરાવ્યાં તે | બાકી વર્ષ આખરે રહ્યા તે | પુરુષો | સ્ત્રીઓ | ઊઠી ગયેલા વિદ્યાર્થીઓ | હાલ ભણતા વિદ્યાર્થીઓ | કુલ | પુરુષોમાં | સ્ત્રીઓમાં | ઊઠી ગયેલા વિદ્યાર્થીઓમાં | ભણતા વિદ્યાર્થીઓમાં | કુલ | ગયા વર્ષ આખરે શિલક | નવીન લવાજમથી મેળવેલી રકમ | બક્ષીસ તરીકે મેળવેલી રકમ | લગ્ન, મરણ ઇતર પ્રસંગે મળેલી મદદ | કાયમ મૂડીનું વ્યાજ | કાયમનિધિનું ફંડનો ખાતે રોકનાથી આવેલ ઉત્પન્ન | કાયમનિધિનું જમીનમાં રોકાણથી ઉત્પન્ન | સરકાર મદદ | પંચાયત મદદ | ગ્રામપંચાયત મદદ | સુધરાઇ મદદ | પરતી વેચાણ | કુલ ઉત્પન્ન સને ૧૯૪૫-૪૬ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ |
| ૧૯૪૬-૪૭ | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |

| ૩૧ પત્રો ખાતે | ૩૨ પુસ્તકો ખાતે | ૩૩ રાજ્ય પુસ્તકાલયનું લવાજમ | ૩૪ મકાન દુરસ્તી | ૩૫ પુસ્તક બંધામણી | ૩૬ નોકર ખર્ચ | ૩૭ મકાનભાડું | ૩૮ જમીન મહેસુલ | ૩૯ પરિષદ ખર્ચ | ૪૦ કાયમનિધિમાં મૂક્યા તે | ૪૧ પુસ્તકો ખર્ચ | ૪૨ ઇતર ખર્ચ | ૪૩ કુલ ખર્ચ | ૪૪ વર્ષ આખરે રહેલી શિલક હાથપરની | ૪૫ વર્ષ આખરે પુસ્તકાલય સ. સ. મં. લિ. પાસે લહેણી નીકળતી અંદાજપત્રકની રકમ | ૪૬ કાયમનિધિની કુલ રકમ | ૪૭ મકાન કયી સાલમાં બંધાવ્યું છે અને તેની કિંમત | ૪૮ લાકડી સામાનની કિંમત | ૪૯ પુસ્તકોની કિંમત | ૫૦ ઇતર સામાનની કિંમત | ૫૧ પુસ્તકો આપવા લેવાનો વખત | ૫૨ પેપર, માસિકો વાંચવાનો વખત | ૫૩ મંત્રી કે ગ્રંથપાલ જો શાળાના શિક્ષક ન હોય તો તે કોણ છે અને કયા નંબર, તારીખ આધારે મંજૂરી મેળવી છે | ૫૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | | | | | | | | | | | | | |

(ખર્ચ: columns ૩૧–૪૨)

રવાના મે. રા. રા. પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ તરફ તા.

મંત્રી, સા. પુસ્તકાલય,

ગામ ______ તા.



# ચિત્રમય બાલ સાહિત્ય

' પુસ્તકાલય 'ના વાંચનારાઓ માટે—સસ્તી કિંમતે ' બાલ સાહિત્ય ' મેળવવાની

## અમૂલ્ય તક

(૧) કવિ કાલીદાસની બાલવાતો: ( પુષ્કળ ચિત્રો, મોટા ટાઇપ ) કિંમત રૂા. અઢી, વી. પી. ખર્ચ ૭ આના

(૨) મામાનું ઘર કેટલે ? ( સુંદર ચિત્રો મોટા ટાઈપ) કિંમત રૂા બે, વી. પી ખર્ચ ૭ આના.

(૩) ખેલાડી : કિંમત રૂા. ત્રણ, વી. પી ખર્ચ ૮ આના.

(૪) કુમારકથાઓ : કિંમત રૂા ત્રણ, વી. પી ખર્ચ ૮ આના.

(૫) બુદ્ધિનો બાદશાહ : કિંમત રૂા. સવાબે, વી.પી ખર્ચ ૭ આના

(૬) જાદુઈ થેલી : કિંમત રૂા. ત્રણ, વી પી. ખર્ચ ૮ આના.

(૭) જયગુજરાત : કિંમત રૂા. સવા, વી. પી. ખર્ચ ૫ આના

(૮) રા' નવઘણ : કિંમત રૂા. દોઢ, વી પી ખર્ચ ૬ આના.

(૯) બીરબલની ચિત્રમય બાલવાતો : કિંમત રૂા. ત્રણ, વી પી. ખર્ચ ૭ આના.

(૧૦) ટીલુ યાને વીંટીની શોધમાં: કિંમત રૂા બે. વી. પી. ખર્ચ ૭ આના

(૧૧) બાટલીનો જીવ : કિંમત રૂા. ત્રણ, વી પી. ખર્ચ ૮ આના.

(૧૨) ફતુભા ફાંકડાનાં પરાક્રમો : (પુષ્કળ ચિત્રો સાથે) કિંમત રૂા સવા, વી. પી. ખર્ચ ૭ આના.

(૧૩) ચતુર સુજાણ : ( પુષ્કળ ચિત્રો સાથે ) કિંમત રૂા. દોઢ, વી. પી. ખર્ચ ૬ આના.

(૧૪) બરફનું રણ : ( પુષ્કળ ચિત્રો સાથે ) કિંમત રૂા બે, વી પી. ખર્ચ ૬ આના

(૧૫) પુરાણની વાતો : ( પુષ્કળ ચિત્રો સાથે ) કિંમત રૂા દોઢ, વી પી ખર્ચ ૬ આના

(૧૬) સમર્થ રામદાસ કિં. ૦-૬-૦
(૧૭) વૈષ્ણવ વાણી. કિં. ૦-૬-૦
(૧૮) રાસ કોકિલા: કિં. ૦-૭-૦
(૧૯) પાયલ બાજે: કિં ૦-૭-૦

આ ચાર પુસ્તકના રૂા ૧-૧૦-૦ વી પી ખર્ચ ૭ આના જુદું.

(૨૦) આદમ મીયાં: (પુષ્કળ ચિત્રો સાથે ) કિંમત રૂા. ૧-૪-૦, વી પી ખર્ચ પાંચ આના.

આ વીસ પુસ્તકોની છૂટક કિંમત રૂા. ૩૫-૮-૦ સાડીપાંત્રીસ તથા વી પી ખર્ચ રૂા અઢી મળી રૂા ૩૮-૦-૦ આડત્રીસ થાય છે પરંતુ એકી સાથે આ ૨૦ પુસ્તકોનો સેટ મંગાવનારને રૂા. ૩૪-૦-૦ ચોત્રીસ રૂપીયામા હિંદુસ્થાનના કોઈપણ ગામમા અમારે ખર્ચે ઘેર બેઠા મોકલવામા આવશે આ સેટના પુસ્તકો સ્ટોકમાં હશે ત્યા સુધી મળશે. ખલાસ થાય તે પહેલાં મંગાવી લ્યો

વી પી. થી મગાવવા-માટ શર્ત જ લખો—એન. એમ ઠક્કરની કું.

બુકસેલર્સ પબ્લિશર્સ. ૧૪૦. પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ ૨

# ભારતીની નવી ફૂલ-છાબ

## શ્રી. ક. મા. મુનશી

| | |
|---|---|
| નવલિકાઓ | ૩–૮–૦ |
| રાજાધિરાજ | ૭–૦–૦ |
| અડધે રસ્તે | ૩–૮–૦ |
| સીધાં ચઢાણ ૧–૨ | ૬–૮–૦ |
| પૃથ્વીવલ્લભ | ૨–૮–૦ |
| ભગવાન પરશુરામ | ૫–૮–૦ |
| વેરની વસુલાત | ૬–૦–૦ |
| ભગવાન કૌટિલ્ય | ૪–૦–૦ |

*

## શ્રી. ઝવેરચંદ મેઘાણી

નિરંજન (નવલકથા) ૩–૦–૦

સોરઠી સતવાણી : ભજનનો સુંદર સંગ્રહ, કિંમત રૂા. ૩–૦–૦

ચૂંદડી ભાગ ૧–૨ : લગ્નગીતોનું નવું સંસ્કરણ કિંમત રૂા. ૩–૦–૦

ગુજરાતનો જય ભા. ૧–૨ · વસ્તુપાલ તેજપાલના સમયની ઐતિહાસિક નવલકથા. કિંમત રૂા. ૬–૮–૦.

પ્રતિમાઓ . રૂપેરી પડદાઓ ઉપર ઝબકી ગયેલી સુંદર વાર્તાઓ. કિં. રૂા. ૨–૮–૦

| | |
|---|---|
| સત્યની શોધમાં | ૩–૦–૦ |
| ઋતુગીતો | ૨–૦–૦ |
| એશિયાનું કલંક | ૨–૮–૦ |
| હંગેરીનો તારણહાર | ૧–૮–૦ |

## શ્રી. ધૂમકેતુ

ગૂજરાતના ઘરેઘરનું રસભર્યું વાચન થઈ પડેલી: ગૂર્જર મહારથીઓના વિજય-શૌર્યની કથા રજૂ કરતી ચૌલુક્ય નવલકથાવલિનાં ૭ પુષ્પો

| | |
|---|---|
| વાચિનીદેવી | ૪–૮–૦ |
| ચૌલાદેવી | ૪–૮–૦ |
| રાજસંન્યાસી | ૪–૮–૦ |
| કર્ણાવતી | ૪–૮–૦ |
| રાજકન્યા | ૪–૮–૦ |
| જયસિંહ સિદ્ધરાજ | ૪–૮–૦ |
| ત્રિભુવનગંડ સિદ્ધરાજ | ૪–૮–૦ |
| વાતાયન | ૨–૮–૦ |
| ત્રિભેટો | ૩–૦–૦ |

*

## શ્રી. જયભિખ્ખુ કૃત

શીલ ને સંસ્કારથી ઓપતી
જીવન અને જાગૃતિથી ભરપૂર
સ્ત્રી-ઉપયોગી ગ્રંથ-ત્રિપુટી

પારકા ઘરની લક્ષ્મી : કિંમત રૂા. ૩–૮–૦ જૂના અને નવા જમાનાની સ્ત્રીના જીવનની વિવિધ દૃષ્ટિકોણથી ચર્ચા કરતી નવલિકાઓ

| | |
|---|---|
| બેટા બળવો | ૨–૦–૦ |
| ઝાંસીની રાણી | ૩–૦–૦ |

રાણી લક્ષ્મીબાઈથી કર્નલ લક્ષ્મી સુધીનો પ્રેરણાભર્યો આઝાદીનો ઇતિહાસ. ૨–૮–૦

| | |
|---|---|
| જવાંમર્દ | ૧–૪–૦ |
| એક કદમ આગે | ૧–૪–૦ |
| મગધરાજ | ૪–૮–૦ |

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ**

સંસ્કાર, સાહિત્ય અને રાજકારણનું
## સચિત્ર સાપ્તાહિક



સંપાદક
પ્રાઃ જગન્નાથ દેસાઈ
એમ. એ.

* સાહિત્ય, શિક્ષણ અને સંસ્કૃતિ,
* રાજકારણ, જીવનપરિચય, પ્રવાસ,
* વાર્તા, વિનોદ, કાવ્ય, વિજ્ઞાન,
* રૂપેરી મહેફીલ, નારીજ્યોત, બાલકુંજ,
* સ્વાસ્થ્ય, શક્તિ અને સૌંદર્ય

આ ઉપરાંત કચ્છ, કાઠિયાવાડ અને આફ્રિકા તથા ઉપનગરના પત્રો અને વિધવિધ વિષય પર ઉપયોગી ને રસપ્રદ વાચન પૂરું પાડતું

જનતાનું માનીતું મુખપત્ર

છુટક કિંમત ૨ આના

વાર્ષિક લવાજમ રૂા. ૭
પરદેશમાં રૂા. ૧૧

**વાર્ષિક ગ્રાહકોને**
**દીપોત્સવી અંક ભેટ**

## યુગાન્તર કાર્યાલય

( યુગાન્તર લીમીટેડ )
કામા બિલ્ડીંગ, દલાલ સ્ટ્રીટ, કોટ,
ફોન. નં. ૩૪૧૧૧ મુંબઇ.

## નવાં પુસ્તકો

**એક પુસ્તકની આત્મકથા :**
મણિલાલ પ્ર. વ્યાસ
તંત્રી : "પુસ્તકાલય" ૦-૪
**પ્રવાસીઃ** પ્રોફે. ના. સી. ફડકે ૪-૪
**ઘુવડ બોલ્યું** નીરુ દેસાઈ ૨-૪
[ '૪૨ની લોકક્રાન્તિને આલેખતી નવલકથા ]
**ગૃહરાણી** સ્વ. પ્રેમચંદજી ૩-૮
[ સ્વ. પ્રેમચંદજીની તદ્દન નવી સામાજિક નવલકથા ]
**અજ્ઞાતા** ચુ. વ. શાહ ૧-૮
[સાક્ષરશ્રી ચુ. વ. શાહની તદ્દન નવી જ વાર્તા]
**પ્રેમ અને પૂજા**
ભા. ૧-૨ દર્શક ૫-૦
[ પ્રસ્તાવના : સ્વામી આનંદની ]
**વિવાહમંદિર** નારાયણભાઈ ૪-૦
**વિસર્જન** અનુ. પલાશ ૨-૮
**બહિષ્કાર** પલાશ ૩-૦
[ પ્રસ્તાવના. ડૉ. હરિપ્રસાદ વ. દેસાઈ ]
**પરિહાસ** સ્વ. પ્રોફે૦ નવલરામ
જ. ત્રિવેદી (એમ. એ.) ૨-૮-૦
**શેષ વિવેચનો** સ્વ. પ્રોફે. નવલરામ
જ. ત્રિવેદી ૨-૦
**નાના હતા ત્યારે**
ડૉ. હરિપ્રસાદ વ. દેસાઈ ૨-૮
**રસદર્શન** ડૉ. હરિપ્રસાદ વ. દેસાઈ ૨-૧૨
**બંદૂક અને તેનું શાસ્ત્ર** ૧-૧૨

તૈયાર થતાં પુસ્તકો

**ભારતીય શિક્ષણ :** ક્ષિતિમોહન સેન
**પથિક** લે. પ્રશાંત ૧-૪

— લખો —

## આદર્શ પુસ્તક ભંડાર

ભદ્ર : અમદાવાદ

તા. ક. અમારે ત્યાંથી શિષ્ટ સાહિત્યનાં તમામ પુસ્તકો મળશે. લાયબ્રેરીઓના ઓર્ડરો પર પૂરતું ધ્યાન આપવામાં આવે છે.

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૨૨ મું | ઑગસ્ટ-૧૯૪૭ | અંક ૧ લો

## નૂતન યુગની ઊગતી ઉષા

—તંત્રીસ્થાનેથી

"પુસ્તકાલય"નો આ અંક અમારા વાચકોના હાથમાં આવશે ત્યારે, પરદેશી શાસનનો હિંદમાંથી અંત આવી ગયો હશે, અને નૂતન યુગ-સ્વતંત્ર ભારતની ઉષા ઊગી ચૂકી હશે. ત્યારે ભારતભરમાં 'આનંદોત્સવ ઉજવાતો હશે, ભારતનાં નરનારીઓ નૂતન યુગને વધાવતાં મંગળગાન ગાતાં હશે; તેમના કાનમાં વિજયવાદ્યોના જયઘોષો ગર્જતા હશે. શહેરો અને ગામડાઓમાં અપૂર્વ રોશની ઝળહળતી હશે. દીપોત્સવીથીય અદકેરા આનંદના ઓઘ ઊછળતા હશે.

આમ છતાં આ મહોત્સવદિન એવે વખતે હિંદના ભાગ્યે લખાયો છે કે જ્યારે એને અન્ન-વસ્ત્ર માટે વાખાં છે, ઘી-દૂધની છોળો જ્યાં સૈકાઓ પૂર્વે ઊડતી ત્યાં કણકણનો સદુપયોગ કરવા જેવો વખત છે. એવે વખતે એક આંખે હસવું અને એક આંખે રોવું એવો ઘાટ હિંદી જનતા પર આવ્યો છે.

આવા અન્નસંકટ અને આતતાયી સમયે પણ દેશના માથે ચઢી બેઠેલું—બબ્બે સૈકાજૂની જડ ઘાલી બેઠેલું—બંધન પરાવલંબી એવું બંધન—તૂટે એ, સંકટકાળ છતા પણ હર્ષનો જ ઉત્સવ બને.

બિમાર માનવી પથારીમાં પડયો પડયો પણ ઘરઆંગણે ઉજવાતા લગ્ન-સમારંભ કે કોઈ મંગળ પ્રસંગથી જેટલો આનંદિત અને સમુલ્લાસિત બને છે તેટલો જ બલ્કે તેથી પણ અધિક એવો આ પ્રસંગ ભારતને આંગણે આવ્યો છે.

ભારતીય જનતા આજે અનાજ માટે ટળવળે છે, વસ્ત્ર માટે વલખાં મારે છે, છતાં એને આંગણે આવેલો આ અપૂર્વ પ્રસંગ એ ઊજવ્યા વિના કેમ જ જતો કરે ? !

દેશની ધરતી પર જડ ઘાલી બેઠેલું પરદેશી રાજ્યચક્ર ઉઠી જઈ એને સ્થાને હવે જનતા જનાર્દનનું હૈયે હિત ધરાવનારાઓના હાથમાં એ આવે છે. એવે વખતે દેશના ભાગલા થયા છે, એ ભાગલા પણ એ દેશનેતાઓએ સ્વીકાર્યા પ્રમાણેના થયા છે. એટલે કામચલાઉ સરકાર અસ્તિત્વમાં આવી ત્યારે કેટલાક પ્રાંતોમાં જે હત્યાકાંડો થયા તે હવે, આપણે ઇચ્છીએ કે આથમી જશે: રાજદ્વારી શુંડાગીરીનો અંત આવશે, અને પોતપોતાના સંસ્થાનમાં રહી લોકનેતાઓ જનતા જનાર્દનના હિતને ધ્યેયરૂપે રાખીને દેશને સમુન્નતિને શિખરે લઈ જશે; જગત-ભરમાં હિંદ એક વિશિષ્ટ રાષ્ટ્ર તરીકે પોતાનો મોભો મેળવશે.

એવે વખતે રાષ્ટ્રનાં દેશી રાજ્યોએ પણ હિંદ સરકાર સાથે સહકાર સાધ્યો છે. અને જે તે સંસ્થાન સાથે દેશી રાજ્યો પણ ખભેખભો મિલાવી પરસ્પરનાં હિતોના સંરક્ષણપૂર્વક જનતાને સુખસંપત્તિશાળી બનાવવાના સક્રિય પ્રયત્નો આદરશે અને સહાયભૂત થશે, એ પણ કંઇ ઓછા આનંદની વાત નથી.

તેમાં પણ વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબે હિંદી સંઘમાં જોડાવાની પહેલ કરીને અન્ય દેશી રાજ્યોને જે અત્યુત્તમ અને અનુકરણીય આદર્શ પૂરો પાડયો છે, તે માટે તેઓશ્રીને અમારાં નમ્ર અભિનંદન.

હિંદને આંગણે આવી ઊભેલા આ મહામૂલા અવસરમાં અમે પણ એ-વિરાટ્ના અણુરૂપે છતાં પણ—આનંદ પામીએ છીએ, રાચીએ છીએ અને દેશના અત્યુજ્જ્વલ ભાવિની ઝંખના કરતા, પ્રભુ દેશને ઉન્નતિને પંથે લઇ જાય એવી તે પરમનિયંતા પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.

---

● પસીનો પાડીને પોતાની રોટી રળનાર બધા જ પ્રમાણિક: બાકીના બધા જ અપ્રમાણિક; દુનિયામાં પ્રમાણિકને જ જીવવાનો અધિકાર છે અપ્રમાણિકોને તો જીવવાનો કશો જ અધિકાર નથી.

# આઝાદી શું લાવી?

“આઝાદી આવી! હવે તો ખાશું પીશું અને આનંદ કરીશું!” એક ભાઈ હરખમાં આવીને બોલ્યા. પણ આ હરખ બહુ ચાલી શકે તેમ નથી. ગુલામી કરતાં આઝાદીમાં ખૂબ કામ કરવાનું હોય છે. પણ આઝાદીમાં આખો મીનો બદલાય છે તે તો જ્યારે આપણે આઝાદીમાં આવીશું ત્યારે જાણીશું. ગુલામીમાં કામ કરવામાં દુઃખ છે, પણ આઝાદીમાં કામ કરવામાં આનંદ છે. અરે એટલું જ નહિ પણ કામ ન કરવાથી આપણો આત્મા ડંખે છે

અત્યાર સુધી જે કંઈ ખરાબ હતું તેની જવાબદારી આપણી ન હતી. સાચી યા ખોટી રીતે સરકાર તેને માટે જવાબદાર ગણાતી હતી અને સરકારને સહકાર આપવો કે ન આપવો તે આપણી મરજી ઉપર હતું અને સરકારના અમલદારોની મુનસફી ઉપર હતું.

સાથે સાથે અત્યાર સુધી રાષ્ટ્રીય અને સ્વમાની ભાઈઓ અને બહેનોને એમ જ લાગતું હતું કે આ ગુલામી વહેલામાં વહેલી તકે નાબુદ કરવી. અને તેથી આપણી સઘળી શક્તિ તે માટે આપણે વાપરતા હતા. બીજાં કામો માટે લાગતું હતું, પણ એમ લાગતું હતું કે સ્વરાજ આવવા દો, પછી જુઓ! આપણે કેટલા વેગથી દોડીએ છીએ.

આઝાદી આવી એટલે શું! ગુલામીમાં આપણા હાથ અને પગની આસપાસ જે લોખંડી બેડીઓ હતી તે સાથે આપણે ચાલવાનું હતું; ચાલતા હતા ખરા, પણ કીડીને વેગે; અને આનવા તરફ આપણે ધ્યાન આપતા ન હતા. કારણ કે ડગલે અને પગલે આ બેડીઓ આપણા શરીરને ખુંચતી હતી—આપણા લોહી માંસની અંદર પ્રવેશતી હતી. આજે એ બંધન ગયું, આજે આપણે છૂટા થયા. આપણે ક્યાં જવું તે બોજ આપણા હાથમાં આવ્યો. પણ આપણે ચાલવાનું છે તે વાત તો નક્કી જ છે. આપણે આગળ હતા. હાથપગમાં બેડી પડેલી હોવાથી આપણો વેગ ધીમો પડ્યો. બીજાઓ આગળ વધ્યા, ખૂબ આગળ વધ્યા. દેખાય નહિ એટલા દૂર દૂર આગળ વધી ગયા છે.

ત્યારે આપણે હવે દોટ મૂકવી જ રહી. આપણાં ટાઈમ ટેબલ હવે ફેરવવાં પડશે. પાંચ વર્ષનું કામ આપણે એક વર્ષમાં કરવાનું છે. સો વર્ષનું કામ આપણે પાંચ વર્ષમાં કરવાનું છે—સો વર્ષનું કામ આપણે પાંચ વર્ષમાં પૂરું કરવા માગીએ છીએ.

અને આપણે શું જોઈ રહ્યા છીએ? આપણી આસપાસ અક્ષરજ્ઞાનથી વંચિત એવાં ચોમા જેવું આપણી નજરે ચડે છે, પરંતુ આપણો મનસુબો તો ભારે છે. રાજ્યક્ષેત્રની ધુરા તો આપણે આ ભાઈઓને સોંપવા તૈયાર થયા. ભૂલ્યાં, એકલા ભાઈઓને નહિ, બેનોને પણ એ ભાર ઊંચકવાનો છે. ભાઈ અને બેનના સાથ વગર આપણું ગાડું ચાલી તો ન જ શકે!

ત્યારે શું પ્રૌઢમતાધિકારનો આપણો ઈલાજ નકામો જશે? આ અજ્ઞાન ભાઈ-બેનો તો ગમે તે રસ્તે જાય તે કેમ સહન કરી શકીએ? ત્યારે આપણી પહેલી ફરજ આઝાદી આવતાં એ થવાની છે કે આપણે આપણાં અભણ ભાઈબેનોને શિક્ષણ આપીએ. ઓછામાં ઓછું એટલું તો કરીએ જ કે તેઓ લખી શકે અને વાંચી શકે!

પણ ચૂંટણી તો આવી? જુદા જુદા પક્ષો ઊભા થશે. મહાસભા, હિંદુ મહાસભા, કિસાન સભા, સામ્યવાદીઓ, ગાંધીવાદીઓ, સમાજવાદીઓ, ઓહોહો! હજી તો ઘણા પક્ષો નીકળશે. અને સૌ સમજાવવા આવશે કે અમોને મત આપો. તે બિચારો મતદાર

ગભરાશે-નાસી જવા પ્રયત્ન કરશે; પણ ધારાસભાના ઉમેદવાર તેની પછવાડે જશે અને તેને શોધી લાવશે. ત્યારે આપણી ફરજ છે, કે આપણે તેમને વાંચતા કરીએ, વિચારતા કરીએ, શું સારુ છે અને શું ખોટું છે તે પણ સમજાવીએ. અને આ થશે ત્યારે જ આપણે આઝાદી ભોગવી શકીશું.

અને પરિણામ ! આઝાદીના સર્વ મતવાદીઓએ તલવારના ખડખડાટથી આનંદ પામવાનો નથી, સત્યાગ્રહની વાતોથી સંતોષ માનવાનો નથી. જેમ તલવારોના હળ બનાવવા જોઇએ, તેમ સત્યાગ્રહીઓએ રચનાત્મક કામ કરવા તરફ સર્વ શક્તિ ખર્ચવી પડશે. અમલદારો જોડે લડવાનું હવે રહ્યું નથી. એ અમલદારો તો તમારા હાથ નીચેના થશે પારકું ગયુ છે અને આપણું થયું છે, એટલે લડવાનું પણ કોની સાથે રહ્યુ ! હવે પ્રજા તમારી શક્તિનુ માપ કાઢશે અને જો નિષ્ફળતા મળશે તો કહેશે, કે આના કરતાં તો પહેલાનું તંત્ર શું ખોટું હતું !

એટલે હવે કઇ મોજ માણવાની નથી. પણ હવે તો ખૂબ ખૂબ કામ કરવાનું છે. આપણી આસપાસ જ્યાં જ્યાં અજ્ઞાનતા હોય ત્યાં ત્યાંથી તે દૂર કરવા બધાએ કમર કસવી પડશે. આળસ અને વહેમ દૂર કરવા પડશે. ટીકાઓ કરવાનો વખત ગયો છે; ટીકાઓ ખાવાનો વખત આવ્યો છે. અને તે ટીકાઓને બદલે આપણાં વખાણ થાય તેટલી ઝડપે આપણે આ કામ પતાવવું પડશે.

'પુસ્તકાલય'ના વાચકો ! મંત્રીઓ ! ગ્રંથપાલો ! આ કામ તો તમે ઉપાડી લેશો ને ?

—ચુનીલાલ પુ. શાહ
પ્રમુખ, વડોદરા રાજ્ય પ્રજામંડળ

---

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.

રાવપુરા, પો. બો. નં. ૧૦, વડોદરા.

રજાઓની યાદી ( જુલાઇ-ડિસેમ્બર ૧૯૪૭ )

| | | | | |
|---|---|---|---|---|
| રમઝાન ઇદ | ... તા. ૧૮ | ઑગસ્ટ | સોમવાર | ૧ |
| શ્રાવણી | ... ૨૯ | ,, | શુક્રવાર | ૧ |
| ગોકુળાષ્ટમી | ... ૮ | સપ્ટેમ્બર | સોમવાર | ૧ |
| ગણેશચતુર્થી | ... ૧૮ | ,, | ગુરૂવાર | ૧ |
| ગણપતિવિસર્જનસ્વારી | . ૨૯ | ,, | સોમવાર | ૧ |
| વિજયાદશમી | ... ૨૪ | ઑક્ટોબર | શુક્રવાર | ૧ |
| ,, ફ઼ે | ... ૨૫ | ,, | શનિવાર | ૧ |
| દિવાળી | ... ૧૦ થી ૧૫ | નવેમ્બર | સોમથી શનિવાર | ૬ |
| પ્રબોધિની એકાદશી | ... ૨૪ | નવેમ્બર | સોમવાર | ૧ |
| ક્રિસ્ટમસ | ... ૨૫ | ડિસેમ્બર | ગુરૂવાર | ૧ |

વડોદરા,
તા. ૧ લી જુલાઇ '૪૭

વા. ના. અમીન
મંત્રી

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૨૨ મું | ઑગસ્ટ-૧૯૪૭ | અંક ૧ લો

## સાહિત્યસૃષ્ટિનું અવનવું

એડગર સ્નોના પુસ્તક ' રેડ સ્ટાર ઓવર ચાઇના 'ના બીજા ભાગમાં તથા માર્ક્સના ' કેપિટલ 'ના ત્રીજા ભાગમાં શું હશે તેનુ જાપાનીઝ વાચકોને આશ્ચર્ય થાય છે.

' રેડ સ્ટાર ઓવર ચાઇના 'નો પહેલો ભાગ ટોકિયોમા જાન્યુઆરીમા પ્રગટ થયો હતો અને સત્વર ખપી ગયો હતો. જનરલ મેક આર્થરના નાગરિક ખબર તથા કેળવણી વિભાગે બીજા ભાગના પ્રકાશનને ત્રણ મહિનાથી અટકાવી રાખ્યું છે. જાપાનમાં પ્રગટ થતા બધા પરદેશી લેખો તથા પુસ્તકો સંમતિ માટે આ વિભાગને મોકલવા પડે છે.

' કેપિટલ 'ના ત્રણ ભાગો પૈકી બે ભાગો તો મહિનાઓ પૂર્વે પ્રગટ કરવામાં આવ્યા હતા અમેરિકન અધિકારીઓએ ત્રીજો વિભાગ પ્રગટ કરવાની સલાહ આપી નથી. તેમની દલીલ છે કે કાગળની તંગીને અંગે બીજાં ઉપયોગી પુસ્તકો પ્રગટ કરવાં. કાગળની તંગીના બહાના છતાં ચિંથરિયું સાહિત્ય મોટા પ્રમાણમા પ્રગટ થાય છે.

માર્ક્સના પ્રકાશકોને ત્રીજો ભાગ પ્રગટ ન કરવાનું કારણ ગ્રાહકોને સમજાવવામાં મુશ્કેલી પડે છે. ખરું કારણ જણાવવાની તેમના પર પ્રતિબંધ છે; કેમકે સેન્સરશિપ છે તેવું જાપાનીઝ વાચકો જાણતા હોય તેમ ધારવામાં આવતું નથી.



[illegible] સાહિત્યમાં [illegible] તથા [illegible] ' સ્ટ્રેન્ડ ' માસિકમા પોતાની મૃત્યુનોધ લખી હતી તે મૃત્યુ પામ્યા પછી ફરીથી પ્રગટ કરવામાં આવી છે. એક લેખક પોતાના વિષે પોતે શુ ધારે છે તે આવી મૃત્યુનોધમાથી ઠીક પ્રમાણમાં જાણવાનું મળી આવે છે.

તે નોધનું છેલ્લું વાક્ય આ છે ' તેના દુશ્મનોને તેની ખોટ સાલશે. "



*હજુ તો પહેલી વીશી પૂરી કરી હતી તેવા શ્રી. સુકાંત ભટ્ટાચાર્યનું મયા મે મહિનામાં મૃત્યુ થયું છે. તે આશાસ્પદ યુવાન કવિ હતા.

તેમના જન્મસમયે મણીંદ્રનાથ બોઝનો પ્રભાવ ઉચ્ચ કક્ષાએ પહોચેલ હોઇ શ્રી. બોઝની કથાના નાયક પરથી તેમનુ નામ રાખવામાં આવ્યું હતું તેમના માબાપને ત્યારે સ્વપ્ને પણ

ખ્યાલ નહિ હોય કે નામની પસંદગી વધારે પડતી થઈ ગઈ હતી અને હજુ તો જીવનની શરૂઆત કરે ત્યાં તો તેમના પુત્રનું પણ શ્વેત પ્લેગથી અવસાન થશે.

સુકાંતે નવ દશ વર્ષની ઉમરથી કાવ્યો લખવાની શરૂઆત કરી હતી અને ગરીબાઇ, બેદરકારી તથા માતૃહીન છતાં તેણે તે લખવાનું ચાલુ રાખ્યું હતું. શ્રી. સુભાષ મુખરજીના કાવ્ય ' પદ્ધતિ 'એ તેના પર ગભીર અસર કરી હતી.

સુકાંતના કાવ્યો માસિકોનાં પાનાંમાં, પત્રોમા તથા જે જે સ્થળોએ તે જતો ત્યાંની દિવાલો પર વેરવિખેર પડયા છે. કારણ કે જ્યાં તેને એકાદ બે મિનિટ થોભવું પડે ત્યાં ભીંત પર થોડી પંક્તિઓ ઘસડી નાખવાની તેને ટેવ હતી આવાં ઘણા કાવ્યો ભીંતો ધોળવાથી અદૃશ્ય થયા હશે. તેણે લખેલાં પત્રો, કાવ્યો, નવલિકાઓ તથા નિબંધો જેની પાસે હોય તેમને નકલ માટે મોકલી આપવાની વિનતિ કરવામા આવી છે, કે જેથી તેના લેખોનો પહેલો અને છેલ્લો સંગ્રહ–તેના સ્મારક તરીકે બહાર પાડી શકાય.

★

*૧૯૪૬–૪૭ ના વર્ષમાં શ્રેષ્ઠ હિંદી પુસ્તકો માટે રૂ. ૬,૦૦૦)નાં ચાર પારિતોષક જાહેર કરવામા આવ્યાં છે. ' સાહિત્ય ' ઉપરના શ્રેષ્ઠ ગ્રંથને રૂા. ૨૧૦૦)નું તથા ' દર્શન ' ઉપરના ત્રણ ગ્રથોને અનુક્રમે ૨૦૦૦, ૧૦૦૦ અને ૧૦૦૦ ના પારિતોષક મળશે. છેલ્લા ત્રણ પારિતોષક પૈકી એક વેદાંત પરના શ્રેષ્ઠ ગ્રંથને અપાશે.

★

*હિંદી દૈનિક ' આજ ' તથા સાપ્તાહિક ' સમાજ 'ના પ્રકાશકો બનારસના જ્ઞાનમડળે ' ચિત્રરેખા ' નામનું માસિક પ્રગટ કરવાનું નક્કી કર્યું છે. કોઇપણ સ્વીકૃત લેખ માટે રૂ. ૪૦) આપવાની વ્યવસ્થાપકોએ જાહેરાત કરી છે. સ્વીકૃત અનુવાદિત લેખ માટે અનુવાદકને રૂા. ૧૫) તથા મૂળ લેખકને રૂ. ૨૫) આપવાના છે. ' ચિત્રરેખા,'મા પ્રગટ થયેલ બધા લેખોની માલિકી તેમના લેખકોની રહેશે. આ જાહેરાત ખૂબ અગત્યની તથા શકવર્તી છે.

★

*મરાઠી સામયિક ' વદેજીનવરમ્ 'ના તંત્રી શ્રી. ટી. એન. પંઅળનુ પૂના ખાતે તાજેતરમા અવસાન થયું છે. તે જૈન કોમના આગેવાન હતા અને તેના ઉદ્ધાર તથા પ્રગતિ માટે સાપ્તાહિક ચલાવતા હતા. પ્રાચીન જૈન સાહિત્યના સંશોધનમા પણ તેમને ખૂબ રસ હતો. ૧૯૧૪ મા તેમણે " સારસ વાઙ્મય રત્નમાળા " નામની શ્રેણી શરૂ કરી હતી. તેમાં તેમણે લગભગ ૧૫૦ ગ્રથો પ્રગટ કર્યા હતા. તેમા મોટે ભાગે નવલકથાઓ છે.

★

*સ્વ. રા. બ દાદોબા પાડુરંગ તરખડકરની આત્મકથા તથા ચરિત્રના પ્રકાશનના સમારંભનુ પ્રમુખસ્થાન રાઇટ ઑન. ડૉ. એમ. આર. જયકરે લીધુ હતુ. આ ઉત્સવ મરાઠી ગ્રથ સંગ્રહાલય તરફથી મુબાઇમા તા. ૯મી મેએ ઉજવવામાં આવ્યો હતો.

★

*તેલુગુ ભાષાના પ્રખ્યાત હાસ્યલેખક શ્રી ભામીદીપ્તી કામેશ્વર રાવને રાજમહેન્દ્રી ખાતે રૂા. ૧,૧૧૬ ની નાણાં થેલી ભેટ આપવામાં આવી હતી. અત્યાર સુધીમા તેમનાં સંપૂર્ણ ત્રીસ પુસ્તકોનું પ્રકાશન પણ હાથ ધરવામાં આવ્યુ છે.

★

*' સીડની મોર્નિંગ હેરલ્ડે ' તાજેતરમાં યોજેલ નવલકથાની હરિફાઈમાં પહેલું તથા ત્રીજું પારિતોષિક સ્ત્રીઓને ફાળે ગયા છે. રૂથપાર્કે લખેલ શહેરી મજૂરની જીવનકથા ' ધી હાર્પ ઈન ધી સાઉથ ' ને પહેલું ૨૧,૦૦૦ રૂ. નું પારિતોષિક મળ્યું છે. બીજું પારિતોષિક સીડનીના યુવાન નવલિકાલેખક જોન કલીઅરીને તથા ત્રીજું ઑસ્ટ્રેલિયાના ગ્રામ્ય જીવનનો ચિતાર આપનાર પુસ્તક ' આઈ કેમ્પ હીઅર 'ના લેખિકા ઈસ્થર હેલંદને મળ્યું છે.



વચગાળાની સરકારના સભ્ય શ્રી. રાજગોપાલાચારીની વિનંતિથી અન્નમલૈ વિશ્વવિદ્યાલયના સ્થાપક રાજા અન્નમલ્લૈ ચેટિયારે વિશ્વભારતીને તામિલ સંસ્કૃતિ તથા સાહિત્ય વિષે ૧,૦૪૦ પ્રમાણભૂત ગ્રંથો ભેટ ધર્યા છે. શાંતિનિકેતનના મુખ્ય પુસ્તકાલયમાં જુદા વિભાગમાં આ ગ્રંથો રાખવામાં આવશે.

દક્ષિણ હિંદના વિદ્વાનોએ રાજગોપાલાચારીને તેમની શાંતિનિકેતનની મુલાકાત વખતે મળ્યા હતા તેના પરિણામે આ ભેટ મળી છે.



રાષ્ટ્ર સંઘની કેળવણીવિષયક, વૈજ્ઞાનિક તથા સાંસ્કૃતિક સંસ્થાએ યુરોપનાં પુસ્તકાલયોમાં માનવામાં આવતાં બે કરોડ પુસ્તકોની યાદી તૈયાર કરવાની યોજના કરી છે.



રશિયન મોખરા પરના જર્મન લશ્કરીના આગલા સેનાપતિ ૬૦ વર્ષની ઉમરના ફીલ્ડ માર્શલ મોન્સ્ટીન ગ્લેમોર્ગન ( વેલ્સ )માં બ્રિજેન્ડ નજીકમાં આવેલ યુદ્ધકેદીઓની છાવણીમાં પોતાનાં સ્મરણો લખી રહેલ છે.

નાઝીઓએ કેવી રીતે સત્તા પ્રાપ્ત કરી, જર્મની કેમ હાર્યું તથા ભાવિમાં શું થશે તે વિશે તેણે ૮૦૦ પાના તો લખી નાખ્યાં છે. તેને એક જ મુશ્કેલી છે અને તે નકશાની તંગી.

વોન મેન્સ્ટીન માને છે કે નાઝીઓ સત્તા પર આવ્યા પાછળ મુખ્ય એક કારણ એ હતું કે જર્મનીમાંથી ખ્રિસ્તી ધર્મ ઓછો થતો જતો હતો.



લંડન યુનિવર્સિટીના આરોગ્ય ખાતાના પ્રોફેસર જે એમ. મેકિન્ટોશે દશ વર્ષ પહેલાં પોતાના ઉપર પત્ર લખીને બેંકમાં મૂકયો છે પોતાની ઉમર જ્યારે પાંસઠ વર્ષની થાય ત્યારે તે વાંચવાનો છે.

અત્યારે તેની ઉંમર ૫૬ વર્ષની છે. પોતાને યાદ છે તે મુજબ તેમાં નીચેની મતલબનું લખાણ હોવાનું તે કહે છે–તમારી રીતભાત તથા દૃષ્ટિબિંદુમાં કેટલાક અનિચ્છનીય તત્ત્વો દેખાય છે અને મને જરા પણ શંકા નથી કે જેમ તમારા પિતાના કિસ્સામાં બન્યું હતું તેમ ઉમર વધવાની સાથે તે તમારામાં વધતાં જશે.

પરંતુ મુખ્ય વસ્તુ તો તમારે એ યાદ રાખવાની છે કે તમારી ઉમર ૬૫ વર્ષની થઈ છે અને તમે નિવૃત્ત થવાની અણી પર છો, ઈશ્વરને ખાતર તમે નિવૃત્ત થઈ જાવ

અને તમે તો અપવાદ છો તેમ તમારી જાતને ફોસલાવતા નહિ.

જો તમે તમારુ મન અને શરીર પ્રવૃત્તિશીલ રાખશો તો નવી બાબતોથી ભરપૂર આખું જગત તમારી સમક્ષ પડયુ છે. નહિતર નોકરીને અથવા તો કોઇ ઐચ્છિક સેવાને વળગી રહેવાનો કશોયે અર્થ નથી. માર્ગ કરી આપો.



મોટી ઓક્ષફર્ડ ડિક્શનરીમાં ૪૧૪,૮૨૫ શબ્દો સમજાવવામાં આવ્યા છે અને તેને માટે ૧,૮૨૭,૩૦૬ ઉતારા આપવામાં આવ્યા છે.



બ્રિટનના ડૉકટરો, વૈદકવિજ્ઞાનના ખૂબ ઉપયોગી થઇ પડે તેવાં પુસ્તકો ફરી વસાવવાની ભેટ ઝેકોસ્લોવેકિયાના પોતાના જાતિભાઇઓને મોકલી રહ્યા છે આ ભેટમાં સંખ્યાબંધ ' માઇક્રો ફિલ્મ 'નો સમાવેશ થાય છે. તેના વિશિષ્ટ ' પ્રોજેકટરો ' પણ સાથે મોકલવામાં આવ્યા છે. તેથી તેઓ સામાન્ય પુસ્તકોની માફક તેનુ વાચન કરી શકશે. જર્મનીના કબ્જા દરમિયાન વૈદક વિજ્ઞાનના અમૂલ્ય પુસ્તકોનો નાશ કરવામાં આવ્યો હતો. એવું ધારવામા આવે છે, કે આ ભેટથી તે નુકસાનનો બદલો મળી જશે. બ્રિટનના ડૉકટરોએ ઝેકોસ્લોવેકિયાની મુલાકાત લીધી હતી તેનું એ પરિણામ છે.



રાણી ઇલીઝાબેથના સમયના ભૂગોળશાસ્ત્રી રિચર્ડ હકલ્યુટે પોતાના દેશની અમૂલ્ય સેવા બજાવી હતી તેના સ્મરણાર્થ સ્થપાયેલ સોસાયટીએ ૧૮૪૬ થી ૧૯૪૬ સુધીનાં ૧૦૦ વર્ષોમાં પ્રવાસ તથા શોધખોળ વિષે ૨૨૭ પુસ્તકો પ્રગટ કર્યાં છે. તેમાં તેના મહાન પુસ્તક પ્રિન્સિપલને વિગેરેના પુનર્મુદ્રણનો પણ સમાવેશ થાય છે.

હકલ્યુટનો જન્મ લંડનમાં ૧૫૫૩ આસપાસ થયો હતો. તેના પિતા તેની બાલ્યાવસ્થામાં ગુજરી જતા તેને પિતરાઇ ભાઇએ ઉછેરીને મોટો કર્યો હતો.

હકલ્યુટની કારકીર્દીના ત્રણ મહાન બનાવો પૈકી પહેલો બનાવ લગભગ ૧૫૬૯ માં બન્યો. પોતાના વાલીને મળવા જતા તેને જગતનો મોટો નવો નકશો બતાવવામાં આવ્યો. તેમા દેશો, લોકો તથા લોકોના અરસપરસના વહેવારની તેને સમજ આપવામાં આવી. તેની કલ્પનાની એના પર એવી અસર થઇ તે જ ઘડીએ તેણે પ્રતિજ્ઞા કરી કે મારી પાસે કોઇવાર પૈસા થશે તો હુ ભૂગોળના અભ્યાસમાં મારો સમય ગુજારીશ.



ધંધાની દષ્ટિએ જોતાં અમેરિકન સાહિત્ય બહુ સારી પ્રગતિ કરી રહ્યુ છે. સફળ લેખકો યુદ્ધકાલીન અસર છતાં અભૂતપૂર્વ પૈસા કમાઇ રહ્યા છે. ' બુક કલબો ' લાખોની સંખ્યામા પુસ્તકો વહેંચે છે. પુસ્તકોની સસ્તી ખિસા આવૃત્તિઓની દવાના ભંડારો દ્વારા પણ લાખો નકલો ઉપડે છે ઇ સ ૧૯૪૫ મા યુનાઇટેડ સ્ટેટસમાં લગભગ ૪૦ કરોડ ડૉલરનાં પુસ્તકો ખપ્યાં હતા. હોલીવુડના સ્ટુડીઓ શ્રેષ્ઠ પુસ્તકના ફિલ્મ હક્કો લેવા માટે પચીસ લાખ ડૉલર સુધી આપવાને તૈયાર હોય છે. ઉપરાત તે લખાયા પહેલાં હોલીવૂડને પુસ્તક વેચી શકાય છે. ફિલ્મઉત્પાદક હલવાલીએ લોલા મોન્ટેઝ વિષેની નવલકથાના હક્કો માટે મોટી રકમ આપી હતી. હજુ આ પુસ્તકની કલ્પના લેખકના મગજમાં હતી

મોટર વગેરે અમેરિકાના બીજા મોટા ઉદ્યોગોની માફક પ્રકાશનનો ઉદ્યોગ થોડી કંપનીઓના હાથમાં છે. ઘણો ખરો ધંધો ચાર મોટા પ્રકાશકો-ડબલ ડે એન્ડ કંપની, સાયમન સુસ્ટર ધી વર્લ્ડ પબ્લિશિંગ કંપની તથા બુક ઑફ ધી મન્થ કલબ સાથે સંકળાયેલ કેટલાક પ્રકાશકોનું જૂથ છે. આ કંપનીઓના શેરના ભાવો હજુ ન્યુયૉર્કના શેર બજારમાં બોલાતા નથી. પણ બોલવાની આગાહી થઇ રહી છે.

પુસ્તક લખવાની સામાન્ય પ્રથા એ છે કે એક ' ડીકટોફોન ' લઇને થોડા અઠવાડિયા ચાલુ કામમાંથી નિવૃત્તિ લઈ લેવી. જ્યારે રાલ્ફ ઈન્ગસોલે ' પી. એમ. ' ના તંત્રીસ્થાન પરથી રાજીનામું આપ્યું ત્યારે તેણે જાહેરાત કરી હતી કે હું ત્રણ પુસ્તકો લખવા માટે મારા ખેતરે જાઉં છું. '

અમેરિકન પ્રકાશનોએ જાહેરાત તથા ઉત્પાદનમાં જાતીયવૃત્તિને અપીલનો મોટો ઉપયોગ કર્યો છે. સુંદર બાળાઓના લખેલ પુસ્તકો વધારે ખપે છે. તે શોધ વર્ષો પહેલાં કરવામાં આવી હતી. અને તેથી એ વર્ગના લેખકોને અમુક પ્રકારની પસંદગી આપવામાં આવે છે. જાહેરાતમાં લેખિકાના ફોટાનો હમેશ માટે ઉપયોગ કરવામાં આવે છે. પરિણામે ન્યુયૉર્કના વર્તમાનપત્રોની સાહિત્યપૂર્તિ પર નજર નાખતાં એવી વિચિત્ર છાપ પડે છે કે અમેરિકન સાહિત્ય યુવતીઓજ લખે છે.

યુનાઇટેડ સ્ટેટસમાં સફળતાને વરતા લેખકની પ્રગતિ એક જ ધરેડની હોય છે. આપણે લેખકને જોન્સના નામથી ઓળખી એ માસિક પુસ્તક કલબ તેના પુસ્તકની પસંદગી કરે છે. અને તેને સીધા ૫૦ હજાર ડૉલર આપે છે. જો ગ્રાહકોને તે પુસ્તક પસંદ પડે તો તેને વધારે પૈસા મળે છે. ફિલ્મના હક્ક એક લાખ ડૉલર માટે વેચાય છે. દરમિયાન જોન્સના એજન્ટને દશ ટકા મળતા હોઈ જાહેરાત માટે તનતોડ મહેનત કરે છે. ન્યુયૉર્કના સાહિત્યના એજન્ટો પોતાના કાર્યમાં ખૂબ શ્રદ્ધા ધરાવનારા હોય છે; જોન્સનો ફોટો લેવાય છે. વર્તમાનપત્રોનો પ્રતિનિધિ તેની મુલાકાત લે છે કટાર લેખકોને તે મળે છે. તે કલબમાં અવારનવાર જાય છે. ભોજનસમારંભમાં ભાષણ કરે છે અને લેખકવિવેચકને મળે છે, કાર્યક્રમમા વાયુવાર્તાલાપ કરે છે. રાષ્ટ્રીય જાહેરાત ખાતું સ્ટોરના વેચાણમાં તેના પુસ્તકને ટેકો આપે છે. પરદેશ ખાતેના પ્રકાશન હક્કો માટે તેની સાથે સાટું કરવામાં આવે છે. પાછળથી ખિસ્સામાં રહી શકે તેવા પુનર્મુદ્રણની સાત લાખ પ્રતો છાપીને દવાના સ્ટોરોમાં વેચવામાં આવે છે. (જો કે આમાંથી જોન્સને બહુ મળતું નથી.) અઠવાડિયે ૨૦૦૦ ડૉલરના મહેતાણાથી ફિલ્મ લખવાને તે ઊડીને કિનારે જાય છે. તે મનહટ્ટનમા મોટું મકાન ભાડે રાખે છે કનેકટીકટમા કૂકડા ખેતર ખરીદ કરે છે નવા શ્રીમંતો સાથે મૈત્રી બાંધે છે અને જે ગરીબ લોકોના જીવનનું તે આલેખન કરે છે તેને ઓછા પ્રમાણમાં મળે છે

★

ક્રાંતિ પછીનાં વીસ વર્ષોની અંદર રશિયાએ પોતાની વસ્તીના ૭૧-૨ ટકાને શિક્ષિત બનાવી દીધી. પરિણામે વાચકોની સંખ્યામા ભજબનાક વધારો થયો છે. હિંદ થોડા જ વખતમાં શિક્ષિતતાનો કાર્યક્રમ ઉપાડવાનું છે, ત્યારે રશિયા અત્યારે શું વાંચે છે તે જાણવાનું રસદાયક થઇ પડે તેમ છે.

મોસ્કોમાં ખૂબ વંચાતા રશિયન મહાન લેખકો, પુશ્કિન, ગોગોલ, ટોલ્સ્ટોય,

લેનિન પુસ્તકાલયમાં ખૂબ વંચાતા લેખકના નામ તરીકે અલેકઝાંડર હર્ઝેનના નામનો નિર્દેશ કરવામાં આવ્યો હતો. પરંતુ તેનું કારણ એ છે કે ક્રાંતિના ઇતિહાસના વિદ્યાર્થીઓના અભ્યાસક્રમમા તે પાઠ્યપુસ્તક છે વ્યક્તિગત ગણાતા, પુશ્કિનના તથા લર્મોન્ટોવના એક ભાગમા પ્રગટ થયેલ ગ્રંથો, ગોગોલના ' ડેડ સોલ્સ ', ટોલ્સ્ટોયનુ ' વૉર એન્ડ પીસ ' ( ૧૯૪૧ ના જૂનની ૨૨મી તારીખ પછી તેમાં અસાધારણ રસ ઉત્પન્ન થયો છે ) તથા ડોસ્ટોવ્સ્કિના ' ધી બ્રધર્સ કારામેઝોવ ' છે.

અત્યારે રશિયામા નીચેના યુરોપિયન લેખકોનાં પુસ્તકો ખૂબ વંચાય છે શેક્સપીઅર, શીલર, હ્યુગો, ઝોલા, ડિકન્સ, રોમે રોલાં, આનાતોલ ફ્રાંસ, એચ. જી. વેલ્સ, ગાલ્સવર્ધી અને પ્રીસ્ટલી. રશિયન વાચકોના હૃદયમાં અમેરિકન સાહિત્યનું પણ વિશિષ્ટ સ્થાન છે તેના ખૂબ વંચાતા લેખકો જેમ્સ ફેનીમોર કૂપર, હેરિયેટ બીચરસ્ટો, એડગર એલનપો, તથા વૉલ્ટ વ્હિટમેન, અને અર્વાચીનમા જેક લંડન, ઓ હેન્રિ, અપ્ટન સિંકલેર તથા જહોન સ્ટાઇનબેક છે.

સોવિયેટ યુનિયનમા ઘણાખરા યુરોપિયન તથા અમેરિકન લેખકો સોવિયેટ લેખકો જેટલા જ પ્રસિદ્ધ છે.

રશિયાના સાહિત્યપ્રેમીઓને લાગે છે કે શરૂઆતથી આજ સુધી અમને પ્રથમ પંક્તિના ભાષાંતરકારો પ્રાપ્ત થયા છે. આઇવન નેડિકનું હોમરના ' ઇલિયડ 'નું ભાષાંતર બીજા કોઇ પણ ભાષાંતર કરતા ચઢી જાય તેવુ છે. લોંગફેલોના પ્રથમ પંક્તિમાં ભાગ્યે જ ગણી શકાય તેવા કાવ્ય ' ધી સોંગ ઑફ હૈવથા'નુ આઇવન બુનિનનું રશિયન ભાષાંતર એક અમર કૃતિ છે.

રશિયન ભાષાંતરકારોની યાદીમાં ઝુકોવ્સ્કિ અને પુશ્કિનથી માંડીને ડોસ્ટોવ્સ્કિ, બ્લોક, બ્રુસોવ તથા બાલ્મોન્ટનો સમાવેશ થાય છે છેલ્લા ત્રણ વીસમી સદીની શરૂઆતના ત્રણ મહત્ત્વના રશિયન કવિઓ છે. તેમાના એક બાલ્મોન્ટે વ્હિટમેન, પો, શેની અને બાયરનનાં ભાષાંતર કર્યાં છે, મૌલિક કવિ બોરિસ પેસ્ટર્નેક અત્યારે શેક્સપીઅરના બધા ગ્રંથોનું ભાષાંતર કરી રહેલ છે ત્યારે બાળકોના પ્રિય કવિ સેમ્યુઅલ માર્શક બર્ન્સ તથા કિપ્લિંગનાં ભાષાંતરોથી પોતાની કીર્તિ વધારી રહેલ છે. આ બધાએ ભાષાંતરને એક કળા બનાવેલ છે. કવિ મિખૈલ લોઝીન્સ્કીને ગયે વર્ષે સોવિયેટ રશિયાનુ ઉચ્ચતમ માન—સ્ટેલિન પારિતોષિક—ડાન્ટેની ' ડિવાઇન કૉમેડી 'ના ભાષાંતર માટે આપવામાં આવ્યુ હતું.

પરદેશી સાહિત્યના રશિયન ભાષાંતરની ત્યાં કેવી માગ છે તે તો ગયે વર્ષે માત્ર ભાષાંતરો પ્રગટ કરવા માટે મોસ્કોમા એક મોટી પ્રકાશનસંસ્થા સ્થાપવામાં આવી હતી તે પરથી જણાય છે ભાષાંતરોની પુષ્કળ માગ આવે છે. યુદ્ધ પહેલા જ્યારે સ્ટેન્ડહલના ગ્રંથોની એકત્ર આવૃત્તિ પ્રગટ કરવામાં આવી ત્યારે દરેક ભાગની દશહજાર નકલો થોડા દિવસોમાં ઉપડી ગઇ હતી. જ્યારે ફ્રાન્સના એલચી ખાતાના એક અધિકારીને આ વાત કહેવામાં આવી ત્યારે તેણે જણાવ્યું કે ' સ્ટેન્ડહલની આવી આવૃત્તિ ખપતાં ફ્રાંસમાં દશ વર્ષ ચાલ્યા જાય. '

રશિયાના નીચેના લેખકો લોકપ્રિય છે—નિકોલાઇ ઑસ્ટ્રોવ્સ્કિ, મિખાઇલ શોલોખોવ, અલેકઝાંડર ફેડયેવ અને વાડિમિર મેયાકોવ્સ્કિ. ૧૯૧૭ પછી રશિયન વાચકોની રસવૃત્તિમાં મોટું તથા મહત્ત્વનું પરિવર્તન થયુ છે.

જુના રશિયામા સસ્કૃતિનું પછાતપણું એટલું પ્રસિદ્ધ હતું કે કવિ વેલરોવ્રસોવે એક વખત કડવી ટીકા કરી હતી કે પદ્ધતિસર કવિતા વાંચી શકે તેવા મનુષ્યોની સંખ્યા ત્રણસોથી વધારેની નહોતી, જો કે આ નિવેદન આવેશમા કરાયેલ હોવાથી યોગ્ય નહોતું, પણ તેમાં તથ્યાંશ રહેલો છે.

વીશીની અધવચ્ચે તથા અંતે સોવિયેટ વાચકોની સખ્યામા લાખોનો વધારો થઇ ગયો હતો. લાખો સ્ત્રીપુરુષો 'રબફાકી' કહેવાતી સાંયશાળામાં અભ્યાસાર્થે જતા હતા

આ સમયના એક પુસ્તકનો ખાસ નિર્દેશ કરવો ઘટે છે. નિકાલાઇ ઓસ્ટ્રોવ્સ્કિનુ 'હાઉ સ્ટીલ વૉઝ ટેમ્પર્ડ' (How steel was tampered) આ પ્રચ્છન્ન આત્મકથા છે. લેખકે આંતર્યુદ્ધમાં ભાગ લીધો હતો. તે ઘણી વખત ઘાયલ થાય છે. તેના ઘા તથા કામના બોજાને અંગે ને જીદગીભર અશક્ત બને છે. તેને પક્ષઘાત થાય છે અને તેની દૃષ્ટિ લુપ્ત થાય છે. પણ છતાં તે માથે લીધેલ કાર્ય છોડતો નથી. તે બે પુસ્તકો લખાવે છે અને પોતાના વાચકો સાથેનો પત્રવ્યવહાર ચાલુ રાખે છે.

અત્યારે આ પુસ્તક સોવિયેટ યુવકોનું બાઇબલ છે ૧૯૧૭ પછી લખાયેલ અને ખૂબ વચાતા નીચેના ૭ પુસ્તકોમાં તેનું સ્થાન પહેલું છે ૭ પુસ્તકોનાં નામ નીચે મુજબ છે. ગેમાડોવ્સ્કિના ગ્રથો (એક ભાગમા) શોલોખોવનુ 'એન્ડ ક્વાએટ ફ્લોઝ ધી ડૉન,' અલેકસી ટોલ્સ્ટૉયનુ 'પીટર ધી ગ્રેટ' ઇલ્ફ અને પેટ્રોવનું સોવિયેટ હાસ્યરસનુ પુસ્તક 'ધી લીટલ ગોલ્ડન કાફ તથા અલેકઝાડર ફેડયેવનું 'યંગ ગાર્ડ'

અત્યારે 'યંગ ગાર્ડ' ખૂબ સનસનાટી મચાવી રહેલ છે. રશિયાના સેંકડો નાટ્યગૃહો તેના પર રચાયેલ નાટક ભજવી રહ્યા છે. તેની પૂરી લંબાઇની ફિલ્મ લેવામા આવી છે અને તેજ શીર્ષકથી ઓપેરા લખાઇ રહેલ છે

સોવિયેટ સ્ટેટ તથા કોમ્યુનિસ્ટ પક્ષ રશિયાના નાગરિકોની રાજકીય કેળવણીમાં ખૂબ રસ લઇ રહ્યા છે. દાખલા તરીકે ૧૯૧૭ થી ૧૯૪૭ સુધીના ગાળામાં લેવામાં આવેલાં પુસ્તકોનો આંકડો ૧૫ કરોડ ૪૮ લાખ ૫૯ હજારે પહોચ્યો છે તેમાં રશિયન ભાષા સિવાયની સોવિયેટ રશિયાની બીજી ભાષાઓમા પ્રગટ થયેલ બે કરોડ ૫૧ લાખ ૬૨ હજાર નકલોનો સમાવેશ થાય છે.

આ ઉપરાત લેનિનના ગ્રથો અગ્રેજી, ફ્રેચ, લેટિન, સ્પેનિશ, ઈટાલિયન તથા યુરોપની બીજી ભાષાઓમા પ્રગટ કરવામા આવ્યો છે. સ્ટેલિનનાં પુસ્તકો પણ ઠીક પ્રમાણમાં પ્રગટ થયા છે.

કોમ્યુનિસ્ટ પક્ષ તથા સોવિયેટ સ્ટેટ સોવિએટ વાચક જનતાની સાહિત્યક રસવૃત્તિ પર અસર કરવા એક પણ તક જતી કરતા નથી તેમા નવાઇ નથી.

સદ્ભાગ્યે જગતના તથા રશિયન સાહિત્યના ઘણા ખરા શ્રેષ્ઠ પુસ્તકો પ્રગતિશીલતાની રશિયન વ્યાખ્યાનો પહોંચાડે છે. અને તેથી તે સોવિયેટ વાચકની વાચનભૂખ સતોષવા માટે આવાં પુસ્તકોને વધારે મોટી અને વધારે સારી આવૃત્તિઓ જ કર્યા કરશે. સમકાલીન સોવિયેટ લેખકો પોતાની સમક્ષ પડેલા કાર્યને કેવી રીતે પહોંચી વળે છે તે જોવાનું રહે છે

—છોટાલાલ માનસિંગ કામદાર

* નિશાનીવાળી નોંધ ઇન્ડિયન પી. ઈ એન પરથી લીધી છે

# જિંદગાની પર અસર પહોંચાડતાં પુસ્તકો

આ લેખના લેખક શ્રી. દીલિપકુમાર રાયનો પરિચય આપવાની ગૂજરાતી વાચકને ભાગ્યે જ જરૂર, હોય એમનું અનોખું પુસ્તક ' તીર્થસલીલે ' ( જેનો શ્રી. નગીનદાસ પારેખે સુવાચ્ય અનુવાદ કર્યો છે, ' ગૂજરાતી વાચકવર્ગનું મન હરી લીધું છે. જ્ઞાનની શોધમાં એ રેમાં રોલાં, ગાંધીજી, કવિવર રવીન્દ્રનાથ ઠાકુર, બર્ટ્રાન્ડ રસલ વગેરેના ચરણે બેઠા, ને એમને જે લાભ થયો તે જ્ઞાન એમણે સીધી સાદી વાતચિત દ્વારા આ પુસ્તકમાં એમણે ઉતાર્યું છે. આ સિવાય એમણે અંગ્રેજીમાં નેતાજી સુભાષચંદ્ર બોઝ વિશે પુસ્તક લખ્યું છે. નેતાજીના એ એક લંગોટિયા દોસ્ત છે.—અનુવાદક

**આ**લ્ડોસ હક્સ્લી પોતાની ' Chrome Yellow ' ( ' ક્રોમ પીળો ' ) નામની લાંબી વાર્તા, એક પાત્ર દ્વારા, કહે છે. ' પુસ્તકો જ પુસ્તકો !, બિચારો માનવી ' માનવી આટલા બધા પુસ્તકો વાંચે છે, થોડાક જ માણસોને મળે છે, ને દુનિયા તરફ સાવ થોડું જ જુએ છે ! વિશ્વ વિશેના, માનસશાસ્ત્ર વિશેના અને નીતિશાસ્ત્ર વિશેનાં મોટાં મોટા થોથારિયાં ! તમને કદાચ ખ્યાલે નહિ હોય કે, એ કેટલાં બધાં છે ! છેલ્લાં પાંચ વર્ષમાં મેં કમમાં કમ વીસથી તેત્રીસ ટન ( સુધી વજનના ) એ થોથારિયાં વાચ્યાં હશે......એ બધા દુનિયામા એક બાજૂ ફેંકાઇ જાય છે ! '

આ કથન સાથે હું સહમત નથી, પણ શા માટે સહમત નથી, એનો જ અને હું રેફોટ કરીશ.

પહેલે જ ધડાકે જેઓ પુસ્તકો દ્વારા જગતને ચાહતા થયા તેઓ, જ્યારે પછીથી જગત સાથે સીધો પ્રેમ કરવાનું તેમના ભાગે આવે છે ત્યારે, ઘણુ ખરુ પ્રેમ વધારે સમજપૂર્વકનો હોય છે એટલો બધો વધારે કે, તેમનો પહેલાંનો કલ્પનામય જગત સાથેના પ્રેમ કરતાં, પાછળનો આ વાસ્તવિક જગત સાથેનો પ્રેમ એના હૃદયમાં વધુ ઠસે છે. પહેલા તમે, પુસ્તકો દ્વારા વાસ્તવિક જગત ભલે અપૂર્ણપણે જાણ્યુ; પણ એથી, પાછળથી તમને એને સમજવામાં સરળતા પડે છે. એ ગમે તેમ હોય, પણ જ્યારે મને બાવીસ વર્ષની વયે, ઇ. સ. ૧૯૨૨મા યુરોપમાં, ' જગત 'ના ' લોકો ' વચ્ચે હડસેલી મૂકવામાં આવ્યો હતો, ત્યારનો મારો તો અનુભવ આવો છે.

પોતાના અનુજો ગ્રંથ-વિદ્યા ( book-lore ) લેખન કલા દ્વારા જ્ઞાન મેળવશે, એવી કલ્પના જે આપણા પૂર્વજોએ કદી કરી નહોતી તેમને હું, એ કાળે, જંગલી કલ્પતો.

પણ, એથી એમ તો થોડું જ સાબીત થાય છે કે, આપણે એમના કરતાં વધારે ડાહ્યા છીએ ?

આ ચર્ચાસ્પદ પ્રશ્ન પર જ્ઞાની માણસોનો ગમે તેવો અભિપ્રાય હોય; પણ પુસ્તકોએજ,

સો પહેલું, ઉચ્ચારાએલા શબ્દનું નવું મૂલ્યાંકન કર્યું", એમ તો ન જ કહેવાય. કલ્પો કે, એક સદી પછીના આપણા પૌત્રો સમક્ષ ગ્રામોફોનની રેકર્ડ કે બોલતી ફિલ્મ એકાએક આવી પડી. એ લોકો એમના મૂર્ખ પૂર્વજો સામું હસશે ? આમ છતાં, એ લોકો શ્રી અરવિંદની કોઇ કવિતાનો કે શ્રી રામકૃષ્ણ પરમહંસના એકાદા સુવચનનો આપણા જેટલી અથવા કદાચ એથી કંઇ વધુ સમજથી અભ્યાસ કરવાનું જારી રાખશે.

અને શા માટે ? કારણ કે, દેખીતી રીતે જ, પુસ્તકો દ્વારા કોણ જાણે કેમ પણ જીવનને નવાં નવાં તત્ત્વો શોધવાની જે રીત સાંપડે છે તે રીત માનવીની કોઇ ઇતર ક્રિયા આપી શકતી નથી. અલબત્ત, આમાં પણ, પુસ્તકે પુસ્તકે ફેર હોય છે, તેમ જ્યારે જ્યારે ઉત્તમ પુસ્તક બહાર પડે છે ત્યારે ત્યારે તે નાશવંત શબ્દોને એવું ઉચ્ચારણ આપે છે, જેથી એમને એ ( શબ્દોને ) પુસ્તકના કર્તાના મરણ પછી પણ લાંબુ જીવન પ્રાપ્ત થાય. ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે. આ ચમત્કારના રહસ્યની કૂંચી આપણે જાણતા નથી. જ્યારે આ વસ્તુ આપણે જોઇએ છીએ ત્યારે આપણે લેખનકલા જાણીએ છીએ, એમ આપણને લાગે છે; અથવા આપણે એમ કહીશું કે, એથી ધોળા ધબ્બ શબ્દો મેઘધનુષના સાતે રંગોમાં પ્રકાશી ઊઠે છે ! જોન્સને ગોલ્ડસ્મિથના સંબંધમા સાવ અમસ્તું જ નથી કહ્યું કે, "જ્યારે એના હાથમા કલમ નહોતી ત્યારે એના જેવો કોઇ મૂર્ખો નહોતો; ને જ્યારે એના હાથમાં કલમ હતી ત્યારે એના જેવો કોઇ ડાહ્યો નહોતો "*

આમા તો કોઇ પુસ્તકપ્રેમી ભાગ્યે જ આનાકાની કરશે. પ્રસંગે તો, ગ્રંથસ્થ થયેલા શબ્દો અજ્ઞાનરૂપી તિમિરને કો જ્યોતની અદાથી ઝળાંઝળા કરી મૂકી શકે છે, એ તો ઘણા પુસ્તકપ્રેમીઓનો અનુભવ હશે. એટલે જ તો, કીર્તિની નવી નવી ટોચો ઝંખતા કે આનંદના અપરિચિત તબક્કા સર કરવા મથતા માનવી ઉપર પુસ્તકો જે અસર પહોંચાડે છે તેની કિંમત આંકવી ખૂબ મુશ્કેલ પડે છે. એ મુશ્કેલ છે; કેમ કે, પુસ્તકો જે ભાષામાં વાત કરે છે તે ભાષા નરદમ માનવીની ભાષા નથી કોઇ કોઇ વાર તો એનો રણકો બીન-ઐહિક હોય છે; જાણે કે એ માનવીની સ્વાભાવિક બોલી જ ન હોય ! એટલે, જ્યારે મારા મિત્ર શ્રી નાટસન× જે પુસ્તકોએ મારા પર અસર કરી છે તે પર લેખ લખવા સૌ પ્રથમ વિનતી કરી ત્યારે એ લેખને જો થોડો ઘણો આકર્ષક અને સુવાચ્ય બનાવવો હશે તો તેને પૂરેપૂરો રીતે આત્મકથાત્મક બનાવવો પડશે. એમ વિચારી મે એમને આનાકાની કરી; પણ એમણે આગ્રહ ચાલુ રાખ્યો, ને મારે નમતું જોખવું પડયું. બીજાઓના તેજસ્વી પુસ્તકોથી મેં મારા જીવનમા ઘણું મેળવ્યુ છે ' ખાસ તો આ સંભારણા-પત્રે ( remider ) અને આ લેખ લખવા પ્રેર્યો કારણ કે, રોમે રોમાં 'પ્લુટાર્કના જીવનચરિત્રો ' પાછળ ગાંડા હતા, શ્રી અરવિંદ બાબુ એ. ઇ ( A. E. ) નાં કાવ્યો વખાણી વખાણીને વાજ આવતા ને કૃષ્ણપ્રેમ ( ઊર્ફે રોનાલ્ડ નિકશન ) શ્રી અરવિંદ બાબુના ' ગીતા નિબંધો ' ( Essays on the Gita ) ની મુક્ત કંઠે

* બોસ્વેલકૃત ' જોન્સનનું જીવન. '

× તંત્રી ' ઇંડિયન રિવ્યૂ, ' જેમના માસિકમા આ લેખ સૌ પહેલો છપાયો હતો —અનુ

પ્રશંસા કરતા હતા એટલા જ માટે, મેં એ પુસ્તકો નહોતાં વાંચ્યાં શું ?... આવા તો બીજા કેટલાય દાખલાઓ છે, જેનો ઇશારો કરવો શક્ય નથી. આનો સાર આ છે. આપણે જો કે અહંકેન્દ્રી છીએ, તો પણ જે અસરોએ આપણી મૂળ અજ્ઞાનતા અને અહંતાને ઓછો કરવામાં ફાળો આપ્યો છે. તેમની નોંધોને સરખાવવાથી આપણને લાભ મળી શકે એમ છે. આ બાબતમાં કોઈ સરસ સાધન હોય તો તે પુસ્તકોનો ઉપદેશ છે. એટલે મામાની પાછળની મારી શોધમાં જે પુસ્તકો મને ગણી ગણાય નહિ એવી મદદ કરી છે તેમને આ લેખથી અલગ રાખવાની કાળજી રાખીને આ લેખ લખવાનું મેં સ્વીકાર્યું.

જે પુસ્તકે મારા પૂર્વજીવનમાં તીવ્રતમ અસર કરી છે, ને હજુ પણ સનાતન પ્રેરણાની ચીજ સમું રહ્યું છે તેનું નામ આજના વાચકોને ઠીક ઠીક અચંબો પમાડશે. કારણ એ કાર્લ માર્ક્સનું ' કેપીટલ ' ( ' Das Capital ' ) અથવા લેનિનની કૃતિઓ, અથવા આજના કોઈ પારનીસીઅનોનાં અને અણુઓમ્બના જનકોને કુદરત કે જીવનના ધ્યેય વિષે તારવેલા નિવેદનો તો અવશ્ય નથી જ. જેણે કદી પુસ્તક વાંચ્યું નહોતું તેવા માનવીના ઘરગથ્થુ વાતચિતના સીધા અને સાદા અહેવાલે સૌથી પહેલી મને હાડોહાડ અસર કરી દીધી હતી. બંગાળીમાં એનું નામ છે ' રામકૃષ્ણ કથામૃત * ' આથી, જે વ્યક્તિવિશેષને ભાગ્યે જ શિક્ષિત ગણવામાં આવે તેમનું નામ દઇને મે પુસ્તક પ્રત્યેનો મારો અતિ હર્ષ પ્રગટ કરતાં ઠીક અતકડું ઊભું કર્યું છે. કદાચ કોઇને લાગશે, પણ, સાચેસાચ એ અતકડું નથી. ધારો કે, શ્રી. મહેન્દ્રે× એમના ગુરુજીના વાર્તાલાપની રજેરજ નોંધ ન રાખી હોત તો જેઓ ધર્મને માનવીના અફીણ તરીકે ઓળખાવે છે તેઓ સુદ્ધાંની આખી દુનિયાને કેવડી મોટી ખોટ ખમવી પડત ? પણ, શ્રી. રામકૃષ્ણ પરમહંસનું અફીણ દૈવી હોઇને સઘળે પ્રસંગે આપણને બધાને રુચે એવું હતું. વિચિત્રતા તો એ છે કે, આની આ જ ઉપમા ' કથામૃત 'ના પહેલા જ ભાગમાં આપણી સામે આવીને ઉભી રહે છે ! જે પ્રભુપ્રેમમાં પાગલ બનેલ માનવી એના સામું હસતાં હસતાં વિવેકાનંદ અને બીજાઓને કહે છે, ' અરે, તમે જુઓ તો ખરા ! કોઇએ એક વાર મોરને સાંજે ચાર વાગે અફીણ પાયું. બીજે દિવસે, ત્યાં ને ત્યાં બરાબર ચાર વાગ્યે જ પાછો એ જ મોર આવીને ઉપસ્થિત થયો !' (ખડખડ હાસ્ય) તેની જ કને ફરીથી જવાનું શ્રી મહેન્દ્ર ઉચિત ગણે છે.

આ બાબત મેં લંબાણપૂર્વક છેડી છે, કારણ કે એ, જેઓ છેલ્લામાં છેલ્લી 'બસ' પકડવા માગે છે ( આલ્ડોસ હક્સલીની ઉપમા વાપરીએ તો ) તેમને બરાબર લાગુ પડે છે. અને, એ 'બસ' આજે તો વૈજ્ઞાનિક માનવતા દ્વારા ટપકતા લોહીનાં પીચ્યાં સાથેની માનવસમૂહની હત્યાની બનેલી છે.

---

* આ ગ્રંથનો ગુજરાતી અનુવાદ મૂળ બંગાળી ઉપરથી સરદ સા. વ. કા. એ પ્રસિદ્ધ કર્યો છે. અંગ્રેજીમાં પણ ' The Gospel of Sri Ramkrishna ' એ નામે દળદાર ગ્રંથમાં એનો અનુવાદ થયો છે અંગ્રેજી અનુવાદની પ્રસ્તાવના જાણીતા વૈજ્ઞાનિક લેખક Aldous Huxley એ લખી છે. .અનુ૦

× શ્રી મહેન્દ્રનાથ ગુપ્ત, ' રામકૃષ્ણ કથામૃત 'ના કર્તા

માનવતાના સદ્‌ભાગ્યે, આપણા જમાનામાં આધ્યાત્મિકતા માટેની સૌથી વધુ વિશ્વવ્યાપી શક્તિસમા શ્રી રામકૃષ્ણ, વિજ્ઞાન જાણતા નહોતા, એના જેવી કોઇ ચીજ જાણવાની એમને પડી યે નહોતી. અને, જ્યારે જ્યારે ડૉ. મહેન્દ્ર સરકાર વિજ્ઞાનની સિદ્ધિઓ પર આફ્રિન પોકારતા ત્યારે ત્યારે, બાળકને કળથી ચાલતી રમકડાની પૂતળી કે કળથી ચાલતું વાંદરાનું રમકડું આપીને પિતા દૂરથી નિહાળતો મંદ મંદ સ્મિત કરે તેમ શ્રી રામકૃષ્ણ મંદ મંદ સ્મિત કરતા. જિંદગીપર્યંત શ્રી રામકૃષ્ણે હજારો લોકોને ઝનૂની ખ્રિસ્તી ને સંસ્કૃત નિહિલિસ્ટ થતા અટકાવ્યા હતા; પણ, આ સિવાય એમની આથી યે મહત્તર વિભૂતિએ માનવીથી વિરલપણે રચિત એવી ઝળહળતી આત્મકથાના સાધનવડે મરણ પછી-વધુ જોર માર્યું. કેટલાક પ્રખર વિવેચકોએ બોસ્વેલ રચિત જોન્સનના જીવન ચરિત્રને સર્વશ્રેષ્ઠ જીવનચરિત્ર તરીકે ઓળખાવેલ છે; પણ તેમણે ' શ્રી રામકૃષ્ણ કથામૃત ' કદી વાંચ્યું નથી હોતું. બોસ્વેલની ચરિત્રકાર તરીકેની મહત્તાની હું ના નથી પાડતો, ને ખરેખર, કોઇ પણ માણસ કોઇ પણ પળે એમાંથી લાભ ઉઠાવે એવું જીવનચરિત્ર એણે લખ્યું છે. પણ એનાં સંસ્મરણોને શ્રી મહેન્દ્રના સંસ્મરણો સાથે સરખામણી કરવી એ નાયગ્રાના ધોધના ચિત્રને નાયગ્રાના ધોધ સાથે સરખાવવા જેવું છે.

એ પછી જે બીજા પુસ્તકે મને જકડી લીધો તે ભગિની નિવેદિતા રચિત ' The Master as I saw him ' ( 'મારી નજરે મારા ગુરુ' ). [ નેતાજી સુભાષબાબુ આ પુસ્તકની વાત કરતાં કરતાં જ ગળગળા થઇ જતા ]. જો કે, હું પણ થોડો ગળગળો થઇ જતો ન હતો; પણ એને ' કથામૃત 'ની હરોળમા મૂકવા હું કબૂલ નહિ થઇ શકું. કારણ, નિવેદિતા નિ:સંશય અગમ્ય ભવ્યતાની પ્રતિભા હતા ( અને તો એ પુષ્પમાં વ્યક્ત થતા વાવાઝોડાના મૂર્તિમાન તુફાનસમા ભાસતા—જેનું આત્મનિવેદન લગભગ દિવ્યત્વ સરખું હતું એવી વ્યક્તિ ), તો પણ તે, સ્પષ્ટ કારણોસર, શ્રી મહેન્દ્રની શૈલીની અનુકરણ ન શકાય એવા ગાઢ સંપર્ક—સાથે સરસાઇમા ભાગ્યે જ ઊતરી શકે.

પણ, તેમણે આપણને ઉત્તમ વળતર આપ્યુ છે. અમૃતનું પાન કરેલા પોતાના ગુરુજીના ઝણઝણાટ, જે વિવેકાનંદના કોઇ ચરિત્રકાર હજુ સુધી વ્યક્ત નથી કરી શકયા એવી રીતે, શબ્દો પરના અસાધારણ કાબૂ વડે તે વ્યક્ત કરી શકયા છે એમની એકનિષ્ઠ ભક્તિ, જે એમની કૃતિને નક્કર વાસ્તવિકતા પર મંડાવેલી અદ્‌ભુત નવલ જેવી બનાવી મૂકે છે, તેના પરવાના સાથે એમણે યોગીના અગમ્ય હૃદયમા પ્રવેશ કર્યો છે. જે એમણે રચ્યું છે તેટલા પૂરતું એમ જ કહેવાય કે, એ કોઇ પણ ભાષામાં ભાગ્યે જ લખાયેલી, અતિસ્વચ્છ—અદ્‌ભુતકથા સમુ રહેશે; તે ઉપરાત, પશ્ચિમની એક સ્વપ્નસેવિની અને પૂર્વના એક સ્વપ્નશિલ્પી વચ્ચેના પ્રેમના દૂબહૂ દસ્તાવેજ સમું એ છે.

આપણાં પૌરાણિક મહાકાવ્યો-રામાયણ અને મહાભારત વિશે વાત કરતા મને આનંદ થશે. પણ, એ વિશે મેં કઇ જુદું જ ધાર્યું છે. કારણ, આપણી ધાર્મિક આત્મા-રૂપી અણુસંધિ ( Nucleus )ની રચના અણુઓની કઈ ગોઠવણીથી થઈ છે, એ કહેવુ કઠણ છે. ગોઠીમા ઊતરી આવેલા વારસાની માણસને ગમ પડે છે. પણ એ એનું પૃથક્કરણ

ભાગ્યે જ કરી શકે છે. હમણાં હમણાં તો, પ્રાચીનકાળની મશ્કરી કરવી, ને એ સાથે પોતાની સંસ્કૃતિની સ્તુતિ કરવી, એ ગૌરવાન્વિત પ્રગતિશીલતાની નિશાની બની ગઇ છે.

જવાહરલાલની 'આત્મકથા' એ મેં વાંચેલા ખૂબ હલાવી નાખનાર પુસ્તકો માહેનું એક છે. એ પુસ્તકે દુર્ભાગ્યે આ ઉપરછલ્લા વલણની સંમતિ દર્શાવતો અગત્યનો ભાર મૂક્યો છે. પણ, આપણા મહાકાવ્યો અને પુરાણોએ સર્જેલી મૂલ્યાંકનની પ્રતિષ્ઠા ( Tradition ) સિવાય, ભારતીય સંસ્કૃતિની ખડકશી નક્કર ભૂમિકામા કેવો ફેર પડત, એની ભારતના આ મહાન પુત્રને કદી નવાઇ ઉપજી છે ?...અને આ વાતનું આશ્ચર્ય થાય છે. પ્રાચીન પ્રતિષ્ઠા વગરની કોઇ જાતની સંસ્કૃતિ હોઈ શકે, પણ સંસ્કૃતિનાં સુંદરમાં સુંદર ફાલ, ' જે એક જાતિના સંસ્કારનો પરિપાક છે તે તો, પુનર્જીવન આપતી પ્રતિષ્ઠા સિવાય, ન જ ઊતરે. જેના માટે જવાહરલાલ આવડું મોટું ગૌરવ વ્યાજબી રીતે ધરાવે છે તે આશ્ચર્યજનક સંસ્કાર–ઐક્યતા આપણને ભારતવાસીઓને મહાભારત અને રામાયણે આપી છે. આ ભૂતકાળનો ઇન્કાર પુકારો, ને હિંદ નવો જ ઊગતો મુલક, જેમને હૃદયના દુઃખ નિવારણાર્થે કંઇ જ સંદેશો આપવાનો નથી એવો, બાળકનના રાજ્યો જેવો, બની જશે.

ભૂતકાળની આ અદ્દભુત ભવ્યતામાં બે લેખકોએ કુમારવયમાં મને પ્રવેશ કરાવ્યો એક બંકિમચંદ્ર ચેટરજીએ અને બીજા મારા જ પિતા દ્વિજેન્દ્રલાલ રાયે. બંકિમબાબુએ શ્રીકૃષ્ણના જીવન સંબંધી પાડેલા ઉચ્ચ કક્ષાના પ્રકાશને દ્વિજેન્દ્રલાલ રાયના ઐતિહાસિક અને પૌરાણિક નાટકોએ મારા મનમોરલાને આપણા ભારતના ઝળહળતા ભૂતકાળમાં અભિમાનપૂર્વક નાચતો કરી મૂકયો. શ્રી કૃષ્ણની બહારથી દેખાતી ગૂંચવણભરી, પહેલી નજરે મૂંઝવી નાખે એવી, વિચિત્ર લીલાના બંકિમબાબુએ કરેલા તર્કશુદ્ધ અર્થોએ કુમાર વયમાંથી જ મારામાં એ , મહાન, અને , કદાચ સમજવામા સૌથી વધુ મુશ્કેલ જણાતા, કૃષ્ણાવતાર પ્રત્યે ભક્તિનાં બીજ રોપ્યા. પરંતુ બંકીમબાબુએ વધુ પડતો અર્થ કરી નાખ્યો હતો, ને એથી ય વધુ સચોટ રીતે અર્થ ઠસાવવા એમણે ' દેવી ચૌધરાણી ' નામની નવલકથા ( એમની નબળી નવલોમાની એક ) લખી. માનવતા માટે શ્રીકૃષ્ણ જેવી, એમના ( શ્રીકૃષ્ણના ) ઐતિહાસિક વૃત્તાંતોમાંથી ઉદ્દભવતી, વિવિધ પ્રકારની ધૂનવાળી વિભૂતિની આવશ્યકતા છે, એવો સાર ઉદ્દબોધતી એ ( દેવી ચૌધરાણી ) લાંબી આખ્યાયિકા છે. આ બંને લેખકોએ મારા જુવાન માનસ પર, કોણ જાણે કેમ, પણ ન ભૂંસાય એવી છાપ પાડી છે. એ પછી, બંકીમબાબુની એ અવિસ્મરણીય નવલકથાઓએ, મોટપણમા મારા પર એવી અસર કરી છે કે, એ અસરને દૂર કરવા મારા પાછળના જીવનમા મારે ખૂબ ઝૂઝવું પડયું છે. આમાંની પહેલી તે ' આનંદ મઠ ', જેણે દેશભક્તિના પાઠ ભણાવ્યા, ને બીજી ' વિષવૃક્ષ ' ( ' બિષવૃક્ષ ' ), જેણે એની અજબ પાત્રગૂંથણીથી મારામાં જાતીય મુંઝારી ને ભય પહેલ પ્રથમ જાગ્રત કર્યાં. એમની સર્વશ્રેષ્ઠ નવલકથા કૃષ્ણકાન્તનું વીલમાં આવતા મોહક પ્રેમે કરીને મારી એ જાતીય મુંઝારી પ્રેમાનંદમાં પરિણમી. એ પછી મેં ભારતચંદ્રની ' વિદ્યાસુંદર ' વાંચી, ને એથી મારી આ સચિત્ર બિભત્સ ભાવનાને એ મહાકવિએ પરાકાષ્ઠાએ પહોંચાડી.

દેશભક્તિને આમ એકદમ દાબી કાઢવુ સહેલ નહોતુ તો પણ ધીમે ધીમે હું એને

કાઢી શકયો, ખાસ કરીને બર્ટ્રાન્ડ રસેલ, ટોલસ્ટોય, જ્યોર્જ ડુહામેલ, રોમે રોલાં અને બર્નાર્ડ શોના તત્ત્વજ્ઞાનમા મારા પ્રવેશ પછી. પણ, કદાચ આમ આસાનીથી ન મેળવી શકાત, જો દ્વિજેન્દ્રલાલ રાયે, એમના ભવ્ય નાટક ' મેવાડ પતન ' દ્વારા મારો રસ્તો પ્રથમથી જ સરળ ન બનાવ્યો હોત એ નાટક ત્યારનું મારું માનીતું નાટક રહ્યું છે, જો કે એમના ' શાહજહાં ' અને ' ચન્દ્રગુપ્ત ' નાટકોએ એથી ય વધુ લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે છતાં. કારણ, ' મેવાડ પતન ', મારા માટે નાટકથી યે કંઈક વિશેષ નીવડયું છે. એણે મારામાં આન્તરરાષ્ટ્રીયતાની ને માનવબંધુતાની સ્વયંભૂ શ્રદ્ધાનાં નીર સિંચ્યાં છે. આનો અર્થ એવો હરગીજ નથી કરવાનો કે, હું એ નાટકની ઉત્કૃષ્ટ નાટ્યકલાની ઓછી કિંમત આંકું છું. એથી ઊલટું, રાતોરાત મને એ નાટકની આવી અસર થઈ એ પ્રતાપ એની ઉત્કૃષ્ટ નાટ્યકલાનો છે. જગમા લખાયેલા બધાં નાટકોમાંના આ ત્રણ નાટકો મને બહુ ગમ્યા છે. (૧) શોનું ' સંત જોન ', (૨) ટોલસ્ટોયનું ' લાઈવ કોર્પ્સ ' ( જીવતું મડદું ) અને (૩) ' મેવાડ પતન ' ' મેવાડ પતન ' માટે જવાહરલાલ નેહરુએ અલ્હમોડાથી આ લેખક પર લખેલ પત્રમાં જણાવે છે ' શક્તિપ્રેરક ને પ્રબળપણે વિચારમાં પાડી દેતું નાટક.'

( અપૂર્ણ )

મૂળ લેખક· શ્રી. દીલિપકુમાર રાય
અનુવાદક. શ્રી. ' શિવમ્ સુંદરમ્ '

---

## જાહેરનું એટલે કોઇનું નહિ !

ગામની પરબડી જાહેરની; એટલે એ કોઇની નહિ. એના ઉપર ઢગલો ધૂળ પડી હોય તો ય એ કોણ વાળે ? અને એનો ચાબખો પડું પડું થયો હોય તો પણ એના સામે કોણ જુએ ?

ગામનું તળાવ જાહેરનું. એ વાપરે સૌ, પણ એના ઓવારા ઉપર ગાડા ભરીને કાદવ કીચડ કે કચરો થાય છતાં એ કાઢવાનું કામ કોણ કરે ?

ગામનો રસ્તો એટલે જાહેરનો રસ્તો. એને વાપરે સૌ, પણ એ કાંઈ કોઇની શેરી કે ફળી છે તે એને વાળવાનું કોઇ વિચારે ?

આ સ્થિતિ આજે આપણાં જાહેર સ્થળો, જાહેર ચીજો તથા જાહેર કામોની થઈ ગઈ છે.

જે દિવસે જાહેર સ્થાન, ચીજ કે કામ તરફ પણ આપણે પોતીકો ભાવ અનુભવીશું તે દિવસે આપણા સમાજનું ભાગ્ય ઉઘડી ગયુ સમજજો.

આપણે આપણા ગામમાં નાનાંથી મોટા દરેકમાં આ નવી ભાવના પેદા કરવા માગીએ છીએ.

# ગ્રંથકાર અને પ્રકાશક

પુસ્તકપ્રકાશકો નથી કાંઈ દાની પુરુષો કે નથી ધુતારાઓ એ જ રીતે નથી ધનિક ઉમરાવજાદાઓ કે નથી ભીખ માગતા ભિખારીઓ. વસ્તુત એક અસાધારણ મુશ્કેલીઓથી ભરેલા વ્યવસાયમા પોતાના જીવનનિર્વાહ પૂરતી કમાણી કરનારા સામાન્ય માનવીઓ જ તેમને લેખી લેવા જોઈએ છે ( પુસ્તકપ્રકાશક થવું એ સહેલુ છે, પરન્તુ પુસ્તકપ્રકાશક તરીકે ચાલુ રહેવું એ મુશ્કેલ છે. બીજા કોઈ ધંધા-વ્યવસાય કરતાં એ ધંધામાં બાળમરણનું પ્રમાણ વધારે મોટું હોય છે. )

યાદ રાખજો, કે જ્યાંસુધી પ્રકાશકને તમારા પુસ્તકમાં રસ ન પડે, ત્યાંસુધી તેને તમારા વ્યક્તિત્વમાં રસ પડવાનો નથી. તેથી તમારા પુસ્તકનો હસ્તલેખ જ તમારા દૂતનું કામ કરે એ જ વધારે ઠીક છે. પ્રકાશકની પેઢીના ઉંબરા નકામા ભાગવા જવાને માટે મુલાકાતનો બહુ આગ્રહ રાખશો નહિ અને એવી મુલાકાતથી તમારા વ્યક્તિત્વની વિડંબના થવા દેશો નહિ. જો તમારી ગ્રંથકૃતિ પ્રકાશકને આકર્ષક થઈ પડશે તો તમને મળવા આવવાની વિનતિ કરવામાં તે જરાએ વિલંબ કરશે નહિ.

તમારા ગ્રંથનો હસ્તલેખ ખરેખર અનુપમ છે, પરંતુ પ્રકાશકને તમે એવું કાંઈ કહેશો નહિ, કારણકે તેના હાથમા જે જે કાગળ હસ્તલિખિત પુસ્તકો આવ્યાં હોય છે તે બધાંને માટે પણ મોટે ભાગે તેના લેખકોએ તે અનુપમ અને ઉચ્ચ કોટિનુ હોવાનું કહેલું હોય છે. પ્રતિભાવંત વિદ્વાનોના પુસ્તકો વાજાં વગાડયા વિના જ આવતા હોય છે અને એવાં જ પુસ્તકોની પ્રકાશક રાહ જોઈ રહ્યો છે.

તમારું હસ્તલિખિત પુસ્તક તમારું બાળક છે, કદાચ ને એકનું એક જં અથવા પહેલુ જ બાળક હોય, પરન્તુ પ્રકાશકને ઉબરે તો રોજ રોજ એવાં કેટલાય નવાં બાળકો આવતાં હોય છે, બીજાં હજારો જૂનાં બાળકો તેની ભરચક વખારમાં અને દુકાનમાં પણ હોય છે. એ બધાંય બાળકો એકીસાથે તેનુ ખાસ ધ્યાન રોકવાની માંગણી કરતાં હોય છે. તેથી કરીને, તેની ગમે તેવી ઉત્તમ વૃત્તિ કે સદ્‌ભાવ હોય તોપણ તમારા બાળક ઉપર ધ્યાન આપવાના સમયની પણ કાંઈક હદ તો હોય જ. પ્રકાશકનો સમય તમારી નિરર્થક મુલાકાતોને લીધે જેટલો બગડે તેટલો તેનો સમય તમે તમારા બાળક પાછળના તેના ધ્યાન માટેના સમયમાંથી જ ગુમાવરાવ્યો લેખાય.

જો તમારા હસ્તલેખથી તમે સારી છાપ પાડવા ઇચ્છતા હો તો તેના ઉપર વધારે કાળજી રાખો અને પ્રકાશકને એમ ન કહો કે 'સમય મળે તેમ કકડે કકડે જોતા રહેજો.' હસ્તલેખનો બહારનો દેખાવ બહુ મહત્ત્વની વસ્તુ નથી. પરન્તુ બીનકાળજી કે અવ્યવસ્થિત લેખ તુરત જ પરખાઈ આવે છે. લખાણના કાગળોના ખૂણા વળી ગયા હોય તેથી કાંઈ પ્રકાશક નારાજ થતો નથી, પરન્તુ એક જ વાક્યમાં એક પૃષ્ઠમાં એક શબ્દની જોડણી અમુક કરી હોય અને બીજા પૃષ્ઠમાં એ જ શબ્દની જોડણી જુદી કરી હોય, પહેલા અને

ત્રીજા પ્રકરણનું શીર્ષક લખ્યું હોય, અને બીજા પ્રકરણનું શીર્ષક લખ્યુ જ ન હોય, કોઇ પુસ્તકમાંથી ઉતારા કર્યા હોય તો તે અશુદ્ધ હોય; ટૂંકમા કહીએ તો એવી બીનકાળજીવાળા લેખક માટે પ્રકાશકના મન ઉપર અને વાચકના મન ઉપર પણ ખરાબમા ખરાબ છાપ પડે છે હસ્તલેખને તપાસી જવા માટે થોડો વધુ સમય ગાળ્યો હોય તેથી લેખક પ્રકાશક સાથેની લાબામાં લાંબી મુલાકાત કરતાં અને કોઇની ભલામણચિઠ્ઠી કરતાં પણ વધારે સારી અસર પાડી શકે છે.

એટલું ધ્યાનમાં રાખજો કે બીજા માનવીઓ પેઠે પ્રકાશકો પણ સ્ખલનને–ભૂલને પાત્ર હોય છે તેઓ ઇચ્છે છે કે પોતાને હાથે કાંઈ ભૂલ કે સ્ખલન થઇ ન જાય છતા તેઓ જાણે છે અને કબૂલ કરે છે કે પોતે ભૂલને પાત્ર નીવડે છે. પ્રકાશન કરવામા ભૂલ થાય તો તે તેના ધધામાં બહુ મોઘી પડી જાય છે, અને તે ભૂલ કરવાના ભયમાં રહેલો જ હોય છે. જો પુસ્તક પ્રસિદ્ધ કરવાની ના પાડે તો તમારે યાદ રાખવું કે એક ભૂલને પાત્ર માનવીનો એ નિર્ણય છે, ને પછી બીજા પ્રકાશકની અજમાયશ લો. પહેલા પ્રકાશકને ડરાવવાને એમ ન પૂછશો કે 'તમે મારૂ પુસ્તક સ્વીકારવાની કેમ ના પાડો છો ?' તે તમને તેનો જવાબ જ નહિ આપે, કારણકે તે જાણે છે કે સોમાથી એક પણ ગ્રંથકાર એવો નથી હોતો કે જે પોતાના બાળકની પ્રશંસા સિવાય બીજું કશુ સાભળવા ઇચ્છતો હોય.

જો એક પ્રકાશક તમારૂ પુસ્તક સ્વીકારે તો યાદ રાખજો કે લાખે ગાળે તો તે વાંચનારી જાહેર જનતા જ તેનો પુરસ્કાર કેટલો હોઇ શકે તેનો નિર્ણય કરતી હોય છે. જાહેર જનતા હમેશા પુરસ્કાર આપવામાં વાસ્તવિક દૃષ્ટિએ જોનારી હોતી નથી, એ પણ ધ્યાનમા રાખવું. કોઇ જાહેર નાલેશીનું પુસ્તક હોય તો તેનો ખૂબ ઉઠાવ જનતા જ કરે છે અને કોઇ વિદ્વાન ઇતિહાસકાર કે તત્ત્વવેત્તાના પુસ્તકનો ઉઠાવ જૂજજાજ થવા પામે છે. તેમા પ્રકાશકનો કાઇ દોષ હોતો નથી. જો જનતા તમારૂં પુસ્તક ખરીદે નહિ તો પ્રકાશક ન તો તમને પુરસ્કાર આપી શકે કે ન તો પોતે નફો પણ મેળવી શકે. નફાના સાધનનો આધાર પુસ્તક પાછળનું ખર્ચ અને તેના વેચાણમાંથી ઉપજતી રકમ વચ્ચેના તફાવત પર રહેલો હોય છે પડતર ભાવે ગમે તેટલાં પુસ્તકો વેચાય તો તેમાંથી કાઇ નફો મળી શકે નહિ. કેટલાક ગ્રંથકારો એમ માનતા હોય છે કે પુસ્તક વધુ વેચાય એટલે વધુ નફો મળે, જાણે નફા–તોટાના ગણિતના નિયમો પ્રકાશકને લાગુ પડતાજ ન હોય '.

પીળુ હોય તે બધુ કાઈ સોનુ નથી હોતું. ખૂબ અસર કરે તેવી જાહેરાત કરનારો હમેશા બહુ દેખાડો કરવાની ટેવવાળો નથી હોતો, જેવી રીતે સારામાં સારો ડાક્ટર પોતાની ડિસ્પેન્સરી પર ભાગ્યે જ સારૂં મોટું નામનુ પાટિયું લગાડનારો હોય છે આખા પ્રાતમા કે દેશમા પુસ્તકનો ફેલાવો કરવો હોય તો એક–બે અઠવાડિકો કે દૈનિકોમા જાહેર ખબર છપાવવાથી કામ સરતું નથી ધીરે ધીરે ખૂબ શ્રમ લઇને સિદ્ધ કરવામાં આવેલી પદ્ધતિ દ્વારા પુસ્તકોનો ફેલાવો કરી શકાય છે. દસ–બાર અઠવાડિયા સુધી એક પુસ્તક જોરશોરથી વેચવું એ એક વાત છે અને દસ–બાર વર્ષ સુધી તેનું વેચાણ ચાલુ રાખવું એ તદ્દન જુદી જ વાત છે. તમારે તમારા પુસ્તક માટે પ્રકાશક પસંદ કરવો હોય

ત્યારે તમારે આ મુદ્દો ધ્યાનમાં લેવા જેવો છે. બીજા પણ કેટલાક મુદ્દા છે તમારો પ્રકાશક પોતાના ધંધાની રીત બરાબર જાણે છે ખરો ? જો જાણતો હોય તો તેની સાથે વિશ્વાસપૂર્વક કામ પાડો. જો તે ન જાણતો હોય તો તેની પાસે ઢુકશો નહિ. તે નાણાંની દૃષ્ટિએ સંગીન સ્થિતિવાળો છે ? જો હોય તો કોઇ દેવાળીઆ પેઢી સાથે સંબંધ બાંધવા કરતાં તે પ્રકાશકની કડક શરતો સાથેનો કરાર વધારે લાભકારક નીવડશે. મુદતસર મળતો ૧૦ ટકા જેટલો પુરસ્કાર બિલકુલ હાથમાં ન આવે તેવા ૨૦ ટકા પુરસ્કાર કરતાં વધારે સારો છે.

પુસ્તકપ્રકાશનનો વ્યવસાય સ્થિરતાથી કરતી પેઢીઓ તેજ હોય છે કે જેમણે ચાલુ અને નફાકારક રીતે વેચાતાં સારા પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં હોય છે અને તેથી કરીને તેઓને નવો ધંધો મેળવવાને માટે જુગાર ખેલવા જેવાં પ્રકાશનો કરવાની જરૂર જણાતી નથી +

---

## સેવા કાંઇ કોઇને લખી આપેલો ધંધો નથી.

કેટલીક વખત માણસ બોલી નાખે છે કે સેવાનાં કામ તો કોઇ સાધુ–સંન્યાસીથી થાય; આપણું કામ નહિ.

પણ એમા ભૂલ છે. સેવાનું કામ તો હરકોઇ માણસ કરી શકે છે.

શરીરથી, મનથી કે વાણીથી બીજાને માટે જરા સરખુંય ઘસાવું એનું નામ જ સેવા.

શું ખેડુત કોઇને પાણીનો પ્યાલો નથી પાતો ?

શું વેપારી કોઇને રોટલાનો કકડો નથી ખવડાવતો ?

શું એક વિદ્યાર્થી કોઇ વટેમાર્ગુને માર્ગ નથી ચીંધતો ?

ત્યારે આ બધાં સેવાનાં જ કાર્યો છે–પોતાનો ધંધો કરતા કરતાં થાય એવાં સેવાનાં કાર્યો છે. માણસ ધારે તો આવાં કેટલાંય સેવાકાર્યો શોધી શકે અને કરી શકે. આપણા બાપદાદા પણ એવું જ કરતા.

હું તો એમ પણ કહું કે કોઇને લૂંટ્યા વિના પ્રમાણિકપણે પોતાના હાથપગ ચલાવીને કમાઇ ખાવું એ પણ આજે તો સેવાકાર્ય છે

---

+ સર સ્ટેન્લી અનવીનના The Truth about Publishing ની પ્રસ્તાવનાપરથી

# પુસ્તકાલય અને બાળકો

વડોદરા રાજ્યમાં ગામડે ગામડે પુસ્તકાલય છે પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજીઆત છે. પરંતુ સામાન્ય રીતે ગામડાંમા પુસ્તકાલયમાંથી પુસ્તકો લઇ જઇને વાંચનાર વાચકોની સંખ્યા ઓછી જ હોય છે. ગામલોકોને વખત નથી હોતો એમ નથી, વરસના અમુક માસ તો તેઓ ઘણો વખત નકામો ગમાડે છે, પણ તે સમયમાં ભણેલા હોવા છતાં પણ તેઓ પુસ્તકો વાચતા નથી. એ જાતનો શોખ આપણી આખી પ્રજામાં ઘણો ઓછો છે. આનુ કારણ શું ?

મારા મત મુજબ આપણી રીત એવી છે, કે જેથી જનતામાં આ જાતનો શોખ કેળવાતો નથી. શાળામાં ધોરણદીઠ વાચનમાળાની એક ચોપડી ભણાવવાની હોય છે. કેટલીક વાર આ ચોપડીમાના પાઠો બાળકોને હોશેહોસે વાચવા ગમે એવા નથી હોતા. આ એક જ ચોપડી વાંચવાના પરિણામે બાળકનામાં બહારના બીજા પુસ્તકોના વાચનનો શોખ શી રીતે કેળવાય ? નાનપણથી જ જો બહારના વાચનનો શોખ બાળકને લાગે તો મોટપણે તે જરૂર તે પુસ્તકો વાંચવાનો જ. તો પછી બાળકોનામા આ જાતનો શોખ કેળવાય તે માટે શું કરવું જોઇએ ?

પહેલું તો એ કે દરેક શાળામાં પાઠય પુસ્તક સિવાયના ઇતર વાચનનાં છેક બાળ વર્ગના બાળકોથી મોટાં બાળકો સુધીનાં સઘળા બાળકો રસપૂર્વક વાચે એવા નિર્દોષ વાચનનાં પુસ્તકો પૂરતા પ્રમાણમા હોવા જોઇએ

આજે શાળાઓમા આવા પુસ્તકો ધરાવતુ પુસ્તકાલય ભાગ્યે જ હોય છે તો પછી શું કરવું ? આનો એક ઉપાય છે.

વડોદરા રાજ્યમાં મોટે ભાગે શાળાના શિક્ષકો જ ગામડામાં પુસ્તકાલયોના ગ્રંથપાલ તરીકે કામ કરે છે. તેઓ જો પુસ્તકાલયમાં છેક નાના અને મોટાં દરેક વર્ગનાં બાળકો માટે પુસ્તકો મંગાવે અને બાળકો તેનો ઉપયોગ કરે તે માટે તેમને પ્રેરે તો નાનપણથી જ બાળકોનામા વાચનનો શોખ ઉત્પન્ન થશે. વળી આના પરિણામે ભાષાને સમજવાની બાળકની શક્તિ ઘણી વધશે અને તેમની વાચનની ઝડપ પણ વધશે. ઇતર વાચન તરીકેના પુસ્તકો પાઠયપુસ્તક કરતા સહેલા હોવાં જોઇએ કારણ કે પાઠયપુસ્તક તો તેને ભણાવવામાં આવે છે, જ્યારે આ ચોપડી તો તેને પોતાની મેળે સમજીને વાંચવાની હોય છે.

પુસ્તકાલયમાથી બાળકો માટેનાં પુસ્તકો લાવી તેમાંથી એકાદ પાઠ કે વાતો બાળકને વાંચી બતાવવી અને એ રીતે એવી ચોપડીઓ તરફ બાળકનું ધ્યાન દોરવામાં આવે તો તેઓ તેવી ચોપડીઓ જરૂર વાંચે.

ભાવનગરના દક્ષિણામૂર્તિ બાળમંદિરમા મે જોયું હતું, કે બાળકોને વાચતાં આવડયા પછી તેઓ બાલપુસ્તકાલયમાના પુસ્તકો જ વાચતા. ત્યા તેમને યોગ્ય પુસ્તકો રાખવામાં આવેલાં હતાં. નિશાળોની જેમ એક ચોપડીના પાઠ એક પછી એક ત્યા કદી શીખવાડવામા આવતા ન હતા; છતાં તે બાળકોનું ભાષાજ્ઞાન બીજી શાળાઓનાં બાળકો કરતાં ઘણું સારૂ જોવામાં આવતુ હતુ અને નવ દસ વરસની ઉંમરે તેઓ માધ્યમિક શાળામા જતા હતાં

૨

શિક્ષકો પ્રયત્ન કરે અને દાન તરીકે રકમો મેળવે તો તેમાંથી પણ પોતાની શાળા માટે પુસ્તકો ખરીદ કરી શકે; જ્યાં આ શક્ય ન હોય ત્યાં પુસ્તકાલય માટે આવાં પુસ્તકો ખરીદે અને તેનો ઉપયોગ શાળાનાં બાળકો કરે તેમ કરવું.

બાળકો ઇતર વાચનનાં પુસ્તકો વાંચે તે માટે પુસ્તકોની પસંદગીમાં ખાસ વિવેકની જરૂર છે. બાળકો કેવા પુસ્તકો વાંચે છે તે જાતનો જેનો અનુભવ હોય તેના તરફની સૂચનાઓ આ બાબતમાં ઉપયોગી થઇ પડે. અક્ષરોનાં બીબાં, ગેટઅપ, અંદરની વસ્તુ એ બધાં બાળકોને પુસ્તકો ગમવા ન ગમવામાં કારણભૂત બને છે. બાળકોનો મને પણ અનુભવ છે તે ઉપરથી માર્ગદર્શન માટે નીચે થોડાં પુસ્તકો જણાવ્યા છે. છેક નાનાં બાળકો માટે તો આપણી ભાષામાં ગણતરીની જ ચોપડીઓ છે અને શરૂઆતથી જ બાળકો ઇતર વાચનને માર્ગે ચડે તે જરૂરનું છે. તેથી પહેલાં તેવાં પુસ્તકોની યાદી આપી છે:

**બાળવર્ગથી બીજા ધોરણ સુધીનાં બાળકો માટેનાં પુસ્તકો.**

જુદી જુદી જાતની બાળપોથીઓ જેવી કે નૂતન બાળપોથી, સરળ બાળપોથી, નવયુગ બાળપોથી, વગેરે વગેરે.
નિસરણી, પગથિયું ૧ થી ૯—જેચંદ તલકસી એન્ડ સન્સ
વાંચવાની મઝા—મૂળજીભાઇ ભક્ત
નાની ફૂલદાની—વસંત નાયક
મોટી ફૂલદાની ,,
નવયુગ વાચનમાળાની પહેલી ચોપડી વગેરે.
વાચનસીડી પગથિયું ૧-૨-૩-૪ પ્રકાશક સોમાભાઇ કિશાભાઇ પરેલ.
બાલવાચન માળાનાં ૭ પુસ્તકો. શબ્દપોથી ૧, શબ્દપોથી ૨, બાલપાઠો, સુંદર પાઠો, જોડાક્ષરપોથી, નાના મોટા પાઠો. પ્રકાશક. સોમાભાઇ કિશાભાઇ પરેલ
ચાલણગાડી નવજીવન પ્રકાશન મંદિર
બાલલેખન પુસ્તક ૧લું તથા ૨જું ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
બાળપોથીની પૂરવણી સોમાભાઇ કીશાભાઇ

ઉપરનાં પુસ્તકો બાળવર્ગથી તે બીજા ધોરણનાં બાળકો માટે સારાં છે. ત્યારપછીનાં બાળકો માટેનાં પુસ્તકોમાં

ગોદીનદેન, બેર, ઝાંઝાવાડિયુ, નવી વાતો, બારેક ટોપરાં એ અને એવાં બીજાં ૨૨ ગિજુભાઇ રચિત અને સંપાદિત
બાળસાહિત્યનાં પુસ્તકો ઉપરાંત સાચીખોટી વાતો,
શિશુ રામાયણ
બે આખ્યાનો
બાલવાર્તાઓ ૧ થી ૫ રવ.—ગિજુભાઇ
કિશોર રામાયણ—દેશાઇભાઇ પરલ
અને જુદી જુદી વાચનમાળાના પુસ્તકો પૈસાની સગવડ મુજબ ખરીદી શકાય.

[ અનુસંધાન ટાઇટલના પૃષ્ઠ ૩ જે ]

# આઝાદયુગમાં પુસ્તકાલયપ્રવૃત્તિ

**આ**પણો મહાન દેશ જ્યારે આઝાદીના ઉંબરે આવી ઉભો છે, કેળવણીની દિશામાં જ્યારે ધરખમ ફેરફાર થવાના ભણકારા વાગી રહ્યા છે, આપણી હરેક પ્રવૃત્તિઓ વધુ વિકાસના માર્ગે વિચરી રહી છે ત્યારે આપણી પુસ્તકાલયપ્રવૃત્તિ કે જેણે હિન્દભરમા ડંકો વગાડયો છે, તેની સમીક્ષા કરવી ઠીક થઇ પડશે એમ હું માનુ છુ.

આપણી પુસ્તકાલયપ્રવૃત્તિને આજે પાત્રીસ વર્ષના વહાણાં વીતી ગયાં પ્રવૃત્તિના અંગે આપણે કેટલુંક આગળ વધ્યા ને કેટલુંક પાછળ પણ હઠયા. કારણ કે કંઇક અભિમાનથી, કંઇક કાર્યકરોની નિષ્કાળજીથી અને જગતના વહેણ સાથે કંઇક નવીન નક્કર યોજના વિના, આપણી પ્રવૃત્તિનો વેગ ઓછો થયો છે, બલ્કે આપણે સ્થિતિબદ્ધ અવસ્થામાં આજે કામ કરી રહ્યા છીએ આપણી પુસ્તકાલયપ્રવૃત્તિનુ આખુયે શ્રેય પ્રાથમિક શાળાના શિક્ષકોને ફાળે જાય છે, એમ કહું તો ખોટુ ગણાશે નહિ ગૂર્જરનરેશ શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે પુસ્તકાલયપ્રવૃત્તિનાં બીજ આરપ્યા ન હોત, અને સ્વ. મોતીભાઇ અમીન સાહેબ જેવા કાર્યકર મળ્યા ન હોત તો જે પુસ્તકાલયપ્રવૃત્તિ આજે આપણે વિકસેલી જોઇએ છીએ તે અસ્તિત્વમાં ન હોત.

એક પાઇ પણ મહેનતાણું લીધા વિના, પ્રાથમિક શાળાના શિક્ષકો પ્રવૃત્તિના અંગે પોતાનો પરસેવો આજે રેડી રહ્યા છે. પણ પાયાના પથ્થરોને આજે કોઇ દેખતું નથી, અગર તો એમની ફરિયાદો આજે કોઇ દૂર કરી શકતુ નથી શિક્ષકોની હાજી હા કરવાની નીતિથી, શરમ ને સ્વમાનને નેવે મૂકવાથી, ગામડાના પુસ્તકાલયો આજે ટકી રહ્યાં છે. પુસ્તકાલયપ્રવૃત્તિ પાછળ તન, મન અને ધનથી તેઓ કામ કરે છે. પણ એના બદલામાં એને શું મળે છે ? પુસ્તકાલયો ચલાવતા એને અનેક લડતો વહોરવી પડે છે નાણા ભેગા કરવાં, પુસ્તકો અને વર્તમાનપત્રો લોકોને વાંચવા આપવા ને પરત લેવા, ગ્રામપંચાયતની મદદ મેળવવી, એ પ્રસંગો સીધા ને સરળ હોતા નથી આ આખીયે કાર્યવાહીમા કેટલાક તીખા, કેટલાક સુધરેલા, કેટલાક ડોળઘાલુઓ સાથે એને બોલવાના પ્રસંગો ઉભા થાય છે. સ્વમાન

---

[ સામેના પૃષ્ઠનું ]

વાચનમાળાઓનાં પુસ્તકોમા એવુ બને છે કે ૪ થા ધોરણના બાળકો તેને ત્યા પાઠ્યપુસ્તક તરીકે ના ચાલી હોય તેવી વાચનમાળાનુ ૧લું કે ૨જુ પુસ્તક વાચે છે. વાચનમાળાઓનાં પુસ્તકો કિંમતમા સસ્તાં હોય છે, તે તેનો એક મોટો લાભ છે. આ સિવાય બાળસાહિત્યના તો અનેક પુસ્તકો છે. તેમાથી પસંદગી કરીને પૈસાની સગવડ પ્રમાણે મંગાવવા. આવાં પુસ્તકો પૈકી દરેક પુસ્તક કેટલા બાળકોએ વાચ્યા તેની જો નોધ રાખવામા આવે અને આ જાતના અનુભવો જુદા જુદા શિક્ષકો કે ગ્રંથપાલો બહાર પાડે તો બીજાઓને તે માર્ગદર્શક થઇ પડે. ઉત્સાહી શિક્ષકો અને ગ્રંથપાલોએ આ કાર્ય કરવા જેવું છે.

—'બાળશિક્ષક'

જેવી ચીજ શિક્ષકના જીવનમાંથી ઘણું ખરું ગ્રસ્તો માપી જાય છે. આજની કહેવાતી લોકશાહીના જમાનામાં કોઈપણ ગામડું કે શહેર અને તેની પ્રજા, લોકશાહીના બહાના હેઠળ ફેસીઝમના તત્ત્વને ખુલ્લી રીતે વહેતું મૂકે છે એનો અનુભવ જેને ગ્રામજનતા સાથે પાનું પડે તેને થઈ શકે છે. ગામડાનો કોઈ હરિજન કે બીજા ગામડામાં આવતું એક વર્તમાનપત્ર, સાર્વજનિક પુસ્તકાલયમાંથી વાચવા માટે મેળવી શકતો હશે કે કેમ એ એક પ્રશ્ન છે. ગામડાના પુસ્તકાલયના મંત્રીને હરિજનો કે ઊતરતી પ્રજા પ્રત્યે તેમને સુધારવા વિચાર હોય તે પણ ગ્રામજનોની જોહુકમીથી જતો કરવો પડે છે. એ અનુભવ ગ્રામપુસ્તકાલયના મંત્રી ભાઈઓને જરૂર થતો હશે જ.

આજે તો જનતાનું ધ્યેય વર્તમાનપત્રો વાંચવા તરફ છે. પુસ્તકોનું વાચન તો ફુરસદનું ને નવીનતાનું બન્યું છે. ગામડામાં આવતાં છાપાં કેટલેક સ્થળે મંત્રી મહાશયના ત્યાં આવતા પહેલાં, ગામડાના મોટા થઈ બેઠેલાઓને ત્યાં પહોંચી જાય છે ને પછીથી વાચવા માગનાર વર્ગને તેનાં દર્શન પણ થતાં નથી. પુસ્તકાલય ખાતું પસ્તી વેચાણની રકમ માગે છે. પણ જ્યાં આખા આખા છાપા લોકોના ત્યાં વિના વાંચે પડી રહે તેનું શું થાય ? ઘણી વાર મંત્રી ભાઈઓને ગામલોકો સાથે ઘર્ષણમાં આવવું પડે છે ને નમતું પણ આપવું પડે છે. પુસ્તકાલયની કાર્યવાહી અંગે આજે તો ઘણી ફરિયાદો છે. આપણાં તાલુકા મંડળો વાર્ષિક સભાઓ ભરી ઠરેલા ધોરણે ઠરાવો કરે, ખાતું તેના ઉપર વિવેચન કરી ઠરાવ આપે તેથી આપણી ગ્રામપુસ્તકાલયની પ્રવૃત્તિ સુધરવાની નથી. કઈ તાલુકા પરિષદો ને પ્રાંતપરિષદોના ઠરાવો અમલમાં મુકાયા ? આપણે આજે તો પુસ્તકાલયપ્રવૃત્તિની શોભા વધારી રહ્યા છીએ.

હું કહું છું કે પુસ્તકાલયપ્રવૃત્તિ દદી અવસ્થામાં છે, એને સારો ખોરાક આપવાનો પડતો મૂકી, એનું દર્દ પ્રથમ તકે દૂર કરવાની જરૂર છે. આઝાદ ભારતમાં, આપણી પુસ્તકાલયપ્રવૃત્તિનું સ્થાન અનોખું કરવા, આપણે આજથી નક્કર યોજના ઘડવી ઘટે.

આપણી પુસ્તકાલયપ્રવૃત્તિમાં લોકશાહીના ધોરણે, આત્મનિર્ણયના હક્ક પ્રમાણે પુસ્તકાલયોમાં જેને જોઈએ તેવા પુસ્તકો મૂકવાનો અધિકાર મળી ગયો છે. એટલે આજે તો એવું બન્યું છે કે ઘણીખરી પુસ્તકાલય સંસ્થાઓમાં ગમે તેવી ચોપડીઓ, કબાટોમાં ગોઠવાઈ ગઈ છે. એને કોઈ વાચતું પણ નથી ને જોતું પણ નથી. આજે તો જનતાને વર્તમાનપત્રના વાચનની પડી છે એટલે પુસ્તકોનો ખર્ચ કેટલેક સ્થળે બીનઉપયોગનો થાય છે. અલબત્ત, સારાં પુસ્તકો નિયમ પ્રમાણે પુસ્તકાલયોમાં આવી શકતાં હોય તો તેથી પુસ્તકાલયપ્રવૃત્તિની વૃદ્ધિ શક્ય બને. ખરેખર તાલુકા મંડળોમાં પુસ્તક પસંદગીસમિતિ નીમી, દર વર્ષે સારાં યોગ્ય પુસ્તકો ગામની વસ્તીને અનુકૂળ, મૂકવા માટે, સલાહ સૂચનાઓ મળવી જોઈએ. નહિતર પુસ્તકોના નામે નાણાંનો દુર્વ્યય ચાલુ રહેશે ને પુસ્તકો કબાટોમાં સડવા માંડશે. ગ્રામ પુસ્તકાલયોમાં આજે પણ હજારો પુસ્તકો દર વર્ષે વાચન માટે બીનજરૂરી એવા દાખલ થાય છે. કેટલાંક પુસ્તકો ને પત્રો જેવા કે હરિજનબંધુ, 'કુમાર' માસિક, ગીતાધર્મ, સામાન્ય રીતે મોટા પુસ્તકાલયોમાં ખાતાએ ફરજિયાત દાખલ કરવાં જોઈએ. ખરેખર, આ બધી વસ્તુ પુસ્તકાલયપ્રવૃત્તિ અંગે પુનર્વિચારણા ને પુનર્ઘટના માગી લે છે

સહકારી ધોરણે બજેટ બનાવવાની નીતિ કયા પુસ્તકાલયોએ સ્વીકારી છે ? પુસ્તકાલય-પ્રવૃત્તિમા આમજનતા ને ગ્રામજનતા કેટલો રસ લે છે ? પુસ્તકાલયો એ સાર્વજનિક સંસ્થા છે એટલે એ પ્રવૃત્તિ જનતાની છે, એ મુદ્દા ઉપર હવેથી પ્રવૃત્તિનું કામકાજ કરવું જોઈએ. આમજનતાને પુસ્તકાલયોના શિક્ષણવર્ગમા, પુસ્તકાલયપ્રવૃત્તિમાં સક્રિય જવાબદારીના માર્ગે રસ લેતી કરવી જોઈએ. સાચી લોકશાહીના અર્થમા, સાર્વજનિક પુસ્તકાલયપ્રવૃત્તિ એ હવે લોકોના હાથમા સરકી જવી જરૂરી છે. આજે તો પુસ્તકાલય સંસ્થાનો આખો પ્રાણ ગામડાનો શિક્ષક છે. નાણા ઉઘરાવવાં, બજેટ બનાવવુ, મંત્રી-ગ્રંથપાલનું કામ કરવુ એ બધી કાર્યવાહી તેને કરવી પડે છે. આ નીતિમા હવે ધરખમ ફેરફાર થવો જરૂરી છે આપણી કેળવણીની પણ એ જ દશા છે. પ્રાથમિક શિક્ષણ અને શિક્ષકો માટે આજે તો અનેક મહાનુભાવો ટીકા કરવા મેદાને પડયા છે, પણ જેમને ગામડાની પ્રજાનો, તેની સ્થિતિ અને સમાજની કેળવણી પ્રત્યે અભિરુચિનો સ્પષ્ટ ખ્યાલ છે, જેઓ શહેરમાં નહિ પણ ગામડાંમાં જ વસવાટ કરી, ગ્રામજનોનો અનુભવ કરે છે, જેમણે પાર્લામેન્ટરી નહિ પણ રચનાત્મક કાર્યક્રમમાં જીવન હોમવા માડયું છે, તેમને પ્રાથમિક શાળાના શિક્ષકોની ખરી સ્થિતિનો અને આજની કેળવણીની દિશાનો સાચો ખ્યાલ છે આજની કેળવણી માટે શિક્ષકો નહિ પણ સમાજ અને સરકાર જવાબદાર છે, તેટલા જ પ્રમાણમા દોષિત છે.

"આપણાં મહાન પુસ્તકાલય મંડળો માટે નવો કાર્યક્રમ" એ શીર્ષક હેઠળ મે "પુસ્તકાલય" માસિકમા બેએક વર્ષ ઉપર લેખ આપ્યો હતો હું માનુ છુ કે ગામડાનું પ્રતિનિધિત્વ તાલુકા મંડળ ધરાવે છે, એટલે આપણે તાલુકા મંડળો દ્વારા આખીયે ગ્રામ-પુસ્તકાલયપ્રવૃત્તિનુ નવસર્જન કરી શકીએ તેમ છે. આઝાદ હિંદનું સર્જન ગામડામાથી જ થવાનું છે, નાની નાની પ્રવૃત્તિઓથી જ થવાનુ છે એટલે દરેક પ્રવૃત્તિની માફક પુસ્તકાલય-પ્રવૃત્તિ પણ તેના મૂળમાંથી સુધારણા ને સાફસૂફી માગે છે અને સાથે સાથે નવીન કાર્યક્રમ માગે છે. તાલુકા મંડળોની સભાઓ ઠરેલ ધોરણે ઠરાવો કરે અને નિષ્ક્રિય બની બેસી રહે, એ સ્થિતિ હવે લાંબો વખત ચાલી શકે તેમ નથી આપણી પુસ્તકાલયપ્રવૃત્તિને વધુ વેગવત બનાવવા, ભારતવર્ષમા વધુ માર્ગદર્શક બનાવવા, વધુ મજબૂત બનાવવા, આપણે આપણા પ્રશ્નોને બારીકાઈથી તપાસી, નક્કર અને સક્રિય કાર્યક્રમ પાર પાડવા આજથી કટિબદ્ધ થવુ જરૂરી છે. કારણ કે ભારતવર્ષમા આપણી પુસ્તકાલયપ્રવૃત્તિએ પહેલ કરી છે તેને લોકશાહીના જમાનામા, ભારતવર્ષમા પ્રથમ કક્ષાએ મૂકવા, એક આદર્શ તરીકે રજૂ કરવા, પુનર્ઘટનાના માર્ગે ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિને એકમ તરીકે ગણી, આગળ વધવુ જોઈએ

હુ આશા રાખુ છુ કે પુસ્તકાલય પ્રવૃત્તિના ઉત્સાહીજનો, આપણી પુસ્તકાલયપ્રવૃત્તિને સક્રિય અને નવયુગને આદર્શ પૂરો પાડે તેવી બનાવવા, પુનર્ઘટનાના પથે, નક્કર સૂચનાઓ કરવા પ્રેરાશે. અસ્તુ

ઈશ્વરભાઇ ના. પટેલ

વડોદરા રાજ્યની

# સાર્વ. પુસ્તકાલયપ્રવૃત્તિ વિષે થોડા વિચારો*

## પુસ્તકાલય પ્રવૃત્તિ એટલે શું ?

માનવીને પૂર્ણ માનવી બનાવનારી પ્રવૃત્તિ એનું જ નામ પુસ્તકાલયપ્રવૃત્તિ. ઉચ્ચ કક્ષાનાં પુસ્તકો દ્વારા આ પ્રવૃત્તિ માનવજીવનને ઘડે છે પ્રતિકૂળ સંજોગોમાં પણ માનવીને સર્વાંગી વિકાસ સાધવાની અનુકૂળતા કરી આપનાર આ પ્રવૃત્તિના હાર્દને [illegible] સીને પૂજ્ય મહાત્મા ગાંધીજી કહે છે કે:–

" પુસ્તકોમાં હું ગુંથાએલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળતે તો પણ હું કાયર થાત નહિ, એટલું જ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઊલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે જેને સારાં સારાં પુસ્તકો વાચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × × એક પછી બીજું એમ પુસ્તકો વાચતા છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો "

આ ઉપરાંત જુદા જુદા મહાપુરુષોએ પુસ્તકવાચનનો મહિમા નીચે પ્રમાણે બતાવ્યો છે

" લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં ને આટલાં આટલા વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત ! "

" જે ઘરમા સારાં પુસ્તકો નથી તે ઘર, ઘર નહિ પણ જીવતા મુડદાઓને રહેવાની ઘેર જ છે. "

" વાચવાની હોંશ છોડી દેવાના બદલામાં કોઇ મને આખા હિન્દુસ્તાનની સંપત્તિ આપે તો પણ હું તેને કદી છોડું નહિ "

" ગરીબોને દરિદ્રતામાંથી છોડાવવાની, દુ:ખીઓનાં દુ:ખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાઓનું દર્દ ભુલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ બીજી કોઇપણ ચીજમાં નથી. "

આ ઉપરથી હવે આપણને પુસ્તકાલયપ્રવૃત્તિનું મહત્ત્વ સહેલાઇથી જણાઇ ગયું છે.

## પુસ્તકાલયપ્રવૃત્તિના સંચાલકો શિક્ષકો શા માટે ?

પરંતુ હવે પાછા આપણે કહેવા લાગીશું કે એ તો ઠીક, પરંતુ પુ. પ્રવૃત્તિનું કામ આપણી ત્યાં શિક્ષકોને જ શા માટે સોંપવામાં આવ્યું છે ? આપનો પ્રશ્ન વ્યાજબી છે. અનેક પ્રવૃત્તિઓ ને અનેક બાજુઓથી લદાયેલા આપણે એમ જ કહીએ. પણ સાથે સાથે આપણે એ પણ વિચારવું જોઇએ કે પુસ્તકાલયપ્રવૃત્તિ એ માનવીને સાચા માનવી બનાવનારી

* જૂન મે માસમાં હરેમાપ ગામે મળેલ શિક્ષક સાથીદારોના સંસ્કારવર્ગમાં આપેલું ભાષણ

પ્રવૃત્તિ છે, જ્યારે આપણે શિક્ષકોએ પણ ભવિષ્યના નાગરિકોને પૂર્ણ માનવી બનાવવાનું તથા વર્તમાન સમાજને પણ આપણે સાચું જીવન જીવતા શીખવવાનું આપમેળે સ્વીકાર્યું છે, તાત્પર્ય કે, આપણો અને પુસ્તકાલયપ્રવૃત્તિનો ઉદ્દેશ એક જ અથવા એકબીજાના પૂરક સમાન છે, એટલે પુસ્તકાલય પ્રવૃત્તિનો સહારો લીધા વિના આપણે કદી પણ સાચા શિક્ષક બની શકીએ નહિ

તેમ છતાં આ પ્રવૃત્તિ સમાજના બીજા વર્ગોને સોંપવામાં આવે તો શું પરિણામ આવે તેનો વિચાર તો કરો ! સમાજના વહેપારી વૈદ્ય, ખેડૂત, કારીગર વગેરે વર્ગોના જીવનધ્યેય પુ. પ્રવૃત્તિના ઉદ્દેશ સાથે બંધ બેસતો નહિ હોવાથી આ પ્રવૃત્તિને ખરા અંતઃકરણથી એ વર્ગો પચાવી ન શકે અને જો પચાવીજ ન શકે તો ફાલીફૂલાવી ફલિત કરાવવાનુ તો એ વર્ગોથી બને જ શાનુ ?

વળી પુ. પ્રવૃત્તિ પાછળ પોતાનું સમગ્ર જીવન ન્યોછાવર કરનાર સ્વ મોતીભાઈ સા પણ એક શિક્ષક જ હતા એટલે આ દૃષ્ટિએ પણ એક કર્તવ્યનિષ્ઠ શિક્ષકના મહાન કાર્યને દીપાવતી જવાબદારી આપણી શિક્ષકોની જ છે, એમ કહેવામા જરાપણ અત્યુક્તિ નથી.

## બંધારણ ને યોજનાઓ

ગ્રામ પુસ્તકાલયો એ આ પ્રવૃત્તિનું એકમ છે. ત્યારબાદ કેળવણી ખાતાના કરેલા સેંટરોવાળાં પુસ્તકાલયોને જૂથ પુસ્તકાલયો કહેવામા આવે છે. આવાં ઘણાં જૂથ પુ મળી એક એક મહાલ પુ. મંડળ બને છે. આ મહાલનાં ગ્રામ પુ નાં મંત્રીભાઈઓનુ જ બનેલું હોય છે. આવા મહાલમંડળો મળીને એક પ્રાંત પુ મંડળ અને એવા પ્રાંત મંડળો મળીને એક રાજ્ય પુ. મંડળ બને છે.

રાજ્ય પુ. મંડળની બેઠક વડોદરા મધ્યવર્તી પુસ્તકાલયમાં છે. આ મંડળ તરફથી રાજ્ય પુ. પ્રચારક તથા પ્રાંત પુ. પ્રચારકો દ્વારા પુસ્તકાલયોની તપાસણીનુ, શિષ્ટવાચનની પરીક્ષાઓનુ, પુ. ના કામની આવડત બદલની પ્રમાણપત્રની પરીક્ષાનું, પરિષદો યોજવાનું, પર્વણીદિન ઊજવણીનુ, પુસ્તકાલયનું કામ શીખવવાના વર્ગો ભરવાનું, વાચકમંડળ અંગેનું તથા ઉપયોગી પુસ્તકોનું પ્રકાશન કરવાનું કામ કરવામાં આવે છે પ્રાંતમંડળ ને મહાલમંડળો ઉપર્યુક્ત ધ્યેયને અનુસરી પોતાનુ કાર્ય પોતાની મર્યાદામા કરે છે.

આ ઉપરાંત પુ. પ્રવૃત્તિને વિશેષ ઉપકારક ને સંગીન બનાવવા પુસ્તકાલય ખાતુ અને પુસ્તકાલય સ. સ મંડળ પણ અહર્નિશ જે સેવા બજાવી રહેલા છે, તે તો આપણે સૌ કોઈ જાણીએ જ છીએ. વળી આખા ગુજરાતના પુસ્તકાલયાના મુખપત્ર તરીકે સેવા આપી રહેલ, ' પુસ્તકાલય ' માસિક પણ આપણે ત્યાંથી પ્રગટ થાય છે. એ બીના આપણે માટે ખરે જ ગૌરવ લેવા જેવી ગણાય

## પુ. પ્રવૃત્તિની સાર્થકતા શામાં રહેલી છે ?

પુ પ્રવૃત્તિ ખરું હાર્દ તો તેના વાચનપ્રચારના ધ્યેયમાં છે ઉપયોગી, જીવન ધડ-

રુ કરનારા ને સુંદર માહિતી તેમ જ જ્ઞાન આપનારા પુસ્તકોનો ઘણો ફેલાવો કરી જનતાને વાચનરસ લગાડવો અને તેમનું જીવનધોરણ વધારે સંસ્કારમય અને, વિકસિત બનાવવું એ પુ. પ્રવૃત્તિની સાચી સાર્થકતા છે જેવો વાચક તેવું પુસ્તક એ સિદ્ધાન્તનું પાલન કરવું જોઈએ નવા વાચકોને વાચતા કરવા, વાંચતા વિકાસ થાય તેવું વાચન પીરસતા રહેવુ એ બધું ઊંડો અભ્યાસ ને ચિંતન માગી લે છે એટલે આપણે જેમ બને તેમ વાચનપ્રચાર તરફ ખાસ ધ્યાન આપવાની અનિવાર્ય આવશ્યકતા છે અને તોજ પુ. પ્રવૃત્તિનો હેતુ બર આવી શકે.

પુસ્તકાલયનું આદર્શ અને સર્વસંપૂર્ણ દફતર પણ પુ પ્રવૃત્તિની સાર્થકતામાં મહત્ત્વનો ફાળો ધરાવે છે. એ આપણે ભૂલવુ જોઈતુ નથી અને આ ટકોરનો તો બને તેટલી ઝડપથી આપણે અમલ કરી દેવો જોઈએ.

## પુ પ્રવૃત્તિથી થતા શિક્ષકભાઈઓને ફાયદા

પુ પ્રવૃત્તિનુ કામ કરવાથી આપણને આર્થિક લાભ કશોજ થતો નથી, એ દલીલનો સ્વીકાર કરવામાં બે મત છે જ નહિ પરંતુ જગતમા અર્થ સિવાય પણ અનેક રીતે કલ્યાણ અને પુ. પ્રવૃત્તિથી પણ એવા જ કેટલાક ફાયદા આપણને થાય છે.

સમાજના તમામ વર્ગોને આખરે તો જ્ઞાન, ભક્તિ કે કર્મ દ્વારા જીવનનું કલ્યાણ સાધી લેવાની ઊર્મિ જાગે છે. ઘણી લાંબી મુદત સુધી જુદા જુદા અનુભવોથી ખરડાયેલા માનવીને પણ આખરે તો નીતિમય જીવનનો સ્વીકાર કરવો પડે જ છે. મરતાં પહેલા દરેક માણસમા જરૂરથી આવી ભાવના જાગી જાય છે જ્યારે આપણે શિક્ષકો તો નીતિના પ્રત્યક્ષ આદર્શ સમાન છીએ. વળી આપણને તો પુસ્તકોનો આપોઆપ પડેલેથી જ સહારો મળી રહેતો હોવાથી વિકસવાની સુંદર ને શરૂઆતથી જ તક મળે છે. ઊંવટે ઘણા લોકો જે રાહ લે છે તે રાહ આપણે માટે તો શરૂઆતથી જ ખુલ્લો હોય છે. ઉપરાત એ રાહેથી પડી ન જવાય તે માટે આપણને પુસ્તકો બોલાવી બોલાવીને પોતાનો સાથ આપે છે એટલે જીવનધ્યેય સફળ બનાવવામા પુ પ્રવૃત્તિ આ પ્રમાણે આપણને ઘણી મદદ કરે છે ઉપરાત બીજા પણ ઘણા, સામાન્ય ફાયદા થાય છે. સમાજમા પણ આપણો મોભો ને ગૌરવ વધે છે.

—રવિશંકર મ. ઠાકર

---

—આજનો યુવાન એટલે વાતડાહ્યો અને વિચારડાહ્યો કેવળ વિચાર એજ એક આચાર.

—ગઈ કાલનું અખબાર એટલે ખૂબ ખૂબ મેવા આજનું અખબાર એટલે રૂપિઆ, આના, પાઈ.

—દરેકને નેતા થવું છે, સિપાહીગીરી તો કોઈને જ કરવી નથી, બધા જ બોલવે ચગ છે. આચરણ તો કોઈએ કરવાનુ જ નથી.

પુસ્તકાલયોના મંત્રીભાઈઓને

# કેટલીક મહત્ત્વની સૂચનાઓ

**પુસ્તકાલયોની તપાસણી અર્થે ફેરણીમાં જતાં અને પુસ્તકાલય ખાતું તથા પુ. સ. સ. મંડળ સાથેના સંબંધમાંથી જે કાંઈ જાણવાનું મળે છે તે અંગે આ નીચે કેટલીક જરૂરી સૂચનાઓ મિત્રભાવે મંત્રી ભાઈઓને કરૂં છું. આશા છે કે મંત્રી ભાઈઓ તે જરૂર ધ્યાનમાં લેશે.**

૧. જે તે પુસ્તકાલયનાં વાર્ષિક નિવેદન ઑગસ્ટની આખર સુધીમા પુસ્તકાલય ખાતા તરફ આવવા જોઈએ, પણ કેટલાક પુસ્તકાલયના મંત્રી ભાઈઓ ઑગસ્ટ અને સપ્ટેમ્બર પૂરો થાય તો પણ નિવેદન મોકલતા નથી. અને તેથી ખાતાને રાજ્યનાં પુસ્તકાલયોનું એક-સહ નિવેદન તૈયાર કરવામા બહુ જ મુશ્કેલી ઉભી થાય છે. તેમા વળી આ વર્ષે તો એકે એક પુસ્તકાલયના નિવેદન 'પુસ્તકાલય' માસિકમા પહેલાની માફક પ્રસિદ્ધ કરવાનું ઠરાવ્યું છે, તથી ઑગસ્ટની આખર સુધીમાં એકે એક પુસ્તકાલય પોતાનું વાર્ષિક નિવેદન મોકલવાનું રખે ચૂકે.

૨. અંદાજપત્રો પણ સપ્ટેમ્બર આખર સુધીમાં ખાતા તરફ મોકલવાનું કોઈ પણ મંત્રી ભાઈ ન ભૂલે કે દર વર્ષે કેટલાયનાં અંદાજપત્રો મંજુર થયા વગર રહી જાય છે તેના કેટલાક કારણોમાં ખાતા તરફ અંદાજપત્ર વેળાસર ન આવવાનું પણ એક કારણ છે; કેટલાક મંત્રીભાઈઓ અંદાજપત્ર માટે જોઈતી રકમ તૈયાર ન હોવાના કારણે અંદાજ-પત્ર મોડું મોકલે છે. પણ આમ કરવાથી અંદાજપત્ર મંજુર થવાનુ જ રહી જાય છે. જેથી આ વખતે તો સપ્ટેમ્બરમા જ જે બને તે રકમ મેળવી અંદાજ બનાવવુ અને તે પછી મોસમમાં વા ગમે ત્યારે જે રકમ હાથ ઉપર આવે તે નવા વર્ષના અંદાજ માટે રાખી મૂકવી તેથી એ પછીના વર્ષ માટે અંદાજપત્ર મોડું કરવાનો પ્રસંગ આવશે નહિ.

૩. અંદાજપત્ર સાથે, અંદાજપત્રમાં પુસ્તકો ખાતે જેટલી રકમ મૂકી હોય તેથી ભમણી રકમનાં પુસ્તકોની યાદી પણ કેટલાક મંત્રીભાઈઓ મૂકતા નથી. અને તેના પરિણામે પુસ્તકો મોડાં મળે છે વા ખાતા તરફથી બજેટ પાછું મોકલાય છે આમ ન બને તે માટે ભમણી રકમનાં પુસ્તકોની યાદી અચૂક મૂકવી. જે પુસ્તકની ખાસ જરૂર હોય ત્યાં લાલ શાહીથી નિશાની કરી નીચે ટીપમાં "આ પુસ્તક ખાસ મોકલવાં" એમ જણાવવું.

૪. પુસ્તકાલય ખાતાએ લોકમદદનાં નાણાં પુસ્તકાલય સ. સ. મંડળ, રાવપુરા તરફ મોકલવા કેટલાય વખતથી જાહેર કર્યું છે, છતા કેટલાક પુસ્તકાલયોના મંત્રીભાઈઓ, પુસ્તકાલય ખાતા તરફ મ. ઓ. થી લોકમદદના નાણાં મોકલી આપે છે. અને તેથી પુસ્ત-કાલય ખાતુ એ મ. ઓ. પાછું વાળે છે. આમ થવાથી એ મંત્રીભાઈઓ એમ સમજતા હશે કે "અમારા પુ. નું બજેટ મંજૂર નહિ થયું હોય" અને એના પરિણામે એ પુ-

સ્તકાલયના બજેટનો અમલ થવો મુલતવી રહે. એટલે આ નવા વર્ષમાં એવી ભૂલ રખે કોઇ મંત્રીભાઇ કરતા. **લોકમદદનાં નાણાં " પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ, રાવપુરા, વડોદરા, " એ સરનામે જ મોકલી આપવાં**

૫. પુ. સ. સ. મંડળ તરફ પણ લોકમદદના નાણાં મોકલનામાં કેટલાક મંત્રીભાઇઓ મ. ઓ. થી કુપનમાં ગામ લખતા નથી ગામ લખે છે તો તાલુકો લખતા નથી, અને એનું પરિણામ એ આવે છે કે,

૧ ગામ નહિ લખનારનાં નાણાં અનામત ખાતે જમા રહે છે. અને એના બજેટનો અમલ થવો પણ મુલતવી રહે છે.

૨ ગામ લખે છે, પણ તાલુકો નહિ લખવાના કારણે એ ગામનાં નાણાં, એ જ નામ ધરાવતા બીજા ગામને નામે ચડી જાય છે. અને તેથી જે ગામનાં નાણાં આવ્યાં હોય છે તેના બજેટનો અમલ પણ મુલતવી રહે છે. આમ ન બનવા પામે એટલા માટે **મ. ઓ. ના કુપનમાં ગામનું નામ અને તાલુકો ચોક્કસપણે લખવાં.**

૬. પુ સ. સ. મંડળ તરફ લોકમદદના નાણા સાથે કાયમ ફંડ ખાતે મૂકવાના નાણાં પણ મોકલાય છે. પણ કેટલાક મંત્રીભાઇઓ મ. ઓ ની કુપનમાં એ સંબંધી કઇ પણ ઉલ્લેખ કરતા નથી. અને તેથી એ બધાં જ નાણા જે તે પુસ્તકાલયના બજેટ ખાતે ખર્ચ-વામાં જમા થાય છે. આમ ન બનવા પામે તે માટે મ. ઓ. ની કુપનમાં

૧ બજેટ ખાતે વાપરવા સારૂ લોકમદદના રૂ......

૨ કાયમ ફંડ ખાતે મૂકવા સારૂ રૂ......

એ પ્રમાણે ઉલ્લેખ જરૂર કરવો

૭. કેટલાક મંત્રીભાઇઓ. પુ ખાતાએ મંજૂર કરેલા અંદાજપત્ર પ્રમાણે લોકમદદનાં નાણા પૂરેપૂરાં પુ સ સ. મંડળ તરફ મોકલી આપે છે. પણ અંદાજપત્રકના ખાના ૧૫ થી ૨૦ સુધીની રકમ સ્થળ ઉપર પોતાને ખર્ચવા માટે લોકમદદમાંથી જે કાપી લેવાનાં હોય છે તે કાપી લેતા નથી અને તેથી પાછળથી એ નાણાં મગાવે છે વા પુ સ સ. મંડળમાં એ જમા રહે છે. આમ ન બનવા પામે એટલા માટે **અંદાજપત્રનાં ખાનાં ૧૫ થી ૨૦ સુધીની રકમ કાપીને જ બાકીનાં નાણાં પુ સ. સ. મં. તરફ મોકલવાં.**

વલ્લભભાઇ મૂ. પટેલ
વ રા. પુ. પ્રયાગક

---



**સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો**

૧ **હરડે**—લેખકઃ ડૉ. રસિકલાલ જેઠાલાલ પરીખ; મૂલ્ય ૦–૬–૦
૨ **સોનેરી સૂચનો**—લેખક. ઉપર પ્રમાણે. મૂલ્ય ૦–૬–૦
૩ **રામકૃષ્ણ વાર્તાલાપ**—અનુવાદકઃ શ્રી રત્નેશ્વર ભવાનીશંકર ભટ્ટ; મૂલ્ય રૂ ૨–૦–૦

**પ્રાચ્યવિદ્યામંદિર–વડોદરાનાં પુસ્તકો**

૪ **દિવ્ય પ્રેમદર્શન**—લેખક અને પ્રકાશક શ્રી. પ્રાણુલાલ પ્રભાશંકર બક્ષી; વડોદરા. મૂલ્ય ૧–૨–૦
૫ **દ્વારકા**—લેખક શ્રી. કલ્યાણરાય ન. જોષી; પ્રકાશક લુહાણામિત્ર પ્રિં. પ્રેસ, વડોદરા. મૂલ્ય રૂ. ૩–૧–૦
૬ **સહજાનંદ**—લેખક. શ્રી ચન્દ્રકાન્ત મહેતા; પ્રકાશક લુહાણામિત્ર પ્રિ. પ્રેસ, વડોદરા, મૂલ્ય રૂ. ૦–૮–૦
૭ **કાપડની કહાણી**—લેખકઃ શ્રી. કાન્તિલાલ મ. શાહ; પ્રકાશક આર. આર. શેઠની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ–૨. મૂલ્ય રૂ. ૨–૧–૦

**આર. આર. શેઠની કું. મુંબાઇ તરફથી**

૮ **માનવીની ભવાઈ**—લેખક શ્રી. પન્નાલાલ પટેલ; મૂલ્ય રૂ. ૫–૦–૦

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ–અમદાવાદ તરફનાં પુસ્તકો**

૯ **રહમતે આલમ**—મૂળ લેખક સૈયદ સુલેમાન નદવી, તરજુમો કરનાર વનમાળા-બહેન નરહરિભાઇ પરીખ; મૂલ્ય ૧–૦–૦
૧૦ **હિંદમાં યુદ્ધોત્તર કેળવણીનો ઉત્કર્ષ**—( સાર્જન્ટ યોજનાનો અનુવાદ ) અનુવાદક શ્રી. મદુલાલ ગો શુ, મૂલ્ય રૂ ૧–૦–૦
૧૧ **વિચારમાધુરી**—સંપાદકો અધ્યાપક રામનારાયણ વિ. પાઠક; અને ઉમાશંકર જોષી; મૂલ્ય ૧–૦–૦
૧૨ **પં. ભગવાનલાલ ઈન્દ્રજીનું જીવનચરિત્ર**—લેખક શ્રી. દુર્ગાશંકર કેવળ-રામ શાસ્ત્રી, મૂલ્ય રૂ ૧–૦–૦

**બાલવિનોદ કાર્યાલય–મુંબઇનાં પુસ્તકો**

૧૩ **મંજરી, અલાદ્દીન, વડોદરા, હિરામણ, હંસા, વાલિયો, વામનજી, રત્નાદે, લાખો**—દરેકના સંપાદક શ્રી. નાગરદાસ પટેલ; અને મૂલ્ય રૂ. ૦–૪–૦

અબુ હસન, લેખિકા કુ. મંજુ ચોકસી; પી. એ. મૂલ્ય રૂા. ૦–૮–૦, ઢીંગલો, ગુલીવર, લેખિકા ઉપર પ્રમાણે મૂલ્ય રૂા. ૦–૪–૦ લીલાવતી, અલીબાબા, મીનીમાસી, સારંગીવાળો, તકાકિયો, જમાઇરાજ, દોરડાંવાળો, સિંદબાદ—દરેકના સંપાદક શ્રી. નાગરદાસ પટેલ; મૂલ્ય રૂા. ૦–૪–૦;

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૪ બ્રિ. શાહીવાદની જંજીરો—લેખક અને પ્રકાશક શ્રી. પ્રાણશંકર સોમેશ્વર જોષી; ૪૦ પ્રી. સ્ટ્રીટ, જોહાનીસબર્ગ, ( દ. આફ્રિકા ) મૂલ્ય રૂા. ૩–૦–૦

૧૫ બુદ્ધિધન અભયકુમાર—લેખક શ્રી. મૂળજીભાઇ પી. શાહ, પ્રકાશક સંસ્કૃતિ રક્ષક સસ્તુ સાહિત્ય કાર્યાલય, વડોદરા, મૂલ્ય રૂા. ૩–૦–૦

૧૬ ઋણરાહતનો કાયદો—લેખક અને પ્રકાશક નાનાલાલ લાલભાઈ વકીલ, સુરત, મૂલ્ય રૂા ૨–૮–૦

૧૭ પાછલે બારણે—લેખક શ્રી. પન્નાલાલ પટેલ; પ્રાપ્તિસ્થાનઃ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. મૂલ્ય રૂા. ૨–૮–૦

---

# પ્રેમાનંદ સાહિત્ય સભા—વડોદરાની ત્રિવિધ પ્રવૃત્તિ

### (૧) શ્રી. મનુભાઇ દીવાન ઇનામી નિબંધ હરીફાઇ માટે

"અખો, પ્રેમાનંદ અને શામળ તથા તેમના સમકાલીનોના સાહિત્યમાં પ્રતિબિંબિત થતુ ગુજરાતનુ આર્થિક દર્શન" અથવા (૨) "સામ્યવાદની દૃષ્ટિએ હિંદના આર્થિક ઘડતરની શક્યતા" એ વિષય પસંદ કરાયા હોઇને ૭૫ થી ૧૦૦ પાનાનો નિબંધ ઑક્ટોબર '૪૭ સુધીમા મંગાવવામા આવ્યા છે. શ્રેષ્ઠ નિબંધને રૂા. ૧૦૦) નુ પારિતોષિક અર્પણ કરાશે.

### (૨) અખા વિષે અભ્યાસ

ઉપર્યુક્ત સંસ્થા તરફથી બીજી પણ એક યોજના પ્રસિદ્ધ કરવામાં આવી છે, જેમાં સંસ્થાએ અગાઉ પ્રકટ કરેલા પ્રેમાનંદ ને શામળના અભ્યાસગ્રંથની જેમ અખાના જીવન વિષેનો એક અભ્યાસગ્રંથ પ્રસિદ્ધ કરવાનું ઠરાવ્યું છે. ગુજરાતના લેખકો પાસેથી એ વિષય પર ૧૦ પાનનો લેખરૂપ નિબંધ મંગાવવામા આવેલ હોઇને એને અર્થે નિયુક્ત થયેલ સમિતિની પસંદગી થતાં એ લેખો ગ્રંથસ્થ કરાશે.

### (૩) ત્રિમાસિક વિવેચન

ઉપર્યુક્ત સભાની ત્રીજી યોજના મે, જુન, જુલાઈ '૪૭ એ ત્રણ માસ દરમિયાન પ્રસિદ્ધ થયેલા ગુજરાતી પુસ્તકોનું વિવેચન કરાવી શ્રેષ્ઠ જણાતા પુસ્તકના લેખકને રૂા. ૫૦)નુ પારિતોષિક તથા રૂા. ૫૦) વિવેચનકારને આપવા ઠરાવ્યુ છે. વિવેચનનુ કામ શ્રી. ગજેન્દ્ર પંડ્યાને સોંપાયુ છે.




**વ. સ. પુ. મંડળ**

## શિષ્ટવાચન પરીક્ષા

**દહેગામ મહાલના કિશોરી મારેની** શિષ્ટવાચન પરીક્ષાનો ૪૯ વાચકોએ લાભ લીધો. તેમને તા ૧૭–૮–૪૭ ની મહાલ પુ. મંડળની સભામા ઇનામો વહેંચાશે

**કરજણ મહાલ તરફથી** તા ૨૭–૪–૪૭ ના રોજ શિ. વા. પરીક્ષા લેવાયેલી તેમાં ૪૧ વિદ્યાર્થીઓ અને ૧૧ વિદ્યાર્થિનીઓએ ભાગ લીધો.

**પરિણામ**—જુલાઇની ૨૦ મીએ વ. રા. પુ. મંડળ દ્વારા લેવાયલી શિષ્ટ વાચનની ૨૫ મી પરીક્ષાનો લાભ ૭૪ ભાઇબેનોએ લીધો છે. પરિણામ સપ્ટેમ્બરના અંકમાં બહાર પડશે.

**જાગતાં જૂથ મંડળોઃ**—જે જૂથ મંડળો તરફથી વાર્ષિક સભા ભરાયાના સમાચાર રા. પુ. મંડળ-તરફ આવ્યા છે, તે નીચે પ્રમાણે—(૧) વણેસાપિશાદ, (૨) શામપુરા, (૩) ઓરણા, (૪) વસણુ-પરબ, (૫) સરસવણી, (૬) વેજપુર.

જેમણે સભા ભરી હોય ને અહેવાલ રવાના ન કર્યો હોય તેમને વિનાવિલંબે તેમ કરી દેવાની, તથા કોઇ પણ કારણસર ઠરેલી તારીખે સભા ન ભરી શકાઇ હોય તેમણે હજી પણ વહેલામાં વહેલી તકે ભરી દઇને અહેવાલ મોકલી આપવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. મજકૂર સભામાં કરવાજોગાં કામો માટે જુઓ જુનાઇ અંકમાં છપાયલી જાહેરાત નં. ૪/૪૬–૪૭.

**મહાલ પુ. મંડળની સભાઓ**—ગતાંકમા પ્રસિદ્ધ થયેલ જાહેરાત નં. ૫/૪૬–૪૭ માં સૂચવ્યા પ્રમાણે મહાલ મંડળની વાર્ષિક સભાઓ તા. ૧૭–૮–૪૭ ના રોજ ભરી દઇને તેના અહેવાલ-હિસાબ પ્રાંત પુસ્તકાલય મંડળ તેમજ રાજ્ય પુ મંડળ તરફ મોકલી આપવા બાબત મહાલ પુ મંડળોના મંત્રીભાઇઓનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

**પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ**—સાલાનુવાદ ચાલુ વર્ષની પ્રાંત પુ મંડળોની વાર્ષિક સભાઓમા પણ રાજ્ય. પુ મંડળ તરફના એક પ્રતિનિધિ તેમજ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ હાજર રહેવાનો ઇરાદો રાખે છે એટલે જુદા જુદા પ્રાંતોની વાર્ષિક સભાએ માટે નીચે પ્રમાણેની તારીખો નક્કી કરી પ્રાંત મંડળોને જણાવવામાં આવ્યું છે—

**(૧) નવસારી પ્રાંત માટે** તા. ૭-૯–૪૭, **(૨) મહેસાણા પ્રાંત માટે**

તા. ૨૩-૯-૪૭, (૩) અમરેલી પ્રાંત માટે તા. ૨૧-૯-૪૭ અને (૪) વડોદરા પ્રાંત માટે તા. ૨૮-૯-૪૭ આ સંબંધમાં જરૂરી પરિપત્ર જે તે પ્રાંત મંડળ તરફથી લાગતાવળગતા સર્વ કોઇને મળશે એ મળ્યેથી ઠરેલી તારીખ ધ્યાનમાં રાખીને જે તે પ્રાંત મંડળોના સભાસદો પોતપોતાની પ્રાંતસભામાં ઉલટભેર હાજર રહે એમ ઇચ્છીએ છીએ.

ધન્યવાદ ! તરકતલાવ તા. અમરેલીના વતની રા ભાઇ કેશવલાલ અગ્રાવત વડોદરાના કેળવણી ખાતામાં થોડોક વખત નોકરી કર્યા બાદ પરદેશ ગયા છે. છતાં પોતાના વતનની પુસ્તકાલય સંસ્થા પ્રત્યેની તેમની મમતા અચળ રહી હોવાની પ્રતીતિ તેઓ દર સાલ રૂ. ૧૦)ની મદદ નિયમિત મોકલતા રહીને કરાવતા રહ્યા છે સ્થાનિક પુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળે તેમના આ સુકૃત્ય બદલ ઠરાવ કરીને તેમનો આભાર માન્યો છે: સ્તુત્ય !

## પુસ્તકાલયોને મદદ

સા. પુ વિઠ્ઠલપુર (તા. અમરેલી)ને ૫-૪-૦ પાદરાના દરજી જીવરામ રામજી તરફથી.

સા પુ. જીતોડા (તા ચાણસ્મા)ને ૧૦) પા. શંભુદાસ વિક્રમદાસ–છમીછા, ૫) પા. જીવીદાસ ગણેશદાસ–જાખાના, ૫, મરાસીઆ ખેતાજી ભેમજી, ૩) પા. રેવાભાઇ રાયચંદ તરફથી.

સા પુ કાણીસેલ (તા. આતરસુંબા)ને રૂ. ૭૫) ના પુસ્તકો દવે રવિશંકર જગજીવનદાસ તરફથી

સા. પુ. ધનતેજ ( તા. સાવલી )ને રૂ. ૨૧) સરડીઆના માસ્તર વલીમહમદ ભાગદીન તરફથી

સા પુ લિંગસ્થલી ( તા. ડભોઇ )ને રૂ. ૩૫) પા. વરધભાઇ સખીદાસ કંડારી તરફથી

સા પુ બચાર ( તા. કરજણ )ને ૩૧) ખભેળજના ભાઇજીભાઇ રણછોડભાઇ પટેલ, ૨૫) હુમેપોરના ભાઇલાલભાઇ ભવાનભાઇ પટેલ, ૨૫) પાગીખાના કાશીભાઇ ઇશ્વરભાઇ પટેલ, ૨૫) પારીખાના છોટાભાઇ શંકરભાઇ પટેલ, ૪) લુણાના હરગોવિંદદાસ કલ્યાણદાસ સાધુ તરફથી

સા. પુ. કડજોદરા ( તા. ડભોડા )ને ૨૧) પીતાંબરદાસ હરગોવિંદદાસ, ૫) હિરાલાલ જેઠાલાલ શાહ–કડજોદરા, ૫) પુરૂષોત્તમદાસ છગનલાલ શાહ–મોડાસા, ૫) પાનાચંદ છગનલાલ શાહ–આકરૂન્દ, ૫) નગસિંહદાસ તારાચંદ શાહ–આકરૂન્દ, ૫) પિતાંબરદાસ નાનચંદ ભતાવત–મુંબઇ, ૫) ચંદુલાલ ચુનીલાલ શાહ, ૫) હેમચંદ રેવાચંદ શાહ, ૩) મણિલાલ કસનદાસ શાહ–આબડ, ૩) ગમચંદદાસ ગુલાબદાસ શાહ, ૩) જેઠાલાલ દેવચંદ શાહ, ૩) અમીચંદ પ્રભુદાસ શાહ, ૨) મણિલાલ દારકાંદાસ શાહ તરફથી.

સા પુ ફતેપુર ( અમરેલી )ને ૫૦) ભોજા ભક્તના વંશજ થી. કહાનજીભાઇ પુરુષોતમદાસ તરફથી

મા. પુ. ઉમતા (તા. ખેરાળુ)ને ૧૧) પા. જીવણલાલ વસ્તારામ-જોટાણા, ૧૧) પા. અંબાલાલ જોઈતારામ-ચાણસ્મા, ૧૦) પા. જીવીદાસ ભગવાનદાસ-ડેણુપ, ૧૦) પા. ચુનીલાલ ગોવર્ધન-જોટાણા, ૫) પંચાલ રામચંદ રણછોડ-મહેસાણા, ૫) પંચાલ પ્રભુદાસ જીવરામ-ખેરાળુ, ૫) પા. મૂળચંદ શંકરદાસ-કાસા, ૫) પા. વીરચંદ હીરા-કમાલપુર, ૫) પા. અંબારામ હીરા-કમાલપુર ૫) પા. જેઠાલાલ શંકરદાસ-વડુ, ૫) નાયક મલાબચંદ જેઠારામ-મંદ્રોપુર, ૫) નાયક રતિલાલ કુબેર-મંદ્રોપુર, ૫) શાહ વાડીલાલ લલ્લુભાઈ ૫) શેખ ઇબ્રાહીમ ઉસમાન-વિસનગર.

---

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર પ્રાંત પ્રચારક તથા માનદ મહાલ પ્રચારકોએ નીચેના સ્થળોની મુલાકાત લઈ ત્યાંની પુસ્તકાલય યા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે, અને દફતરી તેમજ પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી વર્ગીકરણ અને વાચનપ્રચારની કામગીરી બજાવી છે —

**(૧) વડોદરા-નવસારી પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઈ મથુરભાઈ પટેલ માહે જુલાઈ માસમાં**—(૧) નિયોળ તા. પલસાણા; કામરેજ મહાલનાં (૨) કોસમાડા, (૩) કઠોદરા, (૪) વાવ, (૫) ખોલવડ, (૬) ભાદા, (૭) અંબામા, (૮) ઉભેળ, (૯) લાડવી, (૧૦) માકડા, (૧૧) પરબ, (૧૨) વલણ, (૧૩) હળધરૂ, (૧૪) પાલી, (૧૫) અલુરા, (૧૬) ગોરથાણા, (૧૭) જોખા, (૧૮) કોળી ભરથાણા, (૧૯) નનસાડ, (૨૦) દેલાડ, (૨૧) ખોલેશ્વર, (૨૨) ભેરવ. કામગીરી દિન ૨૨

**(૨) સાવલી મહાલ માનદ પ્રચારક રા. સોમાભાઈ ગરબડભાઈ માહે જુલાઈમાં**—(૧) જાબુગોરલ, (૨) શાન્તિપુરા, (૩) ડેસર, (૪) શારદાપુર, (૫) વાલાવાવ, (૬) કડાચલા, (૭) આણંદીનું મુવાડું, (૮) સાઢાસાવ, (૯) ધનતેજ, (૧ ) બાકરોલ, (૧૧) રતનપુર.

**(૩) ચાણસ્મા મહાલ માનદ પ્રચારક રા. રામશંકર મોહનલાલ જાની માહે જુલાઈમાં**—(૧) પલાસર, (૨) સેવાલી, (૩) વીરતા, (૪) ગોગાદ

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઈઓએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે મંત્રીભાઈઓને ખાસ ભલામણ છે

ના નં. ચોકસી
સહમંત્રી
વ. રા. પુ. મંડળ

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં ૧ / સન ૧૯૪૭–૪૮

### વિષય–પુસ્તકાલય ખાતા તરફથી અંમરેલી મુકામે ભરાયલા પુસ્તકાલય શિક્ષણવર્ગનું પરિણામ

યુદ્ધોત્તર પુનર્રચના અંગે પુસ્તકાલય ખાતા તરફથી જે યોજનાઓ ઘડેલી, તેમાંની એક યોજના, પ્રાંતવાર ૧૫ દિવસનો પુસ્તકાલય શિક્ષણવર્ગ ઉઘાડવાની હતી. આ યોજના સન '૪૫–૪૬મા મંજૂર થવાથી તેનો પહેલો વર્ગ તે જ વર્ષમાં દ્વારકા મુકામે ભરેલો. તે પછી સન '૪૬ ૪૭ ના મે માસમા બીજો વર્ગ અમરેલી મુકામે તા. ૧૯–૫–૪૭ થી તા. ૨–૬–૪૭ સુધી ભરવામા આવ્યો હતો આ વર્ગનો લાભ લેનાર કુલ ૩૮ શિક્ષક ભાઇઓ હતા. ૧૫ દિવસના વર્ગને અંતે બે દિવસ પરીક્ષાના રાખેલા. પહેલે દિવસે પુસ્તકાલયપ્રવૃત્તિનો તથા બજેટ નિવેદન વગેરેનો પ્રશ્નપત્ર હતો અને બીજે દિવસે પુસ્તકો અને વર્ગીકરણનો પ્રશ્નપત્ર હતો. પરીક્ષામા ૩૬ ભાઇઓ બેઠા હતા એ તમામ ભાઇઓ ઉત્તીર્ણ થાય છે. તેમના નામ નીચે પ્રમાણે છે —

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતુ

વડોદરા
તા. ૭–૮–'૪૭

| નંબર | નામ | ગામ | માર્ક |
|---|---|---|---|
| ૧ | શ્રી. હરગોવિંદ કાશીરામ જોશી | દામનગર | ૧૫૬ |
| ૨ | શ્રી મૂળચંદ દામોદરદાસ ચોટલીયા | કાચરડી ( તા. દામનગર ) | ૧૪૫ |
| ૩ | શ્રી. શાન્તિલાલ જદુરામ જાની | લાલાવદર ( તા. અમરેલી ) | ૧૪૧ |
| ૪ | શ્રી. ભાનુશંકર મણિશંકર ઠાકર | અમરપુર ( તા. અમરેલી ) | ૧૩૮ |
| ૫ | શ્રી પ્રેમશંકર ગૌરીશંકર જોશી | ફત્તેપુર ( તા. અમરેલી ) | ૧૩૭ |
| ૬ | શ્રી. ભીખાભાઇ અમરશી | અમરેલી | ૧૩૫ |
| ૭ | શ્રી પ્રભાશંકર ગૌરીશંકર જોશી | દેવળા ( તા. ધારી ) | ૧૩૪ |
| ૮ | શ્રી ભાઇશંકર મકનજી પંડ્યા | ધારગણી ( તા ધારી ) | ૧૩૧ |
| ૯ | શ્રી. પ્રભાશંકર પુરુષોત્તમ જોશી | કેરાળા ( તા. અમરેલી ) | ૧૩૦ |
| ૧૦ | શ્રી હરગોવિંદ વિઠ્ઠલજી પંડ્યા | નાના માચીઆળા ( તા. અમરેલી ) | ૧૨૯ |
| ૧૧ | શ્રી. ભાઇશંકર મૂળજી રાવળ | ઝર ( તા. ધારી ) | ૧૨૭ |
| ૧૨ | શ્રી. પ્રેમશંકર ડાહ્યાલાલ પંડ્યા | મોટા ભંડારીઆ ( તા. અમરેલી ) | ૧૨૬ |
| ૧૩ | શ્રી. જયશંકર ભાણજી પંડ્યા | ચાડીયા ( તા. અમરેલી ) | ૧૨૫ |
| ૧૪ | શ્રી. અમૃતલાલ દામોદર ચોટલીયા | શાખપુર ( તા. દામનગર ) | ૧૨૪ |
| ૧૫ | શ્રી. મોહનલાલ દામજી પંડ્યા | અમરેલી | ૧૨૪ |
| ૧૬ | શ્રી. કાન્તિલાલ રામકૃષ્ણ | ચલાળા ( તા. ધારી ) | ૧૨૪ |

| | | | |
|---|---|---|---|
| ૧૭ | શ્રી. બચુભાઈ કેશવલાલ દેસાઈ | પીઠવાજાળ ( તા. અમરેલી ) | ૧૨૨ |
| ૧૮ | શ્રી. ચંદુલાલ કલ્યાણજી દેસાઈ | કુંડલી ( તા. ધારી ) | ૧૨૦ |
| ૧૯ | શ્રી. ચુનીલાલ કાળાભાઈ | સરમલી ( તા ધારી ) | ૧૨૦ |
| ૨૦ | શ્રી. છગનલાલ મગદાસ | ચલાળા ( તા દામનગર ) | ૧૧૯ |
| ૨૧ | શ્રી. હાસમ જીવા | અમરેલી | ૧૧૫ |
| ૨૨ | શ્રી. અંબાલાલ લક્ષ્મીદાસ | ફેરાળા ( તા ધારી ) | ૧૧૨ |
| ૨૩ | શ્રી. જયંતીલાલ વાલજી મહેતા | ચાવંડ ( તા. ધારી ) | ૧૧૨ |
| ૨૪ | શ્રી. ખોડીદાસ ઓધવદાસ દોશી | નાના આંકડીઆ ( તા. અમરેલી ) | ૧૧૨ |
| ૨૫ | શ્રી. જેસંગભાઈ મગજી પરમાર | અમરેલી | ૧૧૦ |
| ૨૬ | શ્રી. પ્રભાશંકર ભીમાશંકર ઠાકર | ટીંબલા ( તા. અમરેલી ) | ૧૧૦ |
| ૨૭ | શ્રી. ટપુભાઈ ખીમજી | ચલાળા ( તા ધારી ) | ૧૦૪ |
| ૨૮ | શ્રી. બાળકૃષ્ણ જયરામ જોગળેકર | અમરેલી | ૯૯ |
| ૨૯ | શ્રી. ચુનીલાલ મણિશંકર મહેતા | ,, | ૯૯ |
| ૩૦ | શ્રી. ભાઈશંકર રાવજીભાઈ જોશી | માળીઆં ( તા. અમરેલી ) | ૯૮ |
| ૩૧ | શ્રી. આત્મારામ ત્રીકમદાસ દેવમુરારી | દેવળીઆ ( તા. અમરેલી ) | ૯૫ |
| ૩૨ | શ્રી. જીવાભાઈ રામજી પાઠક | પીઠવાજાળ ( તા. અમરેલી ) | ૯૩ |
| ૩૩ | શ્રી નાનાલાલ રણછોડભાઈ | ચાદગઢ ( તા અમરેલી ) | ૮૮ |
| ૩૪ | શ્રી ઓધવદાસ દયારામ કુબાવત | રંગપુર ( તા. અમરેલી ) | ૮૫ |
| ૩૫ | શ્રી દેવશંકર છગનલાલ પંડ્યા | મોટા ભંડારીઆ ( તા. અમરેલી ) | ૮૩ |
| ૩૬ | શ્રી. મંગળસિંહ માધવસિંહ ગોહીલ | ઇશ્વરીઆ ( તા. અમરેલી ) | ૮૨ |

# એક જ નામનાં એકથી વધુ ગામો

પુસ્તકાલયની લોકમદદનો મ. ઓ. મોકલતી વખતે પુસ્તકાલયના મંત્રીએ પોતાના ગામના નામ સાથે તાલુકો અને પોસ્ટ અવશ્ય લખવું. આ બાબત પુસ્તકાલય ખાતાની ખાસ સૂચના અન્યત્ર વાંચો

વડોદરા રાજ્યમા એક જ નામનાં ઘણાં ગામો છે તેમની થોડીક યાદી આ નીચે જણાવીએ છીએ —

અલુરા—તા. નવસારી અને કામરેજ;
અત્રોલી—તા. પલસાણા અને કામરેજ,
આલમપુર—તા. કરજણ અને દહેગામ;
આંબરડી—તા. ધારી અને દામનગર;
ઈશ્વરીઆ—તા. અમરેલી અને રતનપુર;
કરણ—તા. કરજણ અને પલસાણા;
કરાલી—તા. ડભોઇ અને સંખેડા;
કણઝટ—તા. ભાદરણ અને પાદરા;
કરજણ—તા. કરજણ અને કામરેજ;
કાવીઠા—તા. સખેડા અને પેટલાદ;
કાસીંદા—તા. સંખેડા અને ભાદરણ;
કોલવડા—તા. કલોલ અને વિજાપુર;
ખદલપુર—તા. વિસનગર અને મહેસાણા,
ખાનપુર—તા. કામરેજ, ખેરાળુ અને વડોદરા;
ગણેશપુરા—તા. વિસનગર અને વાઘોડીઆ,
ગઢત—તા. મહુવેરી અને વ્યારા;
ચડાસણા—તા. કડી અને ચાણસ્મા;
ટીંબા—તા. ભાદરણ, સખેડા અને કામરેજ;
ઢુંઢાવ—તા. સિદ્ધપુર અને સાવલી;
દામનગર—તા. દામનગર અને શિનોર,
દામાપુરા—તા. શિનોર અને વડોદરા,
દેલવાડા—તા કરજણ, વિજાપુર અને નવસારી;
ધનોરા—તા. સાવલી અને વડોદરા,
ધનપુરા—તા. મહેસાણા અને વિજાપુર;
નવાગામ—તા. રતનપુર અને પેટલાદ,
પલસાણા—તા. પલસાણા અને કલોલ;
પીપળી—તા. પાદરા અને કોડિનાર;
પુનીઆદ—તા ડભોઇ અને શિનોર,
ફતેપુર—તા કરજણ અને અમરેલી,
બહાદરપુર—તા. સંખેડા અને ખેરાળુ,
બાકરોલ—તા. પેટલાદ અને સાવલી;
બામણગામ—તા. ભાદરણ અને કરજણ.
બ્રાહ્મણવાડા—તા. સિદ્ધપુર અને ચાણસ્મા,
બિલીયા—તા વિજાપુર અને સિદ્ધપુર;
બોરીસણા—તા. કડી અને કલોલ;
ભાઠા—તા. નવસારી અને ગણદેવી,
માણેકપુર—તા. નવસારી, ગણદેવી અને વિજાપુર;
માંગરોલ—તા. માંગરોલ, નવસારી અને કરજણ.
મુઢેરા—તા. સાવલી અને ચાણસ્મા,
રણોલી—તા. ભાદરણ અને વડોદરા;
રંગપુર—તા. કડી, ખેરાળુ અને અમરેલી;
વરસડા—તા. સાવલી અને અમરેલી,
વસાઇ—તા. ડભોઇ, વિજાપુર અને ચાણસ્મા;
વડનગર—તા. ખેરાળુ અને કોડિનાર,
વડસર—તા. વડોદરા અને કલોલ,
વાંસકુઇ—તા. મહુવા અને વ્યારા,
વાંકીઆ—તા. અમરેલી અને ખાંભા,
વિશ્રામપુરા—તા. પાદરા અને પેટલાદ,
સદુથળા—તા ચાણસ્મા અને વિસનગર,
સમોડા—તા. પાટણ અને સિદ્ધપુર,
સરસાવ—તા. કડી અને ચાણસ્મા,
સાદરા—તા. કડી અને પાદરા,
સાંપા—તા. દહેગામ અને કરજણ;
સેગવા—તા. શિનોર અને કામરેજ;
શોભાસણ—તા. કલોલ, મહેસાણા અને ખેરાળુ.
શેખપુર—તા. કામરેજ અને ખેરાળુ,
હાજીપુર—તા. સિદ્ધપુર અને કલોલ;
હાંડોદ—તા. કરજણ અને સંખેડા

મ. ઓ. કુપન પાછળ નવાં છપાયલા ફોર્મમાં પૈસા મોકલનાર ધણીનું નામ ઠેકાણું લખવાની સવડ રાખેલી હોય છે. પૈસા મોકલતી વખતે કુપનમાં નામ વગેરે તાલુકો અવશ્ય લખશો.

વા. ના. અમીન
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

# સામયિક દોહન

## ગરીબ કન્યાનું અક્ષયપાત્ર

શ્રાવસ્તિ નગરીમાં એક વખત દુષ્કાળ પડયો ત્યારે ભગવાન બુદ્ધે પોતાના અનુયાયીઓને એકત્ર કરીને પૂછ્યું:

" તમારામાંથી કોણ આ બુભુક્ષિતો–ભૂખ્યાંઓને ભોજન આપવાનું કર્તવ્ય ઉપાડી લેવા તૈયાર છે ? "

અનુયાયીઓમાં એક શાહુકાર રત્નાકર હતો. તેણે પોતાનું મસ્તક બુદ્ધ ભગવાન પાસે નમાવ્યું અને કહ્યું:

" ભગવાન ! દુષ્કાળપીડિતોનું પૂરું કરવા તો મારી બધીય સંપત્તિ કરતાં અતિવિશેષની જરૂર છે. "

તે પછી રાજના સેનાપતિએ ભગવાન બુદ્ધને નમન કરીને કહ્યું:

" ભગવાન ! હું મારા પ્રાણ આપવા તૈયાર છું. પરંતુ ધાન્ય તો મારા ઘરમાં પણ પૂરતું નથી. "

ભગવાન બુદ્ધે સમભાવપૂર્વક આ વાત સાંભળી.

એટલામાં બીજી તરફથી ઘણાં વીઘાં જમીનનો માલિક ધર્મપાલ નામે ખેડૂત આગળ આવ્યો ને ભગવાન બુદ્ધને પ્રણામ કરીને બોલ્યો:

" ભગવાન ! આકાશમાંથી વરસાદની વૃષ્ટિ થતી નથી તેથી દુષ્કાળના દૈત્યે મારાં ખેતરો શોષીને સૂકવી નાખ્યાં છે. રાજને મારે જમીન મહેસુલ કેવી રીતે ભરવું તેની પણ મને ચિંતા છે. "

ભગવાન બુદ્ધે આ વચનો પણ તટસ્થતાપૂર્વક સાંભળી લીધાં.

જ્યારે સહુ શાંત હતા ત્યારે ભિક્ષુસુતા સુપ્રિયા પોતાના આસનેથી ઉઠી. સહુ કોઇ તેની મર્યાદાશીલ સુંદર મૂર્તિ જોઇ પ્રસન્ન થયા. સુપ્રિયાએ ભગવાન બુદ્ધને બે હાથ જોડી નમસ્કાર કર્યાં ને પછી એ પ્રસન્ન ભાવે બોલી·

" ભગવાન ! હું ગરીબ છુ. સર્વથી દરિદ્ર છુ, તો પણ આપની સમક્ષ પ્રતિજ્ઞા લઉં છું કે હું સહુ ભૂખ્યાંને ભોજન કરાવીશ. "

સાંભળનારાઓ ચકિત થઇ ગયા. ' સુપ્રિયા. તો ગરીબ છે. તેનાથી આ પ્રતિજ્ઞાનું પાલન શી રીતે થશે ? ' એમ સહુ કહેવા લાગ્યા. કોઇકે સુપ્રિયાને પૂછ્યું:

" તેં લીધેલી પ્રતિજ્ઞાનું પાલન તું કેવી રીતે કરી શકીશ ? "

[ સાંધણુ પ. ૪૩ને છેડે ]

# આઝાદીના ઉષાકાળે નેતૃત્વની જવાબદારી*

આજે આપણે અત્યંત બારીક સમયમાં રહીએ છીએ એ તમારૂં કહેવું બરાબર છે. દેશ સમક્ષ આજે મોટા મોટા પ્રશ્નો ઉભા થયા છે. અને તે બાબતમાં મહત્ત્વના નિર્ણય તાત્કાલિક આપણે લેવાના છે. બુદ્ધિ વ્યાકુળ થવાનો સમય ખડો થયો છે. બ્રિટિશો હિન્દુસ્તાનમાંથી જાય છે. આપણી આજ સુધીની ગુલામગીરી પૂરી થવા આવી છે. હવે આપણે સ્વતંત્ર થઇએ છીએ. ' ભાઇઓ, આપણો જે મહાન વિજય થયો છે તે ઘણે ભાગે આપણા વંદનીય નેતા પંડિત જવાહરલાલ નહેરૂ અને સરદાર વલ્લભભાઇ પટેલના ત્યાગ અને પ્રયત્નને આભારી છે. એક બાબતમા આપણે ભાગ્યશાળી છીએ. જે નવા યુગના આજે આપણે નાગરિક છીએ, તે યુગના આપણે સ્વતંત્રતાના સૈનિકો પણ છીએ. સ્વતંત્રતા મળ્યા પછી આપણા પર ઘણી મોટી જવાબદારી પડવાની છે. એક પવિત્ર કર્તવ્ય આપણે કરવુ પડશે. અને તે એ કે, તે સ્વતંત્રતાનું સંગોપન અને સંરક્ષણ આપણે કરવું પડશે. તે કાર્ય માટે આપણે હમણાંથી જ તૈયારી કરવી

આપના મુદ્દાઓમાંનો મહત્ત્વનો એક મુદ્દો એ છે કે આ વિકટ કાળમાં આપણી પાસે નેતૃત્વનો અભાવ છે અને તે બાબતમા હું જરા સ્પષ્ટ અને નિર્ભયપણે બોલવાનો છું તે બદલ ક્ષમા કરશો. ઉત્તમ અને ધીરજવાળા નેતા મળ્યા સિવાય કોઇપણ સમાજ અગર કોઇપણ રાષ્ટ્ર ટકી શકવાનુ નથી જ; ઉલટું, એવા નેતાઓના અભાવે આપણુ અસ્તિત્વ સંકટમાં આવ્યા વગર રહેશે નહિ. આપણામાં ઐક્ય નિર્માણ થઇ શકતું નથી એ આપણું દુર્દૈવ છે. મતભેદ, અસંતોષ અને છિન્નભિન્નતાથી આખું વાતાવરણ દૂષિત થયેલુ છે. બીજું પણ એક વિષ આપણા સમાજમાં ભરાયુ છે. અને તે છે ઇર્ષાનુ. એ સર્વ ઘાતકી દોષો આપણે તરત જ કાઢી નાખવા જોઇએ. અને સંપૂર્ણ સહકારનુ વાતાવરણ નિર્માણ કરવું જોઇએ. તો જ આપણો સમાજ સંપૂર્ણ થશે. આપ ભવિષ્કાળ તરફ નજર રાખશો તો હું આપને શુ કહુ છું તે આપના ધ્યાનમાં આવશે. સદ્‌ગૃહસ્થો, આપની નેતાગીરી લેવાનો અને આપના સાહસમા આપને દોરવણી આપવાનો આપ મને આગ્રહ કરો છો. એ મુદ્દાનો જવાબ વાળું ત્યાર પહેલા મારા આદર્શો અને મારા રાજ્યમા એ આદર્શોને ફળીભૂત કરવા થયેલા પ્રયાસો વિષે હુ આપને થોડુંક કહેવાની રજા લઉં છું

''લોકોની સેવા'' એ જ ગાયકવાડ કુટુબનો આદર્શ છે અને મારા પૂર્વજોની માફક હું પણ મારી જાતને, વડોદરાના લોકોના સેવકતરીકે માનું છુ. જીવન અને માનવપ્રગતિના જુદા જુદા અગત્યના ક્ષેત્રોમા વડોદરા બ્રિટિશ હિંદથી હમેશા સરસુ રહ્યુ છે એ વાત એટલી બધી જાણીતી છે, કે તે પર આજે ભાર મૂકવો ભાગ્યે જ જરૂરી મનાય ફરજીઆત પ્રાથમિક શિક્ષણ વડોદરા રાજ્યમા અડધી સદી પહેલા દાખલ કરવામાં આવ્યું હતુ. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓનુ નામ પણ જ્યારે બ્રિટિશ હિંદમા સંભળાતું ન હતું ત્યાર પહેલા તેવી સંસ્થાઓ વડોદરા રાજ્યમાં સ્થાપવામાં આવી હતી એવી જ રીતે માનવદુઃખ–નિવારણ બાબતમા–દવાખાનાં, પ્રસૂતિગૃહ

* જયમહાલ રાજમહેલ, મુબઇ ખાતે તા ૧૩–૭–૧૯૪૭ ના રોજ આશરે ૧૫૦ સંસ્થાઓએ વડોદરાના શ્રીમંત મહારાજા સાહેબના માનમાં યોજેલા સ્વાગતસમારંભ વખતે તેઓ શ્રીમંતે આપેલું ભાષણ.

વગેરે તથા વાહનવ્યવહારના સાધનો, રસ્તા તેમ જ રેલવે, પીવાના પાણીના પૂરવઠાની શહેરી તથા ગ્રામ વિસ્તારોમા જોગવાઇની બાબતમાં કે રોગની અટકાયતની બાબતમાં વડોદરા એવી પ્રગતિનો દાવો કરી શકે તેમ છે, કે જે કરતા વધુ પ્રગતિ બ્રિટિશ હિંદમાં કોઈ પણ સ્થળે અત્યાર સુધી થઇ નથી મારા રાજ્યમાં વાણીસ્વાતંત્ર્ય, વર્તમાનપત્રોનું સ્વાતંત્ર્ય છે અને નાગરિકોના મૂળભૂત હક્કોની ખાત્રી અપાયેલી છે જ. અમારે ત્યા લોકપ્રતિનિધિત્વ ધરાવતું ધારાસંડળ છે અને રાજકારભારમા લોકોનો ગાઢ સંપર્ક સાધવામાં આવ્યો છે. વળી જવાબદાર રાજતંત્રનો આદર્શ જાહેર કરવામાં આવ્યો છે અને રાજાપ્રજાના હિતો અભિન્ન છે. તાજેતરના બનાવો તરફ વળી મારે સંતોષની લાગણી સાથે કહેવું જોઇએ કે દિલ્હીમાં હિંદનું ભાવી ઘડાઇ રહ્યું છે તે સમયે રાષ્ટ્રીય દોરવણી આપવાની બાબતમાં વડોદરાએ તેની ઉચ્ચ પ્રણાલિકાને શોભે તેવો હિંમતભર્યો ભાગ ભજવ્યો છે.

હવે ઉપર સૂચવેલા મુદ્દા પર આવતાં તમે મને જ્યારે દોરવણી આપવાની અને તમને મદદ કરવાની માગણી કરો છો ત્યારે હું આપને કહીશ કે જગતનાં રાષ્ટ્રોમા હિંદને એક સંયુક્ત અને મજબૂત રાષ્ટ્ર તરીકે સ્થાપવાના કામમા તમને દોરવણી આપવા મારી સેવા અર્પણ કરવા હું તૈયાર છું. મારે અત્રે કહેવું જોઇએ, કે ઉપરના આદર્શને પ્રાપ્ત કરવા માટે અને રાષ્ટ્રીયતા માટે તમારે મોટા ભોગ આપવા પડશે, તે ભોગ સ્વખુશીથી અને ઉજ્જવળ દેશભક્તને શોભે તે રીતે આપવા તમારે તૈયારી રાખવી જોઈએ. કૃત્રિમ સરહદો કે ભૌગોલિક સીમાઓથી મારી દૃષ્ટિ કદી પણ સંકુચિત બની જ નથી. મેં મારા રાજ્યના લોકોના કલ્યાણને હિંદના લોકોના કલ્યાણના એક ભાગ તરીકે જ હંમેશ વિચાર્યું છે. હું સંપૂર્ણ રાષ્ટ્રીયતા અને રાજ્યવહીવટના લોકશાહી આદર્શોમાં માનુ છું અને હિંદના લોકોના સ્વાતંત્ર્ય અને સમૃદ્ધિ માટે અંગત કોઇપણ ભોગ આપવો પડે તો તે આપવા હું તૈયાર છું. છેવટે તો લોકોની સેવા એ જ પ્રભુ સેવા છે. હું ફરી એક વાર આપનો આભાર માનું છું.

---

[ અનુસંધાણ પૃ. ૪૨નું ]

**સુપ્રિયા સ્મિત સાથે બોલી:**

**" મારી ગરીબી એ જ મારૂં બળ છે. હું સહુના સાથે સમાનભાવ કેળવી શકો છું તેથી આપના હૃદયમાં મારી સંપત્તિનો ભંડાર છે શ્રીમંતાઇને પોતાનુ અંગ માનનારા શ્રીમંતો પોતાની શ્રીમંતાઇનો ત્યાગ કરી શકતા નથી. જ્યારે શ્રીમંતાઇ વગરના ગરીબો આત્મભોગથી સમગ્ર પ્રજાનું જે શ્રેય સાધી કલ્યાણ કરી શકે છે તેનો કિંચિત્ અંશ પણ શ્રીમંતો કરી શકતા નથી હૃદયથી જે ઉદાર છે તે જ સાચો શ્રીમંત છે. માટે જેના પાસેથી જે કઇ થોડું અન્ન મળશે તે મેળવીશ અને જે જે ભૂખે મરે છે તેને આપીશ "**

બુદ્ધ ભગવાન સુપ્રિયાની વાત સાંભળીને પ્રસન્ન થયા સુપ્રિયાએ શ્રાવસ્તિ નગરીમાં ઘેર ઘેર ફરીને અન્ન ઉઘરાવ્યું ને જેની પાસે કઇ નહોતું તેને આપ્યું ને દુષ્કાળનો અંત આણ્યો.

[ " વિશ્વમંગલ "માંથી. ]

આઝાદ ભારતવર્ષનો રાષ્ટ્રધ્વજ

# સત્ય, અહિંસા, શૌર્ય અને વિજયનું પ્રતીક

એક નૂતન સ્વતંત્ર અને મુક્ત હિંદનું સર્જન થઈ રહ્યું છે. દરેક રાષ્ટ્રને તેની સાંસ્કૃતિક નૈતિક અને આધ્યાત્મિક મહેચ્છાઓ અને અભિલાષાઓના પ્રતીક સમો એક રાષ્ટ્રધ્વજ હોય છે. હિંદને પણ સત્ય, શૌર્ય અને અહિંસાના પ્રતીક સમો એક રાષ્ટ્રધ્વજ છે, પણ હિંદે હવે એ રાષ્ટ્રધ્વજમાં થોડોક ફેરફાર કર્યો છે. હિંદનો આ નવો રાષ્ટ્રધ્વજ ઘેરા કેસરી, શ્વેત અને ઘેરો લીલો ત્રિરંગી રાષ્ટ્રધ્વજ છે અને તેની વચમાં આસમાની રંગનું અશોકચક્ર મૂકવામાં આવ્યું છે.

લોકસભામાં આ ધ્વજ અંગેનો ઠરાવ લાવનાર પંડિત જવાહરલાલ નેહરૂ હતા અને લોકસભામાં એકત્ર થયેલા રાષ્ટ્રના પ્રતિનિધિઓએ આ ઠરાવને પ્રસંગને છાજે તેવી ગંભીરતાથી શ્રી. પંડિત નેહરૂના ઠરાવને ખૂબ જ ઉત્સાહપૂર્વક વધાવી લીધો

### ભાવના અને ભાવિનું પ્રતીક

કોઈ પણ દેશનો ધ્વજ એ દેશની સિદ્ધિઓ અને ભાવિનું ગૌરવશીલ પ્રતીક છે. હિંદનો આ ત્રિરંગી રાષ્ટ્રધ્વજ એ વર્ષો થયા કોંગ્રેસનો પ્યારો ધ્વજ છે. એ ધ્વજ નીચે હિંદની જનતા પરદેશી વર્ચસ્વ સામે લડી, અનેક યાતનાઓ વેઠી અને આખરે એ જ ધ્વજ નીચે પોતાની સ્વતંત્રતાના ઉદાત્ત ધ્યેયને હાસલ કર્યું છે. જેલમાં તેમ જ જેલબહાર આ ધ્વજને આપણે ભૂલ્યા નથી. સત્યાગ્રહના સમયમાં કુમળી વયની કુમારિકાઓ ધ્વજની પ્રતિષ્ઠા માટે ભયંકર યુરોપીઅન સાર્જન્ટો સામે લડી હતી, અનેક માણસો એની ટેક સાચવવા શહીદ થઈ ગયા. એ વખતે એ અગ્રણી સ્વાતંત્ર્ય-લડતનું પ્રતીક હતું અને અત્યારે એ આપણા વિજયનું પ્રતીક છે આથી આ ધ્વજના રંગોમાં આપણે ફેરફાર ન કરી શકીએ; કેમકે એ કેસરી, એ શ્વેત અને લીલો રંગ એ શૌર્ય, સત્ય અને અહિંસાના ઉદાત્ત પ્રતીક સમો બની ગયો છે; એટલે આ રંગો આપણે મન એક પવિત્ર વસ્તુ બની ગઈ છે. રંગોમાં ફેરફાર કરવાથી એનું ગૌરવ ખંડિત થાય અને એનું મૂલ્યાંકન ઘટી જાય

આપણા રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીએ આ ધ્વજ આપણને આપ્યો. આજે આપણે ગુલામીના અંધકારમાંથી સ્વાતંત્ર્યની ઉષાનાં દર્શન કરી રહ્યા તે કોના પ્રતાપે ? એ મહાન વિભૂતિના અજોડ સંકલ્પસામાર્થ્યે અને આત્મબળના પ્રતાપે ! આમ આ રાષ્ટ્રધ્વજ એ ગાંધીજીના સમગ્ર વ્યક્તિત્વનું તેમના સત્ય અને અહિંસાના સિદ્ધાંતોનું પ્રતીક બની ગયું. કઈ રીતે ? ગાંધીજીના પરમ પ્રિય ચરખાને એમાં મૂકવાથી, કેમકે ચરખો એ ગાંધીજીના સમગ્ર જીવનદર્શનનું પ્રતીક છે.

### અશોકનું ધર્મચક્ર

આ નવા રાષ્ટ્રધ્વજમાં ચરખાને સ્થાન છે, પણ એમાં રેંટિયાના બીજા ભાગને કાઢી નાખવામાં આવ્યો છે. પણ રેંટિયાના કેન્દ્ર સમા ચક્રને રાખવામાં આવ્યું છે. આ નવા રાષ્ટ્રધ્વજમાં ચરખાનું હું જે પ્રતીક ચક્ર છે. તેનો આપણે જાણીએ છીએ તેમાં ઘણો વિશાળ

અર્થ છે. આ ચક્ર હિંદની તવારીખના અને જગતની તાવારિખના મહાન સમ્રાટ અશોકનું ધર્મચક્ર છે અશોકનો સમય એ હિંદના ઇતિહાસનો ભવ્ય પુરાવો હતો. અશોકની રાજધાની સારનાથ ખાતે અશોકના પ્રખ્યાત સિંહસ્તંભમાંના અશોકના ધર્મચક્રને ચરખાના પ્રતિક તરીકે નવા ધ્વજમા સ્થાન આપવામાં આવ્યુ છે.

અશોકનુ આ ધર્મચક્ર હિંદની અખંડિત આત્મશ્રધ્ધાનું પ્રતીક છે. કારૂણ્યની મૂર્તિ બૌદ્ધ ભગવાને એ ધર્મચક્રનો જગતને આદેશ આપ્યો હતો અને અશોકે પોતાના જીવનમાં એ આદેશને મૂર્તિમંત કર્યો હતો. આમ આ ચક્ર એ હિંદની સંસ્કૃતિ આધ્યાત્મિક મૂલ્યોનું પ્રતિક છે. આત્માની વિભક્તિ અને જગતમા નૈતિક મૂલ્યોના સસ્થાપનનો એ હિંદનો પ્રાચીનતમ આદર્શ છે. આ આદર્શ સમગ્ર વિશ્વમા પ્રસરાવવા માટે હિંદની સંસ્કૃતિ અનેક સૈકાઓથી કામ કરતી આવી છે અને હજી પણ તે આદર્શ માટે કરી રહી છે. અશોકનું આ ધર્મચક્ર એ હિંદના આ આધ્યાત્મિક જીવનના આદર્શનું આમપ્રતિક છે.

## અશોક અને ગાંધીજી

અશોકના ગૌરવને ગાંધીજીના હિંદે પુનઃ પ્રાપ્ત કર્યું છે આપણા ઇતિહાસની આ મહાન સત્ય હકીકતનું જીવંત પ્રતીક એટલે આ ચક્ર. એ મહાન પ્રતાપી નરપુંગવે લશ્કર દ્વારા વિજયો નહોતા મેળવ્યા, પણ ધર્મ દ્વારા સમગ્ર વિશ્વની પ્રત્યેક વસ્તુ પ્રત્યે પ્રેમ રેંખીને ઐહિક વિજય નહિ પણ ધાર્મિક દિગ્વિજ કર્યો હતા. અશોક અને આપણી વચ્ચે આજે તેવીસ તેવીસ સૈકાઓનું વિશાળ અંતર પડી ગયું છે. આ સમય દરમ્યાન હિંદની ધરતી પર અનેક પરદેશીઓ આવી ગયા. હિંદમાં અનેક પરિવર્તનો થયાં આજે આપણી પાસે એના જેવો જ પ્રતાપી પરાક્રમી સાત્ત્વિકતાના ભંડારસમો એક માનવી ઉભો છે. આ માનવીએ હિંદની પદદલિત જનતાને ગુલામીની ઘોર સુષુપ્તિમાંથી જગાડી અને આજે આપણે સ્વાતંત્ર્ય ઉષાના વધામણા કરવાની તૈયારી કરી રહ્યા છીએ ગાંધીજીના પ્રતાપે હિંદનો આખરે વિજયડંકો વાગ્યો છે. આમ અશોકના ધર્મચક્રને સ્થાને ગાંધીજીનો ચરખો આવ્યો.

આ ચક્રનું હું નામ લઉ છુ ત્યારે મારા સ્મરણપટ ઉપર હિંદનો ભવ્ય ભૂતકાળ ખડો થાય છે અને હિંદના એ જ્યોતિર્ધર સુદર્શન ચક્રના ધારણ કરનાર અને જગતને ગીતાની ભેટ ધરનાર શ્રીકૃષ્ણ મારા મન ચક્ષુ સમક્ષ ખડા થાય છે.

હિંદની સસ્કૃતિની અખંડિતતા માનવજાતના ઇતિહાસમાં અજોડ છે. ખરેખર હિંદ એ જગતની સસ્કૃતિઓનું પીયર છે. હિંદની સંસ્કૃતિ એ સુમેરીઆ, ઇજીપ્ત અને ગ્રીસની સસ્કૃતિ કરતાં વધારે પ્રાચીનતમ છે. જગતની આ બધી સંસ્કૃતિઓ તો કાળની ગતિમા ક્યારનીયે વિલીન થઇ ગઇ, જ્યારે હિંદ કાળના અનેક ઘસારા અને આક્રમણ સામે હજી ટકી રહ્યુ છે. આપણો ભારત દેશ કાળના અનેક પ્રવાહો વહી ગયા છતા ટકી રહ્યો છે. એનું ચેતન અને જોમ સ્ફૂર્તિ અને શક્તિમાં નથી, બલ્કે આજે તો એ સંસ્કૃતિ કાળની અગ્નિપરીક્ષામાંથી વિજયવંત થઇને બહાર નીકળી છે. હિંદના નવા રાષ્ટ્રધ્વજમા આ જે ચક્રનું નિશાન છે તે શું છે ? માનવજાતના સર્વતોમુખી સમુલ્લાસ માટે હિંદ સૈકાઓ થયા જે અવિરત, અતૂટ અને રચનાત્મક પ્રયાસો અને પ્રયોગો કરી રહ્યુ છે તે પ્રયાસોનું આ ચક્ર પ્રતીક છે.

## ભારતીય સંસ્કૃતિનો સંદેશો

ભારતવર્ષની પ્રાચીન ભવ્યતા અને પ્રાચીન ગૌરવના પ્રતિક સમો આ ધ્વજ સમગ્ર વિશ્વમાં હિંદની મહત્તા પ્રસરાવતો અનેક યુગો સુધી ઉન્નત રીતે ફરકતો રહે એ જ આપણી અભિલાષા અને આકાંક્ષા ! આ ધ્વજ સમક્ષ આપણે શપથ લેવા જોઇએ કે હિંદને વધારે અને વધારે મહાન અને સામર્થ્યવાન બનાવવા અમે અમારૂં જીવન-સર્વસ્વ ખરચી નાખીશું. હિંદી સંસ્કૃતિના પ્રતિક સમા આ ધ્વજને આપણે વિશ્વભરમાં ફરકાવવો જોઇએ અને હિંદની સંસ્કૃતિનો સંદેશો જગતના રાષ્ટ્રોને આ ધ્વજની પ્રતિષ્ઠા અને પ્રતાપ માટે આપણે સખતમાં સખત પરિશ્રમ કરવો જોઇએ અને અમે તેવી મુશ્કેલીનો સામનો કરવો જોઇએ. પશ્ચિમની પદાર્થવાદી સંસ્કૃતિએ જે આધ્યાત્મિક મૂલ્યોને નષ્ટ કર્યાં છે, અને જેને પરિણામે સમગ્ર વિશ્વ આંસુ, વેદના અને અનેક અનિષ્ટોથી પિડાઇ રહ્યુ છે, તે આધ્યાત્મિક મૂલ્યોને માનવ-જીવન અને જગતમાં પુનઃ સ્થાપિત કરવાનું કાર્ય ચાલો આપણે આ ધ્વજ-નીચે અશોકના આ ધર્મચક્ર નીચે-કરીએ ! ચાલો ! આ ધ્વજ નીચે આપણે ભારતીય સંસ્કૃતિનો સંદેશો સમગ્ર જગતમાં ફેલાવીને વિશ્વને સુવાસિત કરીએ !*

—કનૈયાલાલ માણેકલાલ મુનશી

---

# રાષ્ટ્રધ્વજમાં ચક્રના પ્રતીકનું રહસ્ય

રાષ્ટ્રધ્વજ તથા ચિહ્ન માટે નિયુક્ત થયેલી સમિતિએ મહાન અશોકના સમયના સાંચી ખાતેના પ્રખ્યાત સ્તૂપમાંથી પ્રેરણા પ્રાપ્ત કરી છે. ધ્વજની પાર્શ્વભૂમિ સફેદ, લીલી, ને કેસરી જ રહેશે, પરંતુ ચરખાને બદલે સમિતિએ સાચી રચનાના ચક્રની સૂચના કરી છે. ચરખાનુ ચિહ્ન વ્યવહારૂ મુશ્કેલી ઊભી કરે છે, તે એક જ બાજુએ રહી જાય છે અને બીજી બાજુથી કદરૂપો અને ઉંધો દેખાય છે; જ્યારે ચક્ર સમતોલપણુ જાળવી રાખે છે અને બન્ને બાજુએથી સમાન દેખાવ આપે છે.

### ગાંધીજીની સંમતિ

એમ જણાયું છે કે, ગાંધીજીએ આ ફેરફારને પોતાની અનુમતિ આપી છે. કોઇ પણ રીતે ધ્વજ ઉપર ચક્ર એ માત્ર કાંતનાર કે કુંભારના ચક્રનું જ નહિ, પરંતુ જીવન-ચક્ર, ભાગ્યચક્ર, પ્રવૃત્તિ તેમ જ પ્રગતિના ચક્રનુ પ્રતીક છે સાંચી સ્તૂપનું ચક્ર જે ઇ. સ. પૂર્વે ત્રીજી સદીમા કુશળ શિલ્પીએ કોતરી કાઢયું હતું તેની પ્રેરણા તો યુદ્ધમા વિજય પામ્યા બાદ, હિંસાનો ત્યાગ કરીને શાંતિ સ્થાપવા માટે ખુદ સમ્રાટ અશોકે જ કરી હતી. બૌદ્ધ પરિભાષામાં ચક્ર એ ધર્મ કે કાયદાનુ સૂચન કરે છે. ધર્મનું આ પ્રતીક હિંદી રાષ્ટ્રીય ધ્વજ ઉપર મુકાય તેની પાછળ કાંઇ રહસ્ય નથી એમ નથી. એ ચક્ર આપણને સાત્વિકતા, નાગરિકોના કર્તવ્ય તેમ જ હિંદી સંસ્કૃતિનું સંસ્મરણ કરાવે છે.

### ચક્રની મહત્તા

આધુનિક દૃષ્ટિએ ચક્ર એ મશીનરી કે ઔદ્યોગિક વિકાસના અર્થમાં સાયન્સના

---

* તા. ૨૬-૭-૪૭ ના રોજ દિલ્હી રેડિયો પર કરેલું વાયુપ્રવચન.

વિકાસને સૂચવે છે. ચક્ર આપણને એ ભાન કરાવે છે, કે સમય તથા સ્થળ ઉપર વિજય પ્રાપ્ત કરવા મનુષ્યે કેટલા ભગીરથ પ્રયત્નો કરી એન્જીનો, મોટર તથા વિમાનો શોધ્યા છે. આ રીતે ચક્રનો ખ્યાલ પ્રાચીન ભારતને અર્વાચીન જમાના સાથે જોડતો હોવાથી હિંદી રાષ્ટ્રધ્વજ ઉપર ચક્રને સ્થાન આપવાનો મૌલિક વિચાર પ્રશંસનીય છે. કારણ કે એ પ્રાચીન હિંદના આદર્શવાદને આધુનિક વિજ્ઞાન યુગના વાસ્તવવાદ સાથે સંયુક્ત કરે છે

## ચક્રનું રહસ્ય

એ ચક્રના આરા એ સૂર્ય–કિરણોનાં રૂપમાં રજૂ થયા છે. સદીઓથી સૂર્ય એ સ્વાસ્થ્ય, જીવન, પ્રકાશ, ખેતીના પાક વિગેરે અને સારી વસ્તુઓનું કારણ હોવાથી પૂજ્ય છે. આજે પણ વિજ્ઞાને આપણને બતાવ્યું છે, કે સૂર્યનાં કિરણો મનુષ્ય, પ્રાણી તથા વનસ્પતિજીવન માટે કેટલાં અમૂલ્ય છે ! જીવન અને પ્રકાશના પ્રતીક તરીકે, સૂર્ય એ અંધકાર તથા રોગોમાંથી મુક્તિનું પણ સૂચન કરે છે સૂર્યની ફરતે ચક્રની હાજરી એ પડકારરૂપ છે. બીજા કોઈ પણ દેશના ધ્વજમા આ પ્રેરણાત્મક હૃદયસ્પર્શી અને પડકારરૂપ ચિહ્ન નથી. પરંતુ આવા પ્રતીકનો ભાવાર્થ સમજવાનુ કામ હિંદીઓનું છે. તેમણે વેળાસર જાગ્રત બની એ પ્રતીકને યથાર્થ પૂરવાર કરી આપવુ જોઇએ. હિંદીઓએ પોતે જ સફેદ, લીલો અને કેસરી રંગ તેમ જ ચક્ર તથા સૂર્ય એ સર્વે શુ સૂચવે છે તે સમજીને તેમની ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવું જોઇએ. આપણા રાષ્ટ્રધ્વજના પ્રતીકની નૈતિક ભવ્યતાને આપણાં કર્તવ્યો દ્વારા દુનિયાને મુખે પ્રશંસા શક્ય બનાવવી જોઇએ.

## કળાદર્શન

કમિટીએ રાષ્ટ્રીય રાજ્યચિહ્નની પસંદગી પણ સાંચી સ્તૂપમાંથી જ પ્રાપ્ત કરી છે સાંચી ખાતેનો અશોકસ્તંભ પહેલાં ૪૨ ફીટ ઉંચો હતો અને તેની ઉપર એક ધાતુના દાંડા સાથે ઘંટાકૃતિવાળાં પતરાં સાથે ચાર મોટા સિંહો બનાવવામાં આવ્યા હતા. જે શાક્ય જાતિના અશોકરૂપી શાક્યસિંહનું સૂચન કરતા હતો. કળાકારનું ચાતુર્ય માત્ર આરસના પથ્થરો કોતરવામા કે ધાતુઓને ચળકતી રીતે રજૂ કરવામા જ નથી, પરંતુ તે સિંહોની શૌર્યપ્રેરક રજુઆત, પંજાઓનો રોમાંચક ઉઠાવ, તેમ જ કેશવાળીઓના સૂક્ષ્મ વળાંકોને ઝીણવટભરી રીતે કોતરવામા છે.

સ્તંભ ઉપર ઘંટાકૃતિમાં જે ધાતુની બનાવટ છે તે કમળના જેવી છે. તે કમળ, તે સ્તંભ તેમ જ ચારને બદલે અડોઅડ લાગી રહેલા ત્રણ સિંહો–માટે કમિટિએ રાજ્યચિહ્ન તરીકે ભલામણ કરી છે.

## સ્મારકસ્તંભની ઉપયોગિતા

સ્તંભો તો જૂના જમાનાઓથી સ્મારક તરીકે રચવામાં આવે છે. અને આજે પણ વિજયનાં સ્મારકો તરીકે રચાય છે. મહાન અશોક હિંદના ઇતિહાસમા એવુ બિનહરીફ સ્થાન ભોગવે છે, જેણે વર્તમાન મદ્રાસ ઇલાકા સિવાયનું આખું હિંદ પોતાના યુનિયન હેઠળ એક કર્યું હતુ. અને ઇરાનની સરહદ સુધી અફઘાનિસ્તાન સુધીના પ્રદેશો ઉપર અશોકની હકૂમત ચાલતી હતી, તેમ જ સમસ્ત એશિયામાં તેની લાગવગના પ્રદેશો

હતા. તેણે શસ્ત્રોના વિજયના નહિ પણ ધર્મના વિજયના સ્મારકો તૈયાર કરાવ્યાં હતા. ઉક્ત સ્તંભમાં અશોકે પોતે રાજકીય · આકાંક્ષા તરીકે એકતાનો ઉલ્લેખ કરાવ્યો હતો. " સંઘ સંગઠિત રહે અને લાંબા કાળ સુધી ટકી રહે એ મારી ઇચ્છા છે. " અશોકનો આ શિલાલેખ આજના હિંદના રાષ્ટ્રીય જીવન માટે પણ બોધપાત્ર છે. આ પળે જાણે અશોક સ્વતંત્ર હિંદી પ્રજાસત્તાકને સંગઠિત અને અખંડ રહેવાની ઇચ્છા પ્રદર્શિત કરતા હોય એમ લાગે છે.

## કમળચિહ્ન શું સૂચવે છે ?

હિંદી-પ્રતીક-પદ્ધતિમાં કમળનું ચિહ્ન એ સૌન્દર્ય તથા સમૃદ્ધિ સૂચવે છે. એ સર્વવિદિત છે. હિંદી યુનિયનના સરકારી ચિહ્ન કમળને સ્થાન આપવામા આવે તો એમાં કાંઈ નવાઇ નથી. રાષ્ટ્રીય પુનરુદ્ધાર ને પુનર્રચનાના ઝડપી કાર્યમાં તમામ શક્તિઓ કામે લાગી જાય એમ કોણ નથી ઇચ્છતું ? તમામ દુઃખો દારિદ્ર અને કુરૂપતા દૂર થઇ હિંદ પ્રકાશમાન તેમજ સુંદર દેશ બને એમ કોણ નથી ઝંખતું ? અછતવાળો દેશ મટી ફરીથી ભારત દૂધ અને ઘીથી છલકાતો બને એવી કોની ઇચ્છા નથી ? કમળનું ચિહ્ન આપણને એ સ્મરણ કરાવે છે, કે ભૂતકાળનું આળસ છોડીને આપણે ઉદ્યમી અને ઉત્સાહી કર્મયોગી બનવું જોઇએ, અને હિંદની પ્રગતિ તથા સમૃદ્ધિને ખાતર દરેક ક્ષેત્રમાં સમાજ, કળા, દેશભક્તિ, સ્થાપત્ય વગેરેમાં આપણે સોંદર્યનુ સર્જન કરવુ જોઇએ આપણું ધોરણ ઉચ્ચ બનવું જ જોઇએ. આપણે આપણી અંદર જે સર્વશ્રેષ્ઠ છે તે હવે બહાર લાવવુ જોઇએ અને અલ્પમાત્રથી સંતુષ્ટ થઈ નહિ બેસી રહેવું જોઇએ, એ જ કમળનો સંદેશ છે.

## સિંહનો સંદેશ

સિંહનુ ચિહ્ન એ ગૌરવ, દમામ, શૌર્ય અને તાકાત સૂચવે છે. સિંહ એ જંગલોનો સમ્રાટ છે. વિજયસ્તંભ સાથે રાખવામાં આવેલા ત્રણ સિંહો દરેક હિંદીને એવી પ્રેરણા કરે છે કે સ્વતંત્ર અને સાર્વભૌમ હિંદના નીડર તેમ જ સિંહ-હૃદયી નાગરિક બનો, કે જેથી હિંદે જીતેલા સ્વાતંત્ર્યનું તમે રક્ષણ કરી શકો. માયકાંગલા, નિર્માલ્ય અને હલકટ નાગરિકો કદાપિ સ્વતંત્ર રહી શકતા નથી, તેમ જ સ્વાતંત્ર્યને લાયક નથી. સતત પરદેશી શાસનને કારણે સ્વાભાવિક રીતે આપણી તાકાત, ગૌરવ અને હિંમત હણાઇ ગયાં હોય એ સંભવિત છે. પણ જ્યારે નવુ પ્રભાત ઊગે છે, સ્વાતંત્ર્ય અને ગૌરવનો જ્યારે દિવસ આવ્યો છે ત્યારે આપણા રાજ્યચિહ્નના શક્તિશાળી, ભવ્ય અને વીર સિંહો આપણને કહે છે કે હિંદને સિંહ જેવા સ્ત્રીપુરુષો જોઇએ છે, કે જેઓ સ્વમાનપૂર્વક, થાક્યા વગર દેશની સેવા કરી શકે, નીડર રીતે હિંદનું રક્ષણ કરે, તેમ જ રોજીંદા જીવનમાં, સમાજવ્યવહારમાં, કાનૂનો તથા વહીવટમા એવું વર્તન રાખે, કે જેથી હિંદે પોતાનું પ્રાચીન ગૌરવ પ્રાપ્ત કર્યું છે, અશોકના સુવર્ણયુગનુ પ્રતિષ્ઠાપન કર્યું છે એમ લાગે.

સિંહ જેવું અર્થસૂચક રાજ્યચિહ્ન આપણને વિજય પર વિજય અપાવશે એ ચિહ્ન દુનિયાનાં તમામ રાષ્ટ્રોમાં માન પ્રાપ્ત કરશે.*

---

* નૂતન રાષ્ટ્રધ્વજ નિર્માણ પ્રસંગે પં. જવાહરલાલનું પ્રેરક પ્રવચન.

# હિંદના ગિરિનગરોની મહારાણી : દાર્જિલિંગ

હિમાલય પ્રદેશના આ સુંદર ગ્રીષ્મસ્વર્ગ દાર્જિલિંગના મૂળ વતનીઓને ભાગ્યે જ ખ્યાલ હશે કે ભવિષ્યમાં આ સ્થળ એક ભવ્ય સ્વાસ્થ્ય-ધામ બની જશે.

દાર્જિલિંગ પહેલાં તો સીક્કીમ રાજ્યના કબજામા હતું. આજે તેની વસ્તી ૫૦૦૦ની ગણાય, જેમાં અર્ધી વસ્તી નેપાલીઓની છે. ઉનાળાના દિવસો દરમ્યાન, વસ્તી ૭૫૦૦૦ થી પણ વધી જાય છે.

દાર્જિલિંગ નામ, મૂળ વતનીઓના, શિવના નામ ' દુર્જય-લિંગ ' પરથી ઉતરી આવ્યાનું જણાય છે. આ લિંગ આજે પણ ટેકરી પર મૂળ વતનીઓની પૂજા પામી રહ્યુ છે. કેટલાક વળી બુદ્ધિસ્ટ સાધુ 'દાર્જિ-લામા' કે જેનો મઠ એક વખત વેધશાળાની ટેકરી પર હતો તેના નામ પરથી ઉતરી આવ્યું છે એમ કહે છે.

અગાઉ તો દાર્જિલિંગની સફર ભારે મુશ્કેલીભરી હતી. પરંતુ ઇસ્ટર્ન બેંગાલ રેલવેએ ઇ. સ. ૧૮૭૮મા સીલગીરી સુધી એક લાઇન શરૂ કરતાં મુશ્કેલી ઓછી થઇ. પછી તો હાર્ડીંજ બ્રીજ પાંચ કરોડ રૂપિયાના ખર્ચે બંધાયો પહેલાં તો પદ્મા નદી ઓળંગવી પડતી. સીલીગીરીથી દાર્જિલિંગનુ પર માઇલનુ અંતર ત્રણ કલાકમા બસ કે મોટરમા, અથવા પાંચ કલાકમાં દાર્જિલિંગ હીમાલય રેલવે દ્વારા કાપી શકાય છે. બંગાળના ગવર્નરનું ગ્રીષ્મ મુકામ બની જતાં આ સ્થાન રાજકીય પ્રવૃત્તિઓના કેન્દ્રસમુ પણ કેટલાંક વર્ષોથી બની ગયું છે.

દાર્જિલિંગ હિમાલય રેલ્વેની આ સફર એક ખરેખર મઝા છે. વનપ્રદેશનો ભવ્ય દેખાવ, ચાના પ્રદેશો, અને હિમાલયના ઢોળાવ મુસાફરોની સમક્ષ એક મનોરંજક ચિત્ર રજૂ કરે છે.

કુરસોંગ સીલીગીરી-દાર્જિલિંગ વચ્ચે ૪૨૦૦ ફુટની ઉંચાઇએ આવેલું બીજું સ્વાસ્થ્યધામ છે. ત્યાં રેલવે રેસ્ટોરન્ટ પણ છે. અહીંથી બંગાળના મેદાનો અને તેની રૂપેરી નદીઓનો સુંદર દેખાવ જોઇ શકે છે કે કંચનજંગા શ્રુંગ અને જમુના હિમશૃંગોના દૃશ્ય પ્રથમ તો અહીંથી જ મળે છે.

દાર્જિલિંગ પહોચતાં છેલ્લું સ્ટેશન ઘુમ ઘણી ઉંચાઇએ આવેલ છે. જેનું ઉષ્ણતામાન ૫૦ દાર્જિલિંગ કરતા પણ ઓછું હોય છે અહીં બુદ્ધોનો મઠ છે. ઘુમથી દાર્જિલિંગ પહોચતા ૫૦૦ ફીટ સરકતી ટ્રેનમાં ઉઘાડા ગ્રીષ્મ દિવસોમા ભવ્ય કંચનગંગા અને તેના ઉપગ્રહો જોનારાઓની આંખમાં ચોટી જાય છે.

વેધશાળા, બ્રચહીલ પાર્ક, વિકટોરીઆ ધોધ વગેરે નગરમા સુંદર જોવા લાયક સ્થળો છે. જલાપહારમાં અને કટાપહારમાં ગ્રીષ્મમાં બ્રિટિશ દળોની છાવણીઓ છે અગાઉ તો માંદા સોલ્જરોને અહીં મોકલતા.

સુંદર હવામાનને લઇને અહીં સહોળવણીની ઘણી છાત્રાલય સહિતની સ્કૂલો છે. જે મોટે ભાગે ક્રીશ્ચિયનો ચલાવે છે. ખાસ કરીને શ્રીમતોનાં બાળકોને જ અહીં ભણવું પોસાય

છે. ઉપરાંત મંદિરો, મસ્જિદો, દેવળો પણ છે. અગાઉથી સગવડ કર્યા વિના જો કોઈ આવે તો પછી સગવડ કરવી મુશ્કેલ બની જાય છે.

ઉષ્ણતામાન ૮૦ ડિગ્રીથી વધતું નથી. સરસ ઋતુ તો માર્ચથી મે અને ફરી નવેમ્બરમાં અને ડિસેમ્બરમાં આવે છે. જુનના બીજા અઠવાડિયા પછી ભારે વરસાદને કારણે, અહીં રહેવું ગમતું નથી. સમુદ્રની સપાટીથી ૬૮૦૦ ફુટની ઉંચાઈએ હોવાથી કોલેરા કે મેલેરિયા કદી દેખાં દેતા નથી–ફક્ત ફ્રૅન્જવર ( તાવ ) અને ગળાના સોજા માટે અહીંના સામાન્ય દર્દો માટે મુલાકાતીએ તકેદારી રાખવી પડે છે.

દાર્જિલિંગ જગતની ઉત્તમ ચા પુષ્કળ જથ્થામાં પેદા કરે છે. નેપાળ, ભુતાન, તીબેટ અને સીક્કીમ આને જ લઇને આકર્ષાયેલા ભુટી, લીપ્ચા અને તીબેટી કરતાં નેપાળી વધુ સૌંદર્યવાન હોય છે. સામાન્ય રીતે નેપાલીઓ સુખી લોકો હોય છે. તેમની સ્ત્રીઓ, પુરૂષોની માફક કુટુંબની આવકમાં ઉમેરો કરે છે.

મજબૂત લોકો હોવાને કારણે નેપાલીઓ રસોઇકામથી માંડીને જોડા સાફ કરવાના કામ સુધીનું તમામ કામ કરતા હોવાથી દરેક ઘરોમાં નોકરો રસોઇઆઓ તરીકે કામ કરે છે.

કંચનગંગાની ટેકરીના ભવ્ય દેખાવથી લોકો તેને એક હિમ પુષ્પ સમી ઇશ્વરની સૌથી સુંદર રચના અને હિમાલયને જગતના પર્વતોમાંના મહાન તરીકે નવાજે છે.

તીસ્તા, મહારંજિત અને મહાનદી દાર્જિલિંગની મુખ્ય નદીઓ છે, જે ઉનાળામાં સુકી હોય છે અને ચોમાસામાં ભરપૂર હોય છે. તીસ્તા અને મહારંજિત દાર્જિલિંગ-કાલીંપોંગ પરના વ્યુ પોઇન્ટ પરથી જોઇ શકાય છે.

[ " યુગાન્તર "માંથી ]

---

## ઇન્ડિયા ફ્રેટોઝ !

થોડા દિવસ પહેલાં શ્રી. વિ. કે બેડેકર નામના એક ગૃહસ્થ મુંબઈમાં કોટના ફૂટપાથ ઉપર ફરતા હતા તે વખતે એક સચિત્ર કાર્ડ વેચનારો તેમના જોવામા આવ્યો. " ઈંડિયા ફ્રેટોઝ ! લો, સાબ ! " એમ વારંવાર બૂમો પાડતો હતો. તેની આજુબાજુ ચિત્રો ખરીદનારા ને જોનારાઓનું ટોળુ મળ્યું હતું. આ ટોળામાં મુખ્યત્વે ગોરા સિપાઇઓ હતા.

શ્રી. બેડેકર થોડો વખત ત્યાં ઊભા રહ્યા. સિપાઇઓ ચિત્રો ખરીદીને ચાલ્યા ગયા. ચિત્રો વેચનારાએ જુદા જુદાં ચિત્રો બેડેકરને બતાવ્યાં તેમાંના બે બાદ કરતાં બાકીનાં રાજબાઇ ટાવર, કુતુબમિનાર, તાજમહાલ, વિક્ટોરીઆ મેમોરિયલ વગેરે જોવાલાયક સ્થળોનાં હતાં. હિંદી મનુષ્યપ્રાણીનું દર્શન કરાવનાર બે જ જાતનાં ચિત્રો હતાંઃ એક હતું ખુંધા ભિખારીનું અને બીજું હતું વેશ્યાનું

શ્રી. બેડેકરે તે ચિત્રો વેચનારને પુછ્યું. આવાં ચિત્રો શા માટે વેચે છે ? આ ગોરા સિપાઇઓ એને દેશ જઈ ને પોતાના સગાંસંબંધીઓને આ ચિત્રો બતાવશે ને કહેશે કે ' આ જોઇ હિંદી સ્ત્રીઓ ! જોયા આ હિંદી ભિખારી ! '"

ચિત્રો વેચનારો અજબ થયો. તેણે કહ્યુ : " બાઇ સાહેબ, આજ સુધીમાં મે આ

જાતના સેંકડો ચિત્રો વેચી નાખ્યાં છે. દરરોજ હજારો માણસો આ ચિત્રો જોતા અહીંથી પસાર થાય છે, પણ તમારા જેવો અભિપ્રાય તો કોઈએ સંભળાવ્યો નથી. તમારે એ ચિત્રો ન ખરીદવાં હોય તો કાંઈ હરકત નહિ, પણ આ દેખીતી જ કંઈ ખાનદાન સ્ત્રીઓ નથી. અને આ તો ભિખારી જ છે ! "

શ્રી બેડકરે જવાબ આપતાં પહેલા પેલાં બંને ચિત્રો ખરીદી લીધા અને કહ્યુ : " ભાઈ, આજે મને વખત નથી તું હિંદી છે, પણ અજાણપણે તુ આપણા દેશની પરદેશમા બદનામી કરવાને કારણભૂત બન્યો છે. ફરીથી કોઈ દિવસ મળીશ "

બે ચાર દિવસ પછી શ્રી. બેડકર તેને ફરીથી મળ્યા. તે કાઈ કહે તે પહેલા ચિત્રો વેચનાર બોલી ઉઠયો " તમારુ કહેવું તદ્દન સાચુ હતુ. વિચાર કર્યો પછી મારી ખાત્રી થઈ કે હું આ ખોટું કરી રહ્યો છુ, પણ હું જ્યાંથી આ ચિત્રો ખરીદી લાવુ છું ત્યા આ સિવાય હિંદી જીવનને લગતા બીજાં ચિત્રો જ નથી. તે દુકાનવાળો શેઠ કહે છે કે ગોરા સિપાઈઓની ફરતે ભીખારીઓ ટોળે મળે છે, ને એ જ સિપાઈઓ આવી સ્ત્રીઓ પાછળ ભટકે છે એટલે તેમને બધુ હિન્દુસ્તાન જ એમા સમાઈ જતું જણાય છે ને તેથી જ તેઓ આવાં ચિત્રો વધુ પસંદ કરે છે.

બેડેકરે ચિત્રોવાળાને ખૂબ સમજાવ્યું " આ ગોરા સિપાઈઓ સમક્ષ સાચા હિંદી જીવનનાં ચિત્રો મૂકવામા આવે તો તેઓ જરૂર ખરીદ કરે અને પરદેશમાં આપણા દેશની સાચી હકીકતનો ફેલાવો થાય બંગાળમાં એક ઠેકાણે હિંદુ અને મુસલમાન ખેડૂતોએ સાથે મળીને ચોક્કસ માંગણીઓ કરી છે તેનાં સુંદર ચિત્રો હમણા જ પ્રગટ થયા છે. સામયિકોમાં હિંદી જીવનને લગતા બીજાં પણ અનેક સુંદર ચિત્રો પ્રગટ થાય છે. "

આ વાતચીત પછી ફેરિયાની ખાત્રી થઇ કે આ નવી જાતના હિંદી જીવનના ચિત્રો હોય તો જરૂર ખપી જાય. તે બોલ્યો. " મને અંગ્રેજી તો આવડતું નથી, પણ ઉર્દૂમાં હું આ ગોરા સિપાઈઓને અને બીજા પલટણવાળાઓને આ નવી જાતના ચિત્રોનું મહત્ત્વ જરૂર સમજાવીશ "

આજ સુધી તે ફેરિયો એમ સમજતો હતો, કે ગોરા સિપાઈઓ ફક્ત ભિખારીનાં ને વેશ્યાના ચિત્રો પસંદ કરે છે, પણ હવે તેની નજર બદલાઈ. તે જુદી જ નજરે આ સિપાઈઓને જોવા લાગ્યો આ સિપાઈઓ પણ આપણા જેવા જ બાળબચ્ચાંવાળા ને ગૃહસ્થાશ્રમી હશે. હવે તેને સત્ય સમજાયું કે એક યંત્રની માફક ગમે તેવાં ચિત્રો વેચવામા જ પોતાનુ કર્તવ્ય પૂરુ થતુ નથી. એ ધારે તો આ ધધા મારફતે પોતાના દેશની સેવા પણ કરી શકે છે.

ફૂટપાથ ઉપર ઊભા રહી ચાર છ આનામાં ફોટા વેચનાર તે માણસ હવે પોતે પરદેશખાતાના પ્રકાશન વિભાગનો એક મહત્ત્વનો હોદ્દેદાર–અધિકારી માને છે !

છેવટે આ ફોટા વેચનારને શ્રી. બેડેકરે આશ્વાસન આપ્યું કે " તને હું સુદર ચિત્રો તૈયાર કરાવી આપીશ. મારો એક મિત્ર ફોટોગ્રાફર, કળાકાર અને રાષ્ટ્રભક્ત છે, તેની પાસે હું આ કામ કરાવી શકીશ "

શ્રી. બેડેકરે કેવી મહત્ત્વની સેવા કરી !* —ડૉ. મોહનલાલ જ. પાઠક

* મરાઠી પરથી

# ઋષિડા ! આંખી જૂઓ—*

( રાગ : ભોજા ભગતના ચાબખાનો )

ઋષિડા ! આંખી જૂઓ કે જરી નંઇ ?
બાલૂડાં આપનાંની બોલી છે ખઇ.—ઋષિડા૦

અત્રિ ને અંગિરા, ભૃગુ, ભારદ્વાજ,
આવો વસિષ્ઠજીને લઇ;
લાવજો સાથ અનસૂયા અરૂંધતિને,
જોવાનું આંહીં કંઇ કંઇ !—ઋષિડા૦ ૧

વનમાંહે વસિયા ને પીધાં ગંગાજળ
જ્ઞાનતણી ગીતાઓ ગાઇ;
શહેરોનાં જોણલાં ને સોડાનાં પીણલાં,
પ્રેમલીનાં ગીતડાં અહીં.—ઋ. ૨

સંધ્યાના શેઠા કે આપે તો આંહિયા
તરપણુની નદીઓ વહી;
દાઢી ને મૂછ તણા શેઠા સમારતા,
તેલ અને ફૂલેલે ન્હઇ.—ઋ. ૩

જાગ ને જગન કરી, અગ્નિને ઓળખ્યા,
ખીરનાં ખાટાં બહુ ખઇ;
બાળી બહુ બીડીઓ ને ભરખીને ભેળપૂરી
જઠરાની આગ હોલવઇ.—ઋ ૪

રામજી ને કરશનજી આપના નિશાળિયાની
દુનિયામાં ફરતી દવાઇ,
જે છે અમારા તે અમને યે શિખવે,
કાછડીમાં ધૂળ ભરી દઇ.—ઋ. ૫

રાજા મહારાજા કે ચરણોમાં લોટતા,
મોટમોટી ભેટોને લઇ,
શેરીનું કૂતરૂંયે અમને ના ઓળખે,
જોવાને જડતો ન જંઇ.—ઋ. ૬

લજ્જાને ઢાંકવાને લંગોટી તોય, ગામ-
ઘર ઘર આપની વઇ,
બૂટ, સૂટ હેટ મહીં ફરીએ ફૂદરડી,
કારકુની કરમે લખઇ.—ઋ. ૭

કૌવચ વાવી ત્યાં હોય ક્યાંથી કેવડો ?
બાવળ ત્યાં આમ હોય નઈં;
અમારાં વાવિયાં તે અમારે લણવાં છે,
ચાલે ના કોઇ તણું કંઇઃ
તોય જરી કરજો સિફારસો તો કંઇ—
ઋષિડા ! આપ છો ભગવાન તણા ભઇ—
કે તારે પ્રભુ બૂડતાં બાંવડી સહી—ઋષિડા. ૮

* તા. ૫-૭-'૩૭ ના સાપ્તાહિક " પ્રતાપ "માંથી

# આવતા માસની કાર્યદિશા

૧. તમારા પુસ્તકાલયનું વાર્ષિક નિવેદન ન મોકલાવ્યું હોય તો આજે જ મે. થી તૈયાર કરી મોકલો. કારણ, તમારી ભૂલ કે આળસથી આખા વર્ષનું સરકારી નિવેદન તૈયાર કરવામાં વિલંબ થાય છે. અંદાજ મોકલતા સુધી મુલતવી રાખશો નહિ.

૨ દરેક સાર્વજનિક પુસ્તકાલય જૂથમંડળની સભામાં હાજર રહી સહકારના ધોરણે શ્રીમંત સરકારે મંજૂર કરેલી ટકાવારી પ્રમાણે અંદાજપત્ર બનાવે.

૩ ચાતુર્માસમાં ગામડાંઓમાં ધાર્મિક લાગણીને કારણે વાચનમાં ઘણો વધારો થઈ શકે તેમ છે. તમે એ પ્રજાની લાગણીનો લાભ લઈ તમારા પુસ્તકાલયને લોકપ્રિય બનાવવા બનતું કરજો.

૪ અંદાજપત્રમાં તમામ હકીકત કાળજીપૂર્વક લખીને મોકલો.

૫ કમી કરવા પાત્ર પુસ્તકો તેમ જ ઇતર સાહિત્ય વગેરેની યાદી મોકલવાનું ભૂલશો નહિ.

૬ પ્રૌઢશિક્ષણ પત્રિકાનો ઉપયોગ નવીન ભણેલાં માણસોમાં કરાવો.

૭ ગયા વર્ષના બજેટમાંની પુસ્તકયાદીઓ જેમની અધુરી હોય તેમણે વેળાસર ખાતા મારફત મંજૂર કરાવવી. તમારી લોકમદદ પુ. સ. સ. મંડળમાં મોકલવા સત્વર તજવીજ કરવી. અને તેમાં પોસ્ટ, તાલુકો અને વિગત સંપૂર્ણ બતાવવી.

વડોદરા,
તા. ૮-૮-'૪૭

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક.

## સૂચના નં. ૧ સને ૧૯૪૭–૪૮

## વિષય

**પુસ્તકાલયોના પુરા સરનામા બાબત**

સાર્વજનિક પુસ્તકાલયો તરફથી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ મોકલાતી લોકમદદની રકમો ચોક્કસ સરનામાના અભાવે, એક જ નામના બે ગામો હોવાના કારણે જેના તેના ખાતામા જમા થઈ શકતી નથી. આના પરિણામે પાછળથી હિસાબ તથા પત્રો પુસ્તકો વગેરે માટે પુસ્તકાલયો તરફથી અમારા તરફ ઘુમારો આવે છે.

આમ ન બને તેટલા માટે પુસ્તકાલયોના મંત્રી ભાઈઓને આ સૂચનાથી વિનંતિ કરવામા આવે છે કે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ તેમની લોકમદદ મોકલતી વખતે પોતાના પુસ્તકાલયનુ નામ, પોસ્ટ, તાલુકો વગેરે ચોક્કસ ઠેકાણુ જણાવવા ચૂકવુ નહિ

જો આ પ્રમાણે ચોક્કસ સરનામાના અભાવે મોકલેલી રકમ પુસ્તકાલય સહાયક સહકારી મંડળમા તે જ ગામના નામના બીજા ગામ ખાતે જમા થઇ જશે તો તેને માટે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ જવાબદાર રહેશે નહિ, અને જે મદદને તેઓ પાત્ર થતા હશે તે પણ મળી શકશે નહિ. માટે લાગતા વળગતા દરેકે આ સૂચનાની નોંધ લઇ આયંદેથી તે પ્રમાણે સરનામાની કાળજી રાખવા તજવીજ કરવી

વડોદરા,
તા. ૧–૮–'૪૭

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૨ સને ૧૯૪૭–૪૮

## વિષય

**લોકમદદ તથા કાયમ ફંડની રકમો પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તરફ મોકલવા બાબત:**

આથી દરેક સાર્વજનિક પુસ્તકાલયના કાર્યકર્તાને વિનંતિ કરવામા આવે છે કે તેમણે લોકમદદ અને કાયમ ફંડની રકમો મોકલવાની હોય તે **પુસ્તકાલય સહાયક સહકારી મંડળના મંત્રી, રાવપુરા, વડોદરા** એ સરનામે મનીઓર્ડરથી મોકલવી. આ માટે વારંવાર સૂચનાઓ કરવામાં આવ્યા છતાં તેનો અમલ બરાબર થતો જણાતો નથી. માટે તેની ખાસ નોંધ લેવા આ સૂચના પ્રસિદ્ધ કરવામાં આવે છે. જો આ રકમો પુસ્તકાલય ખાતા તરફ ( સેન્ટ્રલ લાયબ્રેરી ) મોકલવામાં આવશે તો તે નિરુપાયે પાછી કરવી પડશે

વડોદરા,
તા. ૧–૮–'૪૭

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

# સૂચના નં. ૩ સને ૧૯૪૭-૪૮

## વિષય

### સને ૧૯૪૭-૪૮ના અંદાજપત્રક માટે, મંત્રી ગ્રંથપાલોની જાણ માટે કેટલાંક વિશેષ સામયિકોની યાદી.

પુસ્તકાલય માસિકમા કેટલાંક સામયિકોની વિસ્તૃત યાદી પુસ્તકાલય સહાયક સહકારી મંડળે છાપી છે, એ ઉપરથી ઘણા પત્રકારો પોતાનાં સામયિકોની નોંધ અંદર નહિ હોવાની જાણ કરતા હોવાથી તથા કેટલાકમાં લવાજમમા ફેરફાર હોવાથી તેવા કેટલાક પત્રોની યાદી આ નીચે અમે પ્રસિદ્ધ કરીએ છીએ. જેમની પાસે નાણાંની સવડ હોય અને જનતાને ઉપયોગી લાગે તો વસાવવા સૂચના સરક્યુલરોને પાત્ર રહી સૌ ઘટતુ કરશે એવી આશા છે.

| સામયિક | સ્થળ | લવાજમ |
|---|---|---|
| દૈનિક | | |
| " ગુજરાતમિત્ર અને ગુજરાતદર્પણ " | સુરત | રૂ. ૨૨-૦-૦ |
| સાપ્તાહિક | | |
| નવભારતી | રાજકોટ | રૂ. ૬-૦-૦ |
| ગતિ ( સાપ્તાહિક ) | અમદાવાદ | રૂ. ૧૦-૦-૦ |
| લોકવાણી | વડોદરા | રૂ. ૮-૦-૦ |
| ગુજરાતમિત્ર અને ગુજરાતદર્પણ "સાપ્તાહિક" | સુરત | રૂ. ૭-૦-૦ |
| વિશ્વવાત્સલ્ય | અમદાવાદ | રૂ. ૪-૦-૦ |
| માસિક | | |
| રેખા | અમદાવાદ | રૂ. ૫-૦-૦ |
| પૂર્ણા | વડોદરા | રૂ. ૫-૦-૦ |
| જીવનપ્રકાશ | રાણપુર | રૂ. ૯-૦-૦ |
| ઉદ્યોગ અને વેપાર | અમદાવાદ | રૂ. ૬-૮-૦ |
| જીવનવિકાસ | ઉજ્જૈન | રૂ. ૩-૮-૦ |
| પ્રૌઢશિક્ષણ પત્રિકા | વડોદરા | રૂ. ૨-૮-૦ |

વડોદરા.
તા. ૨-૮-૪૭

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક.

## જાહેરાત અંક ૧

### વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો અને

| અનુક્રમ અંક | મહાલનું નામ | મહાલવાર ગામો | શાળાવાળાં ગામ | પુસ્તકાલયો સંબંધી વિગત | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | કસ્બા પુસ્તકાલય | કસ્બા વાંચ. તથા મહિલા બાળ પું. | ગ્રામ પુસ્તકાલય | ગ્રામ વાચનાલય | કુલ | મદદ લેનારાં ની સંખ્યા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| | **વડોદરા પ્રાંત** | | | | | | | | |
| ૧ | પેટલાદ | ૭૩ | ૭૨ | ૮ | ૧+૫+૩ | ૬૪ | ૦ | ૮૧ | ૬૭ |
| ૨ | ભાદરણ | ૩૧ | ૨૭ | ૧ | ૦+૧+૧ | ૨૭ | ૦ | ૩૦ | ૨૮ |
| ૩ | વડોદરા | ૧૧૯ | ૭૮ | ૩ | ૩+૦+૦ | ૭૮ | ૧ | ૮૫ | ૬૯ |
| ૪ | પાદરા | .૮૨ | ૭૨ | ૨ | ૦+૦+૦ | ૭૧ | ૧ | ૭૪ | ૬૨ |
| ૫ | કરજણ | ૯૮ | ૭૮ | ૧ | ૦+૦+૦ | ૮૦ | ૦ | ૮૧ | ૬૩ |
| ૬ | ડભોઇ | ૯૭ | ૪૮ | ૨ | ૦+૧+૧ | ૫૦ | ૦ | ૫૪ | ૪૦ |
| ૭ | શિનોર | ૪૫ | ૩૯ | ૧ | ૦+૧+૦ | ૪૨ | ૦ | ૪૫ | ૩૫ |
| ૮ | સાવલી | ૭૨ | ૩૪ | ૧ | ૦+૦+૧ | ૩૯ | ૨ | ૪૩ | ૩૬ |
| ૯ | વાઘોડીઆ | ૭૧ | ૨૮ | ૧ | ૦+૦+૦ | ૨૯ | ૫ | ૩૫ | ૨૪ |
| ૧૦ | સંખેડા | ૧૩૦ | ૪૯ | ૨ | ૦+૦+૦ | ૪૯ | ૦ | ૫૧ | ૩૧ |
| ૧૧ | તિલકવાડા | ૩૪ | ૮ | ૧ | ૦+૦+૦ | ૬ | ૦ | ૭ | ૫ |
| | કુલ | ૮૫૨ | ૫૩૩ | ૨૩ | ૪+૮+૬ | ૫૩૫ | ૧૦ | ૫૮૬ | ૪૬૦ |
| | **મહેસાણા પ્રાંત** | | | | | | | | |
| ૧૨ | દહેગામ | ૯૬ | ૪૧ | ૧ | ૦+૦+૦ | ૪૧ | ૦ | ૪૨ | ૩૧ |
| ૧૩ | આતરસુબા | ૪૦ | ૧૮ | ૧ | ૦+૦+૦ | ૧૭ | ૦ | ૧૮ | ૧૬ |
| ૧૪ | કડી | ૧૨૧ | ૫૪ | ૧ | ૦+૦+૦ | ૫૪ | ૦ | ૫૫ | ૪૮ |
| ૧૫ | કલોલ | ૯૧ | ૫૧ | ૪ | ૦+૧+૦ | ૪૮ | ૦ | ૫૩ | ૪૯ |
| ૧૬ | વિજાપુર | ૮૭ | ૬૪ | ૭ | ૦+૧+૦ | ૬૧ | ૦ | ૬૯ | ૫૯ |
| ૧૭ | વિસનગર | ૫૬ | ૪૦ | ૨ | ૦+૨+૧ | ૪૦ | ૦ | ૪૫ | ૩૫ |
| ૧૮ | મહેસાણા | ૮૪ | ૫૭ | ૨ | ૦+૦+૦ | ૫૭ | ૦ | ૫૯ | ૪૭ |
| ૧૯ | સિદ્ધપુર | ૮૧ | ૪૪ | ૩ | ૦+૨+૧ | ૪૨ | ૧ | ૪૯ | ૩૨ |
| ૨૦ | ખેરાળુ | ૯૧ | ૪૪ | ૪ | ૦+૧+૧ | ૩૯ | ૦ | ૪૫ | ૩૬ |
| ૨૧ | પાટણ | ૧૪૦ | ૪૩ | ૨ | ૧+૧+૧ | ૪૦ | ૨ | ૪૭ | ૩૯ |
| ૨૨ | ચાણસ્મા | ૧૧૩ | ૫૪ | ૨ | ૦+૦+૦ | ૫૪ | ૦ | ૫૬ | ૫૩ |
| ૨૩ | હારીજ | ૩૮ | ૭ | ૧ | ૦+૦+૦ | ૬ | ૦ | ૭ | ૫ |
| ૨૪ | કમોડા | ૦ | ૧૮ | ૧ | ૦+૦+૦ | ૪ | ૦ | ૫ | ૫ |
| ૨૫ | નિરમાળી | ૦ | ૩ | ૦ | ૦+૦+૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| | કુલ | ૧૦૩૮ | ૫૩૮ | ૩૧ | ૧+૮+૪ | ૫૦૪ | ૩ | ૫૫૧ | ૪૫૬ |

## સને ૧૯૪૬–૪૭

### વાંચનાલયોની મહાલવાર સંખ્યા અને તેમને અપાયેલી મદદ

| સરકારમદદની વિગત | | પંચાયતમદદની વિગત | | શેરો |
|---|---|---|---|---|
| કસ્બા પુ.ને કસ્બા વા.ને તથા મહિલા અને બાલ પુ.ને | ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયોને | કસ્બા પુ.ને કસ્બા વા.ને તથા મહિલા અને બાલ પુ.ને | ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયોને | |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| ૧૭૯૦–૦–૦ | ૧૨૫૩–૮–૦ | ૧૮૬૫–૦–૦ | ૧૩૮૪–૦–૦ | ૧ આ ઉપરાંત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને રૂા. ૪૫૨) પ્રાંત પંચાયત મદદના આપ્યા છે. |
| ૩૩૦–૦–૦ | ૭૯૨–૦–૦ | ૩૫૦–૦–૦ | ૮૩૨–૦–૦ | |
| ૧૦૬૫–૦–૦ | ૧૪૨૯–૦–૦ | ૩૬૫–૦–૦ | ૧૫૩૬–૮–૦ | |
| ૨૩૧–૦–૦ | ૧૦૯૩–૮–૦ | ૨૬૧–૦–૦ | ૧૩૪૩–૦–૦ | |
| ૧૭૫–૦–૦ | ૧૩૨૦–૮–૦ | ૧૯૫–૦–૦ | ૧૩૬૬–૦–૦ | |
| ૧૭૦–૦–૦ | ૬૦૨–૦–૦ | ૯૦–૦–૦ | ૭૬૬–૦–૦ | |
| ૨૬૦–૦–૦ | ૭૯૦–૦–૦ | ૩૪૦–૦–૦ | ૮૪૨–૮–૦ | |
| ૧૮૦–૦–૦ | ૬૦૨–૮–૦ | ૧૯૦–૦–૦ | ૭૩૦–૦–૦ | |
| ૧૭૦–૦–૦ | ૩૩૧–૮–૦ | ૧૧૦–૦–૦ | ૪૧૬–૮–૦ | |
| ૩૮૦–૦–૦ | ૬૯૨–૦–૦ | ૪૮૦–૦–૦ | ૮૧૨–૦–૦ | |
| ૧૨૦–૦–૦ | ૮૫–૦–૦ | ૧૫૦–૦–૦ | ૧૦૩–૮–૦ | |
| ૪૮૭૧–૦–૦ | ૮૯૯૧–૮–૦ | ૪૩૯૬–૦–૦ | ૧૦૧૩૨–૦–૦ | |
| ૨૦૦–૦–૦ | ૫૨૪–૦–૦ | ૩૦૩–૦–૦ | ૬૩૯–૦–૦ | ૨ આ ઉપરાંત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને રૂા. ૪૩૩) પ્રાંત પંચાયત મદદના આપ્યા છે. |
| ૧૫૦–૦–૦ | ૨૮૦–૮–૦ | ૧૫૦–૦–૦ | ૨૯૫–૮–૦ | |
| ૧૭૫–૦–૦ | ૭૩૦–૦–૦ | ૨૭૫–૦–૦ | ૭૯૧–૦–૦ | |
| ૪૨૦–૦–૦ | ૮૪૩–૮–૦ | ૪૩૦–૦–૦ | ૯૮૭–૮–૦ | |
| ૯૬૫–૦–૦ | ૧૦૯૫–૮–૦ | ૧૩૩૫–૦–૦ | ૧૨૨૪–૮–૦ | |
| ૬૫૫–૦–૦ | ૬૬૦–૮–૦ | ૭૩૦–૦–૦ | ૭૩૦–૮–૦ | |
| ૫૪૦–૦–૦ | ૮૮૦–૮–૦ | ૮૦૦–૦–૦ | ૯૭૫–૮–૦ | |
| ૬૮૫–૦–૦ | ૫૪૬–૮–૦ | ૭૪૫–૦–૦ | ૬૫૨–૮–૦ | |
| ૭૩૦–૦–૦ | ૩૩૮–૦–૦ | ૮૬૦–૦–૦ | ૪૩૩–૮–૦ | |
| ૩૮૫–૦–૦ | ૬૮૬–૮–૦ | ૩૪૦–૦–૦ | ૭૧૨–૦–૦ | |
| ૪૨૫–૦–૦ | ૮૮૩–૮–૦ | ૩૩૫–૦–૦ | ૯૯૫–૦–૦ | |
| ૪૦–૦–૦ | ૫૩–૮–૦ | ૪૦–૦–૦ | ૭૩–૮–૦ | |
| ૨૦૦–૦–૦ | ૧૦૧–૦–૦ | ૨૦૦–૦–૦ | ૧૦૧–૦–૦ | |
| ૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | ૦–૦–૦ | |
| ૫૫૭૦–૦–૦ | ૭૬૨૩–૮–૦ | ૬૫૪૩–૦–૦ | ૮૬૧૦–૮–૦ | |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | **નવસારી પ્રાંત** | | | | | | | | |
| ૨૬ | નવસારી | ૬૧ | ૪૩ | ૧ | ૦+૧+૧ | ૪૪ | ૧ | ૪૮ | ૪૫ |
| ૨૭ | ગણદેવી | ૩૦ | ૨૩ | ૨ | ૦+૨+૦ | ૨૪ | ૦ | ૨૭ | ૨૪ |
| ૨૮ | પલસાણા | ૫૨ | ૩૦ | ૧ | ૦+૦+૦ | ૩૧ | ૦ | ૩૨ | ૨૭ |
| ૨૯ | કામરેજ | ૭૨ | ૪૨ | ૨ | ૦+૦+૦ | ૪૨ | ૩ | ૪૭ | ૪૫ |
| ૩૦ | મહુવા | ૬૯ | ૪૦ | ૧ | ૦+૦+૦ | ૩૦ | ૩ | ૩૪ | ૨૯ |
| ૩૧ | માંગરોળ | ૧૩૨ | ૨૦ | ૧ | ૦+૦+૦ | ૨૨ | ૦ | ૨૩ | ૧૩ |
| ૩૨ | સોનગઢ | ૨૨૧ | ૯ | ૧ | ૦+૦+૦ | ૪ | ૩ | ૮ | ૪ |
| ૩૩ | વ્યારા | ૧૫૨ | ૩૪ | ૧ | ૦+૧+૦ | ૩૧ | ૧ | ૩૪ | ૨૬ |
| | કુલ | ૭૮૯ | ૨૪૧ | ૧૦ | ૦+૩+૧ | ૨૨૮ | ૧૧ | ૨૫૩ | ૨૧૩ |
| | **અમરેલી પ્રાંત** | | | | | | | | |
| ૩૪ | અમરેલી | ૫૯ | ૪૯ | ૧ | ૦+૧+૧ | ૪૭ | ૧ | ૫૧ | ૩૫ |
| ૩૫ | દામનગર | ૨૬ | ૨૦ | ૧ | ૦+૦+૦ | ૧૯ | ૧ | ૨૧ | ૧૮ |
| ૩૬ | ધારી | ૫૭ | ૨૨ | ૨ | ૦+૦+૧ | ૨૧ | ૦ | ૨૪ | ૧૬ |
| ૩૭ | ખાંભા | ૩૧ | ૮ | ૧ | ૦+૦+૦ | ૭ | ૨ | ૧૦ | ૭ |
| ૩૮ | કોડીનાર | ૬૪ | ૨૫ | ૧ | ૦+૦+૦ | ૨૫ | ૦ | ૨૬ | ૧૯ |
| ૩૯ | રતનપુર | ૮ | ૬ | ૦ | ૦+૦+૦ | ૭ | ૦ | ૭ | ૫ |
| ૪૦ | ભીમકટ્ટા | ૧ | ૧ | ૦ | ૦+૦+૦ | ૧ | ૦ | ૧ | ૧ |
| ૪૧ | ઓખામંડળ | ૪૪ | ૧૨ | ૨ | ૦+૨+૧ | ૧૦ | ૦ | ૧૫ | ૧૨ |
| | કુલ | ૨૯૦ | ૧૪૩ | ૮ | ૦+૩+૩ | ૧૩૭ | ૪ | ૧૫૫ | ૧૧૭ |
| | કુલ એકંદર | ૨૯૩૯ | ૧૪૫૫ | ૭૨ | ૫+૨૨+૧૪ | ૧૪૦૪ | ૨૮ | ૧૫૪૫ | ૧૨૪૨ |

(૧) સરકાર મદદની વિશેષ વિગત —

અ ચાલુ સાલે ઉઘડેલાં નવીન ૨૦ પુસ્તકાલયોને પુસ્તકો માટે સરકાર મદદ આપવામાં આવી છે. (તે ઉપરના આંકડામાં સમાવેશ નથી.) ૧૪૯૯–૪–૬

આ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના નિભાવ માટે સરકાર મદદના આપ્યા છે. ( તે ઉપરના આંકડામાં સમાવેશ નથી. ) ૧૨૦૦–૦–૦

| | | | | |
|---|---|---|---|---|
| ૫૨૫–૦–૦ | ૯૬૪–૦–૦ | — | ૧૦૦૮–૦–૦ | ૩ આ ઉપરાંત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને રૂ. ૧૯૦) પ્રાંત પંચાયત મદદના આપ્યા છે. |
| ૫૩૦–૦–૦ | ૪૯૧–૮–૦ | — | ૫૩૬–૮–૦ | |
| ૨૦૦–૦–૦ | ૬૯૧–૦–૦ | ૧૫૦–૦–૦ | ૭૫૬–૦–૦ | |
| ૨૭૦–૦–૦ | ૧૦૮૫–૦–૦ | ૭૦–૦–૦ | ૧૦૭૦–૦–૦ | |
| ૧૭૫–૦–૦ | ૫૨૪–૦–૦ | ૧૭૫–૦–૦ | ૫૭૯–૦–૦ | |
| ૧૦૦–૦–૦ | ૧૯૬–૦–૦ | ૧૦૦–૦–૦ | ૩૫૫–૮–૦ | |
| ૧૩૫–૦–૦ | ૫૦–૦–૦ | — | ૫૦–૦–૦ | |
| ૩૪૦–૦–૦ | ૪૦૫–૦–૦ | — | ૪૦૫–૦–૦ | |
| ૨૨૭૫–૦–૦ | ૪૪૦૬–૮–૦ | ૪૯૫–૦–૦ | ૪૭૬૦–૦–૦ | |
| ૫૭૫–૦–૦ | ૪૭૦–૮–૦ | ૪૯૧–૮–૦ | ૪૮૦–૮–૦ | ૪ આ ઉપરાંત વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળને રૂા ૧૨૫) પ્રાંત |
| ૧૭૫–૦–૦ | ૨૨૧–૦–૦ | ૧૦૦–૦–૦ | ૨૨૧–૦–૦ | |
| ૪૪૫–૦–૦ | ૧૭૬–૮–૦ | ૨૪૫–૦–૦ | ૧૮૬–૮–૦ | |
| ૧૦૦–૦–૦ | ૭૨–૦–૦ | ૧૦૦–૦–૦ | ૭૨–૦–૦ | |
| ૧૦૦–૦–૦ | ૨૭૧–૦–૦ | ૧૦૦–૦–૦ | ૨૯૧–૦–૦ | |
| — | ૮૭–૮–૦ | — | ૮૭–૮–૦ | |
| — | ૫૦–૦–૦ | — | ૨૩–૦–૦ | |
| ૭૯૦–૦–૦ | ૧૦૯–૦–૦ | ૧૦૫–૦–૦ | ૭૨–૦–૦ | |
| ૨૧૮૫–૦–૦ | ૧૪૫૭–૮–૦ | ૧૧૪૧–૮–૦ | ૧૪૩૩–૮–૦ | |
| ૧૪૯૦૧–૦–૦ | ૨૨૪૭૯–૦–૦ | ૧૨૫૭૫–૮–૦ | ૨૪૯૩૬–૦–૦ | |

૬ નવીન પુસ્તકાલયો ઉઘાડવા માટે મહેસાણા પ્રાંતની લોકમદદ. ૮૨૫–૦–૦

આ રકમ લાડોલના શ્રી. ચુનીભાઇ ધનજીભાઇ તરફથી રૂા. ૧૨૦૦) અંકે બારસોની રકમ મળેલી તે પૈકી પાંચ પુસ્તકાલયો ઉઘાડવા માટે રૂા. ૩૭૫) આપવામાં આવ્યા છે.

વડોદરા,
તા. ૩૦–૭–૧૯૪૦

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક, પુસ્તકાલયખાતું

● ભારતી સાહિત્ય સંઘ લિમિટેડનાં ●

# છેલ્લાં નવાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ જ્વાલા | ૨-૮-૦ | ૨૩ ગાંધીબાપુ ભા. ૧ | ૪-૮-૦ |
| ૨ લા મિઝરેબલ ભા. ૧-૨ | ૮-૦-૦ | ૨૪ ગાંધીબાપુ ભા. ૨ | ૪-૮-૦ |
| ૩ ઘરને મારગે | ૪-૦-૦ | ૨૫ સોહાગ | ૨-૮-૦ |
| ૪ છેલ્લુ પ્રયાણ | ૨-૪-૦ | ૨૬ અર્વાચીન કાવ્ય-સાહિત્યનાં વહેણો | ૩-૦-૦ |
| ૫ કાળચક્ર | ૨-૦-૦ | ૨૭ પરિભ્રમણ ભા. ૨ | ૩-૮-૦ |
| ૬ રેલગાડીની સૃષ્ટિ | ૦-૧૨-૦ | ૨૮ દ્રષ્ટાંત કથાઓ | ૧-૦-૦ |
| ૭ પખીના મેળો | ૨-૮-૦ | ૨૯ ગગનરાજ | છપાય છે |
| ૮ પાછલે બારણે | ૨-૮-૦ | ૩૦ અલંકારપ્રવેશિકા | ૦-૮-૦ |
| ૯ મા વિનાનાં | ૨-૮-૦ | ૩૧ હિમાલયનું પર્યટન | ૩-૦-૦ |
| ૧૦ હિરોશિમા | ૧-૧૨-૦ | ૩૨ ગુજરાતી ભાષાલેખન | ૫-૦-૦ |
| ૧૧ મહાન વૈજ્ઞાનિકો ભા. ૧ | ૧-૦-૦ | ૩૩ સાથી | ૫-૦-૦ |
| ૧૨ દક્ષિણભારતનાં તીર્થધામો | ૨-૦-૦ | ૩૪ પુનમરાત | ૨-૦-૦ |
| ૧૩ નારદવાણી | ૨-૮-૦ | ૩૫ ઇતિહાસકથાઓ | ૧-૮-૦ |
| ૧૪ મહારાજની સાથે | ૧-૮-૦ | ૩૬ ૧૮૫૭ ને જલિયાંવાલા | ૨-૮-૦ |
| ૧૫ હું નિસર્ગોપચાર તરફ કેમ વળ્યો ? | ૨-૦-૦ | ૩૭ સત્તાવનની કત્લેઆમ | ૨-૮-૦ |
| ૧૬ માણસાઇના દીવા (ત્રી. આ) | ૩-૦-૦ | ૩૮ કલાકારની સંસ્કારયાત્રા | છપાય છે |
| ૧૭ કલાચિંતન | ૩-૮-૦ | ૩૯ દીઠું મેં ગામડું જ્યાં (બી. આ) | ૨-૮-૦ |
| ૧૮ આતિથ્ય | ૩-૦-૦ | ૪૦ ગીતાહૃદય (બી. આ.) | ૧-૮-૦ |
| ૧૯ વક્તા કેમ થવાય ? | ૨-૮-૦ | ૪૧ મેં પાંખો ફફડાવી | ૨-૦-૦ |
| ૨૦ વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો | ૨-૮-૦ | ૪૨ ફૂલમણી | ૦-૧૨-૦ |
| ૨૧ માનવતાનાં મૂલ | ૪-૦-૦ | ૪૩ શિક્ષણસાધના | ૧-૧૨-૦ |
| ૨૨ પચાસ વર્ષ પછી (ચો. આ.) | ૩-૦-૦ | | |

ગુજરાતનું શ્રેષ્ઠ માસિક

## ઊર્મિ અને નવરચના

ગુજરાતના સમર્થ લેખકોના સહકારથી પ્રગટ થાય છે.

૮૦ પાના : બે રંગી આર્ટપેપરનું પૂંઠું : લવાજમ રૂ. સાત

# ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ભીમરાજ બિલ્ડીંગ : ૪૦૫ કાલબાદેવી : મુંબઇ ૨

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી રોડ : અમદાવાદ

' સસ્તું સાહિત્ય ' એટલે ' ઊંચામાં ઊંચું ' સાહિત્ય

# ચાતુર્માસ માટે સસ્તું સાહિત્ય

સ્ત્રીઓ તથા બાળકોને સમજાય તેવા મોટા અક્ષરોમાં છપાયેલાં, ધર્મ અને નીતિનાં પુસ્તકો ઘરમાં વસાવો. તેનાથી સારા સંસ્કાર પડે છે અને કુટુંબનો તેમજ સમાજનો પાયો મજબુત થાય છે.

**ભારતની દેવીઓ**–ત્રણ ગ્રંથમાં–૫૫૧ ચરિત્રો ૬–૦
છુટા ભાગો પણ મળશે. કુલ પાન ૨૨૬૮
સ્ત્રીઉપયોગી સૌથી મોટો ને સસ્તો ગ્રંથ

**આખ્યાનમાળા**–બે ગ્રંથમાં–પાન ૭૦૮+૭૨૦ ૬–૦
સ્વ અનંતપ્રસાદ શ્રી વૈષ્ણવકૃત બોધક કથા–
આખ્યાનના પ્રસંગો, વૈષ્ણવો માટે ખાસ ઉપયોગી

**તુકારામ ગાથા**–બે ગ્રંથમાં–પાન ૮૯૬+૬૪૪ ૬–૦
સંત તુકારામનો અનેક શાસ્ત્રોના દોહનરૂપ
સ્વાનુભવથી યુક્ત ઉપદેશ

**સ્વર્ગનાં સાત પુસ્તકોનો સેટ** ૧૪–૦
સ્વ૦ અમૃતલાલ સુંદરજી પઢિયાર કૃત જ્ઞાનભક્તિના
અનેક દર્શનો સાથે બહુ જ સહેલી ભાષામાં

| | |
|---|---|
| સ્વર્ગનું વિમાન | સ્વર્ગનો આનંદ |
| સ્વર્ગની કૂચી | સ્વર્ગની સીડી |
| સ્વર્ગનો પ્રકાશ | સાચું સ્વર્ગ |
| સ્વર્ગનો ખજાનો | દરેકના છુટક રૂ. ૨) |

**વિવેકાનંદ ચરિત્ર**–પાન ૭૮૪ ૩–૦
વિસ્તૃત પ્રસંગો આલેખતું દળદાર પુસ્તક

**રામચંદ્ર દત્ત ને નાગ મહાશય**– ૧–૦
બે પ્રેરણાદાયી સંતોનાં આદર્શ ચરિત્રો

**મહાપ્રભુ**–ત્રણ ગ્રંથોમાં કુલ પાન ૧૫૬૬ ૬–૮
ભગવાન ગૌરાંગનું વિસ્તૃત ચરિત્ર.

**તુકારામ ચરિત્ર**–પાન ૬૪૮ ૨–૮
સદેહે સ્વર્ગમાં ગયેલ સંતનું વિસ્તૃત ચરિત્ર.

**વિવેકાનંદનો ઉપદેશ**–(ભક્તિયોગ) પાન ૩૮૪ ૧–૮
ભક્તિયોગ ઉપર અનેરો પ્રકાશ પાડતું પુસ્તક.

**સ્વામી રામતીર્થ**–(ચરિત્ર) પાન ૬૭૨ ૩–૦
સ્વામી રામતીર્થનું વિસ્તૃત ચરિત્ર

**સ્વામી રામતીર્થના ઉપદેશો**–(૧) પાન ૬૬૪ ૨–૮
વ્યવહાર–પરમાર્થનો ઉત્તમ માર્ગ દર્શાવતું પુસ્તક

**આદર્શ ચરિત્રસંગ્રહ**–(૨) પાન ૬૨૪ ૨–૮
૭૦ આદર્શ ચરિત્રોનો સંગ્રહ

**મહાત્મા સરયૂદાસ ચરિત્ર**–૪૦ પાન ૨૫૬ ૦–૧૦

**પુરુષાર્થબોધિની ગીતા**–(ત્રણ ગ્રંથમાં)
પાન ૧૦૭૪ ૧૧–૦
પં૦ સાતવલેકરજીની ચાલીસ વરસની મહેનતનું ઉત્તમ પરિણામ.

**ગીતાપોથી**–ગીતાના ૧૧૫ શ્લોકોના અર્થ તથા સમજૂતી ૦–૬

**ગીતાસાર**–કાકા કાલેલકર: પાન ૬૪ ૦–૪

**અષ્ટાવક્ર ગીતા**–અષ્ટાવક્ર મુનિનો ઉપદેશ ૦–૮

**જ્ઞાનસત્ર ગીતા**–પૃષ્ઠ ૬૩૮, મોટા અક્ષરમાં ૧–૪

**ઉપનિષદો ૧૧૨ મૂળ સાથે સરળ ભાષાંતર**

**એકાદશ ઉપનિષદો**–પાન ૪૫૨ ૨–૮

**બૃહદારણ્યક ઉપનિષદ્**–પાન ૨૪૮ ૧–૮

**૧૦૦ ઉપનિષદો**–પાન ૭૫૨ ૪–૦

**શંકરાચાર્યના ગુજરાતીમાં અપ્રાપ્ય ગ્રંથો**

**વિવેકચૂડામણિ**–આત્મોન્નતિનું માર્ગદર્શક પુસ્તક ૦–૧૨

**શતશ્લોકી ને બીજાં રત્નો**– ૦–૧૨

**સ્તોત્રસંગ્રહ**– ૧–૪
ભક્તિ ને વેદાંત સ્તોત્રો ભાષાંતર સાથે

**સર્વવેદાન્ત સારસંગ્રહ**–ભાષાંતર સાથે ૧–૪
૧૦૦ શ્લોકોમાં વિવેક–વૈરાગ્ય દર્શાવતો ઉત્તમ ગ્રંથ

**મહાવાક્યરત્નાવલિ**–શ્લોકો સરળ ભાષા સાથે ૦–૧૧

**ધમ્મપદ**–મૂળ સાથે ૧–૦
બૌદ્ધધર્મમાં આદરણીય સ્થાન ભોગવતું પુસ્તક

**વિદુરનીતિ**–પાન ૧૬૮ અર્થ સહિત સરળ શ્લોકો ૦–૧૧

**મોક્ષમાળા**–પાન ૧૬૦ (રાજચંદ્રકૃત) ૧–૪
જૈનમાર્ગને યથાર્થ રીતે સમજાવતું પુસ્તક

**ઉપદેશ સારસંગ્રહ**–પાન ૮૪૦ ૩–૧૧
મહાત્મા તિરુવલ્લુવરના પ્રેરણાદાયક ઉપદેશો

**પ્રીતમદાસની વાણી**–પાન ૫૬૦ ૨–૮
રસિક અને બોધદાયક ભજન વગેરેનો સંગ્રહ

**સ્વરૂપવિચાર**–પાન ૧૦૪ ૦–૧૦
પ્રશ્નોત્તરરૂપે તત્ત્વજ્ઞાન સમજાવતું ઉત્તમ પુસ્તક

**પ્રભુમય જીવનનું રહસ્ય**–પાન ૧૬૮ ૧–૦
ઉપયોગી ઉપદેશો તથા ટૂંકાં ભજનો સાથે

**ગુલિસ્તાં**–(સુબોધપુષ્પવાટિકા) પાન ૧૩૬ ૦–૮

**આગળ ધસો**–પાન ૪૬૮ ૨–૮
ચેતના ને ઉત્સાહપ્રેરક ગ્રંથ

**ટૂંકી વાર્તાઓ ગ્રંથ ૧લો**–પાન ૫૮૮ ૨–૮
સામાજિક નિર્દોષ ૬૬ વાર્તાઓ.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

૬૫) બૉક્સ નં ૫૦, અમદાવાદ અને
ઠે. ચીરા બજાર મુંબઈ–૨

# ગૂર્જરીનો નવો ગ્રંથ-ફાલ

નવું જીવન......

નવી દૃષ્ટિ ને નવું ચિંતન માગે છે.

આ માટે અજોડ ગ્રંથ

## 'વાતાયન'

લેખક : શ્રી. ધૂમકેતુ

કલા, સાહિત્ય, રંગભૂમિ, પત્રકારત્વથી લઈને ડેમોક્રસી–પ્રજાવાદ કે ટોળાવાદ સુધીના વિષયોને આવરી લેતી નવી ચિંતના. નવું દૃષ્ટિકોણ ને નવી અનોખી ભાત પાડતી વિવેચના. કેટલાક વિષયો પર લેખક અજોડ રીતે કટાક્ષ વરસાવી વાચકના દૃષ્ટિકોણને વિષય તરફ વાળી લે છે.

કિંમત અઢી રૂપિયા

*

શ્રી. જયભિખ્ખુ કૃત

સુંદર નવલકથા

## નર્કેશ્વરી વા નરકેસરી

ઇતિહાસનાં પૃષ્ઠોમાં અમર થયેલ, બુદ્ધ અને મહાવીર જેવાના અનુયાયી, નૃત્યસુંદરી આમ્રપાલી ને ચેલ્લણાના પ્રિય, મહાન રાજવી શ્રેણિક બિંબિસારના જીવનને સ્પર્શતી નવલકથા

કિંમત. ૪–૮–૦ પોસ્ટેજ ૮ આના

ચારસો પાનાં દિરકો જોટ

## સોરઠી સંતવાણી

શ્રી. મેઘાણીની છેલ્લી સંપૂર્ણ કૃતિ તરીકે માન પામનાર આ કૃતિ સાથે એમણે જીવનના છેલ્લા શ્વાસો લીધા હતા. વિધિનો સંકેત હશે કે જેનાથી તેમણે પ્રારંભ કર્યો, તેની જ રટણામાં અન્ત આવ્યો. લોકવાણીનો અંતિમ પરિપાક એ ભજનવાણી છે ને ઉપનિષદો, ભાગવતો ઇત્યાદિનું દોહન આ વાણી છે. સુંદર લાંબો પ્રવેશક અનોખી મીમાંસા સાથે જોડવામાં આવ્યો છે. આ પુસ્તકમાં ૧૦૩ ભજનો છે.

કિંમત રૂ ૩–૦–૦

*

અદ્ભુત નિબંધસંગ્રહ

આચાર્ય આનંદશંકરભાઈના સાહિત્યના પ્રત્યેક અંગોની તલસ્પર્શી છણાવટ કરતા બે સંગ્રહો

## સાહિત્ય વિચાર

કિ. ૫–૮–૦

## કાવ્યતત્ત્વ વિચાર

કિ. ૪–૮–૦

સંસ્કૃત કાવ્ય–સાહિત્યના સ્વામીઓ અને પશ્ચિમના એરિસ્ટોટલથી લઈને આજ સુધીના સાહિત્યસ્વામીઓની સમીક્ષા.

તાકીદે તમારી નકલ મેળવો.

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ**

# ભારતીની નવી ફૂલ-છાબ

ફાંસીના તખ્તા પર પણ વંદેમાતરમ્
અહાલ ગોળીબારની યાદ આપે
એવી રોમાંચક પ્રસંગોની
સા હ સ — ક થા

## જ વાં મ ર્દ

લેખક . શ્રી. 'જયભિખ્ખુ'

રીંછની સાથે કુસ્તી, વાઘનો ભેટો, ને જંગલોમાં રખડપટ્ટી—એમાથી પાંગરેલી સાહસિકતા એ નવજુવાનને રાષ્ટ્રોદ્ધારના પથે લઇ જાય છે. ત્યાં વળી નવા સાહસોને એ ભેટ છે ને ફાંસીના તખ્તે પહોંચે છે એક એક પ્રકરણ વાચકના દિલને ડોલાવે છે.

કીમત : ત્રણ રૂપિયા

*

હાસ્યરસના ખજાનદાર
શ્રી. ધનસુખલાલ મહેતાની
—વાર્તાઓનો નવો સંગ્રહ—

## પહેલો ફાલ

એકે એક વાર્તા પેટ પકડાવીને હસાવે એવી રસભરી હાસ્યકથાઓ છે.

કિંમત રૂ. ૪-૪-૦

*

શ્રી. નગીનદાસ પારેખે અનુવાદ કરેલ
સ્વ. ડૉ. ટાગોરનાં નવાં નાટકો

## લક્ષ્મીની પરીક્ષા

લક્ષ્મીની પરીક્ષા, ગૃહપ્રવેશ:
મફતીયા માલપાણી, વગેરે
નાટકો આ સંગ્રહમાં છે.

કિંમત રૂ. ૨-૦-૦

સ્ત્રીનો, સાચો શણગાર શું ?
આ વાર્તાસંગ્રહ
એનો જવાબ વાળે છે
શીલ, સૌંદર્ય ને સ્વમાન

## સુંદરીઓનો શણગાર

લેખક : શ્રી. મનુભાઇ જોધાણી

એકત્રીસ વાર્તાઓ દ્વારા એ અત્રે રજૂ થાય છે પ્રત્યેક વાર્તા નાની બાલિકાઓથી લઇને ભણેલ કે ઓછું ભણેલ દરેક સ્ત્રીને ગમી જાય તેવી છે. જ્ઞાન, ગમ્મત ને ઉપદેશ એમ ત્રિવિધ પદ્ધતિથી રચાયેલી આ કથાઓ દરેક ઘરનો અને ગૃહિણીનો શણગાર બને તેમ છે.

કિંમત : ૪-૦-૦

*

વિજ્ઞાનની વેદી પર જાત
અને જીવન યાહોમ કરનાર

## મેડમ ક્યુરી

લેખક . ડૉ. એન. એમ. શાહ

જગતને રેડિયમની ભેટ કરવા માટે જીવનનાં એશઆરામ, સુખ, સમૃદ્ધિ સર્વસ્વ કુરબાન કરનાર મહાન દંપતીનું જીવન-ચરિત્ર, સુંદર સાદી ભાષામાં રજૂ થયું છે. દિરંગી પૂઠું

કિંમત . બે રૂપિયા

*

## પિતાજીનો વનપ્રવેશ

અને બીજી વાતો

લેખક પૂર્ણાનંદ ભટ્ટ એમ. એ.

કિંમત રૂ. ૩-૦-૦

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : અમદાવાદ**

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૨૨ મું સપ્ટેમ્બર–૧૯૪૭ અંક ૨ જો

# સામયિકો અને વેચાણવેરો

—તંત્રીસ્થાનેથી

" વેચાણવેરો શરૂ થવાની જાહેરાત થઈ છે. એમાં મહત્ત્વનો વિચાર કઈ ચીજોના વેચાણ ઉપર નંખાશે, એ છે × × × × × વેચાણવેરો મોજશોખ અને શ્રીમંતાઈની ચીજો પર રહે તો આ દૃષ્ટિએ સારી મદદ થાય. "

" પુસ્તકો ઈ. પર આ વેરો લાગશે ? કાગળ, શાહી, બીબાં, બાંધણીનો સામાન ઇ૦ તેના કાચા માલ ઉપર જો આ વેરો બેસે, અને પાછો તેની પેદાશ–પુસ્તકો ઉપર પણ, તો તે સારું ન ગણાય. "

" પુસ્તકોનો પણ લાખોનો મોટો ધંધો છે. તેમાંથી સારી રકમ મળી શકે; પરંતુ આ ધંધો લોકોની જ્ઞાનભૂખ ભાંગવાને માટે છે, એમ માનીને ચાલવું જોઈએ. વેપારી આ વેરાનો ભાર ઘરાક ઉપર જ ગેરવી આપવાનો; એ કાંઈ તેના નફાના ટકામાં કાપ નહિ આવવા દે. એટલે પુસ્તકો ઉપરનો વેરો તો એક રીતે 'જ્ઞાનવૃદ્ધિ–વેરો' જેવો થઈ રહે. એમ કરવા જરૂર ન હોવી જોઈએ. બલ્કે સરકારે એવો કાંઈક ઉપાય યોજવો જોઈએ કે જેથી પુસ્તકો પર નફાખોરી ઓછી થાય ને નફો ,માફકસર બને. પુસ્તકો પરના વેચાણવેરા અંગે આ રીતે વિચાર થાય તો સારું. "

—" શિક્ષણ અને સાહિત્ય "

બરાબર બાર માસ પર–એક વર્ષ અગાઉ–ગયા સપ્ટેમ્બર માસમાં, વેચાણ-વેરા અંગે અમે તંત્રીસ્થાનેથી અમારા વિરોધનો નમ્ર અવાજ ઉઠાવ્યો હતો.

ઉપરના અવતરણમાં જણાવ્યુ છે તેમ, જનતામાં જ્ઞાનવાહનનું કાર્ય કરતાં પુસ્તકો પર વેચાણવેરો લાગુ પડવો ન જોઈએ, એવો અમારી એ નોંધનો પ્રધાન સૂર હતો. અને પરિણામે, અમારી એ વિનતિ શ્રી. સરકારને કંઈક અંશે અસરકારક નીવડી હતી. સરકારે વેચાણવેરામાંથી તમામ પ્રકારનાં પુસ્તકોને મુક્તિ આપી નથી પરંતુ ધાર્મિક પુસ્તકો અને પાઠ્ય પુસ્તકોને એ વેરામાંથી મુક્તિ મળી છે, એટલે દરજ્જે શ્રી. સરકારને અમારાં અભિનંદન.

એ જ પ્રમાણે, વર્તમાનપત્રોને પણ વેચાણવેરામાંથી મુક્તિ આપવામાં આવી

છે; પરંતુ એ મુક્તિની જાહેરાત થયા પછી કેટલેક વખતે વર્તમાનપત્રની વ્યાખ્યામાં શ્રી. સરકારે કંઇક સ્પષ્ટતા કરી છે.

વર્તમાનપત્રની એ વ્યાખ્યામાં, અમુક પ્રકારના સમાચારો છપાતા હોય અથવા અમુક પ્રકારનું લખાણુ આવતું હોય તેમને જ વર્તમાનપત્ર તરીકે લેખવાનું ઠરાવ્યું છે.

અમને લાગે છે કે શ્રી. સરકારની આ વ્યાખ્યાને વિસ્તૃત કરવાની જરૂર છે.

વર્તમાનપત્રની વ્યાખ્યામાં, શ્રી. સરકારના પ્રાંત ફોજદાર ન્યાયાધીશ વર્ગ ૧ સમક્ષ જેને જેને માટે જરૂરી ડેકલેરેશન નોંધાવવું પડે છે તે તમામ સામયિકો વર્તમાનપત્રની વ્યાખ્યામાં સમાવાઇ જવાં જોઇએ, અને આવાં તમામ પત્રોને પોસ્ટ ખાતા તરફથી વર્તમાનપત્ર તરીકે પોસ્ટેજની જે ખાસ રાહત આપવામાં આવે છે તે તમામ વર્તમાનપત્ર–એટલે નિયતકાલિક–અમુક અમુક સમયના અંતરે પ્રકટ થતાં સામયિકો–દરેક વર્તમાનપત્રો જ છે. એટલે માત્ર દૈનિકો કે અઠવાડિકો જ વર્તમાનપત્રો તરીકે લેખાય અને દર મહિને પ્રકટ થતાં જે પણુ વર્તમાનપત્ર પ્રાંત ફોજદાર ન્યાયાધીશીમાં નોંધાય છે તેમજ પોસ્ટ ખાતા તરફથી જે ખાસ પોસ્ટેજથી રવાના કરવાનું મંજૂર થયેલું હોય છે અને જેને જેને તેના રજિસ્ટ્રેશન નંબર મળેલા છે તે તમામ વર્તમાનપત્રોની કક્ષામાં સમાવાઇ દેવાં જોઇએ.

આ સબંધે અમારૂં ઉપલું મંતવ્ય લક્ષ્યમાં લઇને શ્રી. સરકારે વર્તમાનપત્રની વ્યાખ્યા નવેસર કરવાની જરૂર છે અને તેમાં અમે ઉપર સૂચવેલા સુધારા પ્રમાણે જેને જેને ન્યુસપ્રિન્ટ પરમીટ–હિંદી સરકાર તેમ જ શ્રી. સરકાર તરફથી તે તે સામયિક છાપવા માટેની પરમીટ–આપવામાં આવી હોય તેને તેને તમામને વેચાણુવેરામાંથી મુક્ત કરવાં જોઇએ. કારણુ, આવાં નિયતકાલિકો પોતપોતાના ક્ષેત્રોના સમાચારો આપે છે, જનતાને વિવિધ વિષયનું વાચન પુરુ પાડતા હોય છે. એટલે દરજ્જે એ જનતામાં જ્ઞાનવાહનનાં ઉત્તમોત્તમ સાધનો છે.

અને શ્રીમંત સરકારની તો શિક્ષણુપ્રસારની ઉદાર રાજનીતિ જગવિખ્યાત છે. તદનુસાર આવાં નિયતકાલિકોને વેચાણુવેરામાંથી મુક્તિ આપીને એ શિક્ષણુપ્રસારના કાર્યમાં વધુ વેગ આપવાનુ સ્તુત્ય પગલું ભરાશે તો એ નિયતકાલિકો એટલે દરજ્જે જનતાને માટે વિશેષ કાર્યક્ષમ નીવડશે.

આમ છતા જો એ વેચાણુવેરો આ નિયતકાલિકો પર લાદવામાં આવશે જ તો એ બોજો પણુ એની વાચકજનતા પર જ પડવાનો, એ નિર્વિવાદ છે.

જેમ અગત્યની ખાદ્ય વસ્તુઓને વેચાણુવેરામાંથી મુક્ત રાખવામાં આવી છે તેમ જનતાને માનસિક ખોરાક પૂરો પાડનારાં આ નિયતકાલિકો–સામયિકોને પણુ વેચાણુવેરામાંથી અવશ્ય મુક્તિ મળવી જોઇએ.

અમે આશા રાખીએ છીએ કે, શ્રીમંત સરકાર વર્તમાનપત્રની વ્યાખ્યામાં ઉપર્યુક્ત સુધારો કરી જનતા જનાર્દનના આશીર્વાદ મેળવશે.

## • સાહિત્યસૃષ્ટિનું અવનવું

કૉમ્પ્ટન. મેકેન્ઝી લંડનની ટુંક મુલાકાતે ગયા હતા તે હવે હિંદી લશ્કરનો ઇતિહાસ પૂરો કરવા માટે હિંદ પાછા ફરી રહ્યા છે. છેલ્લા નવ મહિનામાં તેમણે જે જે યુદ્ધભૂમિ પર હિંદીઓ લડયા હતા તે ઇટલિથી હોંગકોંગ સુધીના રણક્ષેત્રોની મુલાકાત લીધી છે. તે ૧૦૦ પથારીમાં સુવાનો દાવો કરે છે. આ પુસ્તકમાં બે લાખ વીસ હજાર શબ્દો હશે અને તે ૧૯૪૯માં પ્રગટ કરવાની ધારણા છે.

સરકારે તેમા આર્થિક મદદ કર્યાની મિ. મેકેન્ઝી સ્પષ્ટ ના પાડે છે. તે કહે છે કે ' વ્હાઇટ હૉલને તેમા કશું કહેવાનું નથી. '



એક અગ્રગણ્ય પત્રકારનાં હિંદી પત્ની શ્રીમતી રાજ થાપર અત્યારે બર્લિનમા બાલસાહિત્યના પ્રકાશનોનો અભ્યાસ કરી રહેલ છે. ૭ મહિના બાદ મુંબઇ આવ્યા પછી તે બાળસાહિત્યના પ્રકાશનોની પોતાની દુકાન ખોલવાના છે

હિંદ પરીકથાઓથી ભરપૂર છે. કિપ્લિંગે પોતાની વાતોમા તેમાની કેટલીકનો ઉપયોગ કર્યો છે. શ્રીમતી થાપર આ વાતો હિંદી ઊર્દૂ તથા બીજી ભાષાઓમાં તૈયાર કરાવીને સસ્તી કીંમતે છપાવવાનો વિચાર કરે છે. પરંતુ હિંદ માટે તો ખૂબ કીંમતી કેળવણીની દષ્ટિએ તૈયાર કરાયેલ ચિત્રપોથીઓ હશે. તરવાનુ, બાગાયત, સુતારકામ અને એવી બાબતો શીખવતાં પુસ્તકો ગરીબ ગૃહોમા આનંદ રેલાવશે અને લોકોનો મોટો ભાગ તે સમજી શકશે. હિંદી બાળકો તેમના બ્રિટીશ સાથીઓની અફક પરીકથાથી કંટાળી ગયાં છે તેમને તો એરોપ્લેન, રેડિયો, મોટરો, ઝડપી ટ્રેનો વગેરેમા ખૂબ રસ પડે છે.



હિંદના સાહિત્યકારોની એક પરિષદ દિલ્હીમાં ડૉ રાજેન્દ્રપ્રસાદના પ્રમુખપણા હેઠળ ૩૦ ઓગસ્ટ થી ૨ સપ્ટેમ્બર સુધી મળવાની છે. હિંદની અગ્રગણ્ય મૅળ ભાષાઓના ૪૦૦ થી વધારે વિદ્વાનો તેમાં હાજરી આપવાના છે.

એવુ ધારવામાં આવે છે કે આ પરિષદ માત્ર હિંદની જુદી જુદી ભાષાઓના લખાણમા રહેલ વિચારસામ્ય બહાર લાવશે, એટલુ જ નહિ, પરંતુ હિંદની બધી ભાષાઓના વિદ્વાનોની એક કાયમી સંસ્થા સ્થાપવાનો રસ્તો ખુલ્લો કરશે



અમેરિકાના દક્ષિણ વિભાગના શ્વેત ચામડીવાળા માલિકો. જ્હૉન ગંથરના નવા પુસ્તક ' ઇન્સાઇડ યુનાઇટેડ સ્ટેટ્સ ' ( Inside United States ) ના પ્રકાશનથી ગુસ્સે થાય છે. તે પુસ્તકમાં તેણે અમેરિકાની અસ્પૃશ્યતા પર કડક ટીકા કરી છે. તે કહે છે કે અમેરિકાના ૧૩,૦૦૦,૦૦૦ રંગીન શહેરીઓ પૈકી ૬,૦૦૦,૦૦૦માં શ્વેત લોહી વહે છે.

આટલાંટ, જ્યોર્જિઆના નીગ્રોના નિવાસસ્થાનોનુ વર્ણન કરતા તે કહે છે કે

' મેં જ્ઞાતિ તથા અસ્પૃશ્યતા જોયા. અધી સમય તો આંખ મીંચતા મને યાદ આવ્યું કે આ હિંદ નથી. '

ગથર કહે છે કે આટલાંય વિશ્વવિદ્યાલયના એક નીગ્રો પ્રોફેસરને જ્યારે તેના શ્વેત સાથીઓ શેરીમાં મળે છે, ત્યારે તેનો ભાવ પણ પૂછતા નથી.

હોટેલમા પણ તેને સામાનના એલીવેટરમા ઉપર જવુ પડે છે. મિસિસિપિમાં બસમાં બેસનારા નીગ્રોને એક પડદાથી શ્વેત ઉતારુઓથી જુદા પાડવામાં આવે છે.



રવીન્દ્રનાથ ટાગોરની દશ નવલિકાઓનું ચીની ભાષામાં ભાષાંતર, વિશ્વભારતી ચીના ભવનના પ્રોફેસર પે ચોએ કર્યું છે.



વિન્ડસરના ડ્યુકે કેપ ડેન્ટાઇબ્ન્સ ખાતે પોતાના રિવેરિયા વિલ્લામાં લેખક તરીકેની કારકીર્દી શરૂ કર્યાનુ કહેવાય છે. સ્ટેનોગ્રાફરની મદદથી તે રોજ છથી સાત કલાક કામ કરે છે. લંડનના ' સ્ટાર ' પત્રના લખવા મુજબ પહેલાં તો તે પોતાના ગાદીત્યાગ સુધીનાં સ્મરણો પૂરાં કરવા માગે છે. તેની ભાવિ યોજનામાં બ્રિટિશ અને અમેરિકન ઇતિહાસકારોએ તૈયાર કરેલો ' એંગ્લો સેક્સન પ્રજાનો ઇતિહાસ ' પ્રગટ કરવાનો સમાવેશ થાય છે. યુનાઇટેડ સ્ટેટ્સમાં આ પુસ્તકની મોટી માંગ હોવાનું કહેવાય છે.

ડ્યુકના પોતાના જીવનની ફિલ્મ ઉતારવા દેવા માટે હોલીવૂડે મોટી રકમ આપવાની માગણી કરી છે. પરંતુ એમ જણાય છે કે આમા ઘણા વાધા છે. અત્યારે તો ડ્યુક પોતાની દાદી રાણી વિક્ટોરિયાના જીવન તથા શાસનની નવી ફિલ્મ માટે યોજના કરી રહેલ છે.



મનુષ્યજાતિએ રચેલ સૌથી નિરાશાજનક પુસ્તક હવે હિંદમાં મળી શકે છે. તે પુસ્તકનું નામ ' વન વર્લ્ડ ઑર નન ' ( One World or None ) છે અને તેમા આઇન્સ્ટીન સહિત ઘણા અમેરિકન વૈજ્ઞાનિકોનો મત સગ્રહ છે કહેવાની જરૂર નથી કે તેનો વિષય અણુબોંબનો છે. તેમાંની કેટલીક નોંધપાત્ર બાબતો એ છે કે બોંબની સામે હજુ યોગ્ય રક્ષણ શોધાયેલ નથી, અને સામાન્ય ઉચ્ચકક્ષાના બોંબ કરતાં અણુબોંબથી થતો વિનાશ છ ગણો સોંઘો પડે છે. ઔદ્યોગિક શહેરના એક ચોરસમાઇલના વિનાશના અગાઉ ત્રીસ લાખ ડોલર પડતા ત્યારે અણુબોંબથી પાંચ લાખ ડોલર કરતાં પણ ઓછું ખર્ચ થાય છે. એક નિબંધમા તો એમ સાબીત કર્યું છે. આ બોંબના ઉત્પાદનમાં બહુ ઔદ્યોગિક શકિતની જરૂર પડતી નથી. દાખલા તરીકે સર્વિઆ જેવો ઔદ્યોગિક દેશ પણ બનાવી શકે છે એક અગ્રેજ વૈજ્ઞાનિકે શરૂઆતનો ખર્ચ ૩૦ કરોડ પૌંડનો તથા પછી દર વર્ષે ત્રણ કરોડ પૌંડનો ખર્ચ ગણ્યો છે. આ વડે દર વર્ષે ૨૦૦ અણુ બોંબ બનાવી શકાય. જે કોઇ પહેલ કરે તેને બહુ જ થોડા ખર્ચે જગતપર કાબૂ મળી જાય.

ન્યુયોર્ક ટાઇમ્સના જણાવવા મુજબ જે ચીનમા છાપવાના બીબાંની પહેલવહેલી શોધ થઇ તેની ૪૫ કરોડની વસ્તીનો મોટો ભાગ વાંચી શકતો નથી. આખા દેશમાં ૨૦૦ થી બહુ જ ઓછા વધારે વર્તમાનપત્રો છે. તેનો કુલ ફેલાવો ઘણે ભાગે ત્રીસલાખની અંદર છે. વર્તમાનપત્રોની વિશાળ બહુ ખાતે બધા અગત્યના પ્રશ્નોમા કુઓમિંટાંગ સરકારની એકપક્ષી નીતિને અનુસરે છે. કુઓમિંટાંગના અધિકારીઓની આયાત થયેલ વર્તમાનપત્રોના કાગળની વહેંચણી પર અંકુશ હોઈ પ્રમુખ ચ્યાગ કાઇ શેકના શાસનની કંઇ પણ ટીકા ન કરવાના અંકુશ નીચે તંત્રીઓ છે.

ગયા જૂન માસમાં શાંઘાઇના રાષ્ટ્રીય સૈનિકોએ ત્રણ પત્રો 'વેન હુઇ પો' 'લીન હોવાન પો' તથા 'સીનામિનવાનપો' ના પ્રવેશ દ્વારા ઓફર કરી હતી. લશ્કરી મથક પરથી જણાવવામા આવ્યુ કે 'જે વર્તમાનપત્રો અવારનવાર લશ્કરી અધિકારીઓને નુકસાન થાય તેવા ખબર પ્રગટ કરે અને સરકારને ઊથલાવી નાખવા યત્ન કરે તેને દાબી દેવા માટે લશ્કરી કાયદા હેઠળ આ પગલું ભરવામા આવ્યું હતું.

શાંઘાઇ ખાતેના પરદેશી ખબરપત્રીઓએ જાહેર કર્યું હતું કે 'કોમ્યુનિસ્ટ દળો સાથેની લડાઇમા રાષ્ટ્રીય પક્ષની, તાજેતરના પરાજયની ખબર ત્રણ પત્રોએ સત્વર આપી દેતાં. લશ્કર નારાજ થઇ ગયું હતું.'



* ત્રણ રસિક યુવાન લેખકોએ, ગુલામ કુદુસ, શૌકત ઉસ્માની તથા મુનિર ચોધરીએ તાજેતરમાં અબ્દુલ કરીમ સાહિત્ય વિશારદની મુલાકાત લીધી હતી. તે જીવનની શરૂઆતથી વિરલ હસ્તપ્રતો ભેગી કરતા હોઇ અત્યારે તેની પાસે આશરે ૧,૨૦૦ હસ્તપ્રતો છે. આમાંની માત્ર અર્ધીની યાદી કલકત્તાની બંગીય સાહિત્ય પરિષદે કરી છે કરીમ સાહેબની ઉમર લગભગ એંશી વર્ષની છે. પરંતુ તેમનો કિંમતી સંગ્રહ જાળવી રાખવાની અથવા બાકી નાની યાદી કરવાની કંઇ પણ ગોઠવણ હજ સુધી કરવામા આવી નથી.

ગુલામ કુદુસ 'સ્વાધીનતા'માં જણાવે છે કે 'વૃદ્ધ મનુષ્ય ગરીબાઇ તથા બેદરકારીમા જીવન ગાળી રહેલ છે. સરકાર તરફથી મળતુ પચાસ રૂપિયાનું પેન્શન ચાલુ વર્ષથી બંધ કરવામાં આવ્યું છે. તેમનું કોઇ નજીકનું સગું નથી. ચિત્તાગોંગ પ્રાંતમા પટિયા નજીક સુચકાદંતીમાં તેનું ઘર છે.

બાળપણથી જ અબ્દુલ કરીમને ઘેર લાકડાની મોટી પેટીમા રાખવામાં આવેલ હસ્તપ્રતોના થોકડાનો એને મોહ હતો. તેમાંની ઘણી ખરી પ્રતો મુસ્લિમ, વૈષ્ણવ કવિઓના ગ્રંથો હતા. જ્યારે તે મેટ્રિકના વર્ગમા હતો ત્યારે તેણે તે વિષય પર એક નિબંધ લખ્યો. તે નિબંધ પ્રસિદ્ધ કવિ નવીનચંદ્ર સેનની નજરે પડયો. નવીનચંદ્રે તેને તેડાવ્યો, પણ આવા મહાન કવિની સમક્ષ જતાં તેને શરમ લાગી. પાછળથી જ્યારે તેઓ મળ્યા ત્યારે કવિએ તેને સરકારી નોકરી શોધી આપી અને હસ્તપ્રતોનો સંગ્રહ કરવામાં તેને ઉત્તેજન આપ્યુ ત્યારે પછી તે નિશાળના શિક્ષક થયા અને ઘણી ખરી હસ્તપ્રતો તેને વિદ્યાર્થીઓની મારફત મળી હતી.

આ મુલાકાત દરમિયાન હિંદુ મુસ્લીમ સંસ્કૃતિનો પ્રશ્ન આવ્યો, અબ્દુલ કરીમે

જણાવ્યું કે કેટલા લોકોને ખબર છે કે મુસ્લીમ વૈષ્ણવ કવિઓની સંખ્યા ઓછામાં ઓછી ચાળીસની છે ?'



* કલકત્તાના છાપખાનાના માલિકના મંડળે છપામણીના નવા દર બહાર પાડયા છે, તેના વિરોધમાં બંગાળાના સંખ્યાબંધ અગ્રગણ્ય લેખકોએ એક નિવેદન બહાર પાડયું છે. આ દરોને બંગાળાના અને સાહિત્ય અને સંસ્કૃતિ વિરુદ્ધ યુદ્ધની સીધી જાહેરાત તરીકે ગણવામાં આવ્યા છે. તેમની દલીલ એવી છે કે ૧૯૪૬માં ચાલતા છાપવાના દરો ૧૯૩૯ કરતા ચારગણા હતા. તે પણ બરોબર નહોતું; અત્યારે તો તે ૭ ગણા કે તેથી પણ વધારે છે, જ્યારે પુસ્તકોની કિંમત ૧૯૩૯ કરતાં ફક્ત બમણી થઇ છે. આની અસર દેખીતી છે. લેખક પોતાના ગુજરાનનું સાધન ગુમાવે છે, જનતા માનસિક ખોરાક ગુમાવે છે અને આપણું સાહિત્ય નિષ્ક્રિયતામાં ડૂબી જાય છે. તેમના મત પ્રમાણે ભાવમાં સુધારો કરવામાં આવ્યો નથી કે કામના પ્રકારમાં ખાસ સુધારો થયો જણાતો નથી.



* સ્વ. રવીન્દ્રનાથ ટાગોર તથા શરતચંદ્ર બોઝની સ્મૃતિને તેમના નામ સાથે સંકળાયેલ બે સાહિત્યવિષયક પારિતોષિકની સ્થાપના કરીને, માન આપવામાં આવ્યું છે. ટાગોર સ્મારક સમિતિ હિંદની ગમે તે મુખ્ય ભાષાના શ્રેષ્ઠ ગ્રંથને પારિતોષિક આપશે. બીજું પારિતોષિક કલકત્તા વિશ્વવિદ્યાલય તરફથી બંગાળી નવલકથા લખનારને દર ત્રણ વર્ષે એક વખત આપવામાં આવશે. પહેલા કિસ્સામાં કમિટીએ આ કામ માટે જુદા કાઢેલ એક લાખ રૂપિયાના વ્યાજનો ઉપયોગ કરવામાં આવશે ત્યારે શરતચંદ્ર દ્વિવાર્ષિક ઇનામ તથા ચંદ્રક રૂ. ૧૦૦૦)થી ઓછી રકમનું નહિ હોય.



* ચાલુ વર્ષનું, સાંગલીના દક્ષિણ મહારાષ્ટ્ર સાહિત્ય પુરસ્કાર સમિતિ તરફથી અપાતું સાહિત્યવિષયક ઇનામ ' યુદ્ધના અનુભવથી મારા દૃષ્ટિબિંદુમાં થયેલ પરિવર્તન ' ઉપર શ્રેષ્ઠ નિબંધ લખનારને આપવામાં આવશે. નિબંધો ચાલુ વર્ષની ૩૧ ડિસેંબર પહેલાં મોકલી આપવાના છે.



* શાંતિનિકેતનમાં ' હિંદીભવન ' તથા ' ચીનાભવન ' ની પ્રથા પર ' ઉડિયા ભવન ' તૈયાર થઇ રહેલ છે ઓરિસાની સરકારે ઉડિયા સાહિત્યની 'ચેર' સ્થાપવા માટે દર વર્ષે રૂ. ૫૦૦૦,ની ગ્રાંટ આપવાનું નક્કી કરતા આ શક્ય બન્યું છે.

—હીરાલાલ માનસિંગ કામદાર

* નિશાનીવાળી નોંધ ઇન્ડિયન પી ઈ એન. પરથી લીધી છે.

# ના, હું નવલકથા નથી વાંચતો !

જેમનું રાષ્ટ્રીય જીવનમા બહુ ઊંચું સ્થાન છે એવા એક વયોવૃદ્ધ કાર્યકર જેલમાં મારી સાથે હતા. તેઓ ઘણુંખરું ગભીર પુસ્તકો જેવાં કે ઉપનિષદ, બ્રહ્મસૂત્ર, ષડ્દર્શન, અને વિવેકાનંદ, રામતીર્થ ઇ૦ ના ગ્રંથો વાંચે છે. એક વાર મારા એક મિત્રનુ પુસ્તકોનું પારસલ આવ્યું, જેમાં હિન્સેન્ડના નોબેલ પુરસ્કારવિજેતા એફ ઇ સિલેન્પાની 'ફોલન એસ્લીપ વ્હાઇલ યંગ' તથા પર્લ બકની 'ગુડ અર્થ' નામની નવલકથાઓનાં પુસ્તકો હતાં. એમણે એ પુસ્તકો વાંચવા સારુ માગ્યાં, પરંતુ જ્યારે એમણે જાણ્યું કે એ નવલકથાઓ છે ત્યારે તરત જ પાછી આપતાં કહ્યું, 'ના, હું નવલકથા નથી વાંચતો !' માત્ર એટલું જ નહિ, પણ એમણે એમના પુત્રને, જે કોલેજમા ભણતો હતો તેને, પત્ર લખ્યો કે એણે નવલકથા વાચવામા સમય બરબાદ ન કરવો જોઇએ.

આ સજ્જન વયોવૃદ્ધ છે, આદરણીય છે, જ્ઞાન અને અનુભવના યોગે તો હું એમના જોડા બરાબર પણ નથી, છતાં પણ, મારા અભિપ્રાય મુજબ નવલકથાની બાબતમા એમની આ માન્યતા બરાબર નથી. તેઓ સાહિત્યના એક મહત્ત્વપૂર્ણ અને પ્રભાવશાળી અગ પ્રત્યે ઘોર અન્યાય કરી રહ્યા છે. જેમનો ઇન્કાર ન કરી શકાય એવાં વજૂદવાળાં કારણો એમના એકતરફી મત માટે પણ છે. સારી નવલકથાઓની સરખામણીમાં રદ્દી નવલકથાઓની સખ્યા ઝાઝી છે. કેટલીક તો ખૂબ જ કુરુચિપૂર્ણ હોય છે. 'પેરીસની સુદરી,' 'માયાવિની' અથવા એવી જ વિલાસવૃત્તિને ઉશ્કેરતી અને વિકૃત મનોવૃત્તિને પોષનારી અથવા જાસૂસી ચમત્કારિક નવલકથાઓયે કંઇ ભલું કરી શકે છે કે કેમ, એ કહેવુ કઠણ છે. એ કેવળ હલકા પ્રકારનુ મનરંજન કરે છે. એમના પ્રભાવથી જે નૈતિક પતન થાય છે તે આપણા યુવકોને માટે ખૂબ જ હાનિકારક છે.

આવી નવલકથાઓ લેખક એટલા માટે લખે છે કે એથી આમદાની સારી થાય છે, ને એ જ કારણસર પ્રકાશક એનુ પ્રકાશન કરે છે. આ બાબતમા તો એ વૃદ્ધ મહાશય સાથે હું સંપૂર્ણત સહમત છું. ગંદા સાહિત્ય જેવુ ભયંકર ઝેર બીજું કંઇ જ હોઈ શકે નહિ.

પરંતુ, આ જ કારણસર બધી નવલકથાઓને એક જ લાકડીએ હાંકવી એ ભૂલભરેલું છે. દુનિયાના સાહિત્યમાં સારી ને બૂરી બે ય પ્રકારની નવલકથાઓ હોય છે. માનવસમાજમા ચોર, ડાકુ અને ખૂની હોય છે; કેવળ એટલા માટે મનુષ્યમાત્રનો દ્રોહ કરવો એ કેટલે દરજ્જે ન્યાયસંમત ગણી શકાય છે ? સારા અને ખોટા વચ્ચેનું અંતર આપણે ધ્યાનમા લેવું જ પડશે.

સાહિત્યનાં વિવિધ અંગોમા નવલકથા જેટલુ સર્વપ્રિય બીજુ કોઈ અગ નથી. એનું કારણ એ છે કે, માનવીના મનને વાર્તાપ્રતિ હમેશાં આકર્ષણ રહ્યું છે. આપણે નાનપણમાંથી દાદીમાના ખોળામા બેસીને 'વાર્તા કહો, વાર્તા કહો'ની રમની લગાવીને બિચારાં વૃદ્ધાને જંપવા દેતા નથી. અને જ્યારે વાર્તાનો રાજકુમાર રાક્ષસને મારીને રાજકુમારીની રક્ષા કરે છે, ને પછીથી એની સાથે પરણે છે ત્યારે આપણે આનંદમાં આવી, તાળિયો બજાવી, ખુશ ખુશ થઈ જઈએ છીએ.

રામાયણની લોકપ્રિયતાની ભીતરમાં માત્ર એનો નૈતિક ઉપદેશ નથી, તુલસીદાસજીની સરસ અને સુંદર વર્ણનશૈલી તેમજ માનવસ્વભાવની મૂગી ભાવનાઓનું હુબહુ ચિત્રનિરૂપ પણ થોડું ભણેલા લોકોથી માંડીને મોટા મોટા વિદ્વાનોમાં રામાયણને લોકપ્રિય બનાવી દીધું છે. રામાયણના શિક્ષણનાં તમે થોડાં વાક્યો ટૂંકામાં ઉતારો, જેમ કે પિતાની સેવા કરવી એ પુત્રનું કર્તવ્ય છે; પતિવ્રત દરેક આર્ય સ્ત્રીનો ધર્મ છે, પ્રજાનું પુત્રવત્ પાલન કરવું એ પ્રત્યેક રાજાની ફરજ છે ઇત્યાદિ ઇત્યાદિ. તો આવું પુસ્તક વાંચનારા આંગળીના વેઢા પર ગણી શકાય એટલા જ નીકળશે એમ તમે જોશો. પરંતુ, આ શાશ્વત નીતિ તત્ત્વોનું મહત્ત્વ દશરથ અને રામનાં ચરિત્ર તથા સીતાના જીવનની એક સુંદર કથાના રૂપમાં મૂકવામાં આવ્યું છે એટલા માટે જ આપણે જોઈએ છીએ કે, દેશની અસંખ્ય હિંદી ભાષાભાષી જનતા એ ગ્રંથને ઇશ્વરની વાણી સમજીને પૂજે છે.

નકરાં નીતિતત્ત્વોને કોઈના પણ ગળે ઉતારવાની કોશીશ કરીએ તો નિષ્ફળતા સિવાય બીજું કશું હાથ નહિ આવે. બીજી બાજુ, જો એ તત્ત્વોને મનોહર વાર્તાના રૂપમાં સરસ રીતે રજૂ કરીશું તો એ તુરત હજમ થશે. કિવનાઈન બહુ લાભદાયક છે, પરંતુ એની ઉપર ( Sugar coating ) ખાંડનું પડ હોવાથી લોકો એને ગળે ઉતારી જાય છે.

અમેરિકામાં નીગ્રો લોકોની, ગુલામીના મહત્ત્વપૂર્ણ પ્રશ્ન પર અબ્રાહમ લિંકનને કેટલીયે લડાઈઓ લડવી પડી હતી, અને અંતે પોતાની જાતને પણ હોમવી પડી. હજારો ભાષણો અને લેખોથી પણ માનવજાતિના આ ભયંકર કલંકના વિરુદ્ધ લોકમત કેળવી શકાયો નહિ પરંતુ હેરિયટ સ્ટોની એક જ અમર કલાકૃતિ 'અંકલ ટોમ્સ કેબિન' એ પુસ્તકે ગુલામી પ્રથાની વિરુદ્ધ જાદુ જેવી અસર પેદા કરી, જેથી અમેરિકામાં એવું ભયંકર તોફાન જાગ્યું કે એ પ્રથા નષ્ટભ્રષ્ટ થઈ ગઈ.

રશિયાની રાજક્રાન્તિનો પાયો મેક્સિમ ગોર્કીની નવલકથા 'અમ્મા' તથા બીજી નવલકથાઓએ તેમ જ તુર્ગનેવ, ચેખોવ અને ડોસ્ટોવસ્કી જેવા સાહિત્યકારોની કલાકૃતિઓએ જ નાખ્યો હતો.

પરંતુ, પ્રથમ વિશ્વયુદ્ધ પછી પ્રસિદ્ધ થયેલી 'પશ્ચિમને સમરાંગણે' (ઑલ ક્વાયેટ ઑન ધી વેસ્ટર્ન ફ્રન્ટ) નામની નવલકથા એ આ સમયની સૌથી અદ્ભુત નવલકથા છે. આ નવલકથાનો લેખક એરિક મેરિયા રિમાર્ક એક જર્મન હતો, ને ઓગણીસ વર્ષની ઉમ્મરમાં એક સૈનિક તરીકે સને ૧૯૧૪ ના વિશ્વયુદ્ધમાં ભરતી થયો હતો. એણે સગી આંખો વડે રણક્ષેત્રમાં જે નિર્દયતા, નૃશંસતા અને બર્બરતાનાં બીભત્સ દશ્યો જોયાં એનાથી એનો આત્મા કકળી ઊઠ્યો અને એના હૃદયે ધાપોકાર નાખ્યો, 'આ બધું ખોટું છે, ખોટું છે !' આ પુસ્તકમાં એણે પોતાના આત્માને થયેલી એ વેદના ઠાલવી છે.

ગૂજરાતીમાં કાકા સાહેબ કાલેલકર અને શ્રી. કિશોરલાલ મશરૂવાળા જેવા સન્નિષ્ઠ સાહિત્યનું સર્જન અને સેવન કરનારાઓએ પણ હમણાં 'માનવી ખંડિયેરો' ( ફ્રૉમ ધ વાક એસોન ) નામની નવલકથાનું અંગ્રેજીમાંથી ભાષાંતર પ્રસિદ્ધ કર્યું છે. એમાં, અમેરિકા અને સ્પેન વચ્ચે ફિલિપાઈન ટાપુમાં જે યુદ્ધ થયેલું તેમાં રક્તપિત્ત લાગુ પડેલા એક અમેરિકન સૈનિકની વાર્તા આવે છે. નવલકથા રક્તપિત્તિયાઓ પ્રત્યે સહાનુભૂતિની વૃત્તિ કેળવવામાં સહાયભૂત થાય છે.

**પુસ્તકોનો પ્રભાવ**

'પશ્ચિમના સમરાંગણે' એ નવલકથાએ યુદ્ધના વિરુદ્ધ ઘૃણા પેદા કરવામાં તથા વિશ્વશાંતિ સારુ યોગ્ય વાતાવરણ તૈયાર કરવામાં એટલી સહાયતા કરી કે એના લેખકને નોબેલ પુરસ્કારથી નવાજીને સન્માન કરવામાં આવ્યું હતું. યાદ રહે કે, આ લેખકની એ પ્રથમ કૃતિ હતી. પરંતુ સમયની બલિહારી જુઓ કે એ જ જર્મનીમાં જ્યારે હિટલરની શક્તિનો પ્રાદુર્ભાવ થયો ત્યારે એ જ પુસ્તકને જપ્ત કરવામાં આવ્યું, કારણ કે એનાથીજ યુદ્ધના માટે મનોવૃત્તિ કેળવવામાં હરકત નડતી હતી, અને હિટલર જર્મનીને પ્રથમ વિશ્વયુદ્ધથી યે વધારે ભયંકર વિશ્વયુદ્ધ માટે તૈયાર કરવા માગતો હતો.

બંગભંગના જમાનામાં બંગાળ પ્રાંતમાં જે રાજનૈતિક બંડ જાગ્યું હતું તેણે સારા યે દેશના જાહેર જીવનને દબાવી દીધું હતું. એ વાતાવરણની ભૂમિકામાં લખાયેલી બંકીમબાબુની નવલકથા 'આનંદમઠ' આજ પણ કેટલા યે યુવકોના પ્રેરણા-સ્રોતરૂપ બનેલી છે. આપણા દેશના હજારોલાખો ઉત્સવો અને સભાઓમાં ગવાતું રાષ્ટ્રીય ગીત 'વંદે માતરમ્' એ નવલકથાની પ્રસાદી છે.

શરદબાબુની 'પથેર દાબી' નામની નવલકથામાં પણ એક પ્રતિભાશાળી તેમ જ તેજસ્વી ક્રાન્તિકારનું ચિત્રનિરૂપણ છે આ નવલકથા પહેલા થોડાક સમય માટે જપ્ત રહી, પછી એના પરથી જપ્તી ઊઠી ગઈ. એક વાર ફરીથી એ જપ્ત થઈ, પરંતુ હવે ફરીથી મુક્ત થઈ છે. હિંદી ભાષાના નવલકથાસમ્રાટ સ્વર્ગીય પ્રેમચંદજીની 'રંગભૂમિ' ની યુવકો ઉપર બહુ અસર પડી હું એવા તરુણોને પિછાણું છું, જેમણે 'રંગભૂમિ' ના નાયક વિનયકુમારમાંથી પ્રેરણા પીને સને ૧૯૩૯ ના રાષ્ટ્રીય સંગ્રામમાં ભાગ લીધો હતો, જેલની યાતનાઓ સહી, અને ત્યારથી તેઓ રાષ્ટ્રીય કાર્યોમાં ગુંથાયા છે. (શ્રી. ક. મા. મુનશીની નવલકથા 'સ્વપ્નદ્રષ્ટા' અને જેને રણજિતરામ સુવર્ણચંદ્રક એનાયત થયો હતો તે શ્રી. રમણલાલ વ દેસાઈની નવલકથા 'દિવ્યચક્ષુ' પણ આ જાતની છે.) બેતાળીસની લોકક્રાન્તિની લડત ઉપર યુવાન મહાસભાવાદી કાર્યકર નીરુ દેસાઈની 'શ્રુવક બોલ્યુ,' ચુનીલાલ મડિયાની 'પાવક જ્વાળા,' જયંતી દલાલની 'પાદરના તીરથ' વગેરે રસપ્રદ નવલકથાઓ મંડાયેલી છે ગોવર્ધનરામની 'સરસ્વતીચંદ્ર' લખાયા પછી ગુજરાતભરમાં કિશોરીઓના કુરુચિપૂર્ણ નામોને સ્થાને માતાઓ કુમુદ, કુસુમ એવા સુરુચિવાળા નામો પાડવા માડયાં, એમ કહેવાય છે.

રશિયાની રાજ્યક્રાન્તિએ શાલોખોવની 'એન્ડ ક્વાયેટ ફ્લોઝ ધ ડોન' અને 'વર્જિન સોઈલ અપટર્ન્ડ' નામની બે બહુ સરસ નવલકથાઓ આપી છે, જે વડે વર્તમાન રશિયાની સમાજવ્યવસ્થાનું ઠીક ઠીક ચિત્ર મળી જાય છે.

ગયા વિશ્વયુદ્ધમાં દુનિયામાં સરમુખત્યારવાદ ને પ્રજાતંત્રવાદ વચ્ચે જે ભીષણ સંઘર્ષ થયો હતો તેને અને ૧૯૧૪–૧૮ ના વિશ્વયુદ્ધને બિલકુલ વિસારી દીધું હતું. આ યુદ્ધે કરીને કેટલાયે અપૂર્વ અને નવા બળો જન્મ લઈ રહ્યાં છે, જે દુનિયાના તમામ દેશોમાં સામાજિક અને રાજનૈતિક ક્રાંતિનો પાયો નાખી રહ્યા છે. આટલી પ્રલયકારી

વિશ્વવ્યાપક માનવજીવનના ઇતિહાસમાં પહેલાં કદી થઈ ન હતી. હિંદ પણ આ વિશ્વ-બળોના પ્રભાવથી બચ્યું નથી. આ ઐતિહાસિક યુગની ભૂમિકા પર જે સાહિત્યનું નિર્માણ થશે તે નિઃસંદેહ ઉચ્ચ કોટિનું હશે. આ સંભાવના પ્રત્યે આપણે આશાપ્રદ દષ્ટિથી જોઈ શકીએ.

સ્વર્ગીય હરિભાઉ આપ્ટે મરાઠી નવલકથા ' ગઢ આલા, પણ સિંહ ગેલા ' ( ગઢ આવ્યો, પણ સિંહ ગયો ) જેમા તાનાજીનું સિંહગઢ પરનું આક્રમણ તથા એના આત્મોત્સર્ગની વીરગાથા છે, તેણે મહારાષ્ટ્રમા રાષ્ટ્રીયતાની ભાવનાનો ખૂબ સંચાર કર્યો, ને એનાથી લોકમાન્ય તિલકના કામને ઘણી સહાયતા મળી સ્વર્ગીય વામન મલ્હાર જોષીની ' રાગિણી ' પણ એ પ્રાંતની સાંસ્કૃતિક, બૌદ્ધિક તેમજ રાષ્ટ્રીય ભાવનાઓનું પ્રતિબિંબ છે. એમાંથી એ પ્રાંતના યુવકોને પ્રેરણા મળી છે.

અહીં તો મેં થોડી જ એવી નવલકથાઓનું વર્ણન કર્યું, જેનાથી સમાજને લાભ થયો, ને વાંચકોનું કલ્યાણ થયું છે. વિશ્વના વાર્તાસાહિત્યના વિશાળ ક્ષેત્રમાં જો આપણે ભ્રમણ કરીએ તો એવી બીજી પણ કેટલીક કલાકૃતિઓ મળી શકે. એમને ખોઈને તો આપણે માનવજાતિનુ ચિંતન એની ભાવવ્યંજનાને આપણે ખોઇ બેસીશું. નિઃસદેહ, આ નવલકથાઓનું અપમાન કોઇ પણ સ્થિતિમાં ન થવું ઘટે.

દાર્શનિક અથવા નીતિશાસ્ત્ર તો લાકડીની મદદથી જમીન પર ફાડીને વેગે ચાલે છે, જ્યારે નવલકથાકાર તો પાંખો પર ઊડે છે. એક કલાકે જ્યા તત્ત્વવેત્તા પોતાની ભૂમિકા બાંધે છે ત્યાં તો કથાલેખક એ જ તત્ત્વો પોતાની વાર્તાની અંતિમ મજલ સુધી પહોંચી ગયો હોય છે, ને એની પાછળ પાછળ વાચકોનો સમૂહ દોડી દોડીને આવતો હોય છે. શાસ્ત્રોનાં વિવેચન વાચતા વાંચતા તો લોકો બગાસા ખાવા માંડે છે, જ્યારે એ તો આપણને હસાવી રમાડીને આગળ લઇ જાય છે. આજ કારણોએ એની શક્તિ મહાન છે, ને આટલા જ માટે એની જવાબદારી વધારે છે

સર જૉન હર્શલે અંગ્રેજી લેખક રિચર્ડસનની ' પામેલા ' નામની નવલકથાની બાબતમાં એક બહુ મનોરંજક વાત લખી છે આ નવલકથાને એક લુહાર દરરોજ રાત્રે પોતાની દુકાન પર મોટેથી વાંચતો હતો. આ સાંભળવા માટે દુકાન પર ગામલોકોનું ખાસ્સું ટોળું ભેગું થતું. આ લોકો ખૂબ ધ્યાનથી આ વાર્તા સાંભળતા હતા. વચમાં પોતપોતાનો અંગત અભિપ્રાય, ખુશી, દુઃખ ઇત્યાદિ પ્રગટ કરતા હતા. અંતે જ્યારે નાયક અને નાયિકાનો મેળાપ થયો ત્યારે એ શ્રોતાગણ ખુશીખુશી થઇ નાચી ઊઠયો, ને એ લોકો એટલા બધા આનંદમાં આવી ગયા કે, ઉત્સાહના અતિરેકમાં પાદરીને તાળીઓ આપીને મિરજાઘરના ઘંટ વગાડવા લાગ્યા

આ કારણથી, નવલકથાલેખક ઉપર મોટી જવાબદારી રહેલી છે, એમ માનવું જ પડશે. ખરાબ નવલકથા દ્વારા એ સમાજને મોટું નુકસાન પહોંચાડી શકે અને એટલા માટે જ એણે બહુ સાવધાન રહેવાની જરૂર રહે છે. હમણાં જ મેં મુંબઇના એક અખબારમાં વાંચ્યું હતું કે ત્રણ સગીર વયના છોકરાઓ રાત્રે એક દુકાનનાં કાચનાં

કમાડ તોડતા પકડાયા હતા. પોલિસને વહેમ ગયો કે, એમની દાનત ચોરી કરવાની હતી. જ્યારે બીજા દિવસે એમને અદાલતમા ખડા કરવામાં આવ્યા ત્યારે છોકરાઓએ કહ્યું કે પરમ દિવસે રાત્રે અમે અમુક ફિલ્મ જોઇ હતી. ( જેમા લૂંટારાઓના સરદારની વાત હતી. ) અમને પણ એ સરદારનુ અનુકરણ કરવાની ઇચ્છા થઇ. અમારી દાનત ચોરી કરવાની બિલકુલ ન હતી.

મેજિસ્ટ્રેટને એમના બોલવા પર વિશ્વાસ આવ્યો, ને એમણે એ લોકોને તાકીદ આપીને છોડી મૂક્યા. પરંતુ આધુનિક ફિલ્મો પર એમણે પૂરતા પ્રહારો કર્યા, એમની નિંદા કરી ને લોકોને પણ સલાહ આપી કે પોતાનાં બાળકોને ફિલ્મોની ખોટી અસરમાંથી મુક્ત રાખે.

ભણેલાગણેલા, સમજુ વૃદ્ધોની નવલકથાની બાબતમાં સૌથી મોટી ફરિયાદ એ છે કે, એમાં જાતીય આવેગોને ઉશ્કેરવાની બહુ સામગ્રી હોય છે, ને એની કાચી ઉંમરના છોકરા છોકરીઓ પર ખોટી અસર પડે છે. આ ફરિયાદ પરત્વે પણ કશો વાંધો કાઢી શકાય એમ નથી, ને સમાજના પ્રૌઢ હિતચિંતકોને નવલકથાની બાબતમાં આ બાબતની ચિંતા થાય એ સ્વાભાવિક છે. પરંતુ, આ પ્રશ્ન સાવ સહેલાઈથી, માત્ર નામ પડવાથી, ઉકેલી શકાતો નથી. આપણે એના ઊંડાણમાં જઈ વિચાર કરવો જોઇશે.

મનુષ્યની આદિથી ચાલી આવતી બે મૂળ પ્રવૃત્તિઓ છે. એ છે આત્મરક્ષા ને વંશરક્ષાની ભાવનાઓ. જાતીય આકર્ષણનો સંબધ આ બીજી પ્રવૃત્તિ સાથે છે. વિશ્વમાં સૌથી મોટી શક્તિ છે પ્રેમ. જાતીય આકર્ષણ શક્તિનું એક સ્વરૂપ છે. પ્રેમનાં કેટલાંય રૂપ હોય છે, ને એમાં ઊંચી અને નીચી કક્ષાઓ હોય છે સૌથી હલકા સ્વરૂપમા પ્રેમનું સ્વરૂપ વાસનાયુક્ત પાશવિક તેમ જ લિંગ સંબધી છે, જેનું ખુલ્લું પ્રદર્શન સમાજમાં નિષિદ્ધ મનાયુ છે, ને સાહિત્યમા પણ એ હાનિકારક છે. આ જ પ્રેમની બીજી પણ કક્ષાઓ હોય છે. જેમકે પતિપત્નીનો દામ્પત્ય પ્રેમ, ગૃહસ્થજીવનનો પ્રેમ, સમાજપ્રેમ, દેશપ્રેમ, વિશ્વપ્રેમ અને ઇશ્વરપ્રેમ. પ્રેમના આ બધાં વિવિધ રંગરૂપ છે. આ ભાષાના મનુષ્યસ્વભાવની સૌથી મોટી પ્રેરક શક્તિ છે ને વિશ્વના શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સાહિત્યને એનાથી બળ અને જીવન મળ્યાં છે.

## પ્રેમપ્રધાન નવલકથા

આ રીતે આપણે સાધારણ રીતે એમ કહી દઇએ કે પ્રેમપ્રધાન નવલકથાઓથી સમાજનુ અહિત થાય છે. તો, એ મારા અભિપ્રાય મુજબ ખોટું છે. હા, જેમા વાસનાતપ્ત પાશવિક પ્રેમનું નિર્લજ્જ પ્રદર્શન છે તે તો ખરેખર બૂરી ચીજ છે. આવા પ્રકારની નવલકથા ઇગ્લેંડ, ફ્રાંસ ને અમેરિકામા બહુ બહાર પડી છે.

અગ્રેજીમાં આધુનિક જાતીય નવલકથાની પ્રણેત્રી એક સ્ત્રી હતી. એનુ નામ છે એલિનોર ગ્લેન ઇ સ ૧૯૪૩ ના સપ્ટેમ્બરમા ૭૯ મે વર્ષે એનુ મૃત્યુ થયું આ

લેખિકાની નવલકથા ' ગ્રી વીકસ ' ( ત્રણ અઠવાડિયા ' ) ને લગભગ દોઢ લાખ રૂપિયા મળ્યા હતા. એનું જીવન પણ, એની નવલકથાઓના જેવું જ, સ્વચ્છંદ હતું. આથી વાસનાને ઉશ્કેરનારી નવલકથાઓની કમી નથી. એમા ન તો સમાજનું કલ્યાણ થઇ શકે છે, ને એમનો પ્રચાર જેટલો ઓછો થાય એટલુ સારૂં, એ નિ:સંશય વાત છે.

પરંતુ કેટલીયે નવલકથાઓ એવી હોય છે, જેનુ જાતીય આકર્ષણ એક પાસું હોય છે, પણ સર્વપ્રધાન હોતુ નથી. લેખક એને અધિક મહત્ત્વ આપતો નથી. જાતીય આકર્ષણ સંબધી ઘટનાઓ જીવનનાં દુ ખોને વધારે છે, ને પુસ્તક વાચ્યા પછી આપણા જીવન ઉપર જે અસર થાય છે તે પેલી જાતીય આકર્ષણ ભાવનાની નહિ, પણ, જીવનનાટકની અસહાયતાની વ્યર્થતાની ભાવવાળી થાય છે. જેમકે હાર્ડીની 'ટેસ' નામની નવલકથામાં નાયિકાના અસીમ દુ ખોનો પ્રારભ સેકસનો કરુણ કથાથી જ થાય છે. પરતુ, આગળ જતાં આ વસ્તુ એટલી ગંભીર, ઊંડી ને દિલને આગ ચાંપનારી નીવડે છે કે વાચકનું હૃદય અસીમ, અનુકંપા, કરુણા ને વિહ્‌લતાની ભાવનાઓથી ભરાઇ જાય છે.

ટોલ્સ્ટોયની ' પ્રેમનો દંભ '* માં પણ તમને આ જ વસ્તુ મળશે. પ્રણયની ક્રીડામાં પુરુષ તો મોજ કરીને નાસી જાય છે. પરંતુ સ્ત્રીને એ નિર્મળ ક્રીડાનુ ભયંકર મૂલ્ય જિંદગાનીના છેડા સુધી ચૂકવવું પડે છે એ જ લેખકનુ ' એના કેરેનિના '* માં પણ એક પરિણિતા સ્ત્રીનું પરપુરુષ સાથેના પ્રેમનું ચિત્રણ છે. પરતુ આ વાસનાની ક્રીડાનું પરિણામ એવું ભયકર આવ્યુ છે કે, નાયિકા માટે ચાલતી રેલગાડીના પાટા પર સૂઇને પોતાના જાન આપ્યા સિવાય બીજો કોઇ રસ્તો રહેતો નથી. કેમકે આ નવલકથાઓમા વાસનાઓના અભિનિવેશનુ ચિત્રણ છે. એટલા માટે આપણે એમને ગંદી અથવા કુરુચિપૂર્ણ સમજીએ તો આપણે વિશ્વના આ અમર કલાકારો પ્રત્યે અન્યાય કરીશું.

× × ×

કોઇ નવલકથામા પ્રણય તથા જાતીય આકર્ષણની જરા પણ હવા જોતાં જ ' હરે રામ, હરે રામ ' અનર્થ થઇ ગયો ! ' છે એમ પોકારી ઉઠવું ન જોઇએ. એટલે જ હેતુ આ ઉદાહરણે આપીને સાધવો એમ નવલકથાનું સારાપણુ કે ખોટાપણું તો લેખકનો મૂળ હેતુ ચિત્રાંકન અને અંતિમ પ્રભાવ પર નિર્ભર હોય છે. આખા ભંડારમાંથી કોઇ એક ખાસ ચીજને ઉઠાવીને ગંદી તરીકે દેખાડવાથી આપણે લેખક પ્રત્યે ઘોર અન્યાય કરીએ છીએ. આ પરમાણુથી માપીએ તો આપણે ટોલ્સ્ટોય, ચેખોવ, ગોર્કી, એમિલ ઝોલા, બાલ્ઝાક જોસેફ, કોનરાડ, વિકટર હ્યુગો, સ્ટ્રિંડબર્ગ, હાર્ડી, શરદ્‌બાબુ આદિ કલાકારોનુ નિર્વાસન કરવુ પડશે.

હા, કેટલાક એવા લોકો હોય છે, જે કોઈ સારામાં સારા પુસ્તકમાંથી પણ ખરાબ તત્ત્વ કાઢવાનો–દૂધમાંથી પોરા કાઢવાનો–સદ્‌ગુણ ધરાવે છે. ટોલ્સ્ટોયનાં ઉચ્ચ નીતિ તત્ત્વો કરતાં એના પ્રેમવર્ણનનાં પરિચ્છેદોના એમના પર વધુ અસર થાય છે. એવા લોકો સારૂ શુ કરવું ? આવા પ્રકારના લોકો, જે રામાયણ વાચ્યા પછી સીતાહરણની વાતથી બીજાની સ્ત્રીને ભગાડી દેવાનો પાઠ શીખે, અથવા લક્ષ્મણ–શૂર્પણખા પ્રકારથી સ્ત્રી પર હાથ

ઉઠાવવો ઉચિત સમજે તો એમાં તુલસીદાસનો શો દોષ ? જેની જેની દૃષ્ટિ તેવું તેને દેખાશે, જેની જેટલી ગ્રહણશક્તિ તેટલું તેને હજમ થશે.

એક બિલાડી જ્યારે ભટકી ભટકીને પાછી ફરી ત્યારે એને પૂછવામાં આવ્યું :

' બિલાડી, તું ક્યાં ગઈ'તી ? '

' હું રાણીના મહેલમાં ગઈ'તી. '

' ઓહો ! ત્યાં તેં શું દેખ્યું ? '

' ત્યાં મેં ખુરશીની નીચે એક ઉંદર જોયો ' એ બિલાડીના જોવામાં ન તો રાણી આવી, ના એના દરદાગીના કે આભૂષણ જોવામાં આવ્યા, કે ન ત્યાંના દાસદાસીઓ આવ્યાં. દૃષ્ટિવાળા લોકો કોઈ પણ નવલકથામાં એ જ વસ્તુ પામશે જે તેમના મનની આંખોમાં છે. એમાં નવલકથાકારનો કંઈ દોષ નથી.

અંતમાં એ પ્રશ્ન ઉઠી શકે છે, કે સારી નવલકથાનું લક્ષણ કયું ? એનો વિસ્તૃત ઉત્તર તો શું અપાય ? પણ, સાધારણ રીતે એમ કહેવાય કે એ નવલકથાઓ સારી, જેમના વાચનથી માનવજાતિ પ્રત્યે આપણી શ્રદ્ધા વિચલિત નથી; નારીજગત પ્રત્યે સન્માન વધે છે, જેથી આપણી સત્યવૃત્તિ ને પ્રગતિની ભાવનાને પોષણ મળે છે; જેથી ઘર, સમાજ દેશ અને ધર્મ પ્રત્યે સન્માન વધે છે, તથા જેથી આપણી કર્તવ્યબુદ્ધિને નૈતિક બળને પ્રોત્સાહન મળે છે. દરેક નવલકથામાં આપણને આ બધી વસ્તુઓ નહિ મળે. કેટલાકમાં તે નજરે પડશે. મુખ્ય વાત એ છે કે, માનવી માનવી સાથે દ્રોહ કરવાનું ન શીખે. આવા સાહિત્યનું સ્વાગત કરવું જોઈએ આમાં નવલકથાનું વિશિષ્ટ સ્થાન છે.×

અનુ૦ ' શિવમ્ સુંદરમ્ '

---

મને ઘડવામાં તો મારી માતા અને મારી બે માશીઓએ લાડ લડાવતા લડાવતા ખોળામાં બેસાડીને કહેલી વાત, વાર્તાએ જ ભાગ ભજવ્યો છે.

—ચક્રવર્તી રાજગોપાલાચારી

---

વાર્તા ન ગમતી હોય એવી સ્ત્રી ભાગ્યે જ હશે. અદ્ભુતતા, કલ્પના એ તો સ્ત્રીના સ્વભાવનું સારસર્વસ્વ છે.

—રાજકુમારી અમૃતકોર

---

× દિલ્હી 'સરિતા' માસિકના એક અંકમાં શ્રી અનંત ગોપાલ શેવડેના લેખનો અનુવાદ : થોડાક વધારા સાથે

* આવી નિશાનીવાળી નવલકથાઓ ગુજરાતીમાં ઉતરી ચૂકી છે....અનુવાદક




૧ કાવ્યતત્ત્વ વિચાર—લેખકઃ આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૪૪+૮, કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૪–૮–૦

સ્વ૦ આચાર્ય શ્રી. આનંદશંકરભાઇ ધ્રુવે આપણને ચિંતનપ્રધાન, એવા સાહિત્યનો વિશિષ્ટ ફાળો આપ્યો છે. "વસંત" માસિકમાં આવતા એઓશ્રીના લેખો–વિવેચન નોંધો અને મનનયુક્ત નિબંધો એ આપણા ગૂર્જર સાહિત્યના અભ્યાસીઓ માટે એક અમૂલ્ય ધન હતું. એમની સૂક્ષ્મ નિરીક્ષણદૃષ્ટિ અને ચિંતનપ્રધાન નિબંધો વિચારપ્રેરક રહેતાં. એવાં એઓશ્રીએ "વસંત" માસિકમાં આપેલાં, જે પાછળથી પ્રો. શ્રી. રામનારાયણ પાઠક અને શ્રી. ઉમાશંકર જોષી જેવા અભ્યાસીઓ દ્વારા સંપાદિત થયેલાં તેની આ બીજી આવૃત્તિ છે.

સંપાદકોએ આમાં સંગ્રહેલા લેખો આપણા સાહિત્યનો ઉચ્ચ અભ્યાસ કરવા ઇચ્છનારાઓને અત્યંત ઉપયોગી નીવડશે.

—કાવ્ય સાહિત્ય-વિવેચનના અભ્યાસ માટે આ ગ્રંથ અતિ ઉપકારક થઇ પડશે. કરવા પુસ્તકાલયોમાં એ વસાવી લેવાય.

૨ નર્કેશ્વરી વા નરકેસરી—લેખક. શ્રી. 'જયભિખ્ખુ'; પ્રકાશક, કદ, પૂઠાં, ઉપર પ્રમાણે પૃષ્ઠ ૨૬૪+૧૨, મૂલ્ય રૂ. ૪–૮–૦

લેખકે અગાઉ લખેલ "મગધરાજ" નામક કથાનકને નવે રૂપે અને કેટલેક દરજ્જે વિશેષ ઓપ આપીને નવા નામાભિધાનપૂર્વક બીજી આવૃત્તિરૂપે આ પુસ્તક આપ્યું છે. એમાં, મગધરાજ બિંબિસારની કથા સાંકળી લેવામાં આવી હોઇને એક દિગ્વિજયી અને વૈભવશાળી સમ્રાટ્ કેટલે દરજ્જે પતન પામે છે, અને છતાં એક નરકેસરી તરીકે બહાર આવે છે તેની રોચક અને રસભરી શૈલીએ લખેલી આ નવલકથા વાર્તારસિકોને અવશ્ય ગમશે.

પચીસસો વર્ષો પૂર્વેનું ભારતીય યુગદર્શન આ પુસ્તકમાંથી વાચકને મળશે એને બુદ્ધ ધર્મનો કે જૈન ધર્મનો માનવાના વાદમાં ન ઊતરતા એકધારી વાર્તાકલાની દૃષ્ટિએ સામાન્ય વાચકને પણ એ આકર્ષશે. સૌ પુસ્તકાલયો સુખે વસાવે.

૩ સુન્દરીઓનો શણગાર—ભા. ૧, ૨, (નવી આવૃત્તિ) લેખકઃ શ્રી. મનુભાઇ

જોષાણી; પ્રાપ્તિસ્થાન ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, અમદાવાદ. કદ, પૂઠાં, ઉપર પ્રમાણે મૂલ્ય રૂા. ૪–૦–૦

શ્રી. મનુભાઈ આપણા લોકસાહિત્યના લેખકોમાંના એક છે. એમણે આપણા ગ્રામ જીવનમાંના વિવિધ કથાપ્રસંગો આ અગાઉ આપ્યા છે. એની તેમણે લોકજીભે અને પરંપરાએ શ્રોતાઓને મળતી વાર્તાઓ આ પુસ્તકમાં સગ્રહી છે. એની ભાષા સરળ હોઈને સામાન્ય વાચકો પણ સહેલાઈથી વાંચી સમજી શકે તેવી છે. ઉપરાંત, લેખક કહે છે તેમ, સ્ત્રીઓ માટે લખાયેલ આ વાર્તાઓ સ્ત્રીવર્ગમાં પણ સારો આદર પામશે.

આ સગ્રહમાં સંગ્રહાયેલી વાર્તાઓ મુખ્યત્વે સામાજિક હોઈને એમાથી સમાજમા ડોકિયું કરાવતા પ્રસંગો વાચકને મળશે

**૪ તરંગ**—લેખક શ્રી. ગુણવંતરાય આચાર્ય, પ્રકાશક નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૪૪+૮, પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૩–૮–૦

શ્રી. ગુણવંતરાય આચાર્ય ગુર્જરભાષાના સિદ્ધહસ્ત નવલનવેશોની આગલી હરોળમાં સ્થાન ધરાવે છે એમણે સામયિકોનાં પાનાં પર ઉતારેલી ૧૭ ટૂંકી વાર્તાઓ સંગ્રહાયેલી છે. લેખકે આ સત્તર વાર્તાઓમા સાગરકથા, લોકકથા, બોધકથા તેમ જ ઐતિહાસિક વાર્તાઓ પણ સમાવી છે. ટૂંકી વાર્તાઓના વાચનરસિયાઓ માટે વિશિષ્ટ લેખનશૈલી ધરાવતી આ વાર્તાઓ સુખે વસાવી લેવાય

**૫ વતનનો સાદ**—લેખક, પ્રકાશક, કદ, પૂઠા ઉપર પ્રમાણે પૃષ્ઠ ૨૫૬+૮, મૂલ્ય રૂા. ૪–૦–૦

લેખકે અગાઉ લખેલ, દરિયાઈ ચાંચિયા તરીકે જાણીતા થયેલા "પીરમનો પાદશાહ" નો આ નવો અવતાર છે બહારવટે ચડેલા મોખડા ગોહિલની પરાક્રમી યશગાથા લેખકે એમની વેધક બાનીમાં રજૂ કરી છે વાર્તાનાયક બહારવટિયામાંથી પ્રજાના આમત્રણે "પ્રજા-પ્રતિપાળ" બને છે તેની ઓજસ્વી કથા લેખકે આમા આપી છે. વીર શૌર્યભરી એવી આ ઐતિહાસિક કથા વાચકો એકીબેઠકે વાંચી જાય તેવી રસભરી છે.

**૬ વેપાર અને વાણિજ્ય**—લેખકઃ શ્રી ડુંગરશી ધરમશી સંપટ, પ્રકાશક, કદ, પૂઠા, ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૪–૪–૦

શ્રી. સંપટ ગુજરાતી સાહિત્યમાં અર્થશાસ્ત્રના સારા નિષ્ણાત છે. એઓશ્રીએ આ અગાઉ આપણને "વેપારી એન્સાઇકલોપીડીયા" સરખો વેપાર–વાણિજ્યમાં ઠીક સહાય-ભૂત થઈ પડે તેવો ગ્રંથ આપ્યો છે. ઉપરાંત દર માસે સામયિકોમાં પણ અર્થશાસ્ત્રને લગતા લેખો પણ અવારનવાર આપે છે.

આ પુસ્તમાં તેઓશ્રીએ હિંદના પ્રાચીન કાળના વેપાર–વાણિજ્યની માહિતીથી લઈને મુસ્લીમ સમયના વાણિજ્યની માહિતી આપી છે. ઉપરાંત, યુરોપીયન વેપારશાહી અને ઠેઠ છેવટના અર્વાચીન સમય સુધીની વેપારવિષયક માહિતી આપી છે. એ બધી

માહિતી જાણવા માગનાર માટે આંકડા સહિતની વિગતો આપી છે. આર્થિક પરિસ્થિતિના અભ્યાસીઓને આ પુસ્તક ઉપયોગી થવા સંભવ.

૭ **જવાહર અને હિંદ**—લેખક ઉપર પ્રમાણે. પ્રકાશક સંદેશ લિમિટેડ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૭૭+૯, સચિત્ર પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૪–૦–૦

શ્રી. ડુંગરશીભાઈનું આ બીજું સર્જન સંદેશ કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થયું છે. એમાં હવે હિંદના વડા પ્રધાન પંડિત જવાહરલાલની જીવનકથા અને હિંદના ઐતિહાસિક બનાવોનો સમન્વય આપ્યો છે. પુસ્તકમાં દર્શાવ્યું છે તેમ "હિંદ એટલે જવાહર અને જવાહર એટલે હિંદ" બન્નેની એકરૂપતા સિદ્ધ કરવા લેખકે આમાં પ્રયાસ કર્યો છે, અને સાથે જ, હિંદી પ્રશ્નોમાં પંડિતજી તાદાત્મ્ય અનુભવી તેમાં જ સર્વભાવે કામ કરતા એ મહાનુભાવના વિવિધ જીવનપ્રસંગો વાચકને આમાંથી મળશે.

પંડિતજીના જીવનપ્રસંગો સાથે હિંદના ઐતિહાસિક બનાવોનો સમન્વય સાધતું આ પુસ્તક પુસ્તકાલયો વસાવે

૮ **લૂટારાના પંજામાં**—લેખક શ્રી. જીવરામ જોષી; પ્રકાશક ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૮૮+૮, સચિત્ર, મૂલ્ય રૂ. ૧–૮–૦

જાડા કાગળ પર છાપેલા આ પુસ્તકમાં એક સાહસકથા આપેલી છે. એના લેખક શ્રી. જીવરામ જોષીની કલમ, બાળકોને વાર્તા કહેવાની કલામા કુશળ હોવાનુ જણાયુ છે. વાર્તા કહેવાતી હોય તેવી શૈલીએ લખાયેલી આ બાલસાહસકથા બાલ-કિશોર વાચકોને વાચવા પ્રેરે તેવી છે. સ્થળે સ્થળે આપેલાં પ્રસંગચિત્રોથી એ વિશેષ આકર્ષક બની છે. પુસ્તકાલયમાં આવતા બાલવાચકો માટે એ વસાવી લેવાય.

૯ **આંખ સુધારવા માટેના કુદરતી ઉપાય**—લેખક. ડૉ. આર એસ અગ્રવાલ, આઈ ઇન્સ્ટીટ્યુટ ૧૫, દરિયાગંજ દિલ્હી. પ્રાપ્તિસ્થાન પુર્ગાંતર કાર્યાલય, ગોપીપુરા, સુરત. પૃષ્ઠ ૨૬ કિંમત રૂ. ૦–૮–૦

નેપાલના મહારાજા, શ્રી ગિરજાશંકર બાજપેયી ડૅા. સચ્ચિદાનંદ સિંહા વગેરેના કુદરતી ઉપચારથી થયેલી ફાયદાની નોંધ આપેલી છે. લેખક ચશ્મા વાપરવાની બીલકુલ સલાહ આપતા નથી. તેમનું કહેવું છે કે ઝીણા અક્ષર વાંચવાથી, ચાલતા વાહનમા બેસી વાંચવાથી આંખને નુકશાન થતુ નથી, ફાયદો થાય છે. એકીટસે કોઈપણ વસ્તુ જોયા કરવી ન જોઈએ. એક મીનીટમાં ઓછામા ઓછા દસ પલકારા મારવા જોઈએ પલકારાથી આંખને આરામ મળે છે. સૂર્યવ્યાયામથી આંખનુ તેજ વધે છે.

અમેરિકાના ડૅા. બેઇટસ આંખના રોગ માટે નિષ્ણાત છે. તેમની પદ્ધતિ પ્રમાણે આ પુસ્તકમાં સૂચનો કરવામાં આવ્યાં છે. પુસ્તક વાંચવા જેવું છે.

—વિપ્રસાદ



**નવયુગ પુસ્તક ભંડાર રાજકોટ તરફથી**

૧ **તરંગ**—લેખકઃ શ્રી. ગુણવંતરાય આચાર્ય, મૂલ્ય રૂા. ૩–૮–૦

૨ **વતનનો સાદ**—લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા. ૪–૦–૦

૩ **પાષાણ**—મૂળ લેખકઃ શ્રી. સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય, અનુવાદક. શ્રી. મોહનલાલ ચુનીલાલ ધામી; મૂલ્ય રૂા. ૩–૮–૦

૪ **વેપાર અને વાણિજ્ય**—લેખકઃ શ્રી. ડુંગરશી ધરમશી સંપટ; મૂલ્ય ૪–૪–૦

૫ **મૂંઝવતા પ્રશ્નો**—લેખકો શ્રીમતી મનુમતી, અને શ્રી. હેવશંકર મહેતા, મૂલ્ય રૂા. ૩–૮–૦

૬ **બહાદુર બેરો**—લેખક. શ્રી. મોહનલાલ ચુ. ધામી; મૂલ્ય રૂા. ૨–૦–૦

**સંદેશ પ્રકાશન મંદિર-અમદાવાદનાં પુસ્તકો**

૭ **જવાહર અને હિંદ**—લેખક શ્રી. ડુંગરશી ધરમશી સંપટ, મૂલ્ય રૂા. ૪–૦–૦

૮ **લૂટારાના પંજામાં**—લેખકઃ શ્રી. જીવરામ જોષી; મૂલ્ય રૂા. ૧–૮–૦

**ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય-અમદાવાદ તરફથી**

૯ **વિદ્યાર્થી વાચનમાળા-શ્રેણી ત્રીજી તથા શ્રેણી આઠમી**—(નવી આવૃત્તિ) મૂલ્ય રૂા. ૪–૦–૦

૧૦ **સાહિત્ય વિચાર**—લેખક શ્રી આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, મૂલ્ય રૂા. ૫–૮–૦

૧૧ **વીર વનરાજ**—( નવી આવૃત્તિ ) લેખક. શ્રી. ધૂમકેતુ; મૂલ્ય રૂા. ૧–૦–૦

૧૨ **કસ્તુરબા**—લેખક શ્રી. જયભિખ્ખુ, મૂલ્ય રૂા. ૦–૬–૦

**આર. આર. શેઠની કંપની-મુંબઇ તરફથી**

૧૩ **નવોઢા**—લેખક શ્રી. ચિનુભાઇ પટવા, મૂલ્ય રૂા. ૩–૮–૦

૧૪ **દાઝેલાં હૈયાં**—મૂળ લેખક. શ્રી વિ સ ખાંડેકર; ભાષાન્તરકર્તાઃ શ્રી ગોપાળ મ. ભાગવત, મૂલ્ય રૂા. ૩–૮–૦

**ભારતી સાહિત્ય સંઘ-અમદાવાદનાં પુસ્તકો**

૧૫ **મા વિનાનાં**—લેખક શ્રી. બાપુભાઇ પ્રાણજીવન વૈદ્ય, મૂલ્ય રૂા. ૨–૮–૦

૧૬ **પંખીનો મેળો**—લેખકઃ શ્રી. ઇશ્વર પેટલીકર, મૂલ્ય રૂા. ૨–૮–૦

૧૭ **ઘરને મારગે**—મૂળલેખક એરિચ મેરિયા રેમાર્ક; અનુવાદક શ્રી. મકરંદ દવે; મૂલ્ય રૂા. ૪–૦–૦

૧૮ **પરિભ્રમણ**—ભાગ ૨ જો-લેખકઃ શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂા. ૩–૮–૦

[ અનુસંધાન પૃ. ૬૩ને છેડે ]




## સ્વ. શ્રી. વસંતલાલ દેસાઇ

સાક્ષર શ્રી રમણલાલ વ. દેસાઇના પિતા શ્રી. વસંતલાલ દેસાઇનું ગઇ તા. બીજીના રોજ અવસાન નીપજ્યું છે

સ્વ. શ્રી. વસંતલાલભાઇ ૮૦ વર્ષ ઉપરાતની ઉંમરે પહોચ્યા છતાં કાર્યનિરત રહેતા હતા. જ્યારે પણ સાક્ષર શ્રી. રમણલાલને ત્યાં જઇ ચડો તો તે કંઇ ને કંઇ કામ કરતા જ નજરે પડે. આટલી જૈફ ઉંમરે પણ તેઓશ્રીની કાર્યપરાયણતા આજના જુવાનો માટે આદર્શરૂપ હતી.

તેઓશ્રી એમના જુવાનીના સમયમાં " દેશભક્ત " નામનું સામયિક પણ પ્રકટ કરતા હતા, અને એમની એ સાહિત્યપ્રવૃત્તિના બીજાંકુરો અને પ્રેરણા આજે વિશાળ વટવૃક્ષરૂપે આપણને સાક્ષર શ્રી. રમણલાલમાં જોવા મળે છે.

આવા એક સાહિત્યપ્રેરક પિતાના અવસાનથી સાક્ષર શ્રી. રમણલાલને ભારે ખોટ અનુભવવી પડશે. પ્રભુ સદ્દગતના આત્માને શાંતિ અર્પો.

## મહાલ પુ૦ મંડળની સભાઓ

( ૧ ) વડોદરા મહાલ પુ૦ મંડળની વાર્ષિક સભા—તા ૨૪–૮–૪૯ના રોજ શ્રી. ચિમનભાઇ ઙ. અમીનના પ્રમુખપદે મળી હતી. તેમાં મંત્રીનું વાર્ષિક નિવેદન રજૂ થઇ મંજૂર થતા (૧) મહાલ પુ૦ પરિષદ ભરવાનો તેમજ (૨) વિદ્યાર્થીઓ માટે તથા યુવાનો માટે શિષ્ટવાચન પરીક્ષા રાખવાના ઠરાવો પસાર થઇ તે અંગે સમિતિ નિમાઇ હતી.

( ૨ ) પાદરા મહાલ પુ૦ મંડળની વાર્ષિક સભા—તા. ૧૭ ૮–૪૯ના રોજ પાદરા પુસ્તકાલયમા મળી હતી તેમાં (૧) વાર્ષિક નિવેદન મંજૂર કરવાનો, (૨) નવા વર્ષના હોદ્દેદારો નીમવાનો, (૩) નવા વર્ષના બજેટની મંજૂરીનો, (૪) શિષ્ટવાચન પરીક્ષા સમિતિ નિમણૂંકનો, (૫) દરેક પુ મંડળોએ નિયમિત સભા ભરવાનો, તથા (૬) નિવૃત્ત થતા પ્રમુખે પાંચ વર્ષ સુધી બજાવેલી સેવા માટે આભારદર્શક ઠરાવો થયા હતા.

સા. પુ૦ વાલમ—( તા વીસનગર )માં ગઇ તા. ૧૫મીના રોજ દિ દ સ્વાતંત્ર્ય-દિનની ઉજવણી થઇ હતી. તે પ્રસંગે, વિવિધ કાર્યક્રમ ગખાઇ પુસ્તકાલયનું નિવેદન રજૂ કરાઇ નવું વ્યવસ્થાપક મંડળ ચુટાયું હતું. નવા વર્ષનું બજેટ મંજૂર કરવામાં આવ્યું હતું.

## મહાલ પુ. મંડળ તરફથી શિષ્ટવાચન પરીક્ષા

વડોદરા મહાલ તરફથી તા ૨-૨-૪૭ના રોજ "ગુજરાતના સેવકો "ની લેવાઇ હતી. તેમા ૬૧ વિદ્યાર્થીઓએ લાભ લીધો હતો. તે પૈકી ૫૦ ઉત્તીર્ણ થયા હતા. તેમને ઇનામો અપાયાં હતાં.

## પુસ્તકાલયોને મદદ—

**સા. પુ૦ લિંગસ્થળી**—( તા. ડભોઇ )ને રૂ. ૨૫-૦-૦ કારવણુના પા. મીઠાભાઇ રામદાસ તરફથી.

**સા. પુ૦ કોલવડા**—( તા કલોલ )ને રૂ. ૧૦૦)નાં પુસ્તકો પંચાલ મગનલાલ ભાઇચંદના ટ્રસ્ટીઓ તરફથી

**સા. પુ૦ સારંગ**—( તા કરજણ )ને બાઇ સુરજ તે પીતામ્બર નરસિંહરામના વિધવા તરફથી રૂા. ૮૫થી ૯૦ની કિંમતનુ કબાટ નગ ૧.

**સા. પુ૦ ખાંભા**—( તા. અમરેલી )ને ૧૨) શેઠ જગજીવન ઝવેરચંદ, ૧૨) શેઠ જાફરભાઇ પીરજી, ૫) શેઠ ચકુભાઇ જીવન, ૫) મોહનલાલ જીવરામ, ૫) ટપુભાઇ વાલજી, ૪) તારાચંદ ત્રીકમલાલ, ૪) કિશોરકાંત કંપની, ૪) ડા. પ્રાગજી ઓધવજી, ૪) શા. વચ્છરાજ વલ્લભજી, ૪) શેઠ મનસુખલાલ જુરાભાઇ, ૪) હરગોવિંદ કેશવજી સંઘવી, ૪) શે મહેરઅલી કાનજી, ૪) શા. ઝવેરચંદ જાદવજી

**મુંબઇ પુસ્તકાલય મંડળ**—અગાઉથી નક્કી થયેલા મંડળના કાર્યક્રમ પ્રમાણે આજરોજ સાંજે મુંબઇ યુનિવર્સિટી લાયબ્રેરીના કમિટી હૉલમા મુંબઇ મ્યુનિસિપાલીટીના પ્રચાર અધિકારી ( પ્રોપેગેન્ડા ઓફિસર ) શ્રી એ. એચ. ખાને મંડળના સભ્યો, સભાસદો અને પુસ્તકાલય પ્રવૃત્તિમાં રસ લેનાર ભાઇબ્હેનો સમક્ષ મંડળના ઉપપ્રમુખ મુંબઇ સરકારના રેકર્ડ ડિપાર્ટમેન્ટના ડિરેક્ટર ઓફ આર્કીવ્સ ડૉ પી. એમ. જોશીના પ્રમુખપદે એક ટૂંકુ પુસ્તકાલયવિષયક ભાષણ આપ્યુ હતુ. અને હિંદ બહારના દેશોમાં પુસ્તકાલય પ્રવૃત્તિના જેવો અને જેટલો બહોળો વિકાસ થયેલો છે, તેવો અને તેટલો વિકાસ હિંદમા થવો ઘટે છે એમ ઇચ્છ્યું હતુ ત્યારબાદ અમેરિકામા વોશિંગ્ટનમા આવેલી કોંગ્રેસ લાયબ્રેરી અને રોચેસ્ટર પબ્લીક લાયબ્રેરી, એમા વિધવિધ પુસ્તકાલય પ્રવૃત્તિવિષયક આબાળવૃદ્ધ માટે કેવા સ્વરૂપે સર્વોપયોગી નિવડી છે તે સંબંધી બે લાંબી ફિલ્મો બતાવવામા આવી હતી, જે પુસ્તકાલયશાસ્ત્રવિષયક હોઇ તે શાસ્ત્રના અભ્યાસીઓને ઘણી ઉપયોગી અને પધારેલા ઇતર સર્વને રંજનાત્મક થઇ પડી હતી. સાથે સાથે "આરોગ્ય" ઉપર પણ એક રંગીન ફિલ્મ બતાવ્યા બાદ સભાના પ્રમુખે ટૂંકુ વિવેચન કરી, મંડળના સેક્રેટરી તરફથી આભારદર્શન થતા સભાનુ કામકાજ મંડળની સબકમિટીની સભા પૂરી થયે બંધ થયા બાદ સભા વિસર્જન થઇ હતી.

---

[ અનુસંધાન પૃ ૬૨નું ]

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૯ **શંખેશ્વર મહાતીર્થ**—ભાગ ૨ લો-લેખક મુનિરાજ શ્રી જયંતવિજયજી, પ્રકાશક યશોવિજયજી જૈન ગ્રંથમાળા કાર્યાલય, ભાવનગર. મૂલ્ય રૂા. ૧-૬-૦

૨૦ **લોકસાહિત્યનું સમાલોચન**—વ્યાખ્યાતા શ્રી ઝવેરચંદ મેઘાણી, પ્રકાશક મુંબઇ યુનિવર્સિટી મુંબઇ. પ્રાપ્તિસ્થાન એન. એમ. ત્રિપાઠી લિ. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. ૨. મૂલ્ય રૂા ૨-૪-૦

# શિષ્ટ વાચનની ૨૫મી પરીક્ષા

## ‘ દીનબંધુ એન્ડ્રુઝ ’ નું પરિણામ સહિત નિવેદન

ઉપરોક્ત પરીક્ષા અગાઉ જાહેર થયા પ્રમાણે તા. ૨૦–૭–૪૭ ના રોજ જે તે સ્થળે લેવાઈ ગયેલી. એને માટે ગુજરાત કાઠિયાવાડના ૫૬ ગામોનાં ૧૨૪ ઉમેદવારોની અરજીઓ આવેલી. તેમાંથી ૪૧ ગામોના ૭૪ ભાઈબહેનોની ઉત્તરવહીઓ અમારા તરફ આવેલી હોવાથી કુલ ૭૪ જણે આ પરીક્ષાનો લાભ લીધો હોવાનું જણાઈ આવે છે. પરીક્ષામાં બેઠેલા ઉમેદવારોની ધંધાવાર સંખ્યા નીચે પ્રમાણે છે—

૫૦ શિક્ષક, ૯ વિદ્યાર્થી, ૨ કારીગર, ૨ નોકરો, ૨ ખેડૂત, ૩ વેપારી, ૪ ઘરકામવાળાં અને ૨ ગ્રંથપાલ મળી કુલ ૭૪, જેમા ૩ જેટલી બહેનો છે. ઉત્તરપત્રો તપાસતાં બેઠેલા ઉમેદવારોમાથી ૬૨ ઉત્તીર્ણ થાય છે. એટલે પરીક્ષાનું પરિણામ આ વખતે, લગભગ ૮૪ ટકા આવેલું ગણાય. ઉત્તીર્ણ થનારામાં ૪૮ શિક્ષકો, ૪ વિદ્યાર્થીઓ, ૨ નોકરીવાળા, ૨ કારીગર, ૨ ખેડૂત, ૨ વેપારી, ૧ ગ્રંથપાલ તથા ૧ ઘરકામવાળાં છે, જેમાં ૧ બહેન છે.

અગાઉ માર્ચ માસમાં પ્રસિદ્ધ થયેલી સદર પરીક્ષા માટેની જાહેરાતમાં જણાવ્યા પ્રમાણે પ્રથમ ૨૦ નંબરો ઉપરાંત * ચિહ્નવાળા ટ્રેનિંગ કોલેજનો લાભ સમૂળગો નહિ પામેલા શિક્ષકો, અંગ્રેજી પાંચ ધોરણ સુધીના વિદ્યાર્થીઓ, ખેડૂત વ. ઇતર ધંધાદારી ઉમેદવારો પૈકી ઉત્તીર્ણ થનાર ૧૭ જણ તથા એક બહેન ગુણાનુક્રમે ૯૦–૮૦ નું ઉત્તેજનથી ઇનામ મેળવવાને પાત્ર ઠરે છે. જેને તેને મળતી ઇનામની રકમ જેના તેના નામની સામે ગેરાના ખાનામાં દર્શાવવામાં આવી છે. કુલ રૂ. ૭૯)નાં ૯ ઇનામો આ પરીક્ષા અંગે વહેંચાશે અને એમની તેમ જ ઉમેદવારોની સગવડ ખાતર શિરસ્તા મુજબ રોકડ અપાશે, છતાં જેમની ઇચ્છા ઇનામની રકમ પૂરતી કિંમતના પુસ્તક લેવાની હશે, તેઓ પુસ્તક, અલબત્ત મગાવી શકશે. તેથી ઇનામ મેળવનાર ભાગ્યશાળી નીવડેલાં ભાઈબહેનોને વિનંતિ કે પોતાને મળતું ઇનામ રોકડમાં જોઈએ છે કે પુસ્તકરૂપે, તથા તે કોઈની મારફત રૂબરૂથી મગાવી લેવું છે કે ટપાલ રસ્તે, તે ચાલુ માસ આખર સુધીમાં જેણે તેણે અત્રસ લખી જણાવવું. મુદ્દત વીત્યે જે તે રકમ અત્રેથી જેને તેને ખર્ચે મનીઓર્ડરથી રવાના કરી દેવાની તજવીજ રહેશે

અગાઉની પરીક્ષાઓની માફક આ વખતે પણ જે તે સ્થળના શિક્ષક, મંત્રી કે અન્ય ગૃહસ્થોએ નિરીક્ષક તરીકેની સેવા અર્પી પરીક્ષાના કામમાં જે મદદ કરી છે તે બદલ એ સર્વેનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

## પરિણામ

| નંબર | નામ | ગામ | ધંધો: અભ્યાસ | ગુણ | ઠરેલ ઇનામ રૂ. |
|---|---|---|---|---|---|
| ૧ | પ્રહ્લાદરાય અ. વ્યાસ | ધારીસણા | શિક્ષક પૂર્વપદ | ૭૨ | ૫) |
| ૨ | ડાહ્યાભાઈ રામદાસ પટેલ | નેમાર | શિક્ષક ઉત્તમ | ૬૯ | ૪) |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ | નરોત્તમદાસ રામજીભાઈ પટેલ | કરમાળ | શિ. મે. સિ. | ૬૮ | ૩) |
| ૪ | ભીમજીભાઈ છ. પંડ્યા | દ્વારકા | શિક્ષક ઉત્તમ | ૬૫ | ૨) |
| ૫ | ચંદુલાલ કેશવલાલ દવે | ચવેલી | શિક્ષક પૂર્વપદ | ૬૨ | ૧) |
| ૬ | રવિશંકર મ ઠાકર | સોનારડા | ,, | ૬૧ | ૧) |
| ૭ | હરગોવિંદ કા. જોશી | દામનગર | શિ મિડલસ્કૂલ | ૬૧ | ૧) |
| ૮ | શાંતિલાલ ભો. શાહ | ગણપતપુરા (તા. પાદરા) | શિ મે. સિ. | ૬૦ | ૧) |
| ૯ | કરુણાશંકર મો વ્યાસ | બહુચરાજી | ,, | ૬૦ | ૧) |
| ૧૦ | રામભાઈ જીવાભાઈ પટેલ | સામમા | ,, | ૫૭ | ૧) |
| ૧૧ | મોહનલાલ દામજીભાઈ પંડ્યા | અમરેલી | ગ્રંથપાલ | ૫૭ | ૧) |
| ૧૨ | પ્રભાશંકર પુ. જોશી | કેરાળા | શિક્ષક પૂર્વપદ | ૫૫ | ૧) |
| ૧૩ | પ્રેમશંકર ડાહ્યાલાલ પંડ્યા | મોટાભંડારિયા | ,, | ૫૪ | ૧) |
| ૧૪ | શંકરલાલ કુ. જાધવ | કોનવડા તા. કસોન | ,, | ૫૪ | ૧) |
| ૧૫ | દેવેન્દ્રપ્રસાદ ભો. આચાર્ય | ખારીવાવડી | ,, | ૫૨ | ૧) |
| ૧૬ | ઉજમદાસ પુ પટેલ | નંદાસણ | ,, | ૫૨ | ૧) |
| ૧૭ | હરગોવિંદલાલ ઉ. વ્યાસ | ઉદલપુર | ,, | ૫૨ | ૧) |
| ૧૮ | રામશંકર મોહનલાલ જાની | કનોડા | ,, | ૫૧ | ૧) |
| ૧૯ | વિધાભા ગગાભા માણેક | દ્વારકા | શિ ઉ. | ૫૧ | ૧) |
| ૨૦ | મૂળચંદ દામોદર ચોટલીઆ | કાચરડી | ,, | ૫૧ | ૧) |
| ૨૧ | ચંદુલાલ કલ્યાણજી દેસાઈ | હુડલી | મુ શિક્ષક | ૫૦ | |
| ૨૨ | ખચુભાઈ કેશવભાઈ દેસાઈ | પીકવાઝાળ | શિક્ષક પૂર્વપદ | ૫૦ | |
| ૨૩ | અંબાલાલ મણિશદાસ પટેલ | સુરજ | ,, | ૫૦ | |
| ૨૪ | વિઠ્ઠલભાઈ ગોપાળદાસ પટેલ | નંદાસણ | ,, | ૪૮ | |
| ૨૫ | ત્રિકમલાલ પુંજીરામ પટેલ | જેપુર | ,, | ૪૭ | |
| ૨૬ | રામજીભાઈ ઈશ્વરદાસ પટેલ | સોનારડા | ,, | ૪૬ | |
| ૨૭ | શંકરલાલ મગનલાલ પંડ્યા | પ્રાંતિયા | ,, | ૪૬ | |
| ૨૮ | મગનલાલ સુંદરભાઈ પૂજારી | બહુચરાજી | ,, | ૪૫ | |
| ૨૯ | શાંતિલાલ શિવરામ ત્રિવેદી | કાચરડી | ,, | ૪૪ | |
| ૩૦ | રાજગર ગગારામ હરિરામ | જીતોડા | ,, | ૪૪ | |
| ૩૧ | મોજીદાન મનુભાઈ ગઢવી | મેવડ | ,, | ૪૪ | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૨ | ગુલાબીદાસ લલ્લુભાઈ શાહ | સોનારડા | વેપાર ગુ. ૫ | ૪૨ | ૦॥ ઉ. |
| ૩૩ | મોતીસિંહ જવાહિરસિંહ સોલંકી | વેમાર | પોસ્ટમેન ગુ. ૬ | ૪૧ | ૦॥ ઉ. |
| ૩૪ | પુરુષોત્તમ હરિભાઈ પટેલ | ઝારોળા | શિક્ષક પૂર્વપદ | ૪૧ | |
| ૩૫ | પુંજાલાલ કેશવલાલ શાહ | સોનારડા | વેપાર ગુ. ૫ | ૪૨ | ૦॥ ઉ. |
| ૩૬ | ગિરજાશંકર મગનલાલ વ્યાસ | વડોદરા તા. ડભોડા | શિક્ષક ગુ. ૬ | ૪૦ | ૦॥ ઉ. |
| ૩૭ | નાનુભાઈ ડી ભટ્ટ | અમદાવાદ | નોકરી મેટ્રિક | ૩૮ | |
| ૩૮ | નારણજી વિઠ્ઠલજી રાવળ | કાંચરડી | શિક્ષક પૂર્વપદ | ૩૮ | |
| ૩૯ | મૂળચંદભાઈ કુબેરદાસ ઓઝા | મેવડ | ,, | ૩૮ | |
| ૪૦ | દુર્ગાપ્રસાદ ઈશ્વરલાલ શુકલ | ચવેલી | વિ અં. ૪ | ૩૮ | ૦॥ ઉ. |
| ૪૧ | વિષ્ણુપ્રસાદ મુ. રાવળ | મોનારડા | શિક્ષક ગુ ૬ | ૩૬ | ૦॥ ઉ. |
| ૪૨ | માસ્તર આત્મારામ ત્રિકમદાસ | દેવળીઆ | શિક્ષક | ૩૬ | |
| ૪૩ | બબાભાઈ રૂપસિંગ ચૌધરી | શોભાસણ | શિક્ષક ગુ. ૭ | ૩૬ | ૦॥ ઉ. |
| ૪૪ | જેઠાલાલ ગિરજાશંકર રાવળ | પ્રાંતિયા | ,, | ૩૫ | ૦॥ ઉ. |
| ૪૫ | ચકુલાલ વલ્લભરામ પંચાલ | ઉદલપુર | લુહાર ગુ. ૪ | ૩૫ | ૦॥ ઉ. |
| ૪૬ | સોમાભાઈ મનોરભાઈ વસાવા | કુંવરપુરા | શિક્ષક પૂર્વપદ | ૩૫ | |
| ૪૭ | રણછોડલાલ હરિશંકર વ્યાસ | પુનાસણ | ,, | ૩૪ | |
| ૪૮ | જયંતિલાલ વાલજી મહેતા | ચાવડ | શિક્ષક પૂર્વપદ | ૩૪ | |
| ૪૯ | ભાઈલાલભાઈ બાપુભાઈ ભટ્ટ | વેમાર | ખેતી ગુ. ૬ | ૩૪ | ૦॥ ઉ. |
| ૫૦ | ચીમનલાલ સો. ભટ્ટ | અમદાવાદ | વિ. જુ.બી.એસ.સી. | ૩૪ | |
| ૫૧ | ચીમનલાલ ઉમિયાશંકર વ્યાસ | ઉદલપુર | શિક્ષક પૂર્વપદ | ૩૪ | |
| ૫૨ | સોમાભાઈ મથુરભાઈ પટેલ | સોનારડા | શિ.ટ્રે.રા. બી. વર્ષ | ૩૪ | |
| ૫૩ | રામુભાઈ બીમાભાઈ વાળંદ | ગલુદણ | વાળંદ ગુ. ૬ | ૩૪ | ૦॥ ઉ. |
| ૫૪ | સોમાભાઈ શિવાજી ઠાકોર | સીહોલીમોટી | શિક્ષક ગુ. પો. ૬ | ૩૩ | ૦॥ ઉ. |
| ૫૫ | રણછોડભાઈ મનુભાઈ ગઢવી | દેવરાસણ | વિદ્યાર્થી અં. ૨ | ૩૩ | ૦॥ ઉ. |
| ૫૬ | બેચરભાઈ વીસાભાઈ ગઢવી | ,, | વિદ્યાર્થી મેટ્રિક | ૩૩ | |
| ૫૭ | કાન્તિલાલ કેશવલાલ દવે | મણીઆરી | શિક્ષક ગુ. ૬ | ૩૩ | ૦॥ ઉ. |

| | | | | |
|---|---|---|---|---|
| ૫૮ | પોપટલાલ દલસુખરામ જોશી | પ્રાંતિયા | શિક્ષક ગુ. ૬ | ૨૯+૪ ૦॥ ઉ. |
| ૫૯ | દેવશંકર છ. પંડ્યા | મો ભંડારિયા | શિક્ષક પૂ પ. | ૨૯+૪ |
| ૬૦ | વિઠ્ઠલભાઈ છબીલદાસ | વડાવસ્વામી | ,, | ૨૯+૪ |
| ૬૧ | જીવાભાઈ બાબરભાઈ | અલુદણ | ખેતી ગુ. ૬ | ૨૯+૪ ૦॥ ઉ |
| ૬૨ | કમળાબેન ભી રાવળ | સોનારડા | ઘરકામ ગુ ૬ | ૨૯+૪ ૦॥ ઉ. |
| ૬૩ | મફતલાલ હરિદાસ પટેલ | ઉદલપુર | વિદ્યાર્થી અ ૩ | ૨૮+૫ ૦॥ ઉ |
| ૬૪ | રમણલાલ દલસુખરામ જોશી | વેમાર | ઘરકામ ગુ. ૬ | ૨૭ |
| ૬૫ | ઓધવદાસ દયારામ કુબાવત | રંગપુર | શિક્ષક | ૨૧ |
| ૬૬ | લક્ષ્મીદાસ તુલસીદાસ ઠાકર | દ્વારકા | શિક્ષક મધ્યમ | ૨૧ |
| ૬૭ | ભોગીલાલ કાશીદાસ પટેલ | ડેલીસણા | વેપાર | ૨૧ |
| ૬૮ | રમેશચંદ્ર લીલાધર દવે | વાલમ | અભ્યાસ | ૨૦ |
| ૬૯ | મૂળચંદભાઈ સેં. સુથાર | ઉદલપુર | વિદ્યાર્થી અ. ૨ | ૧૮ |
| ૭૦ | લીલાવતી શિ. રાવળ | વાલમ | ઘરકામ | ૧૭ |
| ૭૧ | પા. ચતુરભાઈ હરગોવન | ઉદલપુર | વિદ્યાર્થી અ. ૨ | ૧૭ |
| ૭૨ | જયંતિલાલ પ્રેમશંકર | ,, | વિદ્યાર્થી અ. ૧ | ૧૨ |
| ૭૩ | હીરાગૌરી જટાશંકર રાવળ | ,, | ઘરકામ ગુ. ૪ | ૧૦ |
| ૭૪ | હરગોવિંદ બબલદાસ પંચાલ | ,, | વિદ્યાર્થી અ. ૨ | ૯ |

છેલ્લાં બે વર્ષોની પરીક્ષાઓને મુકાબલે આ ૨૫ મી પરીક્ષાનો લાભ લેનારાં ઉમેદવારોની સંખ્યા ખસુસ સંતોષકારક છે, છતાં હજી તે તેની અસલ મર્યાદાએ નથી પહોંચી તેની શિષ્ટ વાચનના હિમાયતીઓએ નોંધ લેવી ઘટે છે. ઇચ્છીએ છીએ કે ચાલુ નવા વર્ષે લેવાનારી ૨૬ મી પરીક્ષા પોતાની અસલ મર્યાદાને પુનઃ પ્રાપ્ત કરશે. 'દીનબંધુ ઍણ્ડ્રૂઝ'નું પુસ્તક પરીક્ષા નિમિત્તે જેમણે વાંચ્યું છે તેઓ પોતાનાં આપ્તવર્ગને એ પુસ્તક વાંચવાની પ્રેરણા જરૂર કરે.

ના. નં. ચોકસી
સહમંત્રી,
વ. રા. પુ. મંડળ

સને ૧૯૪૬–૪૭

# ુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ–વડોદરા

( વડોદરા રાજ્યની સહકારી મંડળીઓ સંબંધી સવત ૧૯૭૦ના નિબંધ છઠ્ઠાની કલમ ૯ અન્વયે નં. ૭૬૯/૬૭૫ થી તા ૩૧–૩–૨૪ના રોજ નોધવામા આવ્યું છે. )

| | |
|---|---|
| મુકરર કરેલું ભંડોળ | રૂ. ૫૦,૦૦૦–૦–૦ |
| ભરાવવા કાઢેલું ભંડોળ | રૂ. ૫૦,૦૦૦–૦–૦ |
| ભરાયેલું ભંડોળ | રૂ. ૪૮,૯૫૦–૦–૦ |
| વસુલ આવેલું ભડોળ | રૂ. ૪૮,૯૫૦–૦–૦ |
| રિઝર્વ તથા ઈતર ફંડો | રૂ. ૪૪,૦૬૩–૦–૦ |

મંડળનું નોંધેલું સરનામું
રાવપુરા, પોસ્ટ બૉક્સ નં. ૧૦, વડોદરા.

સાધારણ સભાના પ્રમુખ

ા. રા. મગનભાઈ શંકરભાઈ પટેલ, વડોદરા.

ઉપપ્રમુખ

ા. રા. નાનાલાલ નાથાલાલ શાહ એમ. એ. વડોદરા.

વ્યવસ્થાપક મંડળના સભાસદો

ા. રા. ચુનીલાલ પુરુષોત્તમદાસ શાહ, બી. એ. એલ એલ. બી. વડોદરા. (અધ્યક્ષ)
ા. રા. ચિમનભાઈ મૂળજીભાઇ અમીન, પ્રતિનિધિ સા. પુ. વસો.
ા. રા. ચિમનભાઇ હરિભાઇ અમીન, મંત્રી સા. પુ. વરણામા.
ા. રા. વિષ્ણુપ્રસાદ પ્રહ્લાદજી પંડ્યા, પ્રતિનિધિ સા. પુ. પાદરા.
ા. રા. વલ્લભભાઈ મૂળજીભાઇ પટેલ, પ્રતિનિધિ સા. પુ. સાધી.
ા. રા. રમણલાલ લલ્લુભાઈ ભટ્ટ, મંત્રી સા. પુ. શિનોર.
ા. રા. અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કર, વડોદરા.
ા. રા. શંકરભાઈ સોમાભાઇ પટેલ, વડોદરા.
ા. રા. રાવજીભાઇ જોરાભાઇ પટેલ, ઇટોલા.

મંત્રી

ા. રા. વાઘજીભાઈ નારણભાઈ અમીન, બી. કોમ. વડોદરા.

ઑડિટર્સ

ેસર્સ: આપાજી અમીન એન્ડ કાં. રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટ્સ, મુંબાઇ

પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડનો સને ૧૯૪૬-૪૭ નો

# ત્રેવીસમો વાર્ષિક અહેવાલ

સગૃહસ્થો,

ના ૩૧ મી જુલાઇ સને ૧૯૪૭ ના રોજ પૂરા થતા આ મંડળના ત્રેવીસમા વર્ષના કામકાજનો હેવાલ તથા હિસાબનું સરવાયું અને તા. ૧-૮-૪૬ થી તા. ૩૧-૭-૪૭ સુધીના બાર માસનો નફાતોટાનો હિસાબ ઑડિટરના દાખલા સાથે વ્યવસ્થાપકો આપની સમક્ષ રજુ કરે છે.

(૧) સભાઓઃ—

નિવેદનવાળા વર્ષમાં વ્યવસ્થાપક મંડળની સાત સભાઓ મળી હતી.

(૨) શેર બાબતઃ—

નિવેદનવાળા વર્ષમાં ૭૫ નવીન સભાસદો આપણા મંડળમાં ઉમેરાયા છે અને ૧૦ સભાસદો શેર નામફેર થવાથી કમી થયા છે; એટલે વર્ષ આખરે સભાસદોની કુલ સંખ્યા ૮૯૪ ની છે. આ નવીન સભાસદોએ ખરીદેલા શેર ૮૮ ઉમેરતાં ભરાયેલા શેરની કુલ સંખ્યા ૧૯૫૮ ની છે, અને તે પેટે શેર દીઠ રૂ. ૨૫) ની કિંમતની તમામ રકમ વસુલ આવેલી છે

(૩) પુસ્તકવેચાણ:—

નિવેદનવાળા વર્ષમાં મંડળે ગયા વર્ષની માફક રાજ્યનાં તેમ જ અન્ય સાર્વજનિક પુસ્તકાલયોને અને જનતાને પુસ્તકો પૂરાં પાડવાનું કાર્ય કર્યું હતું. તે અંગે રૂ. ૫૮૭૯૦-૧૨-૦ ના પુસ્તકો તથા પરચુરણ સાહિત્યની ખરીદી કરી છે અને રૂ. ૬૬૬૧૮-૧૦-૧૦ નું વેચાણ કર્યું છે.

(૪) પત્રો-માસિકોનું લવાજમ ભર્યા બાબત —

નિવેદનવાળા વર્ષમા મંડળે ૧૨૨૫ ગ્રામ પુસ્તકાલયો તથા વાચનાલયો વતી વર્તમાનપત્રો તથા માસિકોનું લવાજમ ભરવાનું કામ કર્યું છે. આ વર્ષે ૪૧ કસ્બા પુસ્તકાલયોએ પણ પહેલાં જેમ તે કામ મંડળને સોંપ્યુ હતુ. ઉપરાંત વડોદરા રાજ્ય બહારનાં ૨૭ પુસ્તકાલયો અને ૧૦ જ્ઞાનવર્ધક વાચનાલયો, તેમજ હિન્દુસ્તાન બહારનાં આફ્રિકાનાં પુસ્તકાલયો, બીજી સંસ્થાઓ અને વ્યક્તિઓ મળી આશરે ૧૦૯ ગ્રાહકો વતી પણ લવાજમો ભરવાનું કામ મંડળે કર્યું છે. વર્ષ દરમ્યાન રૂ ૬૭૧૦૧-૧૫-૦ નું કુલ લવાજમ મંડળ મારફતે ભરાયેલું છે.

(૫) પુસ્તકાલયોના કાયમ ફંડ બાબત—

નિવેદનવાળા વર્ષ આખરે પુસ્તકાલયોની કાયમ ફંડની રકમ મંડળમાં થાપણ તરીકે મુકાયેલી રૂ. ૩૭૭૩૩૭-૧૨-૩ ની છે. થાપણો ઉપર મંડળ તરફથી દોઢ ટકો વ્યાજ આપવામાં આવ્યુ છે. કાયમ ફંડની રકમોની યાદી ગામવાર આ રિપોર્ટમાં અન્યત્ર પ્રકટ કરવામાં આવી છે.

(૬) મંડળને સોંપાયેલાં ટ્રસ્ટ ફંડો બાબત—

નિવેદનવાળા વર્ષમાં મંડળને આઠ નવીન ટ્રસ્ટ ફંડો રૂ. ૧૨૭૩-૦-૦ નાં મળેલાં છે. એટલે વર્ષ આખરે ટ્રસ્ટ ફંડોની કુલ સંખ્યા ૬૫ રૂ. ૨૯૫૫૬-૧૫-૭ ની થાય છે. તેમાં નહિ ખર્ચાયેલું વ્યાજ રૂ. ૫૪૩-૩-૪ ઉમેરતાં ટ્રસ્ટ ફંડો ખાતે રૂ. ૩૦૧૦૦-૨-૧૧ બાકી જમા રહે છે. આ ફંડોનો હિસાબ આ રિપોર્ટમાં અન્યત્ર પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

(૭) ઈન્વેસ્ટમેન્ટસ બાબતઃ—

સને ૧૯૩૮માં બ્રિટીશ રાજ્યની ખેડા ડિસ્ટ્રીટ સેન્ટ્રલ કો. ઓ. બેંક લિ. નડિયાદની કાચી પડી હતી અને મુંબાઈ સરકારના હુકમથી તેનું કામકાજ બંધ થયું છે. આ બેંકમાં મંડળના રૂ. ૧૦૦૦)ના શેર ચાલુ છે. તે ઉપરાંત બાંધી મુદતની થાપણ ખાતે ગયા વર્ષ આખરે જે રૂ. ૫૬૨) બાકી હતા તે હજી બાકીમાં છે. આ રકમો ચકમંદ લેણા ખાતે સરવાયામાં બતાવી છે.

(૮) પુસ્તકપ્રકાશન સંબંધી—

(૧) મંડળે પ્રસિદ્ધ કરેલાં ૬૬ પુસ્તકો પૈકી ૩૬ પુસ્તકોની બધી પ્રતો વેચાઈ ગઈ છે. પુસ્તકપ્રકાશન ખાતે મંડળના રૂ. ૨૬૪૭-૩-૦ હાલ રોકાયેલા રહે છે.

(૨) સ્મારક ગ્રંથમાળાઓના પ્રકાશન માટે મંડળને સોંપાયેલાં બે ટ્રસ્ટ ફંડો ખાતેથી આજ સુધીમાં કુલ ૬ પુસ્તકો મંડળે પ્રસિદ્ધ કર્યાં છે, જેમાંની બે જાતો પૂરેપૂરી વેચાઈ ગઈ છે.

(૯) "પુસ્તકાલય" માસિક બાબત—

"પુસ્તકાલય" માસિકનું ૨૧મું વર્ષ જુલાઈ ૧૯૪૭ આખરે પૂરું થયું છે. તા. ૧-૮-૪૬ થી તા. ૩૧-૭-૪૭ સુધીના બાર માસમાં લવાજમ ખાતે રૂ. ૪૪૮૧-૪-૦ અને જાહેરખબર ખાતે રૂ. ૨૦૭૭-૮-૦ મળી કુલ રૂ. ૬૫૫૮-૧૨-૦ જમા મળ્યા હતા. ખર્ચની રકમ રૂ. ૬૪૪૦-૧૦-૦ થઈ છે, તે બાદ જતા માસિક ખાતે રૂ. ૧૧૮-૨-૦ ની બચત થાય છે. તે પાછલાં વર્ષોની બચત તથા વ્યાજના ઉત્પન્નમાં ઉમેરતાં માસિક ખાતે ચોખ્ખી બચત રૂ. ૧૨૦૮૭-૬-૭ રહે છે. માસિકના વર્ષ દરમ્યાનના ઉત્પન્ન-ખર્ચનો હિસાબ આ સાથે ખુલાસો પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

"પુસ્તકાલય" માસિક ખાતેથી માસિકના તંત્રીને એક માસના પગારના બોનસના રૂ. ૬૫) આપવા વ્યવસ્થાપકો આપને ભલામણ કરે છે.

## પાદરા મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| અમોળ | ૧૯૮-૮-૫ | લોલા | ૦-૩-૭ | સોમજીપુરા | ૭૪-૧૦-૬ |
| *અંબાડા | ૨૨૫-૫-૧ | નેદરા | ૨૯-૪-૪ | મહમદપુરા | ૩૫ ૧૧-૯ |
| *આમળા | ૧૨૪૧-૫-૧ | *તાજપુરા | ૨૭૦-૨-૩ | ભાણુપુર | ૩૫-૧૧-૮ |
| *ઉમરાયા | ૧૪૫-૦-૫ | *તિથોર | ૨૯૮-૧૧-૬ | *લતીપુરા | ૪૮૨-૧૦-૧૧ |
| *કણુઝટ | ૫૧૮-૧૩-૧ | *નરસીપુરા | ૪૩-૧૨-૪ | *વડદલા | ૧૧૨-૦-૧ |
| કરણાકુવા | ૬૫-૦-૮ | *દરાપુરા | ૧૫૫૨-૧૩-૭ | *વડુ | ૩૭૨-૦-૧ |
| *કરખડી | ૧૪૮૫-૬-૬ | દહોલી | ૪૫-૫-૧૦ | (૨) વણછરા | ૨૫૩-૪-૯ |
| ,, મ. ડુ. ફંડ | ૭૮-૦-૧૦ | *ડુધવાડા | ૮૨૯-૩-૯ | *વીરપુર | ૧૧૬-૧૩-૦ |
| કલ્યાણકુઇ | ૪૧-૧-૨ | *પાદરા બોર્ડિંગ- | | *વિશ્રામપુર | ૫૬-૧-૧૧ |
| *કાંદા | ૮૩-૮-૧ | હાઉસ વા. | ૪૨-૪-૭ | *શાણુપુર | ૨૮૨-૯-૯ |
| *કુરાલ | ૭૪૫-૦-૫ | (૨) પાટોદ | ૧૦૨-૧૧-૫ | *સાદરા | ૧૧૮-૨-૧ |
| *કોટણા | ૧૦૯-૧૧-૫ | *પાદરા | ૧૭૬-૦-૬ | *સાધી | ૯૫૩-૨-૫ |
| *ગવાસદ | ૭૬૮-૫-૧૧ | ,, મ ડુ ફંડ | ૭૦૪-૩-૪ | *સાંપલા | ૭૫-૧૪-૫ |
| ,, મ ડુ. ફંડ | ૩૭ ૧૧-૯ | *પીપળી | ૯૮-૮-૨ | *સેજાકુવા | ૧૨૪૬-૧૦-૫ |
| ગામેઠા | ૭૬-૯-૨ | *ભોજ | ૧૫૧-૧૩-૮ | *સોખડા ખુર્દ | ૪૫૫-૧૩-૦ |
| *ઘોરીઆદ | ૪૧૭-૧૩-૪ | મહુવડ | ૧૪-૩-૬ | *સોખડારાઘુ | ૯૯ ૧૫-૮ |
| *ઘાયજ | ૪૭૯-૫-૨ | *માસર | ૮૨૪-૫-૮ | હુસેપુર | ૧૨૫ ૧૧-૧૧ |
| *ચાણસદ | ૭૧૭-૨-૦ | *મુજપુર | ૧૫૦૮-૧-૯ | *રણુ | ૨૯૦-૧૪-૨ |
| *ચિત્રાલ | ૩૪૬-૯-૧ | (૨) મુવાલ | ૩૦૭-૩-૭ | *સાંગમા | ૧૯૭-૧૧-૯ |
| *જાલાલપુર | ૪૩૧-૨-૧૧ | મોભા | ૬૬૦-૧૪-૮ | (૪) લુણા | ૨૪૭-૦-૧ |
| *(૪) ડબકા | ૩૨૮-૫-૧૧ | *પીંડાપા | ૭૪-૫-૬ | દરાપુરા મ. | |
| *ડભાસા | ૩૯૯-૧-૧૧ | *ભદારી | ૬૧-૬-૨ | ડુ. ફંડ | ૭૪-૩-૮ |
| ચાદડ | ૨૮-૮-૦ | ખ્વાજાપુરસી | ૩૬-૧૫ ૭ | હરણમાળ | ૩-૨-૬ |
| આમળા મ. | | *રાજુપુરા | ૧૭૧-૧૨-૭ | મજાતણ | ૧૩-૧-૪ |
| ડુ. ફંડ | ૨૧-૬-૩ | આતી | ૩૪-૧૧-૧ | એકલબારા | ૩૭ ૧૧-૨ |
| શીરોલ | ૨૦-૧૧-૨ | *સરસવણી | ૧૦૧૫-૮-૧૧ | મદાપુર | ૧૫-૧૦-૫ |

## પેટલાદ મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| અમાર્સ | ૪૬-૧૪-૭ | પલાણા મ ડુ ફંડ | ૯૬ ૧૫ ૧ | *વિઓલી | ૧૨-૦- |
| અરડી | ૧૦૦ ૧૨-૫ | પતોલ | ૩૮૬-૧૫ ૧૦ | *નાપણી | ૯૭૧-૬- |
| કણીઆ | ૬૫ ૧૧ ૬ | મેઘવપુર | ૧-૦-૧૧ | બાલીન્ટા | ૬૫ ૧૦ |
| *કાસોલી | ૧૮૧-૧૫-૨ | *પાડગોલ | ૨૪૮-૯-૧૧ | બાંટવા | ૨૮-૧૦ |
| ગમાપુર | ૩૮-૧-૧ | *પીહીજ મ. | | *ભડકદ | ૫૫૫ ૧૪- |
| *દંતાલી | ૫૮૪-૧૦-૯ | ડુ. ફંડ | ૧૦૨-૨-૮ | ભાટીએલ | ૧૨-૧૩ |
| *ડાવીડા | ૧૩૬૨-૧૦-૪ | પેટલી | ૩૪૯ ૯-૦ | ભાંગેલ | ૩-૭- |
| કોઠાવી | ૪૦-૧૨-૪ | જલાબોરડી | ૧૦-૧૦-૮ | ભપરોલ | ૨૪૮-૯- |
| *પલાણા | ૭૬૧-૬-૪ | | | | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૮) બાકરોલ | ૪૬૨-૮-૫ | *રામોલ | ૨૦૨-૭-૪ | વિરોલ | ૧૨૮-૫-૦ |
| (૧૨) કાસર | ૧૬૮-૧૪-૦ | ,, મ. હુ. ફંડ | ૮૮-૪-૬ | *માણુજ | ૫૧૮-૦-૧૧ |
| ખણુસોલ | ૧૮-૧૩-૧ | રૂણુ | ૦-૧૦-૮ | બામણોલી | ૪૨-૧૧-૧ |
| *આડા | ૧૨૧-૧૩-૮ | રૂણુજ | ૧૬૧-૩-૧૧ | *સજાયા | ૪૭૧-૦-૩ |
| *ધુરેલી | ૬૪૧-૫-૧ | વટાવ | ૮૦-૧૫-૭ | સાંસેદ | ૫૩-૫-૧ |
| જોળ | ૩૫-૮-૮ | પચરાણુીઆ | ૨૦-૧-૩ | સિહોલ | ૮૪૮-૪-૧ |
| *ડભોઉ | ૨૩૯-૧૨-૪ | *શેખડી | ૧૫૫-૬-૦ | *સીમરડા | ૪૦૮-૯-૮ |
| *મંલાતજ | ૯૦૦-૭-૩ | *ડેમોલ | ૮૮૬-૧૨-૮ | સુંદરણા | ૧૬-૩-૧૧ |
| ભારકદ મ. હુ. | | ત્રંબોવાડ | ૩૯-૧૩-૨ | સીંબાલી | ૪૩-૧-૨ |
| ફંડ | ૧૫-૧૨-૧૦ | સુદરા | ૧૧૮-૩-૬ | *ભડેરજ | ૫૧-૩-૧૦ |
| *મહેલાવ | ૨૪૫૨-૧૨-૨ | થલેંડી | ૧૨૫-૪-૧ | (૨) માનપુરા | ૨૦૯-૬-૮ |
| *માલાવાડા | ૨૫૮-૨-૪ | *ધર્મજ મ પુ. | ૭૬૪-૧૫-૯ | *દેવા | ૩૨૮-૦-૧ |
| મોગરી | ૧૧૮૮-૧૫-૩ | *રામપુર | ૧૭૪-૧૩-૧૧ | ધર્મજ સા. પુ. નોકર મોતી કાળા ગ્રુ મો. ફંડ | ૨૧૪-૧૫-૫ |
| મોરડ | ૧૪૯૮-૨-૯ | *નવાગામ | ૧૪૧૪-૧૩-૧૦ | | |
| રામોદડી | ૪૬-૩-૩ | *વિશ્રામપુરા | ૫૧-૯-૫ | | |

## ભાદરણ મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| કણુઝટ | ૨૧૫-૧-૨ | *ઝારોળા | ૧૭૬૫-૦-૭ | રૂદેલ મ. હુ. ફં. | ૭૨-૧૩-૫ |
| કિંખલોડ | ૪૫૮-૧૫-૯ | ,, મ હુ ફં. | ૪૧-૮-૭ | લાલપુરા | ૧૭૬-૧૦-૭ |
| *કોસિંદ્રા | ૪૦૬-૦-૪ | *પીપળી | ૪૧૦-૭-૪ | *વટાદરા | ૮૧૦-૧૪-૧ |
| *ગંભીરા | ૧૩૧૨-૧૪-૯ | *બામણગામ | ૧૭૩૫-૯-૧ | *વાસણા | ૯૩-૯-૧૦ |
| ,, મકાન હુ.ફં. | ૫૨-૭-૦ | *ભાદરણ બા. પુ | | બામણગામ- | |
| *ચમારા | ૨૨૮-૮-૧ | *સુંદણ | ૩૩૫-૨-૭ | મ હુ. ફં. | ૧૨૫-૦-૯ |
| ચુવા. | ૩૧૦-૭-૨ | *શેરડી મોટી | ૧૮-૧૧-૮ | *વાનવોડ | |
| *જલુંધ | ૨૦૩-૩-૧૧ | *રણોલી મ. હુ | | *ઝાંઝ | ૨૫૫-૨-૧૦ |
| કોસિંદ્રા મ. | ૨૭-૧૧-૨ | ફં | ૫૦૭-૦-૮ | *કાણીસા | ૧૩૬-૩-૮ |
| હુ ફં. | | *જભસણ | ૫૯૫-૦-૬ | *રીણાવ | ૨૦૧-૨-૪ |
| *જોશીકુવા | ૯૧૮-૯-૫ | *રહેલ | ૨૨૧૦-૧૩-૭ | | |

## વડોદરા મહાલ

| | | | | | |
|---|---|---|---|---|---|
| અકોટા | ૩૪-૧-૨ | ગોસિંદ્રા | ૩૧-૪-૧ | મેથાકુઇ | ૧૯૯-૧૧ ૧૧ |
| આમલીઆરા | ૭૯-૭-૧૦ | *ડુમાડ | ૧૩૪-૦-૬ | સમસપુરા | ૬૧-૬-૮ |
| અટલાદરા | ૧૩૫-૯-૧૧ | ધનિયાવી | ૧૨-૧૧-૯ | કલાલી | ૪૩૧-૪-૩ |
| *આજોડ | ૩૪૨-૨-૩ | ધનોરા | ૩૩-૩-૧૦ | *કાશીપુરા | ૨૮૭-૧૧-૫ |
| (૨) અંકોડીઆ | ૫૫૫-૪-૬ | *પદમલા | ૬૧૦-૮-૮ | કેલનપુર | ૪૮-૧૦-૭ |
| ભીલ મ.હુ.ફં. | ૧૩૩-૧૪ ૧૧ | અલ્હાદપુરા | ૩૮-૯-૯ | *આયલી | ૫-૦-૫ |
| *ખાનપુરા | ૭૬-૪-૯ | *ઉંડેરા | ૩૭૪-૧-૧ | કરાલી | ૮-૫-૧૧ |
| ગોરવા | ૪૨૨-૧૨-૮ | જીટીઆમેકાફ | ૯ ૧૨-૧૦ | *કોયલી | ૨૭૩૦-૧૩-૧૧ |
| કપુરાઇ. | ૫-૪-૦ | (૩)કરચીઆ | ૨૭૩-૪-૬ | (૨) મારેજા | ૮૪-૧૩-૮ |
| *ઈટોલા | ૯૬-૪-૨ | સમા | ૧૫૬-૧૧-૧૦ | રાયપુરા | ૧૧૧-૭-૭ |
| ગોત્રી | ૪૭૮-૫-૧ | *મકરપુરા | ૪૫૪-૮-૯ | સુભાનપુરા | ૫૬-૦-૪ |
| તાંદળજા | ૩૦-૯-૧ | *દશરથ | ૧૯૮૦ ૧૯-૦ | મારેઠા | ૬-૧-૫ |
| *મોતીઆપુરા | ૩૫-૧૩-૧૦ | કોટણા | ૧૨૯-૭-૨ | આજવાપુર | ૧૩૬-૩-૬ |
| *રણોલી | ૧૫૫૬-૩-૧૦ | દામાપુરા | ૫૭-૧૦-૩ | કાન્જલપુર(સાકરદા) | ૨૩-૧૫-૧૧ |
| રાધવપુર | ૧૦-૧-૬ | | | | |

# નોટિસ

આથી ખબર આપવામાં આવે છે કે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડના સભાસદોની ત્રેવીસમી વાર્ષિક સાધારણ સભા, રાવપુરા, વડોદરામાં આવેલી મંડળની રજીસ્ટર્ડ ઑફિસમા રવિવાર તા. ૫ મી ઑક્ટોબર, સને ૧૯૪૭ ના રોજ બપોરના ૧-૦ વાગે નીચેનાં કામો કરવા મળશે:—

૧. તા. ૧-૮-૪૬ થી તા. ૩૧-૭-૪૭ સુધીના બાર માસનો વ્યવસ્થાપક મંડળનો રિપોર્ટ તથા ઑડિટરે તપાસેલો હિસાબ મંજુર કરવો.

૨. નફાની વહેંચણી જાહેર કરવી.

૩. નવા વર્ષ માટે પ્રમુખ, ઉપપ્રમુખ, ઑડિટર તથા વ્યવસ્થાપક મંડળના હોદ્દો છોડતા ત્રણ વ્યવસ્થાપકોને બદલે બીજાઓને નીમવા અગર તેઓને ફરી ચૂંટી કાઢવા.

૪. નવા વર્ષની આવક તથા ખર્ચનું અંદાજપત્રક મંજુર કરવું

૫. મે. પ્રમુખ સાહેબ તરફથી સભામાં બીજું જે કામ રજૂ થાય તે કરવું.

સર્વે સભાસદોને વખતસર સભામા પધારવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

વડોદરા,
તા. ૬-૯-૪૭

વ્યવસ્થાપક મંડળની આજ્ઞાથી
વા. ના. અમીન
મંત્રી.

ટીપ:– વ્ય. મંડળમાં ખાલી પડેલી જગાઓ માટે ઉમેદવારી કરવા ઇચ્છનાર સભાસદે પોતાની લેખી ઉમેદવારી સાધારણ સભાની તારીખ પહેલાં સાત દિવસ અગાઉ મંડળની ઑફિસે મોકલવી જોઇશે. આવા ઉમેદવાર કોઇ પુસ્તકાલયના મંત્રી વા પ્રતિનિધિ તરીકે ઉમેદવારી કરવા માગતા હોય તો તે પુસ્તકાલયના મંત્રી વા પ્રતિનિધિ તરીકે તેમને સ્વીકાર્યો બદલનો જે તે પુસ્તકાલયનો ઠરાવ પોતાની ઉમેદવારી સાથે મોકલવો જોઇશે, અને જો તે સ્વતંત્ર રીતે ઉમેદવારી કરતા હોય તો તેમની ઉમેદવારીને બીજા એક સભાસદનું લેખી અનુમોદન સદર ઉમેદવારી સાથે મોકલવું જોઇશે.

# આવતા માસની કાર્યદિશા

(૧) અંદાજો ટકાવારીના ધોરણે જ મંજૂર થાય છે; માટે તે પ્રમાણે જ ગોઠવી મદદની માગણી કરશો. કસ્બાઓએ અને મકાનવાળાં પુસ્તકાલયોએ આ સૂચના ખાસ ધ્યાનમાં લેવા વિનંતિ છે.

(૨) તમામ કાયમનિધિ અને લોકમદદની રકમ તૈયાર હોય તો જે તે સ્થળે મોકલવા તજવીજ કરો.

(૩) મોટા ભાગનાં ગ્રામ તેમ જ કસ્બા પુસ્તકાલયો તરફથી હજી વાર્ષિક નિવેદનો ખાતા તરફ આવ્યાં નથી તે તાકીદે ખાતામાં મોકલી આપવા તજવીજ કરવી.

(૪) થોડું ભણેલાં પ્રૌઢો માટે પણ વાચનપ્રચાર માટેની પુસ્તિકાઓનો પ્રચાર કરો.

વડોદરા,
તા. ૮-૯-૪૭

પી. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક.

---

મધ્યવર્તી પુસ્તકાલય — સાર્વજનિક પુસ્તકાલય શાખા

જાહેરાત નં. ૩ સને ૧૯૪૭-૪૮.

## વિષય

વડોદરા રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયનાં મકાનો માટે ગામ-મદદની રકમો ખાતામાં જમા છે તેની પુસ્તકાલયવાર યાદી.
માહે જુલાઈ ૧૯૪૭ આખર સુધીની

| અનુ. અંક | ગામનું નામ | ગામ મદદ | અનુ. અંક | ગામનું નામ | ગામ મદદ |
|---|---|---|---|---|---|
| ૧ | આમલી (તા. નવસારી) | ૧૦૦૦-૦-૦ | ૫ | કુરાલ (તા. પાદરા) | ૧૦૦૦-૦-૦ |
| ૨ | ધમડ (તા. કલોલ) | ૬૦૦-૧૨-૦ | ૬ | કેલોદ્રા (તા. સિદ્ધપુર) | ૧૦૦૦-૦-૦ |
| ૩ | ઊંઝા(મહિલા)(તા. સિદ્ધપુર) | ૨૦૦૦-૦-૦ | ૭ | કામરોલ (તા. વાઘોડિયા) | ૧૦૦૧-૦-૦ |
| ૪ | કાંસા (તા. વિસનગર) | ૧૦૦-૦-૦ | ૮ | કમાણા (તા. વિસનગર) | ૧૦૦૧-૦-૦ |

૯ કામળી (તા. સિદ્ધપુર) ૧૫૦૦-૦-૦
૧૦ કાણીસા (તા. બાદરણ) ૧૦૦૦-૦-૦
૧૧ ખરોડ (તા. વિજાપુર) ૧૦૦૦-૦-૦
૧૨ ગુંજા (તા. વિસનગર) ૧૦૦૧-૦-૦
૧૩ ચોરંદા (તા. કરજણ) ૧૦૦૧-૦-૦
૧૪ છાણી (તા. વડોદરા) ૧૧૫-૦-૦
૧૫ છઠીઆરડા (તા. મહેસાણા) ૧૨૦૧-૦-૦
૧૬ છાલા (તા. દેહગામ) ૧૦૦૦-૦-૦
૧૭ જોશીકુવા (તા. બાદરણ) ૧૦૪૦-૦-૦
૧૮ જંબુરાલ (તા. પાટણ) ૧૦૦૦-૦-૦
૧૯ જગુદણ (તા મહેસાણા) ૫૦૦૦-૦-૦
૨૦ ડુંડાવ (તા. સિદ્ધપુર) ૧૦૦૦-૦-૦
૨૧ ડભોડા (તા. ડભોડા) ૧૦૦૦-૦-૦
૨૨ ડભાસા (તા. પાદરા) ૧૦૦૦-૦-૦
૨૩ ડાભલા (તા. વિજાપુર) ૧૦૦૦-૦-૦
૨૪ ડોડીવાડા (તા. ચાણસ્મા) ૧૦૦૧-૦-૦
૨૫ ઢુંઢી (તા. પલસાણા) ૧૦૦૧-૦-૦
૨૬ ઢિમેર (તા. શિનોર) ૧૦૦૦- -૦
૨૭ ઢઢરણ (તા. વડોદરા) ૧૦૦૦-૦-૦
૨૮ દેથુપ (તા. વિસનગર) ૧૦૦૧-૦-૦
૨૯ તાસજ (તા. સિદ્ધપુર) ૧૦૦૧-૦-૦
૩૦ દદીઆળ (તા. વિસનગર) ૧૦૦૧-૦-૦
૩૧ ધાવટ (તા. કરજણ) ૬૯૦-૦-૦
૩૨ ધીણજ (તા. બાદરણ) ૧૦૦૦-૦-૦
૩૩ પલીઆડ (તા. કલોલ) ૧૦૦૦-૧-૦
૩૪ પેટલાદ (મહિલા) ૩૦૦૦-૦-૦
૩૫ પુદગામ (તા. વિસનગર) ૧૦૦૧-૦-૦
૩૬ પારસિંગા (તા. દામનગર) ૧૦૦૦-૦-૦
૩૭ પુંધરા (તા. વિજાપુર) ૨૦૦૧-૦-૦
૩૮ પીપળોઈ (તા બાદરણ) ૧૦૦૦-૦-૦
૩૯ પલાસર (તા. ચાણસ્મા) ૭૦૨-૦-૦
૪૦ બાસ્પાવાડા ( ,, ) ૧૦૦૧-૦-૦
૪૧ મોડેલી (તા. સંખેડા) ૧૦૦૦-૦-૦
૪૨ મંજુસર (તા. સાવલી) ૨૦૦૦-૦-૦
૪૩ માણેકપુર (તા. વિજાપુર) ૧૦૦૧-૦-૦
૪૪ મોઢેરા (તા. ચાણસ્મા) ૧૦૦૧-૦-૦
૪૫ મરોલી (તા. નવસારી) ૧૦૦૦-૦-૦
૪૬ મુજપુર (તા. પાદરા) ૧૦૦૦-૦-૦
૪૭ મોરડ (તા. પેટલાદ) ૧૦૦૦-૦-૦
૪૮ મોટાઆંકડિયા (તા. અમ.) ૧૦૦૦-૦-૦
૪૯ મલાતજ (તા. પેટલાદ) ૧૦૦૧-૦-૦
૫૦ મગોડી (તા. દહેગામ) ૧૦૦૦-૦-૦
૫૧ મોટી દાઉ (તા. મહેસાણા) ૧૦૦૦-૦-૦
૫૨ મીઠી ધારિયાલ (ચાણસ્મા) ૧૦૦૧-૦-૦
૫૩ રણાપુર (તા. કરજણ) ૭૦૧-૦-૦
૫૪ રૂપપુર (તા. ચાણસ્મા) ૧૦૦૧-૦-૦
૫૫ વેમાર (તા. કરજણ) ૧-૦-૦
૫૬ વિજાપુર (મહિલા) ૩૦૦-૦-૦
૫૭ વાવ (તા. કામરેજ) ૧૦૦૦-૦-૦
૫૮ વાલમ (મહિલા) વિસનગર ૧૦૦૦-૦-૦
૫૯ વસાઈ (તા. વિજાપુર) ૫૦૦-૦-૦
૬૦ વ્યાસવાસણા (તા. આતરસુંબા) ૫૮૦-૦-૦
૬૧ શામપુર (તા. કામરેજ) ૧૦૦૦-૦-૦
૬૨ સિદ્ધપુર (મહિલા) ૨૦૦૦-૦-૦
૬૩ સોજા (તા. કલોલ) ૧૦૦૦-૦-૦
૬૪ સુંદરણા (તા. પેટલાદ) ૧૦૦૦-૦-૦
૬૫ સોજિત્રા ( ,, ) ૨૦૦૦-૦-૦
૬૬ સેજાકુવા (તા. પાદરા) ૧૦૦૦-૦-૦
૬૭ સામેત્રા (તા. મહેસાણા) ૧૦૦૦-૦-૦
૬૮ સીમળી (તા. કરજણ) ૧૦૦૦-૦-૦
૬૯ સુંદરપુર (તા. વિજાપુર) ૧૦૦૦-૦-૦
૭૦ સરસીયા ( તા. ધારી) ૧૦૦૦-૦-૦
૭૧ સુડિયા (તા. ખેરાળુ) ૧૦૦૦-૦-૦
૭૨ સરદારપુર (તા. વિજાપુર) ૧૦૦૧-૦-૦
૭૩ સંજાયા (તા. પેટલાદ) ૧૦૦૦-૦-૦

કુલ એકંદર ૭૯૯૦૮-૧૩-૦

વડોદરા,
તા. ૧૮-૮-૪૭

ઉ. મો. પરેખ
મદદનીશ વ્યવસ્થાપક

## જાહેરાત નં. ૪ સને ૧૯૪૭–૪૮

# વિષય

### પુસ્તકોની ભલામણ

| પુસ્તકનુ નામ | લેખક અથવા પ્રકાશકનું નામ | કિંમત |
|---|---|---|
| ૧ શ્રીમદ્ ભગવદ્ ગીતાનું સમશ્લોકી ભાષાંતર | બાલચંદ્ર મ. વ્યાસ<br>વૈદિક જીવન મુદ્રણાલય, નવસારી | ૦–૧૨–૦ |
| ૨ વીર માયાનુ ભવ્ય બલિદાન | રમેશચંદ્ર ડી. આર્ય, અમદાવાદ | ૧–૦–૦ |
| ૩ મુંડકોપનિષદ્ | મગનભાઇ પ્રભુદાસ દેસાઇ,<br>ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ ૧.<br>નવજીવન કાર્યાલય, કાળુપુર,<br>પો. બો. ૧૦૫, અમદાવાદ. | ૨–૦–૦ |
| ૪ ઋણુરાહતનો કાયદો | નાનાભાઇ લાલભાઇ વકીલ,<br>હરિપુરા, સુરત. | ૨–૮–૦ |
| ૫ હિંદમાં કાગદી લીંબુના ઉદ્યોગની આર્થિક શક્યતાઓ | શંભુ શંભુ ભટ્ટ,<br>ફળઝાડ ઉછેર અમલદાર,<br>વડોદરા રાજ્ય, વડોદરા. | ૧–૦–૦ |
| ૬ Economic Utilization of Indian Times | સદર | ૧–૦–૦ |
| ૭ તરણિ (માસિક)× | જ્ઞાનેન્દ્ર પંડિત,<br>"વૈદિક" મુદ્રણાલય, નવસારી. | ૬–૦–૦ |
| ૮ ગ્રામવિકાસ* | ઇંદુલાલ યાજ્ઞિક, અમદાવાદ. | ૬–૦–૦ |
| ૯ કનૈયો | ગોકુલદાસ રાયચુરા, વડોદરા. | ૫–૦–૦ |
| ૧૦ નેપથ્ય | સંપાદક, શ્રી અરૂણ ઠાકોર, અમદાવાદ. | ૨–૮–૦ |

વડોદરા,
તા. ૪–૯–૧૯૪૭

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક,

× સદરહુ માસિક આર્યનીતિને પોષક હોવાથી સામાજિક પ્રશ્નોની પદ્ધતસર છણાવટ કરે છે. કસ્બા અને ગ્રામ પુસ્તકાલયો મોટાંમાં એ વસાવવા યોગ્ય છે.

* ગામડાંઓએ ખાસ વસાવવા ભલામણ છે.

ઑક્ટોબર ૧૯૪૭

અંક ૩ જો



## આ અંકમાં



: વાર્ષિક લવાજમ રૂ.

શર્મા રૂ. ૪–૮–૦ પરદેશ રૂ. ૫–૦–૦ છૂટક નકલ રૂ. ૦–૬–૦

: વ્યવસ્થાપક :
ધૂળજીભાઈ નારણભાઈ અમીન (બી. કૉમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

ગુજરાતના અગ્રગણ્ય બાલસાહિત્યકાર 'બાળકોના જાણીતા ને માનીતા લેખક શ્રી. રમણલાલ સોનીનાં લખેલાં અને ભારત સરકારની ખાસ પરવાનગીથી પ્રકટ કરેલાં

## શિશુ સંસ્કારમાળાનાં બાર સચિત્ર પુસ્તકો

| | |
|---|---|
| (૧) અક્કલપુરના અક્કલદાસ | (૭) ચંદુ |
| (૨) બાંડીયો બતરી લખણો | (૮) પપૂડો |
| (૩) તક તક તકરડી | (૯) ઠામલો |
| (૪) ચીનાઇ ચોટલી | (૧૦) નાથિયો |
| (૫) ગઢ્ઢ ગવૈયો | (૧૧) ગાગરમલ |
| (૬) ભગો પટેલ | (૧૨) મરઘાસિંગ |

દૂધ જેવા સફેદ જાડા ટકાઉ કાગળ, લગભગ ૪૦૦ પૃષ્ઠ, પોણોસો ચિત્રો, જાડા કાર્ડના બે રંગી પૂઠાથી સુશોભિત છતાં બારે પુસ્તકોના સેટની કિંમત

ફક્ત રૂા. ૪-૮-૦ છુટક દરેકના છ આના

આ સેટ વસાવી બાળકોને આપવાથી તેમને જ્ઞાન સાથે ગમ્મત આપશે તેમની બુદ્ધિશક્તિને તેજસ્વી બનાવશે.

**શ્રી હરિહર પુસ્તકાલય,** ટાવર રોડ-સૂરત.

## નવા બજેટ માટે યોગ્ય પુસ્તકો

**હાસ્યરસિક**

| | |
|---|---|
| આનંદલહર | ૩-૦-૦ |
| હાસ્ય મંઝીલ | ૩-૦-૦ |
| સનમની શોધમાં | ૩-૦-૦ |
| રમતા રામ | ૨-૮-૦ |
| અક્કલના ખાં | ૨-૮-૦ |
| કલમચાબૂક | ૧-૪-૦ |

**સામાજીક**

| | |
|---|---|
| માધવી (ટાગોર) | ૨-૦-૦ |
| પતિપત્નિ (નિરૂપમાદેવી) | ૨-૮-૦ |
| મોક્ષદા ( ,, ,, ) | ૩-૦-૦ |
| મિલન (નારાયણ બાબુ) | ૩-૦-૦ |
| વારસદાર ( ,, ,, ) | ૩-૦-૦ |
| પતિમંદિર ( ,, ,, ) | ૧-૧૨-૦ |
| કૃષ્ણકાન્તનું વીલ (બંકીમબાબુ) | ૩-૦-૦ |
| દુર્ગેશનંદિની ( ,, ,, ) | ૩-૦-૦ |
| પ્રેયસી ભા. ૧-૨ | ૬-૮-૦ |

| | |
|---|---|
| શરદવાણી (રમણલાલ સોની) | ૨-૦-૦ |
| બાતાસી ( ,, ,, ) | ૨-૮-૦ |
| સોહાગરાત ( ,, ,, ) | ૩-૦-૦ |
| વિજયા (શરદબાબુ) | ૨-૮-૦ |
| પ્રણયયજ્ઞ | ૨-૮-૦ |

**બહેનો માટે નવા રાસ**

| | |
|---|---|
| રાસ મંગળા | ૧-૮-૦ |
| રાસ રજની | ૩-૮-૦ |

**અન્ય પુસ્તકો**

| | |
|---|---|
| ડિટેકટીવ દેવેન્દ્ર | ૩-૮-૦ |
| ભેદી જાસુસ | ૨-૪-૦ |
| મુક્તિ (ક્રાન્તિકારી) | ૧-૮-૦ |
| બલુન પ્રવાસ ( જ્યુલેવર્ન ) | ૩-૦-૦ |
| હાથીની ભાષા | ૬-૪-૦ |
| શક્તિવર્ધક આસનો | ૩-૦-૦ |
| ઉર્દુ લિપિ પરિચય | ૦-૧૪-૦ |

**શ્રી હરિહર પુસ્તકાલય,** ટાવર રોડ—સૂરત.

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરારાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૨૧ મું | ઑક્ટોબર-૧૯૪૭ | અંક ૩ જો

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

* અન્નમલૈ વિશ્વવિદ્યાલયે તામિલ ભાષાનાં કેટલાંક ઉપયોગી પુસ્તકો પ્રગટ કરવા માંડયા છે. સ્વ. મહાવિદ્વાન આર રાઘવ આયંગરનો ' તામિલ સાહિત્યનો ઇતિહાસ ' ખાસ નિર્દેશ પાત્ર છે. અર્થશાસ્ત્રનું તામિલ ભાષાંતર તથા ચોલાનો ઇતિહાસ પણ સત્વર પ્રગટ થવાનાં છે.



* છેલ્લા થોડા સમયમાં તામિલનાં બાળમાસિકો ઠીક સંખ્યામાં પ્રગટ થવા લાગ્યાં છે. કેટલાંકનું ભાવિ બહુ ઉજ્જ્વળ છે.



* તામિલ ભાષાના વિદ્વાન એમ. એસ. પૂર્ણલિંગમ્ પિલ્લૈનું મન્નીપલ્લમ ખાતે ૮૨ વર્ષની વયે હમણાં જ અવસાન થયું. તેમણે અંગ્રેજી ભાષામાં લખેલ ' તામિલ સાહિત્યનો ઇતિહાસ ' દક્ષિણ હિંદના વિદ્વાનો સંબંધી ખૂબ માહિતી પૂરી પાડે છે. દુર્ભાગ્યે તે પુસ્તક અત્યારે વિરલ છે.



શ્રી. પ્રભુદાસ ગાંધી ડૉ. રાજેન્દ્રપ્રસાદની આત્મકથાનું ગુજરાતી ભાષાંતર કરી રહ્યા છે પુસ્તક નવજીવન કાર્યાલય તરફથી પ્રગટ થશે.



ફ્રાન્સમાં તાજેતરમાં પસાર થયેલ એક કાયદા પ્રમાણે ફ્રેંચ વર્તમાનપત્રની કંપનીની મૂડીના દશમા ભાગથી વધારે કોઇ ભાગીદાર મૂડી રોકી શકશે નહિ બીજી બાબતો ઉપરાંત જાહેર મત પર ખોટી અસરનો પ્રભાવ ન પડે તે ખાતર આ બિલની યોજના થઇ છે. બિલની શરતો નીચે મુજબ છે (૧) ભવિષ્યમાં દરેક વર્તમાનપત્ર લિમિટેડ કંપનીની માલિકીનું હોવું જોઇએ. (૨) આ કંપનીમાં ઓછામાં ઓછા દશ શેરહોલ્ડરો (ભાગીદારો) હોવા જોઇએ (૩) કોઇપણ શેરહોલ્ડર પાસે કંપનીની મૂડીના દશમા ભાગથી વધારે કિંમતના શેરો હોવા ન જોઇએ. (૪) એક કરોડથી વધારે ફ્રાન્કની મૂડીવાળા કોઇપણ ઔદ્યોગિક ખાતામાં અગ્રભાગ ધરાવનાર વ્યક્તિ વર્તમાનપત્રમાં શેર ધરાવી શકશે નહિ.



મુંબઇની તાજમહાલ હૉટેલમાંથી ' એટ ધી તાજ ' નામક માસિક બુલેટિન બહાર પડે છે.



તુલસીરામાયણનું રશિયન ભાષામાં ભાષાંતરકર્તા પ્રો. એલેક્સી બેરેનિકોવે 'ટાસ'માં એક લેખ લખતાં હિંદના સાહિત્યને પ્રેમભરી અંજલિ આપી છે. તેના લખવા મુજબ ' હિંદનું સાહિત્ય ચાર હજાર વર્ષથી અસ્તિત્વ ધરાવે છે. આ સમય દરમિયાન તે દેશના લોકોએ ઉચ્ચ કક્ષાના અસંખ્ય સાહિત્યગ્રંથો રચ્યા છે. ' પ્રો. સાહેબને આ ભાષાંતર કરતા વર્ષો સુધી સખત મહેનત કરવી પડી છે અને યુદ્ધ દરમિયાન પણ આ કામ પડતું મુકાયું નહોતું.

૧૯ મી સદીના ઉત્તરાર્ધમાં હિંદના સાહિત્યનો યુરોપમાં અભ્યાસ થવા લાગ્યો હતો. આ બાબતમા યુરોપનાં રાષ્ટ્રો પૈકી જર્મનીએ પહેલ કરી હતી. મહાન જર્મન વિદ્વાન મેક્સ મૂલરે કાળિદાસના શાકુંતલનું જર્મન ભાષામાં ભાષાંતર કર્યું અને કાળિદાસની પૂર્વના અમર કવિ તરીકે ગણના થવા લાગી.

ઓગણીસમી સદી દરમિયાન યુરોપમાં શબ્દકોષના કેંદ્ર તરીકે ઝારનું રશિયા યુરોપમાં અગ્રસ્થાન ભોગવતું હતું. ઓલ્ડનબર્ગ અને એલેવારકી જેવા વિદ્વાનોએ સંસ્કૃતનો અભ્યાસ કરવાની પહેલ કરી તેઓએ સંસ્કૃત તથા બૌદ્ધધર્મના સાહિત્યનો વિસ્તારપૂર્વક અભ્યાસ કરવાનું માથે લીધુ પાછળથી તેમાં અગ્રગણ્ય વિદ્વાનો જોડાયા અને પરિણામે હિંદની અગત્યની ભાષાઓમાં લખાયેલ પુસ્તકોનું રશિયન ભાષામાં ભાષાંતર થયું.

હિંદ વિષે આધારભૂત ગણાતા રશિયન પ્રો. મિનાયેવે ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં હિંદની ત્રણ વખત મુલાકાત લીધી હતી તેણે સંસ્કૃત ભાષા પર પ્રભુત્વ મેળવ્યું હતું. તે સમયે હિંદમાં પ્રાકૃત તથા પાલી ભાષા વપરાશમાં નહોતી અને હિંદી અને ઉર્દૂ તેનુ સ્થાન લઇ રહી હતી. તેણે હિંદની આ અદૃશ્ય થતી ભાષાઓનો અભ્યાસ કર્યો તેમના અકાળ અવસાનને અંગે તે હિંદની બીજી ભાષાઓનો અભ્યાસ કરી શક્યા નહિ. અલબત્ત, તેણે પોતાના ઘણા શિષ્યોને પાલી તથા પ્રાકૃત શીખવ્યાં હતાં, જે રશિયનોને તેમના અભ્યાસમાં બહુ ઉપયોગી થઇ પડયાં હતાં.

તે સમયે સેંટપીટર્સબર્ગ ( અત્યારે લેનીનગ્રેડ ) રશિયામાં સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનું કેંદ્ર હતું. પરદેશના વિદ્વાનો મોટા પ્રમાણમાં ત્યાં ખેંચાઇને આવતા હતા. સંસ્કૃતના અભ્યાસને ત્યાં એટલું બધું પ્રોત્સાહન આપવામાં આવતું હતું કે ' એકેડેમી ' ને ' સંસ્કૃત વોટર બગ ' કહેવામાં આવતી.

વીસમી સદીની શરૂઆતમાં યુરોપમાં હિંદની ભાષા તથા સાહિત્યના અભ્યાસના ક્ષેત્રમાં પ્રચંડ જાગૃતિનું મોજું આવ્યું હતું.

હિંદમાં પણ તેવી જ જાગૃતિ આવી હતી. ટાગોર તથા ભારતેન્દુ હરિશ્ચંદ્ર જેવા પ્રખ્યાત હિંદી લેખકો તેના નેતા હતા.

આથી કુદરતી રીતે જ યુરોપના ભાષાશાસ્ત્રીઓનું ધ્યાન ખેંચાયું. તેમાં ખાસ

કરીને રશિયનોએ નવી હિંદી ઉપભાષા–હિંદી, પંજાબી, ઉર્દૂ, બંગાળી, મરાઠી–વગેરેના અભ્યાસમાં રસ લેવાનું શરૂ કર્યું.

બારાનિકોવ અને તેના બે શિષ્યો પ્રો. ક્રેસ્નોડેમ્બોરસ્કી તથા એ ઝુરીનના નામો યુરોપભરમાં પ્રખ્યાત છે. બારાનિકોવ હિંદી, ઉર્દૂ તથા મરાઠીમાં પ્રમાણભૂત ગણાય છે. ક્રસ્નોડેમ્બોરસ્કી મરાઠીમાં પ્રમાણભૂત ગણાય છે. પ્રો. ઝુરીન બંગાળીમાં પારંગત છે. બંગાળીમાં પ્રમાણભૂત ગણાતા બીજા વિખ્યાત લેખક નિકોલોઇટિબોનોવ છે. ક્રેસ્નોડોમ્બોરસ્કી તથા ઝુરીન બન્ને લેનિન્ગ્રોડના ઘેરા વખતે મૃત્યુ પામ્યા.

ટાગોરને સાહિત્યનું નોબેલ પારિતોષિક મળ્યા પછી જ જગતનું ધ્યાન હિંદના સાહિત્ય પ્રત્યે ખેંચાયું તે એક નોંધપાત્ર બીના છે. ટાગોરની કૂંચીએ રત્નના ખજાના વિશાળ જગત સમક્ષ ખુલ્લા મૂક્યા હતા. 'ગીતાંજલિ'ની પ્રસ્તાવના લખીને તથા તેને ખૂબ પ્રસિદ્ધિ આપીને આયરિશ કવિ ડબલ્યુ. બી. યીટસે ટાગોરની ઓળખાણ યુરોપના વિદ્દદ જગતને કરાવી

પણ રશિયન લોકોને તો ટાગોર જ ખરેખરી શરૂઆતરૂપ હતા. નિકોલાઇટિબોનોવે ટાગોરનાં ઘણાં પુસ્તકોનાં રશિયન ભાષામાં ભાષાંતર કર્યાં અને તે સત્વર લોકપ્રિય થઇ પડ્યાં. ' ગીતાંજલિ ' ' ગોરા ' ' ઘરે બાહિરે ' વગેરે રશિયાની લગભગ બધી ભાષાઓમાં પ્રગટ થઇ ચૂક્યા છે અને આ વીસ વર્ષોમાં તેની અનેક આવૃત્તિઓ બહાર પડી ચૂકી છે.

પહેલા વિશ્વયુદ્ધ દરમિયાન વિદ્વાન શેરબેટરકીએ સંસ્કૃત તત્ત્વજ્ઞાનનો કોશ તૈયાર કરવા માંડયો હતો. યુદ્ધ દરમિયાન તે મૃત્યુ પામતાં બીજા પ્રોફેસરોએ તેનું કામ માથે ઉપાડી લીધું હતું.

રશિયન ક્રાંતિ પછી પરિસ્થિતિ સરળ થઇ. વિજ્ઞાનની એકેડેમીના પૌર્વાત્ય વિભાગે રશિયન–હિંદી શબ્દકોષ તૈયાર કર્યો. આ ગ્રંથની રચનામાં બનારસની નાગરી પ્રચારિણી સભાએ બહાર પાડેલ ' હિંદી શબ્દ સાગર 'ની ખૂબ મદદ લેવામાં આવી હતી. અત્યારે આ એકેડેમી હિંદની વિધવિધ ભાષાઓનો રશિયન શબ્દકોશ તૈયાર કરી રહેલ છે.

કમભાગ્યે આ વર્ષો દરમિયાન યુરોપે હિંદના સાહિત્યના અભ્યાસમાં કંઇ પ્રગતિ કરી નહિ. પરિણામે હિંદની ભાષાઓના અગાઉ કરવામાં આવેલા ભાષાંતરોની નવી આવૃત્તિઓ જ આપણને પ્રાપ્ત થાય છે.

વિરોધ ધરાવતા શાહી શાસને માર્ગમાં મૂકેલ અસંખ્ય મુશ્કેલીઓ છતાં હિંદનું સાહિત્ય પ્રગતિ કર્યે જ જતું હતું. સોવિયેટ રશિયામાં હિંદના સાહિત્યના ગંભીર અભ્યાસને ઉત્તેજન આપવામાં આવતું અને જે વિદ્વાનો આ અભ્યાસ કરવા માટે આગળ આવતા તેમને સગવડ આપવાની તેઓએ ગોઠવણ કરી છે.

આપણને જાણીને આશ્ચર્ય થશે કે સોવિયેટ સંઘના મોટાં શહેરો ( લેનિનગ્રેડ, મોસ્કો, ટાશકેન્ટ, ટિફ્લિસ અને ખાર્કોવ તથા કીવ જેવા નાના શહેરો )નાં વિશ્વવિદ્યાલયોમાં હિંદી, ઉર્દૂ બંગાળી તથા બીજી હિંદની ભાષાઓ શીખવવામાં આવે છે. આ સંબંધમાં એ જાણવું રસદાયક થઇ પડશે કે દિલ્હી ખાતે મળેલ એશિયા સંબંધક પરિષદમાં સોવિયેટ

રશિયાની વિજ્ઞાનની એકેડેમીના એક સભ્ય મિ. જ્યોર્જીઆ ખ્રેડિયાનીને પ્રતિનિધિ તરીકે મોકલવામાં આવ્યા હતા. તે ઇન્ડો–યુરોપની ભાષાઓના ભાષાશાસ્ત્રી છે. અને તે અત્યારે ટિફ્લિસ ખાતે સ્ટેલિન વિશ્વવિદ્યાલયમાં બીજા વિષયો ઉપરાંત સંસ્કૃત શીખવી રહેલ છે.

સંખ્યાબંધ પ્રખ્યાત હિંદી અને ઉર્દૂ પુસ્તકોનાં ભાષાંતર રશિયાની મુખ્ય ભાષાઓમાં કરવામાં આવ્યાં છે. તેમાં તેમની મૌલિકતા તથા ખૂબીને જરાપણ આંચ આવવા દેવામાં આવી નથી. પ્રખ્યાત લેખક મુલ્કરાજ આનંદના 'કૂલી' તથા 'ધી અનટચેબલ'નાં ભાષાંતરો રશિયામાં ખૂબ પ્રચાર પામ્યાં છે. ( ગુજરાતીમા ઉતારવાની કોઇને હજુ જરૂર લાગી નથી ! )

આર્થિક, સામાજિક, રાજકીય અને સાંસ્કૃતિક ક્ષેત્રમાં હિંદના વિકાસના વિશાળ અભ્યાસની યોજના તથા ચર્ચા માટે મોસ્કોમા પરિષદની છ બેઠકો ભરવામા આવી હતી. આ ચર્ચા દરમિયાન ઘણા વિદ્વાનોએ લેખો વાંચ્યા હતા. અને તેમાં હિંદ વિષેની અનેક બાબતોની ચર્ચા કરવામાં આવી હતી.

તેજ પરિષદમાં મિ. વી. બેરેકોન્વિસે પ્રખ્યાત લેખક મુન્શી પ્રેમચંદજીનાં પુસ્તકોને અંજલિ આપતુ ભાષણ કર્યું હતું. પ્રેમચંદજીની ૨૦૦ વાર્તાઓ, દશ નવલકથાઓ તથા અસંખ્ય લેખોનું ભાષાંતર કરવાની તેણે દરખાસ્ત મૂકી હતી.

જ્યારે શાહીવાદી દેશો પોતાનાં સંસ્થાનોમા પ્રગતિશીલ હિલચાલને દાબી દેવા યત્ન કરે છે ત્યારે તે દેશોના સાહિત્ય પર તેની અસર થાય છે. બ્રિટને આપણા પ્રગતિશીલ લખાણોને બીજા દેશોમા જતું અટકાવ્યું, એટલું જ નહિ પરંતુ તે દેશોના પ્રગતિશીલ સાહિત્યને હિંદમા આવતું પણ અટકાવ્યું. હિંદ અને જગત વચ્ચે સાંસ્કૃતિક સંબંધ અટકાવવાનો આ ઇરાદાપૂર્વકનો યત્ન હતો.

હજુ અત્યાર સુધી–સોવિયેટ યુદ્ધમાં જોડાયું ત્યાં સુધી–તેઓ આ નીતિને ચુસ્તપણે વળગી રહ્યા હતા અને જો કોઇપણ પ્રકારના સાંસ્કૃતિક સંબંધની શકયતા હતી તો આની ઉપરવટ થઇને હતી અને તે જોખમ વિના પ્રાપ્ત થઇ ન હતી.

રશિયન ક્રાંતિ પછી ઘણાં હિંદી પુસ્તકોના ભાષાન્તર પર બ્રિટનમાં પ્રતિબંધ મૂકવામા આવ્યો હતો પહેલું વિશ્વયુદ્ધ રશિયન રાજક્રાંતિ તથા પરિણામે જગતભરમાં ઉદ્ભવેલ આર્થિક કટોકટી–આ બધું કડડભૂસ થઇને પડવાની તૈયારીમા આવેલ શાહીવાદીઓ માટે મુશ્કેલીનો સમય હતો. તે સમયે પ્રગતિશીલ વિચારોનો ફેલાવો શાહીવાદને લાલબત્તી સમો હતો.

આવા સમયે કોઇપણ હિંદી પોતાનો દેશ છોડીને જાય છે તેની કલ્પના પણ શાહીવાદીઓ કરી શકતા નહિ. પછી સોવિયેટ રશિયામાં જવાની તો વાત જ શી ! પરંતુ પરદેશવાસી હિંદીઓએ પંડિત મોતીલાલ નહેરુને આ સમયે યુરોપની મુસાફરી કરાવી. તે સોવિયેટ યુનિયનમાં પણ ગયા. આ મુસાફરીથી સોવિયેટ યુનિયન તથા યુરોપ સાથેના આપણા સાંસ્કૃતિક સંબંધો તાજા કરવામાં તથા હિંદની પરિસ્થિતિનો તેમને ખ્યાલ આપવામાં ઘણી મદદ મળી.

—છોટાલાલ માનસિંગ કામદાર

× આ નિશાનીવાળી નોંધો Indian P. E. N ઉપરથી લીધી છે

# યુદ્ધપશ્ચાદ્ જગતમાં વર્તમાનપત્રો પર અંકુશ

અમેરિકાના એસોસિયેટેડ પ્રેસે પોતાના ખબરપત્રીઓના રિપોર્ટો પરથી જે જે દેશોમાં વર્તમાનપત્રો પર વધારેમા વધારે અંકુશો છે તેની નોધ કરી છે.

**રશિયા**—પરદેશી ખબરપત્રીઓ તરફથી બહાર મોકલાતા બધા ખબરો સેન્સરો મારફત મોકલવામા આવે છે. જો તેમા કંઇ ફેરફાર કરવામાં આવે અગર તો ખબર સમૂળગા રદ કરવામા આવે તો ખબરપત્રીઓને સેન્સર તરફથી તેની ખબર આપવાનું ધારવામાં આવે છે. પણ ઘણી વખતે તેમ થતું નથી. પરદેશી ખબરપત્રીઓની એવી ચોક્કસ માન્યતા છે કે વધારેપડતી અણગમતી બાબતોના ખબર મોકલવાથી તેમના કાર્ય પર ગંભીર પ્રતિબંધ મૂકવામાં આવશે. રશિયામા કોઇ વિરોધી વર્તમાનપત્ર નથી અને પરદેશના ખબર આપનારી એક જ સરકારી એજન્સી ' ટાસ ' છે.

**યુગોસ્લેવિયા**—અધિકારીઓ ઘણી વખત એવી ડફાસ મારે છે કે બહાર જતા ખબર પર સેન્સર નથી. પરતુ ઘણી વખત ખબરપત્રીઓ તરફથી મોકલાતા ખબર અણ-ગમતા હોય તો ખબર ખાતાના પ્રધાનમંડળ તરફથી તથા સરકારી વર્તમાનપત્ર વિભાગ તરફથી ખબરપત્રીઓની હાજરી લેવામા આવે છે. પરદેશી ખબરપત્રીઓ તરીકે કામ કરતા યુગોસ્લાવોને ' ખોટા ઉશ્કેરાટભર્યો ખબર ' મોકલવા માટે, તપાસ ચલાવી સજા કરવામાં આવી છે. દેશમાં આવતા ખબર પર સરકારી સેન્સરશિપ નથી પરંતુ બધાં વર્તમાનપત્રો ટીટોના કોમ્યુનિસ્ટ સંચાલિત પ્રજાકીય મોરચાને અનુસરે છે.

**હિંદુસ્તાન**—સામાન્યત પ્રાંતોમાં બધા ખબરો પર હજુ અંકુશો છે, જો કે પોતાની વ્યવસ્થા હેઠળના પ્રદેશો પર મધ્યસ્થ સરકારને સંપૂર્ણ સત્તા છે. કેટલીક વખત બહાર જતા તારો તથા ધરઅથ્થુ ખબરોને એટલા સમય સુધી રોકી રાખવામાં આવે છે કે જ્યારે તેને મોકલવાની પરવાનગી મળે ત્યારે તે અતિ જુના થઇ ગયા હોય છે અને તેની ખાસ કિંમત રહેતી નથી. પછી તેને કઇ પણ ફેરફાર કર્યા વિના જવા દેવામાં આવે છે. યુદ્ધ પછી, બહાર મોકલાતા સદેશામા સેન્સરે કઇ પણ ફેરફાર કર્યાનો દાખલો જાણવામા આવ્યો નથી.

**ફ્રેંચ હિંદીચીન**—સૈદ્ધાંતિક દૃષ્ટિએ વર્તમાનપત્રો સ્વતત્ર ગણાય છે. પરતુ વાસ્તવિક રીતે સરકારી સખત નિયંત્રણ હેઠળ છે.

**સ્પેન**—એક વર્ષથી વધારે સમય સુધી પરદેશી ખબર પત્રીઓને પ્રમાણમા છૂટ આપી. સરકારે ૧૯૩૩ના ' આતરરાષ્ટ્રીય વ્યવહારના નિયમો ' મુજબ સરકારે અચાનક કેટલાક કિસ્સાઓમાં સખ્તાઇ આદરી છે. આ નિયમો મુજબ રાજ્ય અથવા તેના આંતર-રાષ્ટ્રીય સબધોની સહીસલામતીને અડચણ આવે તેવા કોઇ પણ ખબરો મોકલાવવાને ખબર સંસ્થાને જોખમદાર ગણી છે. સાથોસાથ ટપાલ તથા તાર ખાતાના ડિરેક્ટર જનરલ એવુ મનાવવા માગે છે કે આ કાર્યને ' સેન્સરશિપ ' ન ગણી શકાય.

[ સાધના પૃ. ૧૧૧ ને ૭૩ ]

# હિંદના પ્રાચીન ગ્રંથો ને હસ્તપ્રતોનો અણમોલ ખજાનો

લંડનમા વ્હાઈટ હોલ નજીક આવેલી હિંદી કચેરીમા એક નાનકડી લોખંડની પેટી છે. તેની પર હમેશાં તાળું મારેલું રહે છે અને તેની ચાવી ચોકીપહેરા હેઠળ રહે છે. એ પેટીમા એક પ્રાચીન અને સુંદર ગ્રંથ છે, પૌર્વાત્ય ગ્રંથોનું સૌથી મોટું ગ્રંથાલય ગણાય છે તેવા આ ગ્રંથાલયમાં એ પુસ્તક જાણે મધ્યબિંદુ સમુ છે.

## અણમોલ ગ્રંથ

પૌર્વાત્ય પુસ્તકો અને હસ્તલિખિત પ્રતોના મહાભંડારનું શું કરવું તેનો બ્રિટિશ સરકારે હવે તાત્કાલિક નિર્ણય કરી નાખવો રહેશે હિંદ હવે બ્રિટિશ સામ્રાજ્યને રામરામ કરી રહ્યુ છે. કેટલાકો કહે છે કે છેલ્લાં ૧૫૦ વર્ષ દરમ્યાન બ્રિટનમા આણીને એકત્ર કરાયલો આ ખજાનો તેના મૂળ સંસ્થાનમાં, હિંદમાં પાછો ફરવો જોઇએ. બીજાઓનો એવો મત છે કે આ અણમોલ ગ્રંથસગ્રંહની માલિકી તેના વર્તમાન માલિકોની જ ગણી શકાય, બીજા કોઇની નહિ જ. પુસ્તકાલયના વર્તમાન ગ્રંથપાલ ડૉ. એચ. એન., રેન્ડલ ન તો લંડનના પક્ષમા કશું બોલે છે, ન તો હિંદના પક્ષમાં. વર્ષે જે ચાર હજાર માણુસો પુસ્તકાલયનો ઉપયોગ કરે છે તેમની સર્વોત્તમ સેવા બજાવવાનું કાર્ય પુસ્તકાલય ચાલુ રાખે એટલી ખાતરી મળે તો ડૉ. રેન્ડલને સંતોષ છે

## બે લાખ ત્રીસ હજાર ગ્રંથો ને વીસ હજાર હસ્તપત્રો

પુસ્તકાલયની દીવાલો પર હારબંધ બે લાખ ત્રીસ હજાર છાપેલાં પુસ્તકો અને વીસ હજાર હસ્તલિખિત પ્રતો વિરાજે છે. અને આ સંખ્યામાં વર્ષે પાંચ હજાર લેખે ઉમેરો થઈ રહી છે. હકીકત એ છે કે હિંદમા છપાતા પ્રત્યેક પુસ્તકની એક નકલ પ્રાપ્ત કરવાનો હિંદી કચેરીના પુસ્તકાલયને કાયદેસરનો અધિકાર છે, જો કે તેનો અમલ કરાતો નથી.

## એક હજાર વર્ષનુ પ્રતિબિંબ

આ પુસ્તકાલયનાં પુસ્તકો અંગેની રુચિમા વૈવિધ્ય રહેલું છે ત્યાં ઇ. સ. પૂર્વે ૫૦૦ વર્ષનાં પુસ્તકો છે, તો રુડયાર્ડ કીપ્લીંગ અને ડૉ એની બેસંટનાં પુસ્તકોયે છે. તેમને સામુહિક રીતે જોઇએ તો આ પુસ્તકો પૌર્વાત્ય દેશોના એક હજાર વર્ષ ઉપરાતના ઇતિહાસ અને સંસ્કૃતિનું પ્રતિબિંબ પાડે છે

## ઇમારતમાં સંઘરાયલાં સ્મરણો

પુસ્તકાલયની રવેશો સુદ્ધાં પૂર્વના ઇતિહાસ અને પશ્ચિમના પ્રયાસોના વાતાવરણથી મ્હેકે છે. નીચે અને વિશાળ વાચનખંડમાં હિંદી વિદ્યાર્થીઓ અને સંસ્કૃતના વિદ્વાનો હિંદના મોગલ શાસકોએ પોતાના શાસનકાળમા લખેલાં એવાં પુસ્તકોનો અભ્યાસ કરે છે. સેકસનો બ્રિટનમાં આવ્યા તેનીય પહેલાં લખાયલી હસ્તપ્રતોનો તેઓ અભ્યાસ કરે છે. તા. ૩૧ મી ડિસેંબર ૧૬૦૦ના રોજ રાણી એલીઝાબેથે આપેલા હકકનામા હેઠળ

અસ્તિત્વમાં આવેલી ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના નામે ઓળખાતી લંડનના વેપારીઓની ટોળકી જો કે લુપ્ત થઇ ગઇ છે અને જેની સ્થાપના માટે તેમણે ભગીરથ પ્રયાસો કરેલા તે સામ્રાજ્ય પણ લુપ્ત થઇ રહ્યું છે, છતા તેમનાં પરાક્રમની યાદ દેવડાવનારાં હજારો સ્મરણો આ પુસ્તકાલયની ઇમારતમા સંઘરાયા છે

હિંદની રાજકીય મુશ્કેલીને સરળ બનાવવા માટે મિથ્યા યત્નો કરનારી ગોળમેજી પરિષદ જ્યા મળેલી અને મહારાજાઓ, સુલતાનો અને પ્રમુખોના સત્કારસમારંભો જ્યા યોજાયલા તે કાઉન્સિલ ચેમ્બરમાં હિંદના પ્રથમ ગવર્નર જનરલ વોરન હેસ્ટિંગ્સની તસ્વીર નીચેની ખુરશીઓ પર દૃષ્ટિપાત કરતી લટકે છે અને એ ખંડમા ભૂતકાળના પ્રેતો જાણે હજી પણ ભમી રહ્યા હોય એમ લાગે છે. આસપાસની દીવાલો પર ઊંચે પેલા પુસ્તકોના ખજાના પડયા છે, જેને એકત્ર કરવામા ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના માણસોએ ખૂબ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો

## કંપનીના ડિરેક્ટરોને આવેલો ખ્યાલ

લંડનમા પૌર્વાત્ય પુસ્તકો અને હસ્તપ્રતોનું પુસ્તકાલય સર્જાવવાનો ખ્યાલ તા. ૫ મી મે ૧૭૯૮ ના રોજ જન્મેલો. તે વખતે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના ડિરેક્ટરોએ લખેલું કે 'અમારા નોકરોએ તાજેતરના વર્ષોમા ખાસ કરીને બંગાળમાથી પૌર્વાત્ય હસ્તપ્રતો એકઠી કરવા માંડી છે, જેમાંની ઘણી પાછળથી ઇગ્લેંડ લાવવામા આવી છે. એ ખાનગી હાથમા રહે અને સમય વીતતા બીજા ખાનગી હાથમા જાય તો સભવ છે કે તેમનો કશો ઉપયોગ થઇ શકે નહિ. સંભવ છે કે તેમની પ્રત્યે ઉપેક્ષા સેવવામાં આવે, અને આમ થતાં આખર યુરોપ તેમ જ હિદ બંને તેમને મોટા ભાગે ગુમાવી બેસે એવો ખતરો રહેલો છે.'

ઇસ્ટ ઇન્ડીઆ કંપનીએ પૌર્વાત્ય પુસ્તકાલય ઊભું કરવાની ઇષ્ટતા વિશે જાહેરાત કરી ખરી, છતાં તે વિશે તેણે તાત્કાલિક કશું કરેલું નહિ. સસ્કૃત વિદ્વાના પિતા ગણાતા ચાર્લ્સ વીલ્કીન્સે આવું પુસ્તકાલય સ્થાપવા માટે દબાણ કર્યું અને વૉરન હેસ્ટીંગ્સે તેને ટેકો આપ્યો.

## સને ૧૮૦૧ માં ગ્રંથભંડારનો આરંભ

સન ૧૮૦૧ ના આરભકાળના મહિનાઓમા વીલ્કીન્સને વાર્ષિક રૂા ૨૪૦૦ ના પગારથી ગ્રથપાલ નિમવામાં આવ્યો. અને એ જ વર્ષની તા. ૨૦મી નવેબરે પુસ્તકાલયને સૌથી પ્રથમ ભેટ મળી જેનુ વર્ણન પુસ્તકો અને વિચિત્ર વસ્તુઓ નોધવાની ચોપડીમા આ પ્રમાણે કરાયલુ છે 'છુટા પાડેલા કેટલાક ભાગો સાથે હાથીનાં ત્રણ માથા મળ્યાં આ પ્રાણીઓના દતશળ ફુટવાની વિચિત્ર પદ્ધતિ સમજાવવાના આશયથી આ ભાગો છૂટા પાડવામા આવેલા છે.' ત્રણ દિવસ બાદ તેલિયા કાગળ પર લખાયલી એક ફારસી હસ્તપ્રત પુસ્તકાલયમા આવી અને એક અઠવાડિયાની અદર ઇસ્ટ ઇન્ડીઆ કંપનીનો ઇતિહાસ આલેખનારા રોબર્ટ ઓર્મે એકત્ર કરેલી સેકડો હસ્તપ્રતોનો વિખ્યાત સગ્રહ આવી પહોંચ્યો.

### ટીપુનું સ્વપ્ન

તેજ વર્ષના ડિસેંબર માસમાં આ પુસ્તકાલયની વસ્તુઓ પૈકીની સૌથી વિશેષ રસપ્રદ એવી એક વસ્તુ પુસ્તકાલયમાં આવી ચડી. તે હતી ટીપુ સુલતાનનાં સ્વપ્નોની હસ્તપ્રત. આ વિલક્ષણ દસ્તાવેજમાં અંગ્રેજોના હાડોહાડ દુશ્મન ટીપુ સુલતાને સ્વહસ્તાક્ષરે પોતાના સ્વપ્ન લખેલાં છે. ટીપુની જાગ્રત અવસ્થાની ક્ષણો જેટલા પ્રમાણમાં યુદ્ધમાં રોકાયલી રહેતી હતી તેટલા જ પ્રમાણમાં સ્વપ્નોમાં પણ રોકાયલી રહેતી હતી એમ એ દસ્તાવેજ દર્શાવી રહે છે.

### ‘ ટીપુ સુલતાનનો વાઘ ’

પુસ્તકાલયને આ અસાધારણ દસ્તાવેજની સાથે જ 'ટીપુનો વાઘ' નામે જાણીતું થયેલું' રમકડું પણ મળ્યું હતું. આ ચાતુર્યભર્યા યાન્ત્રિક રમકડામાં એક અંગ્રેજ અફસરના શરીર પર સવાર થયેલો વાઘ દેખાડવામાં આવ્યો છે. રમકડાનો હાથો ફેરવવાથી વાઘ ઘુરકવા માંડે છે. સાથોસાથ પેલો અફસર પણ અત્યારે આ રમકડું ‘ વીક્ટોરિયા એન્ડ આલ્બર્ટ' મ્યુઝિયમ 'માં છે. જાહેર જનતાને એ રમકડું જોવાની જો કે છૂટ છે, પણ એના પર હાથ ફેરવવાની છૂટ નથી.

### શાહજહાંની ભોજપત્ર પરની હસ્તલિખિત પ્રત

વર્ષો વીતતાં ગયાં તેમ તેમ પુસ્તકાલયના ખજાનામાં વિવિધતા તેમ જ રસમયતા એમ બંને દૃષ્ટિએ ઉમેરો વધતો માંડયો. બેબીલોનના રાજા બીજા નેબચદનેઝાર ( ઇ. સ. પૂર્વે ૬૦૫ થી ૫૮૧ ) ની એક મોટી શિલા પુસ્તકાલયને મળી. આ શિલામાં રાજાનું નામ તેના ખિતાબો અને તેણે કરેલાં સર્વ અગત્યના સાર્વજનિક કાર્યોની નોંધ આપેલી છે. અને એ રીતે બેબીલોનની એ એક તવારીખ બની રહે છે. સેંકડો તાડપત્રોની એક પાલી ભાષાની હસ્તપ્રત પણ ત્યાં છે, જેનું લખાણ ચપ્પુ વડે કરવામાં આવેલું છે. સમ્રાટ શાહજહાંએ તેની પત્ની નાદિરા બેગમને એનાયત કરેલી ભોજપત્ર પરની હસ્તપ્રતો પણ ત્યાં છે. ચામડાથી બાંધેલા આ સુંદર ગ્રંથના આરંભના પાનાને શુદ્ધ 'સુવર્ણ'થી ચીતરેલાં પ્રાણીઓ અને પુષ્પોનાં ચિત્રોથી શણગારવામાં આવેલાં છે, અને અંદર આલેખાયલી રંગીન તસ્વીરો અને ચિત્રોની આયોજના બતાવી આપે છે કે કલાના પુનરુત્થાનનું મોજું યુરોપમાં ફરી વળ્યું તે સાથે પૂર્વમાં પણ ફરી વળ્યું હતું. આ આલ્બમ સન ૧૯૦૮માં 'સેકન્ડ હેન્ડ' પુસ્તકોની એક દુકાનમાંથી માત્ર રૂા. ૪૮૦ મા ખરીદાયલું. અત્યારે તે અમોલ ગણાય છે.

### સોના-ચાંદીના પટ પર કોતરાયલી સંધિઓ

લોખંડની પેટીમાં દારા શુકોહની પડખે કાલીકટના ઝામોરીન અને ડચ ઇસ્ટ ઇન્ડીઆ કંપની વચ્ચે મલાયલમ ભાષામાં લખાયલી બે સંધિઓ રાખવામા આવેલી છે. આ બંને દસ્તાવેજ વિલક્ષણ છે. પહેલો દસ્તાવેજ બે ઇંચ મહોળા અને છ ફીટ લાંબા એવા શુદ્ધ

સુવર્ણના પટ પર કોતરેલો છે, અને બીજો દસ્તાવેજ એને જ મળતા આવતા શુદ્ધ ચાંદીના પટ પર કોતરાયલો છે.

## ક્રોમવેલ અને નેલ્સનની સહીવાળા દસ્તાવેજો

વાચનખંડની દીવાલો પર ઇતિહાસની દૃષ્ટિએ અત્યંત રસમય એવા મહાયલા દસ્તાવેજો ટીંગાડવામાં આવેના છે. ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના માણસોને ચાંચિયાઓથી ખદખદતા દરિયામાંથી નવા સામ્રાજ્ય તરફ પસાર થતી વખતે તેમનું રક્ષણ કરવાની કબૂલાત આપતો ક્રોમવેલની પોતાની સહીવાળો એક ઢંઢેરો ત્યાં લટકે છે. તેની બાજુમાં નેલસનના મોટા હસ્તાક્ષરોથી લખાયેલો એક પત્ર છે. 'કંપનીએ મને આપેલા અભૂતપૂર્વ માન બદલ મારી લાગણી વ્યક્ત કરે તેવા શબ્દો શોધવા હું અસમર્થ છુ. સન ૧૭૯૩ ના ઓગસ્ટની ૧ લી, ૨ જી અને ૩જી તારીખે ફ્રેન્ચ નૌકા કાફલા પર વિજય મેળવી આપવામાં નેલ્સને કામગીરી બજાવેલી ને માટે ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના ડિરેકટરોએ તેને જે ધન્યવાદ આપેલો તેના જવાબમા નેલ્સને ઉપરનો પત્ર લખ્યો હતો.

## મોગલ સમ્રાટોના તસ્વીરસંગ્રહો

હાલના ગ્રંથપાલ ડૉ. રેન્ડલ ૧૯૨૭ ની સાલથી એ સ્થાન પર છે તેમણે મને અનેક સંગ્રહો બતાવ્યા, મોગલ સમ્રાટોની અને તેમના શાહજાદાઓની અને તેમની હિંદુ-મુસ્લીમ અને ખ્રિસ્તી પ્રજાની તસ્વીરો ધરાવતા ૬૭ તસ્વીર સંગ્રહો તેમ જ સર ઓરેલ સ્ટાઇને એકત્ર કરેલા સંગ્રહો પણ બતાવ્યા. સર ઓરેલ સન ૧૯૦૦, ૧૯૦૬ અને ૧૯૧૩ માં ખાસ પ્રવાસો કરીને પોતાની સાથે કાષ્ઠ અને કાગળ પર અંકિત થયેલા તીબેટી દસ્તાવેજો અને સંસ્કૃત, ચીની, ઉઇગર તથા સોગદી હસ્તપ્રતો પોતાની સાથે લાવ્યા હતા. આમાંની ઘણીખરી હાલ બ્રિટિશ મ્યુઝિયમમા છે. મેકેન્ઝીએ એકત્ર કરેલી સંસ્કૃત, ફારસી, અરબી, તામીલ અને તેલગુ હસ્તપ્રતો, જે સંભવતઃ આખા પુસ્તકાલયમાં સૌથી વિશેષ મહત્ત્વની છે તે પણ મને બતાવવામા આવી હતી.

ઉર્દૂ, હિંદી અને તામીલ જેવી સારી રીતે જાણીતી ભાષાઓની હસ્તપ્રતો ઉપરાંત આ પુસ્તકાલયમા પાશ્ચાત્યોને ઓછી જાણીતી એવી પાલી, પ્રાકૃત, બ્રહ્મી, કાનડી, મૈથિલી, ઉરિયા, સાંતાલી, સવારા, ઝંદ અને પહેલવી જેવી ભાષાઓની હસ્તપ્રતો પણ મિ. રેન્ડલે મને બતાવી હતી.

## સંસ્કૃત ભાષાનો અમેરિકન પંડિત

પુસ્તકાલયના હાલના ગ્રંથપાલ મિ. રેન્ડલ અનેક વિશ્વવિખ્યાત વિદ્વાનોને પગલે ચાલી રહ્યા છે. આવો એક વિદ્વાન હતો ન્યુયોર્કમાં ટ્રોય ખાતે જન્મેલો મિ. ફીટઝ એડવર્ડ હોલ. સન ૧૮૪૬ માં તે હાર્વર્ડનો વિદ્યાર્થી હતો તે વખતે તેના નાસી ગયેલા ભાઈને પાછો લાવવા માટે તેના કુટુંબે તેને હિંદુસ્તાન મોકલ્યો હતો. હોલનુ જહાજ ગંગા નદીના મુખ પાસે ભાંગી પડ્યું પરંતુ તે કિનારે પહોંચી ગયો અને પોતાના ભાઈની શોધખોળ

તેણે શરૂ કરી દીધી. સાથેસાથ તેણે ફારસી અને સંસ્કૃતનો અભ્યાસ કરવા માંડયો અને આમાં એટલી પ્રગતિ કરી કે સન ૧૮૫૩ માં તેને બનારસ યુનિવર્સિટીમાં સંસ્કૃત અને અંગ્રેજીનો પ્રાધ્યાપક નિમવામાં આવ્યો.

## કુડીબંધ ભાષાઓ જાણનાર જર્મન ગ્રંથપાલ

પુસ્તકાલયનો સૌથી મહાન ગ્રંથપાલ તો કદાચ રહાઇનહેલ્ડ રોસ્ટ નામનો એ જર્મન હતો, જે વીસથી ત્રીસ ભાષાઓ અને સેંકડો બોલીઓ જાણતો હતો. લંડન ખાતેના પૌર્વાત્ય ગ્રંથસગ્રહને દુનિયાભરના મહાનમાં મહાન સંગ્રહનું રૂપ આપવામાં ખરી સફળતા કોઇએ મેળવી હોય તો તે માણસ આ રોસ્ટ જ હતો. ગ્રંથપાલ તરીકેની તેની નિમણૂંક સન ૧૮૬૯ માં થયેલી.

## લંડનવાસીઓની ઉદાસીનતા

લંડનના મધ્ય ભાગમાં આવેલા આ પુસ્તકાલયના અસ્તિત્વની લંડનવાસીઓને ખબર પણ નથી પુસ્તકાલયના વાચનખંડમાં આવીને હિંદી વિદ્યાર્થીઓ પોતાના દેશના પ્રાચીન સાહિત્યનું પાન કરે છે, અભ્યાસ કરે છે. નીચેના મજલે કાઉન્સિલ ખંડ આવેલો છે, જેમાં પ્રાચીન રાચરચીલું છે. એ ખંડ અને બારીઓ અને સુંદર રવેશી જાણે સામ્રાજ્યના સરી જતા સ્વપ્નના સાક્ષી બની રહ્યાં લાગે છે.

—સ્ટેન્લી હલાર્ડના એક લેખ પરથી

---

[ અનુસધાન પૃ ૧૧૨નું ચાલુ ]

પોર્ટુગલ—બહાર જતા ખબર પર ખુલ્લી સેન્સરશિપ નથી; જો કે પરદેશના ખબરપત્રીઓની સ્થાનિક ગુપ્તચર ખાતાના અધિકારીઓ ઝીણવટભરી તપાસ રાખે છે. પોર્ટુગલના પત્રો પર કડક સેન્સરશિપ છે અને તેમને બંધ કરી દેવામાં આવે અથવા તેને આપખુદ શિક્ષા થઇ શકે

જર્મની—છાપાવાળાઓને રશિયન વિભાગમાં સ્વતંત્રપણે મુસાફરી કરવા દેવામાં આવે છે ચારે વિભાગોમા ઘરના છાપખાનાઓ માટે જુદા જુદા પ્રકારના અંકુશો છે. સામાન્ય રીતે કહેતાં અમેરિકન તથા બ્રિટિશ વિભાગોમાં પૂરું લાયસન્સ ધરાવતાં પત્રો પર કોઇ પણ પ્રકારના સ્થાનિક સેન્સરો નથી, જો કે ફ્રેંચ તથા રશિયન પ્રદેશોમાં પ્રસિદ્ધિ પૂર્વેની અમુક પ્રકારની ' સેન્સરશિપ ' છે.

—છોટાલાલ માનસિંગ કામદાર

# લેખક થવું હોય તો આટલું ધ્યાનમાં રાખજો.

લખતાંવાંચતાં આવડતું હોય એવો કોઇ પણ લેભાગુ માણસ ગુજરાતમાં લેખક થવાના કોડ સેવે છે. શાળા–કૉલેજોનાં–હસ્તલિખિત માસિકોમાં લખવાની શરૂઆત થતાં જ પ્રકટમિત્રો 'લેખક' 'સાક્ષર' વગેરે બિરૂદને લેખક પોતે જ અંદરખાનેથી સાચેસાચ સ્વીકારતો થઇ જાય છે. લેખક થવા માટેની પૂર્વતૈયારી કેટલી કરવી પડે તેની લગીરે દરકાર કર્યો વિના શિષ્ટ ગણાતા માસિકો અને સામયિકોમા પણ લેખો મોકલતો એ થઇ જાય છે; પણ બે, ત્રણ કે ચાર ઠેકાણેથી 'અસ્વીકાર', 'આભાર પરત' નો જાકારો મળતાં જ લેખક થવાની એની ઉપરછલ્લી હોંસ ભાંગી જાય છે અને ફરીને કદી જ લેખક થવાના ચાળે ન ચડવાની પ્રતિજ્ઞા લઇને બીજા કોઈ નફાકારક ધંધામા એ ઝંપલાવી દે છે. આવા પ્રકારના લેખકો બીજો કોઇ વ્યાજબી ધંધો સ્વીકારી લે તેમા સાહિત્યને, સમાજને અને પરિણામે લેખકને પોતાને પણ લાભ છે.

## પ્રારંભિક તાલિમની જરૂર

લેખક થવા માટે કેવળ બીજાઓની પ્રચ્છા કે પ્રશસા–વચનો કામમાં નથી આવતાં, એ આપણા શિખાઉ લેખકો જેટલું વહેલું સમજે તેટલું સારુ છે. લેખક થવા માટે કેવળ અંતરની સ્ફુરણા ઉપર પણ ઝાઝો મદાર બાંધવાથી નિર્વાહ થઇ શકે તેમ નથી ધૂમકેતુએ પોતાના તાજેતરના જ ગ્રંથમાં લાક્ષણિક રીતે કહ્યુ છે તેમ, બીજા ધધાઓમાં જેમ પ્રારભિક તાલીમની જરૂર પડે છે તેમ લેખક થવા માટે પણ આવી કોઇ પૂર્વતૈયારીની આવશ્યકતા હવે આપણે સ્વીકારવી જોઇએ. આવી તાલિમમા અનેક બાબતોનો સમાવેશ થઇ શકે પણ સૌથી વધુ મહત્ત્વની બાબત તો એ લેખાવી જોઇએ કે પોતે જે વિષયનો લેખક થવા માગતો હોય તે વિષયનો સૌથી વધુમાં વધુ પરિચય એણે મેળવી લેવો જોઇએ, એટલું જ નહિ પણ પોતે સંપૂર્ણ પરિચય મેળવી લીધા પછી એમા મૌલિક ફાળો આપી શકે તે માટે એણે પ્રયત્નશીલ રહેવું જોઇએ. જ્યા સુધી જગત સમક્ષ કશીયે વિશિષ્ટ રીતે આપવાની આપણી પાસે તૈયારી ન હોય ત્યા સુધી કોઇ પણ રીતે ઉત્તમ પ્રકારના લેખકમા ગણના થવી અશક્ય છે ચાલેલે ચીલે ચાલ્યા જવામા પણ ઝાઝો બાધ નથી. પણ એમાયે કશું જ અદકું આપી શકાય તેમ છે કે કેમ તે તો ખાસ જોવાવુ જોઈએ. આજના આપણા ઘણાખરા લેખકોએ કોઇ જાતના વિષયને જ પોતાનો કરેલો હોતો નથી. લૌકિક પ્રવાહ જેમ લઇ જાય તેમ એકાદબે શિષ્ટ ગણાતા સામયિકો માટે વાર તહેવારે બે–ચાર લેખો પસદી કાઢવાથી લેખક નામ સાર્થક રીતે ટકાવી રખાશે એવી માન્યતા ઘણુ કરીને આવા લેખકો સેવતા હોય છે અને લોકો કદરહીન છે, ગુજરાત પૈસાભૂખ્યુ છે, પ્રજાને અને પ્રજાના આગેવાનોને સાહિત્યની કશી જ પડી નથી, એવો એવી ફરીઆદો પણ આવા જ લેખકો કરતા જોવામા આવ્યા છે.

## સર્વોચ્ચ ઉપેક્ષાવૃત્તિ

પણ એક વખતે જો પોતે પસંદ કરેલા વિષયમાં પૂરપાટ ઝંપલાવીને એમાથી

લેખક મોતી કાઢીને પ્રજા સમક્ષ રજૂ કરે તો પછી ફરિયાદોને કોઈ અવકાશ જ રહેશે નહિ. શ્રી. ધૂમકેતુને અનેક વખત વાતચીતમાં એક અત્યંત સુંદર વાક્ય ઉચ્ચારતા ઘણાએ સાંભળ્યા હશે. છાપામાં અમુક લેખકની અળવીતરી ટીકાઓ આવતાં શ્રી. ધૂમકેતુ ઘણાને એકજ સલાહ આપે છે કેઃ

"તમે એક વધારે નવલકથા લખવા બેસી જાઓ." અધિકાર વગરના વિવેચકે બેસમજથી કરેલી ટીકાઓ પ્રત્યે આવી સર્વોચ્ચ ઉપેક્ષાવૃત્તિ સેવવામા ન આવે તો સાચો લેખક તો કોઈ દિવસ ઉપર જ ન આવી શકે. ઇતિહાસનો સૌથી વધુ નોંધપાત્ર દાખલો આંગ્લકવિ કીટ્સનો છે. કડવી ટીકા થતાં જ એને ક્ષય રોગ લાગુ પડી ગયો અને અકાળે અવસાન પામ્યો. સાચી તૈયારી પછી લખવા મેદાને પડતો લેખક પોતાના લેખનો શિષ્ટ સામયિકો સ્વીકાર કરે કે ન કરે તેની પણ પરવા કરતો નથી. આવા 'જાકારો' માટે સરવાળે લેખકની નહિ પણ સામયિકોની આબરૂને હાનિ પહોંચે છે એ વાત પણ ઇતિહાસે હવે નિર્વિવાદ રીતે પુરવાર કરી આપી છે.

**સાચું કહેવાનું હોય ત્યારે...**

ઘણા લેખકો એમ પણ ફરિયાદ કરે છે કે શું લખવું ? શેના વિશે લખવું ? પણ સાચું કહેવાનું હોય છે ત્યારે તો કલમ પોતે જ લેખકને ઊંઘમાંથી જગાડે છે અને માનસપટ પરથી બીજા તમામ અવાન્તર વિચારોને દેશવટો અપાવે છે અને પછી તો મધરાત હોય કે બળબળતો બપોર હોય; કડકડતી ઠંડી હોય કે ધુંવાધાર વરસતો હોય, ગુંવાળું બિછાનું હોય કે મચ્છરમાકડની બદબોવાળો ઓરડો હોય, ટ્રેન કે ચાલતી મોટર બસ હોય, તો યે તેને લખવામા કશીય હરકત આવતી નથી.

**સો ટચનું સોનું જોઈએ.**

લખ–લખ કર્યે લેખનકાર્ય થાય છે એવી એક પ્રચલિત માન્યતા છે. આવા પ્રકારના લેખનકાર્યથી શૈલી ઘડાય છે એ વાત સાચી છે. પણ એવું બધું જ લખાણ પ્રસિદ્ધિ યોગ્ય હોતું નથી. પ્રજા પાસે તો સો ટચનું સોનું લઈને જ જવું જોઈએ–લેખક પોતાના વિષય પરત્વે. ભાષાના વ્યાકરણનો પણ પૂરો અભ્યાસ કરવો જોઈએ. આજે ઘણા બધા "હાલી નીકળેલા" લેખકો ગમે તેવા અશુદ્ધ શબ્દ–તાંડવમાં રાચે છે. લબ્ધપ્રતિષ્ઠિત થયા પછી પણ એવા કેટલાય લેખકો તો આજે યે વિદ્યમાન છે જેમને સાચી જોડણી કે વ્યાકરણશુદ્ધ વાક્ય–રચના આવડતી નથી. ટૂંકમા, લેખક થવા માટે નીચેની આવશ્યક બાબતોનો મુદ્રાલેખ બનાવી લેવો જોઈએ.

(૧) લેખનકાર્ય પ્રત્યેની અનન્યનિષ્ઠા, (૨) વિષય પરત્વેનું અપાર પ્રભુત્વ, (૩) કલમ પોતે હાથમાં આવીને લખવા માટે કુદાકુદ કરે એટલા બધા પ્રમાણમાં મનન–ચિંતન.

(૪) કોઈ પણ લખાણને પ્રસિદ્ધ કરતા પહેલાં નજીકના મિત્રમંડળમાં એનો બહોળો પ્રચાર.

(૫) ગુજરાતી ભાષાના શુદ્ધ વ્યાકરણનો અભ્યાસ.*

* ["ગુજરાત સમાચાર"]

# મકાનવાળાં પુસ્તકાલયો

વડોદરા રાજ્યમાં લોકો દ્વારા મદદ ઊભી કરી તેમના જ દ્વારા વહીવટ ચલાવવા શિક્ષકો પાસે મંત્રી અને ગ્રંથપાલ તરીકે કામ લઈ શાળાઓમાં ગ્રામ પુસ્તકાલયને સ્થાપી ચલાવવામાં આવે છે. આ પુસ્તકાલયોની દેખરેખ જ્યાં સુધી શાળાઓમાં હોય છે ત્યાં સુધી શિક્ષકો પોતાની બનતી રીતે રાખે છે, પરંતુ જ્યારે મકાન બંધાય છે ત્યારે તો લોકોની જવાબદારી વધી જાય છે. મારા છેલ્લા નવ વર્ષના અનુભવ પરથી જણાયું છે કે સ્વતંત્ર રીતે પુસ્તકાલય ચલાવવાની જવાબદારી બહુ જ થોડાં પુસ્તકાલયોના કાર્યકરો લે છે. છેવટે શાળાના શિક્ષકને જ તે સંભાળવાનું જણાવવામાં આવે છે.

પુસ્તકાલય એ સમાજનું સંસ્કારકેન્દ્ર છે. જ્યારે તે જાહેર રીતે સ્વતંત્ર મકાનમાં મૂકવામાં આવે ત્યારે તેની જવાબદારી લોકોએ વધુ ઉત્સાહથી ઉપાડી લેવી જોઈએ.

રાજ્યના સાર્વજનિક પુસ્તકાલયોમાં અગ્રભાગ ભજવતાં ગ્રામ પુસ્તકાલયો જેવાં કે વરણામા, ચાંગા, બલોલ, ઉમરાખ, કાછીઆવાડી એવા સ્થળોએ લોકો પોતાનો ગ્રંથપાલ રોકી યથાર્થ રીતે એ પુસ્તકાલયો નિભાવે છે, જ્યારે કેટલાંક પુસ્તકાલયોમાં બે ઓરડાનું મકાન પુસ્તકાલયની જ જરૂરીઆત માટે ઊભું કરવામાં આવ્યું છે તેનો ખ્યાલ ભૂલી જઈ તેમાં ઔષધાલયો વગેરે ચલાવાય છે અને એક બાજુ કબાટને મૂકી રાખવામાં આવે છે. કેટલેક સ્થળેથી જાણવા મળે છે કે ગ્રંથપાલ નથી એટલે પુસ્તક આપલેનું કામ બંધ રહે છે. આવી અસ્થિર સ્થિતિમાં પુસ્તકાલયો રહે એ શોભાસ્પદ નથી જ.

સ્વરાજ્યની પ્રવૃત્તિને આપણે લાયક બનીએ તે માટે તો આપણે ગામડામાં સાર્વજનિક પુસ્તકાલયો નિભાવીએ છીએ. શિક્ષકો પોતાની બનતી સેવા આપે અને જ્યારે તેવી સેવાની જોગવાઈ કરવી પડે ત્યારે સ્વતંત્ર મકાનની જરૂર નથી, એ સિદ્ધ થાય છે. કારણ, શિક્ષક પોતાની સંસ્થામાં પુસ્તકાલયનાં કબાટો રાખી પુસ્તકોની આપલે કરી શકે છે.

ગ્રામ પુસ્તકાલયોને સ્વતંત્ર મકાન આપવાનો હેતુ તો એ છે કે એ ગામડામાં પોતાની પ્રવૃત્તિ પોતે જ ગામના આગેવાનો ચલાવી લેવા કુશળ બને. સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની માફક પોતાનું સંચાલન તેઓ આદર્શ બનાવી શકે દર વર્ષે નવીન નવીન ઈસમોને કાર્યવહીમાં ભરતી કરે તેમને સભા સંચાલન, રિપોર્ટ લખવા, દફતરોની વ્યવસ્થા રાખવી વગેરે બાબતોમાં પ્રત્યક્ષ કાર્યદ્વારા તાલીમ આપે. ભવિષ્યમાં સાર્વજનિક પ્રવૃત્તિઓમાં રસપૂર્વક ભાગ લઈ શકવા માટે તે તૈયાર થવા જોઈએ.

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ આ બાબતમાં તેના કાર્યકરો દ્વારા આ માટે ઘણું કરી શકે તેમ છે. હાલ રાજ્યમાં ૧૮૦ જેટલા સ્થળોએ સાર્વજનિક પુસ્તકાલયોના મકાનો બંધાયેલાં છે. તેમાં લગભગ ૯૦ ટકા જેટલાં સ્થળોએ શિક્ષકો ગ્રંથપાલનું કાર્ય ઉપાડે છે. કેટલેક સ્થળે તેઓ ખુશીથી કુશળ કાર્યકરો તરીકે જાણીતા થયા છે. તો કેટલેક સ્થળે તેઓ બોજારૂપ મણે છે.

યુદ્ધનો સમય પૂરો થયો છે. લોકો પોતાના ઘરસંસારને કેમ નીભાવવો તેના વ્યવસાયમાં

પડેલા હોય છે તેવે સમયે આ સંસ્થાઓની વ્યવસ્થા વિદ્યાર્થીઓ અને ગામના નવજુવાનો મારફત યથાર્થ રીતે લઇ શકાય. માત્ર તેમને દોરવણી આપનાર ગામના વતની શિક્ષકો, શિક્ષિત આગેવાનો વગેરેએ આગળ આવવું જોઇએ આમ ન થાય તો પછીથી શ્રીમંત સરકારે સ્થાનિક લોકોને પોતાની સંસ્થા સુંદર બનાવવા જે તક આપી તે નિરર્થક થઇ પડે.

પુસ્તકાલયનું પટાંગણુ સ્વચ્છ રહેવું જોઇએ. પુસ્તકાલયના વાચનાલય ખંડમાં આપણા રાષ્ટ્રપિતા અને દેશનાયકોના જ્વલંત ફોટાઓ તેમના સૂત્રો સાથે મૂકાવા જોઇએ, જેથી પ્રત્યેક વર્તમાનપત્ર, સામાયિક અથવા પુસ્તક વાચવા કે લેવા આવનાર વ્યક્તિને તે આકર્ષક જણાય.

પુસ્તકાલયમાં વળી સુંદર સૂત્રો. કુદરતી સૌંદર્યનાં ચિત્રો, આલ્બમો વગેરે વસાવી તેને ઉન્નત બનાવવું જોઇએ. આ બધી હકીકત હું તમામ સ્થળોએ કહી ચૂકયો છું. કોઇ કોઇ ભાઇએ તેનો સારો આવકાર આપ્યો છે તો કોઇ જગોએ ફરી જતા તેની તેજ સ્થિતિ માલુમ પડી છે. આ સ્થિતિ હવે નૂતન હિંદના પ્રભાતે તમે કેવી રીતે નિભાવશો એ એ જરા વિચાર કરશો.

વળી આપણાં પુસ્તકાલયોના સ્વતંત્ર મકાનો થાય એટલે બ્હેનો માટે તેમાં એકાદ દિવસ આવવાની જોગવાઇ પુસ્તકાલય ખાતાએ કરી છે તેનો પણ કોઇ કોઇ જગાએ વ્યાજબી ઉપયોગ થતો જણાતો નથી. કોઇ કોઇ સ્થળે બ્હેનોને ઘેર પુસ્તક વાંચવા આપવાનો વહીવટ છે. પણ શાળામાંથી આપણે સ્વતંત્ર મકાનમાં શા માટે પહોંચ્યા ? એની વિશિષ્ટતા તો ડગલે ને પગલે ગામની મદદ કરનાર સૌને જણાઇ આવવી જોઇએ. પુસ્તકાલયની સ્થાપનાનો હેતુ પુસ્તકાલયના વાચનાલય ખંડમાં મોટા અક્ષરે મોટા બોર્ડમાં સૌ દૂરથી વાંચી શકે તેવી રીતે ફ્રેમ કરાવી મૂકવો જોઇએ.

સાર્વજનિક પુસ્તકાલય ગામના દરેક નાગરિકનું છે એવું તેનાથી અભિમાન થવું જોઇએ. ગામમાં અભણ સ્ત્રી પુરુષોની યાદીઓ તૈયાર કરી પુસ્તકાલયના કાર્યકરોએ શિક્ષિત ભાઇબ્હેનોની મદદ દ્વારા તમામને અક્ષરજ્ઞાન આપી પોતાનુ જીવન વધારે સુખી થાય તે માટે મદદગાર થવુ જોઇએ. આ માટેનું સાહિત્ય રોજ વૃત્તપત્રો સામાયિકો અને પુસ્તકોમાં આપવામા આવે છે.

સ્થળ પર જઇ મકાનવાળાં પુસ્તકાલયોના વાર્ષિક નિવેદનો, ત્રીમાસી નિવેદનો પુસ્તકો ઘેર વાંચવા આપવાની ચોપડી વગેરે તપાસું છું તો તે અપૂર્ણ કે ખોટાં હોય છે. કેટલીક વખત આપ તેમાં પેન્સીલનો જ ઉપયોગ કરે છે. વાંચક રજીસ્ટર પણે થોડે સ્થળે રાખે છે. આ કેમ ચલાવી લેવાય ? પુસ્તકાલયોને વ્યવસ્થિત રાખવાં જોઇએ. તેનું દફતર એ તેનું પ્રચાર કાર્ય છે. પુસ્તકોની આપ-લે નોંધવહી, વાચકોની નોંધવહી, માસિક કામકાજનું પત્રક, વાર્ષિક હકીકતોનાં આંકડા, અંદાજપત્રો, પુસ્તકની યાદીઓ (જનરલ રજીસ્ટર) વિષયવાર પુસ્તકોની નોંધવહીઓ તો વ્યવસ્થિત રાખવી જોઇએ.

છેલ્લા બે વર્ષથી પુસ્તકાલયોના મકાનો માટે શેઠિઆ પાસેથી, ગામના કોઇના મરણ કે શુભ પ્રસંગે દાન મેળવી, નામ જોડવાની શરતે ઘણાં ગામોએ રકમ એકઠી

કરી છે. તેઓએ પુસ્તકાલયનું મકાન રૂપિયા ત્રણ હજારમાં બંધાશે એમ માની એ રકમ ઊભી કરી મોકલી છે. મકાનો બાંધવા માટે ચીજો મળવી મુશ્કેલ હોવાના કારણે અને અને ભાવોના અનહદ ઊછાળાના કારણે શ્રીમંત સરકારની સલાહ અનુસાર શ્રીમંત સરકાર તરફથી આવી રકમો હંગામી મદદરૂપે ઓછી થાય છે. પણ મદદ મળે તો મકાનો બાંધી મે ઉપર વર્ણન કર્યું તેવી સંસ્થાઓ ચલાવવી એ પુસ્તકાલયો માટે દાન આપનારને, તેને નિભાવનારને, અને વધારે તો તે સંસ્થાઓ ચલાવનાર ગ્રામજનોને નીચું જોવડાવનારું છે.

હું અહિં વાદવિવાદ કે દલીલો કરનાર ભાઈઓ માટે નથી લખતો, માત્ર જેમને પુસ્તકાલયોનું હિત હૃદયમાં છે, ગામડાની અભણ પ્રજાને વધારે સમૃદ્ધ જોવા જે શિક્ષિત આગેવાન કાર્યકરોની ઇચ્છા છે તેમને હૃદયની વિનંતિ કરું છું કે પોતાના મકાનોવાળાં પુસ્તકાલયો એવા વ્યવસ્થિત ચલાવો કે જે માટે કોઈપણ નજીકના પ્રદેશના ભાઈઓને આપણે મગરૂરી સાથે બતાવી શકીએ કે અહિ સંસ્કારવાંચ્છુઓ માટે ઉત્તમ સાધન છે.

સાર્વજનિક પુસ્તકાલયનું જ્યા મકાન હોય ત્યાં ગામના તમામ સજ્જનો તે એક મંદિર છે, આજીવન શિક્ષણની લોકોની પોતાની વિદ્યાપીઠનું મકાન છે એમ સમજી તેને સ્વચ્છ, દુરસ્ત અને વ્યવસ્થિત રાખવું જોઈએ.

ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે જાહેર રીતે આપણે આપણાં પુસ્તકાલયો તેના યોગ્ય સ્વરૂપમા બનાવી ન શકીએ ત્યાંસુધી હવે વધુ મકાનો બાંધવાની ઉપાધિ ઊભી કરી જાહેર નાણાનો દુરવ્યંય નહિ કરી શકીએ.

જ્યારે ગામડાનુ મકાન બધાય ત્યારે તે મકાનની નિભાવણી. સારો ગ્રંથપાલ રોકવો વગેરે માટે જુદું ફંડ ઊભું કરવું જોઈએ. માત્ર પુસ્તકાલય બંધાવી ગામમાં એક સાર્વજનિક મકાન વધ્યું એવો મોહ હોવો જોઈએ નહિ.

આજે મકાનવાળાં પુસ્તકાલયો પાસે જોઈએ તેટલું કાયમનિધિનુ ભંડોળ નથી. નિદાન પ્રત્યેક મકાનવાળા સાર્વજનિક પુસ્તકાલયને ઓછામાં ઓછું પાંચ હજારનું કાયમ-નિધિનું ભંડોળ જોઈએ અને લોકોમાં એટલી કેળવણી ફેલાવી જોઈએ કે લોકો તેના ચાલુ ઉત્પન્ન માટે કંઈ ને કંઈ રીતે ચોક્કસ ધોરણ પ્રમાણે ફાળો આપવા ઊભા થઈ શકે અને પુસ્તકાલયના પુસ્તકોનો બ્હોળો ઉપયોગ કરાવી શકે.

હવે આપણે દેખાવની સંસ્થાઓ ઊભી કરવાનો યુગ આથમ્યો છે, પણ આપણે ઊભી કરેલી સંસ્થા આપણે ચલાવવા તાકાતવાન છીએ એવી ભાવના દરેક વ્યક્તિમાં જન્મવી જોઈએ અને સંસ્થાને થોડી પણ સેવા આપી તેનુ પ્રતિપાદન કરી બતાવવું જોઈએ

મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોના વ્યવસ્થાપકો અને મંત્રીઓને મારી નમ્ર વિનંતિ છે કે તેઓ ગામડામાં આવી પ્રવૃત્તિમાં સેવા આપનાર કિશોરો, યુવકો અને આગેવાનો તૈયાર કરે. એ વાત સાચી છે કે આજે જે ભાઈઓ કામ આપી શકે તે કાલે ન આપી શકે પણ આ સંસ્થા તો આબાલવૃદ્ધો માટે છે; એટલે એનું ઝરણું સુકાય જ નહિ. એ ઝરણું સુકાયુ તો માનીએ કે એ ગામના સમાજને સંસ્કાર મેળવવાની પડી નથી.

વર્તમાનપત્રો અને સામયિકો પાછળ વિવેકપૂર્વક ખર્ચ કરી બાકીની રકમ વ્યવસ્થિત વાપરવામાં આવે, સેવાભાવે કામ આપનાર મદદગારોને ઉત્તેજન આપવામાં આવે તો સંસ્થાઓ વધારે દીપી ઊઠે અને જેનું જ્યાં સ્થાન ત્યાં તે શોભે એવી વૃત્તિ પ્રાપ્ત થવી જોઈએ. પુસ્તકાલયના મકાનમાં દવાખાનું ચલાવવું એ કોઈ રીતે શોભાસ્પદ નથી. એ માટે તો સ્વતંત્ર જોગવાઈ કરી લેવી જોઈએ. માત્ર પ્રથમ શરૂઆત માટે કે પ્રચાર માટે કોઈ માંદગીમાં પ્રાથમિક સારવાર જેવું સેવાનું કાર્ય ચલાવી શકાએ.

મને ખાત્રી છે કે મારી વિનતિને માન આપી હાલનાં મકાનવાળાં પુસ્તકાલયો પોતાનું કામ સારું બતાવશે અને પુસ્તકાલયનો વહીવટ આજસુધી વખતોવખત થયેલી ભલામણો લક્ષમાં લઈ પોતાની અનુકૂળતા પ્રમાણે તેને ઉચ્ચ કોટીનું બનાવશે. અને જે મકાનવાળાં સાર્વજનિક પુસ્તકાલયોનો વહીવટ અને કાર્યક્ષેત્ર ઉત્તમ પ્રકારનાં હોય તે પોતાની પ્રવૃત્તિઓનો હેવાલ પુસ્તકાલયમા પ્રસિદ્ધિ માટે આપે અને બીજાં પુસ્તકાલયોને સારાં બનવા પ્રેરણા આપે.

ઉમેદભાઈ મોતીભાઈ પટેલ

---

# પરદેશી સાહિત્યના સામાન્ય જ્ઞાનની કસોટી

નીચે હિંદુસ્તાનની બહારના દશ લેખકોનાં નામ આપ્યાં છે. સામેની બાજુએ એ લેખકોના દેશના નામ સેળભેળ કરીને મૂકયાં છે. કયા લેખક કયા દેશના છે તે શોધી કાઢો.

આમાંના ઘણાખરા લેખકોનાં લખાણોનો ગુજરાતીમા અનુવાદ થએલો છે અને અંગ્રેજીમાં તો દરેક લખાણોનાં ભાષાંતર થએલા છે.

## તમે શોધી કાઢો

| કયો લેખક | કયા દેશનો ? |
|---|---|
| ૧ ચેખોવ | ક ચીન |
| ૨ ઑલ્સવર્થી | ખ ગ્રીસ |
| ૩ ગેટે | ગ જાપાન |
| ૪ રોમાં રોલાં | ઘ ઈંગ્લંડ |
| ૫ ઈમર્સન | ચ રશિયા |
| ૬ લિન-યુ-ટાંગ | છ ઈટલી |
| ૭ હોમર | જ જર્મની |
| ૮ કાગાવા | ઝ ઈરાન |
| ૯ વર્જિલ | ટ ફ્રાન્સ |
| ૧૦ હાફિજ | ઠ અમેરિકા |

[ "કિશોર" ] —ફુરંગી દેસાઈ

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો

## સન ૧૯૪૬-૪૭ ની સાલનો

# અહેવાલ

સુજ્ઞ મહાશય,

૧. પૂરી થયેલી સન ૧૯૪૬-૪૭ ની સાલનો, રાજ્ય પુસ્તકાલય મંડળનો આવશ્યક અહેવાલ, ગઈ સાલ મુજબ, ટુંકાણમાં રજૂ કરવાની રજા લઉં છું.

**ટુંકાણમાં**

૨. ઈ. સ. ૧૯૨૫ માં મણુદેવી મુકામે ભરાયેલી સાર્વજનિક પુસ્તકાલયોની પ્રથમ પરિષદ સાથે અસ્તિત્વમાં આવેલા આ મંડળના ઉદ્દેશ નીચે પ્રમાણે છે—

**ઉદ્દ્ભવ અને ઉદ્દેશ**

(૧) રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયો અને વાચનાલયોની પ્રગતિ સાધવી અને તેમને સુવ્યવસ્થિત બનાવવા, (૨) પુસ્તકાલય વિહોણા શાળાવાળા ગામોએ નવીન પુસ્તકાલયો ઉઘાડવામાં ખાતાને સહકાર આપવો; (૩) પુસ્તકાલયોના કાર્યકર્તાઓ વચ્ચે તથા શ્રીમંત સરકાર અને સ્થાનિક સંસ્થાઓ સાથે સહકાર સાધવો, (૪) પ્રજામાં વાચનનો શોખ ફેલાવવો; (૫) પુસ્તકાલય પ્રવૃત્તિ પોષક સાહિત્ય પ્રગટ કરવું; (૬) શિષ્ટ સાહિત્યના વાચનનો પ્રચાર વધારવો, (૭) પુસ્તકાલયનું વહીવટી કામ શીખવવા તાલીમ વર્ગો ભરવા યા ભરાય તેમાં મદદ કરવી; (૮) ખાતાના સહકાર અને સલાહ મુજબ પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર કરવો, અને (૯) પુસ્તકાલયોની તપાસણીનું કામ કરવુ.

૩. ઉપરના ઉદ્દેશો વ્યવસ્થિત રીતે પાર પાડવા માટે પ્રાંત, મહાલ, તથા જૂથ મંડળો રચવામાં આવ્યાં છે આ પેટામંડળો, રાજ્ય પુ મંડળની સલાહ અને દોરવણી મુજબ પોતપોતાનાં ક્ષેત્રોમાં યથાશક્તિ કાર્ય કરે છે. પૂરા થયેલા વર્ષ દરમ્યાન નવસારી, મહેસાણા, અમરેલી અને વડોદરા એ ચારે પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી હતી. મહાલ મંડળો તથા જૂથમંડળો પૈકી જેઓ જાગતાં છે, યાને જેમની વાર્ષિક સભાઓ અહેવાલના વર્ષે ભરાઈ છે વા હિસાબ નિદાન આ તરફ આવ્યા છે, તેવાં જૂથ તથા મહાલ મંડળોના નામ નીચે પ્રમાણે છે—

**પેટામંડળો**

### (૧) જાગતાં જૂથ મંડળો

**વડોદરા પ્રાંત** (૧) ભાદરણ, (૨) વસો, (૩) ઝારોળા, (૪) પેટલાદ, (૫) દરાપુરા, (૬) ડેસર, (૭) પાદરા, (૮) ઈંદ્રાડ, (૯) આસોજ; **મહેસાણા પ્રાંત.** (૧૦) વાલમ, (૧૧) ધીણોજ, (૧૨) નારદીપુર, **નવસારી પ્રાંત:** (૧૩) નવસારી, (૧૪) વેસ્મા,

(૧૫) ઓરણા, (૧૬) હળધરૂ, (૧૭) શેવણી, (૧૮) ઉમરાખ, (૧૯) ગણદેવી, (૨૦) અંબેટા, (૨૧) ગડત, (૨૨) કામરેજ, (૨૩) પલસાણા, (૨૪) વણેશાપીશાદ, (૨૫) વાવપરબ, (૨૬) ધમડાછા, **અમરેલી પ્રાંત** (૨૭) આંબરડી. ( ગઈ સાલ ૨૯ ).

## (૨) જાગતાં મહાલ મંડળો

**વડોદરા પ્રાંત.** (૧) વડોદરા, (૨) પાદરા, (૩) કરજણ, (૪) પેટલાદ, (૫) ભાદરણ, (૬) શિનોર, (૭) ડભોઇ, (૮) સાવલી, (૯) તિલકવાડા, **મહેસાણા પ્રાંતઃ** (૧૦) મહેસાણા, (૧૧) કલોલ, (૧૨) પાટણ, (૧૩) ચાણસ્મા, (૧૪) ખેરાળુ, (૧૫) કડી, (૧૬) દહેગામ, (૧૭) વિજાપુર, (૧૮) સિદ્ધપુર, (૧૯) વિસનગર, (૨૦) હારીજ, **નવસારી પ્રાંત** (૨૧) નવસારી, (૨૨) પલસાણા, (૨૩) કામરેજ, (૨૪) ગણદેવી, (૨૫) મહુવા, **અમરેલી પ્રાંતઃ** (૨૬) અમરેલી, (૨૭) દામનગર, (૨૮) ખાંભા, (૨૯) કોડીનાર ( ગઈ સાલ ૩૨ ).

**પરિષદ પ્રવૃત્તિ**

૪. રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને સંગઠિત બનાવી એનું તંત્ર એકધારૂ અને સુવ્યવસ્થિત ચલાવવાની યોજનાઓ વિચારવા તથા પોતાની મહત્ત્વાકાક્ષાઓ અને જોઇતી સવલતો તથા રાહતોની માગણી પુસ્તકાલય ખાતા આગળ તેમજ શ્રીમંત સરકાર સમક્ષ સમૂહગત રીતે રજૂ કરવાના આશયથી સને ૧૯૨૪-૨૫ થી શરૂ થયેલી મંડળની પરિષદ પ્રવૃત્તિ જારી જ રહી છે. વિશ્વવ્યાપી બીજા યુદ્ધના સબબે ઊભી થયેલી અસહ્ય મોંઘવારી, અન્નસંકટ તેમજ પ્રવાસમાર્ગની તકલીફો હજી કાયમ રહેવાથી, અહેવાલવાળા વર્ષે, એ માટે આગ્રહ રાખવાનુ ઇષ્ટ ગણવામા નહોતુ આવ્યુ. છતા મહેસાણા પ્રાતના **ચાણસ્મા** મહાલે પોતાની ૯ મી પરિષદ અહેવાલવાળા વર્ષે ભરવાનો ઉત્સાહ દેખાડયો હતો.

**શિક્ષણવર્ગ**

૫. પુસ્તકાલય પ્રવૃત્તિના સંચાલન માટે ઉપકારક ગણાતી મંત્રી તથા ગ્રંથપાલોની તાલીમ માટે મંડળે ૧૯૩૧ થી શરૂ કરેલી પ્રાતવાર શિક્ષણવર્ગો ભરવાની યોજનાનો અમલ, ચાલુ રહેલી મોંઘવારી અને ખાદ્ય ખોરાકની તથા પ્રવાસમાર્ગની હાડમારીને કારણે, અહેવાલવાળા વર્ષે થઇ શકયો નથી. છતાં શ્રીમંત સરકારની આજ્ઞાથી પુસ્તકાલય ખાતાએ પખવાડિયાની મુદતનો બીજો શિક્ષણવર્ગ અમરેલી મુકામે, અહેવાલના વર્ષે, ભરેલો તેમાં, તેમજ વર્ગો કેન્દ્રમાં યોજાયેલા ઓપવર્ગ અંગે જરૂર પૂરતો સહકાર મંડળે આપેલો.

**મંત્રી સમ્મેલનો**

૬. પરિષદો ભરવાની મુશ્કેલીના સમયમા પણ પરિષદ પ્રવૃત્તિના મૂળભૂત ઉદ્દેશોને બની શકે તેટલા બર લાવવા ખાતર મંડળે મહાલવાર મંત્રી સમ્મેલનો ભરવાની યોજના, અહેવાલવાળા વર્ષે, હાથ ધરી હતી. તે મુજબ **દહેગામ, ચાણસ્મા, પાદરા,** તથા **વડોદરાનાં** સમ્મેલનો યોજવામા આવ્યાં હતાં, ને તેમા કાર્યકરોની મુશ્કેલીઓ સંબધી યથાયોગ્ય વાટાઘાટ અને વિચારોની આપ લે કરી મહાલની પુ. પ્રવૃત્તિની પ્રગતિ સાધવાની

અને રાગીનતા વધારવાની પ્રેરણા કરવામા આવી હતી. પાદરા તથા દહેગામના સમ્મેલનોની દોરવણી રાજ્યપ્રચારકે કરી હતી, જ્યારે ચાણસ્મા મહાલ પરિષદ અંગે જીતોડા મુકામે યોજાયલા મંત્રી સમ્મેલનની દોરવણી મંડળના સહમંત્રીએ કરી હતી. જીતોડાનું સંમેલન એકલા ચાણસ્મા મહાલના મંત્રીઓ પૂરતું જ નહોતું પણ મહેસાણા પ્રાંતના બધાં જ મહાલ મંડળોના મંત્રીઓનું હતું. મહાલની સંસ્થાઓના કાર્યકરોની હાજરી તો પરિષદ નિમિત્તે ત્યાં હતી જ. વડોદરા મહાલનું સમ્મેલન, પૂરતી હાજરીને અભાવે નિષ્ફળ નીવડયું હતું.

**તપાસણી**

૭. પુસ્તકાલય સંસ્થાનું તંત્ર સુવ્યવસ્થિત રીતે ધોરણસર ચાલે તેટલા માટે માનદ તથા પગારદાર પ્રચારકો દ્વારા તપાસણી વ પ્રચારકાર્ય કરવાની મંડળની નીતિ જારી રહી છે. અહેવાલના વર્ષે, ૭ માનદ મહાલ પ્રચારકોએ ૬૭ સંસ્થાઓની ભેટ લીધી હોવાનું જણાય છે. માનદ મહાલ પ્રચારકો ઉપરાંત પ્રાંત પ્રચારકો નીમવાની નીતિ મંડળે સને ૧૯૩૫-૩૬ થી સ્વીકારી છે આર્થિક તેમજ વ્યવહારૂ કારણોસર બે પ્રાંત વચ્ચે એક પ્રચારક રોકવાનું ધોરણ સને ૧૯૩૯-૪૦ થી સ્વીકારવામાં આવ્યું છે. તેને અનુસરીને, નિવેદનના વર્ષે, વડોદરા-નવસારી પ્રાંતોના પગારદાર પ્રચારક તરીકે રા છગનભાઇ મથુરભાઇ પટેલની સેવા ચાલુ રખાઇ હતી. મહેસાણા-અમરેલી પ્રાંતો માટેના પ્રચારકની ખાલી પડેલી જગા યોગ્ય ઇસમને અભાવે હજી પૂરી શકાઇ નથી. એક ઉત્સાહી યુવાન શિક્ષકબંધુ તરફથી કેળવણી ખાતામાંથી ઊછીતી નોકરી મેળવવાની શરતે સેવા અર્પવાની તત્પરતા દેખાડતી અરજી આવેલી પરંતુ એ ભાઇની શાળા ખાતાની નોકરી હજી ૧૦ વર્ષની થયેલી નહિ હોવાથી, ઊછીતી નોકરી આપવાને નિયમનો બાધ છે એવા ખુલાસા સાથે અરજી પાછી ફરી હતી. બીજા એવા જ એક ઉત્સાહી અને દરાપુરામા ભરાયેલી વડોદરા પ્રાંત પુ. પરિષદે પસાર કરેલા ઠરાવ નં. ૮ મુજબ લોકરંજનનું કાર્ય કરી શકે એવી લાયકાત ધરાવતા શિક્ષકભાઇની પણ લોન સર્વિસની શરતે સેવા આપવા માટેની અરજી આવેલી છે એ અરજી, ચાલુ વર્ષે, આપણા પ્રમુખશ્રીના આમદયુક્ત શેરા સાથે વિદ્યા ખાતા તરફ મોકલી આપવામા આવી છે. વ. રા પુ. મંડળની નોકરી એ પણ શાળા ખાતાને અંગીભૂત પુસ્તકાલય પ્રવૃત્તિની જ નોકરી છે એ મુદ્દો માન્ય ગણીને વિદ્યાખાતુ આ અરજી બહાલ ગણશે એવી આશા રાખીએ તો તે અસ્થાને નહિ ઠરે.

પૂરા થયેલા વર્ષ દરમ્યાન, રા. છગનભાઇએ ૧૯૦ વડોદરા પ્રાંતના તથા ૧૦૩ નવસારી પ્રાંતના મળી કુલ ૨૯૩ ગામોની ફેરણી કરી છે. એમની એકંદર કામગીરી ૨૬૧ દિવસની થઇ છે. નિવેદનના વર્ષ દરમ્યાન પ્રાંત પ્રચારકે કરેલી આ ૨૯૩ સંસ્થાઓની કામગીરીમા રાજ્ય પ્રચારકની ફેરણીની ૩૩ અને માનદ મહાલ પ્રચારકોની કામગીરીની ૬૭ સંસ્થાઓનો ઉમેરો કરતા, અહેવાલવાળા વર્ષે કુલ ૩૯૩ સંસ્થાઓની તપાસણી પ્રચારક સંસ્થા દ્વારા મંડળે કરી છે, જે ગઇ સાલ કરતા ૧૪૨ જેટલી વધુ છે. પ્રચારકોના નામ તથા તેમની કામગીરીનો ખ્યાલ મેળવવા પરિશિષ્ટ ૬ ઠું જોઇ લેવા વિનંતિ છે. માનદ મહાલ પ્રચારક ભાઇઓની કામગીરી ગઇ સાલ કરતાં લગભગ સાતેક ગણી હોય, અલબત્ત, સંતોષકારક છે. છતાં ૭ સિવાયના બીજા માનદ પ્રચારકો આખુંય વર્ષ શાંત રહેલા જણાય

છે તે ઠીક નથી. જેમણે કામગીરી બજાવી છે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનવામા આવે છે અને બધાયને, આ નૂતન સાલમા, વધારે ઉત્સાહ દેખાડવાની હાકલ કરવામાં આવે છે.

૮. પગારદાર પ્રચારકો ફેરણી દરમ્યાન કેવા પ્રકારની કામગીરી કરે છે તેનો ખ્યાલ નીચેની વિગતો પૂરો પાડશે —

**પગારદાર પ્રચારકોની કામગીરી**

(૧) પુસ્તકોને શિક્કા લેબલ જ્યા થયેલાં ન હોય ત્યાં તે જાતે મદદ કરીને કરાવી લેવાં. (૨) નવીન આવેલાં પુસ્તકો જનરલ રજિસ્ટરમા ચઢાવીને તેમનું વર્ગીકરણ કરી આપી નામવારી તથા વિષયવારી પત્રકો તૈયાર કરાવી લેવાં. (૩) જીર્ણ થયેલાં તેમજ ઉધાઇથી બગડેલા માસિકો વગેરેનું સાહિત્ય કમી કરી આપી તેનુ તેમ જ ખીજી પસ્તીનુ વેચાણ રૂબરૂમાં કરાવી લઇને ઉપજેલી રકમ રોજમેળમાં જમા કરાવી લેવી, તથા તેનો ઉપયોગ ઠરાવેલે ધોરણે કરવા બાબત સમજ આપવી. (૪) ગેરવલ્લે પડેલાં તથા ઘસારાથી નકામાં બનેલા પુસ્તકોની યાદી કરાવી તેને કમી કરાવી લેવા યોગ્ય અધિકારી તરફ રિપોર્ટ કરાવવો. (૫) દફતરી કાગળોની પૂર્તતા કરાવી સંસ્થાના શિક્કા તથા અનુક્રમ નંબર નખાવી એકુણાત કરાવી લેવી. (૬) લોકમદદની રકમની પાવતી આપવાનો વહીવટ ન હોય ત્યાં તે દાખલ કરાવવો. (૭) રોજમેળ પદ્ધતસર લખી જે તે રકમ સામે વાઉચર કે પાવતીનો નંબર લખવાની સમજૂત આપવી. (૮) ત્રિમાસિક તથા વાર્ષિક નિવેદનો તેમ જ અંદાજપત્રો તૈયાર કરવામા મદદ કરી રવાના કરાવવા. (૯) વાચનાલયવાળાં ગામોએ પુસ્તકાલયો ખોલવા માટે જરૂરી પ્રચાર કરી રકમ ભેગી કરાવીને પુસ્તકાલય માટે માગણી કરાવવી. (૧૦) પછાત ગામોને હીરકનિધિમાથી મળતો લાભ મેળવીને પુસ્તકાલયો ખોલાવી લેવાની પ્રેરણા કરવી. (૧૧) વાચક મંડળના લાભ સમજાવી એવા મંડળો સ્થાપવાને પ્રેરવા. (૧૨) ભણતાં તથા ઊઠી ગયેલાં બાળકોને પુસ્તકો છૂટથી વાચવા આપવાની સમજણ પાડવી, તથા વર્ગ ૩થી ૭મા ભણતા બાળકોને રૂબરૂમા પુસ્તકો વાંચવા આપવા. (૧૩) પછાત કોમોના લોકોને બોલાવી તેમને વાચનનો લાભ સમજાવવો અને તેમને ઘરના પુસ્તકો વાંચવા અપાવવાં. (૧૪) પ્રૌઢ શિક્ષિતોને ઉપયોગી થઇ પડે તેવુ સાહિત્ય વસાવીને તેનો પ્રચાર પ્રૌઢ શિક્ષિત વર્ગમાં કરતાં રહેવાની સમજૂત મંત્રી-ગ્રંથપાલ ભાઇઓને આપવી. (૧૫) કાયમફંડની રકમો જ્મા ન મુકાઇ હોય ત્યાં મુકાવરાવવી અગર તો વહેલામાં વહેલી તકે તેમ કરી દેવાની સમજ આપી ખાતાનુ તે તરફ ધ્યાન દોરવું. (૧૬) ખાનગી આસામીઓને ત્યાં રખાયલી કાયમફંડની રકમો બની શકે ત્યા વસૂલ કરાવી લેવી અગર તેમ કરી દેવાની મંત્રીને તાકીદ આપવી. (૧૭) હાથપરની વધુ શિલક ઠરેલા ધોરણે જમા કરાવી દેવાનુ સૂચવવું. (૧૮) શિક્ષણવર્ગો, પરિષદો તથા શિષ્ટવાચનની પરીક્ષાઓનો લાભ લેવા લેવડાવવાની સમજ આપવી. (૨૦) પર્વણીદિન ઊજવવા માટે પ્રેરણા કરી તે માટે કરવાની તૈયારીમા જરૂરી દોરવણી આપવી

અહેવાલવાળા વર્ષ દરમ્યાન વડોદરા–નવસારી પ્રાંત પ્રચારકે ઉપરોક્ત પ્રકારની બધી જ કામગીરી સંતોષકારક રીતે બજાવી હોવાનું જણાયુ છે.

**નવીન પુસ્તકાલયો**

૯. તપાસણી ઉપરાંત, દર સાલ મુજબ અહેવાલના વર્ષે પણ ઉઘાડવા ઠરેલા ૨૦ નવીન પુસ્તકાલયોની સંખ્યા પૂરી કરી આપવા બાબતમાં જરૂરી પત્ર-વ્યવહાર, રૂબરૂ મુલાકાત વગેરે દ્વારા મંડળે પુસ્તકાલય ખાતાને સંપૂર્ણ સહકાર આપ્યો હતો. શાળાવાળું એક પણ ગામ પુસ્તકાલય વિનાનું ન હોય એવી સ્પૃહણીય સ્થિતિ પ્રાપ્ત કરવાનું માન, નિવેદનના વર્ષે, સાવલી, કલોલ, દહેગામ, ખેરાળુ, પલસાણા અને અમરેલી એ ૭ મહાલોને મળે છે, જે બદલ એ મહાલોના કાર્યકર્તાઓને ધન્યવાદ આપીએ છીએ.

**પુસ્તકાલય પર્વણી**

૧૦. પ્રજોપકારક પુ. પ્રવૃત્તિનું મહત્ત્વ જનસમૂહને સમજાવવા કાજે અને સ્થાનિક સંસ્થા પરત્વે મમતા પ્રગટાવવા માટે દર વર્ષે વસંત પંચમીનો દિવસ ખાસ પુસ્તકાલય પર્વણી દિન તરીકે ઊજવવાનું ધોરણ છેલ્લા પંદરેક વર્ષથી મંડળે સ્વીકાર્યું છે. અહેવાલના વર્ષે પણ આ પર્વણી ઉત્સવ ચારે પ્રાંતોમાં ઉજવાયો હતો. આવેલા અહેવાલોનો સાર 'પુસ્તકાલય' માસિકના ફેબ્રુઆરી અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે ચાલુ નવીન વર્ષે, આ પર્વણી દિન ઠાંકે સ્થળે ઉલટભેર ઉજવાય એવી તજવીજ રાખવા પુસ્તકાલય પ્રવૃત્તિના ચાહક અને ભક્ત વર્ગને ભલામણ કરીએ છીએ.

**શિષ્ટવાચન પ્રચાર**

૧૧. જનતાને શિષ્ટવાચન પ્રતિ આકર્ષવાના સદ્‌હેતુથી મંડળે શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના સને ૧૯૩૧ થી હાથ ધરી છે. અહેવાલવાળા વર્ષે 'દીનબંધુ એન્ડ્રુઝ' ના જીવન ચરિત્ર વિષયક પુસ્તકની ૨૫ મી પરીક્ષા યોજાયેલી. એનો લાભ ૭૪ ઉમેદવારોએ લીધો હતો. સિવાય વડોદરા, પાદરા, કરજણ, શિનોર, દહેગામ, ચાણસ્મા, નવસારી અને કામરેજ એ આઠ મહાલ મંડળોએ વિદ્યાર્થીઓ માટેની પરીક્ષાઓ, નિવેદનના વર્ષે યોજી હતી. કામરેજે '**ગ્રામગોષ્ઠી**'નું પુસ્તક રાખ્યું હતું, ત્યારે બીજા મહાલોએ '**ગુજરાતના સેવકો**'નું પુસ્તક પસંદ કર્યું હતું મહાલ મંડળો તરફે યોજાતી પરીક્ષાનું ક્ષેત્ર એકલા વિદ્યાર્થીવર્ગ પૂરતું જ મર્યાદિત ન રાખતા તરુણ તેમજ પ્રૌઢ સમાજમાં પણ વિસ્તારવાની જરૂર ગણીએ છીએ.

**ગ્રામવાચક મંડળ**

૧૨. હિતકર અને બોધક સાહિત્યના વાચનની નિયમિત ટેવથી જીવનવિકાસ સાધવામાં માર્ગદર્શક અને મદદગાર થવાના શુભાશયથી મંડળે ગ્રામવાચક મંડળની યોજના જાહેર કરી છે-( યોજના માટે જુઓ '**પુસ્તકાલય**' માસિકના સને **૧૯૪૭** ના ઑક્ટોબર અંકમાં પ્રસિદ્ધ થયેલ મંડળના અહેવાલનું પાન ૪૦૩).

અહેવાલના વર્ષે ગ્રામવાચક મંડળોની સંખ્યા ૨૪ ની ચાલુ રહી છે. આ સંખ્યા બહુ નજીવી હોઇ એમાં આદરપાત્ર ઉમેરો કરવા માટે પ્રચારક ભાઇઓને, આ નૂતન સાલમાં

સવિશેષ તજવીજ રાખવાની તથા ગ્રામવાચક મંડળો ઠેરઠેર સ્થાપન કરાવી તેની લેખી ખબરો આ તરફ મોકલાવી આપવાની ખાસ નોંધ લેવા સૂચવીએ છીએ વાચક મંડળના ઉત્સાહી સભ્યો તરફથી આવતી વાચન નોંધો વખતોવખત ' **પુસ્તકાલય** ' માસિકમાં પ્રસિદ્ધ કરાવવાની પદ્ધતિ મંડળે નિવેદનના વર્ષથી શરૂ કરી છે

**પ્રમાણપત્ર માટેની પરીક્ષા**

૧૩. પુસ્તકાલય પ્રવૃત્તિ વિષયક શિક્ષણ ઘેરબેઠાં મેળવીને ગ્રંથપાલત્વની પરીક્ષા પસાર કરવા માગનારાઓ માટે પ્રમાણપત્ર માટેની પરીક્ષાની યોજના મુજબ, અહેવાલવાળા વર્ષે એક પરીક્ષા યોજવામાં આવી હતી. એનો લાભ ૧૨ જણે લીધો હોઇ તેમાથી પાંચજણા પ્રમાણપત્ર મેળવવાને ભાગ્યશાળી નીવડયા છે નૂતન સાથે એ યોજના ચાલુ રહેવાની હોઇ તેનો લાભ લેવા ઇચ્છુક ઉમેદવારોને ભલામણ કરીએ છીએ.

**સ્મારકમાળા**

૧૪. પુસ્તકાલય પ્રવૃત્તિના અઠંગ ઉપાસક સ્વ. શ્રી મોતીભાઇ ન. અમીનની યાદગીરીમાં યોજાયેલ સ્મારક ગ્રંથમાળાના પાચમા પુષ્પ તરીકે ' **ચિરંજીવ સાહિત્ય** ' નામનું ઉપયોગી લેખસંગ્રહનુ પુસ્તક અહેવાલવાળા વર્ષે પ્રકટ કરવામા આવ્યું છે.

**મહેકમ**

૧૫. મંડળનુ મહેકમ ૧ સહમંત્રી, ૧ રાજ્ય પ્રચારક, તથા ૨ પ્રાંત પ્રચારકો મળી ૪ સેવકોનુ બનેલું છે. પૈકી મહેસાણા-અમરેલી પ્રાંતના પ્રચારકની ખાલી પડેલી જગા યોગ્ય ઇસમને અભાવે પુરાઇ શકી નહિ હોવાથી, અહેવાલવાળા વર્ષે, ત્રણની સેવા ચાલુ રહેલી છે. મહેકમના માણસોને ગ્રેડોના પગાર ઉપરાંત સરકારી ધોરણે રૂ ૨૦) મોઘવારી ભથ્થુ અપાય છે.

**રાજ્ય પ્રચારક**

૧૬. ઉપરોક્ત પ્રાંત તથા માનદ પ્રચારકો ઉપરાંત પગારદાર રાજ્ય પ્રચારક રા. વલ્લભભાઇ મૂ પટેલે ' **તપાસણી** 'ના મથાળાવાળા ફકરામા જણાવેલી ફેરણી કરવા ઉપરાત નવીન પુસ્તકાલયો ઉઘાડવામા ખાતાને મદદ કરવાની, પ્રાંત મંડળોની તથા મહાલ મંડળોની વાર્ષિક સભાઓમા તથા મંત્રી સમ્મેલનોમા હાજર રહીને તેની કાર્યવહીને દોરવાની, તેમજ કેટલાક ગ્રામ અને કસ્બા પુસ્તકાલયોની તથા પ્રાત અને મહાલ મંડળોની દફતર તપાસણીની કામગીરી કરી છે. ઉપરાંત રાજ્ય પુ. મંડળના હિસાબ કિતાબ અને ઑફિસનુ દફતરી કામ તેમજ વડોદરા પ્રાંત મંડળને લગતું દફતરી કામ પણ એમણે સભાળ્યુ છે જ્ય અને મહાલ મંડળોને જાગતા રાખવાની ફરજો પણ એમણે બજાવી છે. ખાતા તરફથી યોજાયલા અમરેલીના શિક્ષણવર્ગ અંગે સંપૂર્ણ સહકાર આપવાની કામગીરી પણ રાજ્ય પ્રચારકે બજાવી હતી. રાજ્ય પ્રચારકની બહારગામની કામગીરી ૫૦ દિવસની થઇ છે.

**સહમંત્રી**

૧૭. સહમંત્રી શ્રીયુત નાજુકલાલ નંદલાલ ચોકસીએ, નિવેદનની સાલે ગ્રામવાચક મંડળો ઊભા કરાવવા અંગે જરૂરી પત્રવ્યવહારનું તથા શિષ્ટ વાચન અને પ્રમાણપત્ર માટેની પરીક્ષાઓ અંગેનું તમામ કામ કર્યું છે અખિલ હિંદ પુસ્તકાલય મંડળના કાર્યકર્તાઓ સાથે સંપર્કમાં રહેવાની કામગીરી પણ વખતોવખત બજાવી છે. પ્રમાણપત્ર માટેની પરીક્ષાના ઉમેદવારોને પત્રવ્યવહાર દ્વારા વર્ગીકરણ પદ્ધતિનું ક્રિયાત્મક શિક્ષણ આપવાની કામગીરી પણ એમણે જ બજાવી છે મંડળને લગતો અંગ્રેજી ગુજરાતી પત્રવ્યવહાર તેમજ પ્રાંત અને મહાલ પ્રચારકોની દોરવણી તેમજ દેખરેખની કામગીરી ઉપરાંત સ્મારકમાળા અંગે જરૂરી પત્રવ્યવહાર કરવાની તથા હસ્તલિખિત સામગ્રીઓ મંગાવીને વાંચી વંચાવડાવી સમિતિ પાસે બહાલ કરાવવાની તમામ કામગીરી સહમંત્રીએ બજાવી છે સિવાય, વડોદરા મહાલ પુ. મંડળની વાર્ષિક સભા તથા ચાણસ્મા મહાલની પરિષદ તથા તેને અંગે રાખવામાં આવેલા મંત્રી સંમેલનમાં હાજર રહી યોગ્ય દોરવણી આપી હતી વસો કેન્દ્રમાં ભરાયલા ઓપવર્ગમાં પુસ્તકાલયપ્રવૃત્તિ વિષયક વ્યાખ્યાનો આપવાની કામગીરી પણ બજાવી હતી. સહમંત્રીની બહારગામની કામગીરી ૬ દિનની થઈ છે.

**પ્રમુખપદ**

૧૮ મંડળની કારોબારી સમિતિના પ્રમુખપદે રાજમિત્ર શ્રી. મોતીલાલ છો. દેસાઈ સાહેબ તથા ઉપપ્રમુખપદે શ્રી. હરિવલ્લભદાસ સુ. શાહ ચાલુ રહ્યા છે ને તેમણે યોગ્ય દોરવણી આપી છે

**રાજ્યાશ્રય અને પ્રાંત-પંચાયતોની મદદ**

૧૯. નિવેદનની સાલે રૂ. ૧૨૦૦) સરકાર મદદના મળ્યા છે. તેમજ ચારે પ્રાંત પંચાયતોએ પણ પોતાને ભાગે પડતો ફાળો આપી પંચાયત-પક્ષની એટલી જ રકમ પૂરી પાડી છે. વળી, મોંઘવારીના કારણે મદદની રકમમાં વધારો કરી આપવા માટેની મંડળની માગણી સહાનુભૂતિપૂર્વક વિચારી રૂ. ૪૦૦)નો વધારો સન ૧૯૪૭–૪૮ અને '૪૮–૪૯ ના વર્ષો માટે મંજૂર કરવાની શ્રીમંત સરકારે કૃપા કરી છે. આ બદલ શ્રીમંત સરકારનો તેમજ પ્રાંત પંચાયતોનો સહૃદય અહેસાન માનીએ છીએ.

**મંડળના સભ્યો**

૨૦. રાજ્યાશ્રિત પુસ્તકાલયો અને વાચનાલયોની કુલ સંખ્યા અહેવાલવાળા વર્ષે ૧૫૪૫ હતી તેમાંથી ૧૧૫૮ સંસ્થાઓ મંડળના લવાજમી સભ્ય તરીકે ચાલુ રહ્યા હતાં. પ્રાતવાર સંસ્થાઓ ઉપરાંત વ્યક્તિગત સભાસદો કરવાનું પણ મંડળનું ધોરણ છે ને તેને માટે આજીવન સભ્યનું લવાજમ રૂ. ૨૫) તથા વાર્ષિક સભ્યનું લવાજમ રૂ. ૩) ઠરાવેલું છે તે મુજબ લવાજમી આજીવન સભ્યોની સંખ્યા વર્ષની શરૂઆતમાં ૨૪ હતી, તેમાં ૨ નો વધારો થઈ અહેવાલવાળા વર્ષે આજીવન સભ્યો ૨૬ થયા છે. ઉપરાંત નિવેદનના વર્ષે ૧ વાર્ષિક વ્યક્તિ–સભ્ય પણ નોંધાયા છે. બન્ને વર્ગના વ્યક્તિગત સભ્યો મંડળના ચોપડે નોંધાય એ બહુ ઇચ્છવા યોગ્ય હોઈ તે માટે બનતો પ્રયાસ હજી જારી રાખવા મંડળની કારોબારી સમિતિના સભ્યોને વિનંતિ કરવામાં આવે છે

૨૧. મંડળના બંધારણ પ્રમાણે ૧૬+૫ મળી ૨૧ સભ્યોનું એક વ્યવસ્થાપક મંડળ, સન ૧૯૩૯–૪૦ માં ઝારોળા મુકામે ભરાયેલી છઠી ગ્રન્થ પરિષદની બેઠકમાં ચૂંટવામાં આવેલું. તેમાં અવસાન તથા રાજીનામાંને સબબે કારોબારીએ કરેલા સુધારાવાળું વ્યવસ્થાપક મંડળ હાલ કામ કરી રહ્યું છે. અહેવાલવાળા વર્ષ દરમ્યાન એક સભાસદ ભાઈ શ્રી. કનૈયાલાલ જ. મજમુદારનું દુ:ખદ અવસાન થયું છે તેની સખેદ નોંધ લઈએ છીએ. એમનું ખાલી પડેલું સ્થાન પૂરવાનો વિચાર કારોબારી સભા બંધારણની રૂએ કરી શકે છે. કારોબારી સભાના સભ્યોનાં નામ પરિશિષ્ટ ૩ માં આપેલા છે

**કારોબારી સભા અને તેની કાર્યપદ્ધતિ**

મંડળની કારોબારીની અથવા વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા, દર સાલ પ્રાંત મંડળોની વાર્ષિક સભાઓ મળી ગયા બાદ, સપ્ટેમ્બર માસમાં ભરાય છે અને પૂરા થયેલા વર્ષના અહેવાલ હિસાબ તથા નવી સાલનું અંદાજપત્ર મંજૂર કરવા ઉપરાંત નવી સાલના પ્રશ્નો વિચારી જે તે નિર્ણય કરી લે છે. તે પછી વર્ષ દરમ્યાન ઉપસ્થિત થતા પ્રશ્નોનો વિચાર ને નિર્ણય, દરેક સભાસદના લેખી અભિપ્રાય પરિપત્ર ફેરવી ટપાલ દ્વારા મેળવીને કરી લેવાનો સામાન્ય વહિવટ મંડળે સ્વીકાર્યો છે. અહેવાલવાળા વર્ષ દરમ્યાન એવો પ્રસંગ પ્રાપ્ત થયો નથી.

૨૨ ધોરણસર તપાસાયલો મંડળનો ઊપજ ખર્ચનો હિસાબ પરિશિષ્ટ ૧ માં સામેલ છે. મંડળની ઑફિસનું સ્થાન સેન્ટ્રલ લાઇબ્રેરીમાં સાર્વજનિક પુ. શાખાની કચેરીમાં ચાલુ રહ્યું છે.

**હિસાબ તથા ઑફિસ**

૨૩. રચનાત્મક કાર્યને પહોંચી વળાય તે માટે ગ્રન્થ તરફની મદદ ચાલુ રાખવા તથા તેમાં વધારો કરી આપવા બદલ નામદાર મંત્રી મંડળનો, પંચાયતપક્ષની મદદ પૂરી કરી આપવા બદલ ચારેય પ્રાંત પંચાયતોનો, મંડળને વખતોવખત જોઇતી સગવડ અને સહાય આપી મંડળના કાર્ય પરત્વે સહાનુભૂતિ ધરાવવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબોનો, સંસ્થા સભાસદોના લવાજમ વસૂલ કરી આપવા બદલ પુ. સ. સ. મંડળ લિ. નો તથા મંડળનો હિસાબ અને સરવૈયું વગર લવાજમે તપાસી આપવા બદલ રાજ્યમાન્ય અન્વેષક શ્રી આપાજી અમીન ઍન્ડ કો નો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

**આભાર**

વડોદરા,
તા. ૫–૯–૪૭.

**રામભાઈ કા. પટેલ**
માનદમંત્રી,
વ. રા. પુ. મંડળ.

## પરિશિષ્ટ ૧લું

### સન ૧૯૪૬-૪૭ ના ઉત્પન્ન ખર્ચનો હિસાબ

( તા. ૧-૮-૪૬ થી તા. ૩૧-૭-૪૭ સુધીનો )

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૭૭૫-૧૨-૦ | કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયોનાં લવાજમના | ૧૦૬૦- ૩-૬ | સહમંત્રીના પગાર ખર્ચના |
| ૧૨૦૦- ૦-૦ | સરકાર મદદના | ૯૬૩-૧૨-૦ | રાજ્ય પ્રચારકના પગાર ખર્ચના |
| ૧૨૦૦- ૦-૦ | પ્રાંત પંચાયતોની મદદના | ૯૨- ૮-૦ | સ્ટાફના પ્રોવિડંટ ફંડના |
| ૯૯- ૯-૬ | વ્યાજના | ૪૯-૧૪-૦ | કંટીજન્સી ખર્ચના |
| ૩- ૦-૦ | વ્યક્તિ સભાસદના વાર્ષિક લવાજમના | ૨૯-૧૨-૦ | પોસ્ટેજ ખર્ચના |
| ૪૨૭૮- ૫-૬ | | ૯૬-૧૨-૯ | છપામણી ખર્ચના |
| ૧૩૬- ૯-૯ | ચાલુ સાલની ખોટ (મંડળના ચાલુ ફંડ ખાતેથી લીધી તે ) | ૨૩- ૮-૦ | મંત્રી, વ્યવસ્થાપકોના મુસાફરી ખર્ચના |
| | | ૧૩૧૫-૧૪-૦ | પ્રાંત તથા મહાલ મંડળોને ફાળવણીના |
| | | ૭૫૦- ૦-૦ | પ્રાંત મંડળોને પ્રાંત પ્રચારકો ખાતે મદદના |
| | | ૩૨-૧૧-૦ | શિ વા ની પરીક્ષાનાં પુસ્તકો તથા ઇનામના |
| ૪૪૧૪-૧૫-૩ | | ૪૪૧૪-૧૫-૩ | |

અમે ઉપરનો ઉપજ-ખર્ચનો હિસાબ તપાસ્યો છે ને તે બરાબર છે.

અમદાવાદ,
તા. ૧૦-૯-૧૯૪૭

(Sd). **Apaji Amin & Co.**
Registered Accountants-Auditors.

### તા. ૩૧-૭-૪૭ આખરનું સરવૈયું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૭૦૫૯- ૯-૨ | ચાલુ ફંડ (શ. પુ. મં. નું) | ૧૦૫-૧-૯ | પુસ્તકોનો સ્ટૉક ( વેચાણ બાદ જતાનો ખર્ચ ) |
| | ૭૧૯૬-૨-૧૧ સન ૪૫-૪૬ આખરનું | | ૯૨-૭-૯ બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૧ લા ખાતે ( હવે સ્ટૉક નં. ૭૭ ) |
| | ઓ— ૧૩૬-૯-૯ ચાલુ સાલના ઉત્પન્નમાં આવેલી ખોટના | | ૧૨-૧૦-૦ બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૨ ના ખાતે ( હવે સ્ટૉક નં. ૧૧૭ ) |
| | ૭૦૫૯-૯-૨ | | ૧૦૫-૧-૯ |
| ૭૨૫- ૦-૦ | કાયમી ફંડ | | |
| | ૬૭૫-૦-૦ આજીવન સભ્યની ફી સન ૪૫-૪૬ આખર સુધીની | | |
| | ૫૦-૦-૦ ચાલુ સાલની | | |
| | ૭૨૫-૦-૦ | | |

૪

૧૮૭૧-૧૩-૩ અનામત દેવા

૨૪૬-૮-૦ શ્રી સ. ગા. રૂ. ફંડના વ્યાજના

૨૧૮-૬-૦ સન ૪૫-૪૬ આખરનું

૨૮-૨-૦ સન ૪૫-૪૬ નું વ્યાજ

૧૮૦-૮-૩ સ્વ. દત્ત સ્મા. ફંડના વ્યાજના

૧૫૮-૫-૩ સન ૪૫-૪૬ આખરનું

૨૮-૨-૦ સન ૪૫-૪૬, નું વ્યાજ

૧૮૬-૭-૩

૫-૧૫-૦ શિ. વા. ની પરીક્ષાનાં પુસ્તકો ખાતે મદદના

૧૮૦-૮-૩

૧૪૬-૩-૩ બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૧ લાની પૂરવણી ખાતે (હવે સ્ટૉક નં. ૩૮૩)

૦-૦-૬ સ્વ. મો. ન. અમીન સ્મા. માળાના

૪૩-૧૪-૨ શ્રી. ભા. ટી. ઠાકરના પ્રો. ફંડના (મંડળે ઉમેરેલા)

૧૨૫૪-૧૧-૧ સ્ટાફના પ્રો. ફંડના

૧૮૭૧-૧૦-૩

૯૬૫૬-૬-૫

૯૫૫૧-૪-૮ રોકડ શિલક તથા બેંકોમાં

૭૧૦૫-૦-૦ બેંક ઑફ બરોડાની ફીક્સ્ડ ડીપોઝીટમાં

૫૮-૬-૮ બેંક ઑફ બરોડાના સેવીંગ ખાતામાં

૧૬૩૬-૪-૬ બેંક ઑફ બરોડાના ચાલુ ખાતામાં

૬૯૪-૬-૦ નેશનલ બેંકના સેવીંગ ખાતામાં

૫૭-૩-૬ રોકડ શિલક

૯૫૫૧-૪-૮

૯૬૫૬-૬-૫

અમે વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનું તા. ૩૧-૭-૪૭ નું ઉપર જણાવેલું સરવાયું તપાસ્યું છે અને તે બરાબર છે.

અમદાવાદ,
તા. ૧૦-૯-૧૯૪૭

(Sd) **Apaji Amin & Co.**
Registered Accountants-Auditors.

## પરિશિષ્ટ ૨જું

### પ્રાંતવાર લવાજમ આપનાર પુસ્તકાલયોની સંખ્યા

| | વડોદરા પ્રાંત પુ.ની સંખ્યા | લવાજમ આપનાર | મહેસાણા પ્રાંત પુ.ની સંખ્યા | લવાજમ આપનાર | નવસારી પ્રાંત પુ.ની સંખ્યા | લવાજમ આપનાર | અમરેલી પ્રાંત પુ.ની સંખ્યા | લવાજમ આપનર |
|---|---|---|---|---|---|---|---|---|
| પ્રાંત પુસ્તકાલય | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |
| કસ્બા ,, | ૨૨ | ૨૧ | ૩૦ | ૩૦ | ૯ | ૯ | ૭ | ૭ |
| ગ્રામ, મહિલા, બાલ પુ. તથા કસ્બા અને ગ્રામ વા. | ૫૬૩ | ૪૧૫ | ૫૨૦ | ૩૮૧ | ૨૪૩ | ૧૯૦ | ૧૪૭ | ૧૦૨ |
| કુલ : | ૫૮૬ | ૪૩૬ | ૫૫૧ | ૪૧૨ | ૨૫૩ | ૨૦૦ | ૧૫૫ | ૧૧૦ |

કુલ : ચારે પ્રાંતનાં પ્રાંત પુસ્તકાલય ૪, કસ્બા પુ. ૬૮, મહિલા પુ ૨૨, બા. પુ. ૧૪, ગ્રામ પુ ૧૪૦૪, ગ્રામ વા. ૨૮ અને કસ્બા વા ૫ મળી કુલ ૧૫૪૫ માંથી મદદ લેનારની સંખ્યા ૧૨૪૨ અને તે પૈકી લવાજમ આપનારની સંખ્યા ૧૧૫૮.

---

## પરિશિષ્ટ ૩જું

### આજીવન સભ્યો

( એકી વખતે રૂ. ૨૫) આપનાર )

૧ રાજમિત્ર શ્રી મોતીલાલ છોટાલાલ દેસાઈ, વડોદરા
૨ રાજરત્ન શ્રી. તુળસીભાઈ બહેરભાઈ અમીન ,,
૩ શ્રી. રામભાઈ જાશીભાઈ પટેલ, વસો
૪ શ્રી. છોટાભાઈ ખુશાલભાઈ પટેલ, નાર
૫ શ્રી. હરિવલ્લભદાસ સુનીલાલ શાહ, પેટલાદ
૬ શ્રી. મણીલાલ મંગળજી કાશીવાળા, વાઘોડીઆ
૭ શ્રી. નટવરલાલ ગીરધરલાલ શાહ, શિનોર
૮ શ્રી. મૂળચંદભાઈ લલ્લુભાઈ પટેલ, વાલમ
૯ શ્રી. શિવલાલ મૂળચંદ મીસ્ત્રી, ચાણુસ્મા
૧૦ શ્રી. ભગુભાઈ અમથાભાઈ પટેલ, ,,
૧૧ શ્રી. જયશંકર કાલુરામ વ્યાસ ,,
૧૨ શ્રી. છબીલદાસ મોતીદાસ પટેલ, ,,
૧૩ શ્રી. અંબાલાલ જોઈતારામ પટેલ, ,,

૧૪ શ્રી. પ્રહલાદજી તારાચંદ ભાવસાર, ધીણોજ ( તા. ચાણસ્મા )
૧૫ શ્રી. ચંદુલાલ કાળીદાસ શાહ, ,, ,,
૧૬ શ્રી. પુનમચંદ ચુનીલાલ શાહ, ,, ,,
૧૭ શ્રી. પીતાંબરદાસ ભગુતરામ ભાવસાર, ,, ,,
૧૮ શ્રી. રમણલાલ દામોદરદાસ શાહ, ,, ,,
૧૯ શ્રી. શંકરભાઈ રામસિંહજી ચૌધરી, બ્રાહ્મણવાડા ,,
૨૦ શ્રી. મોહનલાલ બાજીદાસ પટેલ, ચાંદણકી ,,
૨૧ શ્રી ભગવાનજી ગોરધનદાસ ઠક્કર, બહુચરાજી ,,
૨૨ શ્રી. પ્રહલાદજી હરગોવિંદદાસ પટેલ ,, ,,
૨૩ શ્રી. મયાભાઈ મણીભાઈ તેલી, નવસારી
૨૪ શ્રી. મણીલાલ હરીલાલ મોદી, કોસંબા તા. મામરોલ

### સન ૪૬–૪૭ માં નોંધાયલા

૨૫ શ્રી હીરાલાલ મોતીલાલ પરીખ, પેટલાદ
૨૬ રાજરત્ન શ્રી. પ્રતાપરાય ગીરધરલાલ મહેતા, અમરેલી

### વાર્ષિક સભ્ય
### ( દર વર્ષે રૂ. ૩) આપનાર )

૧ શ્રી. પુંજાલાલ કેશવલાલ શાહ, સોનારડા તા. દહેગામ

---

## પરિશિષ્ટ ૪થું

### વ્યવસ્થાપક મંડળની યાદી

પ્રમુખ .
રાજમિત્ર શ્રી મોતીભાઈ છોટાભાઈ દેસાઈ

ઉપપ્રમુખ
શ્રી હરિવલ્લભદાસ ચુ. શાહ, પેટલાદ

માનદમંત્રી .
શ્રી રામભાઈ કાશીભાઈ પટેલ, વસો

સભાસદો .

૧ શ્રી. મમનભાઇ શંકરભાઇ પટેલ, વડોદરા
૨ શ્રી. નટવરલાલ ગીરધરલાલ શાહ, શિનોર
૩ શ્રી. ચીમનભાઇ હરીભાઇ અમીન, વરણામા
૪ શ્રી. જયવતીબ્હેન ન. દેસાઇ, વડોદરા
૫ શ્રી. ચુનીલાલ પુરુષોત્તમદાસ શાહ, ,,
૬ શ્રી. છોટાભાઇ ખુશાલભાઇ પટેલ, નાર
૭ શ્રી. મણીલાલ મંગળજી કાશીવાળા, વાઘોડીયા
૮ શ્રી. છોટુભાઇ પંડિત, સિદ્ધપુર
૯ શ્રી. કાનજીભાઇ શિવાભાઇ પટેલ, મહેસાણા
૧૦ શ્રી. મૂળચંદભાઇ લલ્લુભાઇ પટેલ, વાલમ
૧૧ શ્રી. જેઠાભાઇ લાલદાસ પટેલ, મહેસાણા
૧૨ શ્રી નાનજીભાઇ જેઠીદાસ પટેલ, ,,
૧૩ શ્રી. કાવસજી એદલજી મણદેવીઆ, મણુદેવી
૧૪ રાજરત્ન શ્રી કનૈયાલાલ જમનાદાસ મજમુદાર નવસારી
૧૫ શ્રી. કસનજી દયાળજી દેસાઇ, ,,
૧૬ રાજરત્ન શ્રી. પ્રતાપરાય ગીરધરલાલ મહેતા, અમરેલી
૧૭ શ્રી. મોહનભાઇ વીરજીભાઇ પટેલ, ,,
૧૮ શ્રી. કલ્યાણરાય નથુભાઇ જોશી, દ્વારકા

---

## પરિશિષ્ટ ૫મું

### ભરાયલી મહાલ પરિષદોની વિગત

| કઇ પરિષદ | તારીખ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|---|
| ચાણસ્મા મહાલ ૯ મી | ૨૬–૧–૪૭ | છીતોડા | શ્રી. ચીમનલાલ દેવશંકર પંચોળી, ચાણસ્મા મહાલ મુન્સફ |

---

## પરિશિષ્ટ ૬ઠ્ઠું

### પ્રાંત તથા માનદ પ્રચારકોની કામગીરી

| નામ | કયા પ્રાંત વા મહાલના પ્રચારક | તપાસણીની સંખ્યા |
|---|---|---|
| ૧ શ્રી છગનભાઇ મથુરભાઇ પટેલ | વડોદરા–નવસારી પ્રાંત | ૧૯૦ વ. + ૧૦૩ ન. |
| ૨ શ્રી. રવિશંકર મ ઠાકર | દહેગામ મહાલ માનદ | ૨૧ |
| ૩ શ્રી. રામશંકર મોહનલાલ જાની | ચાણસ્મા મહાલ માનદ | ૧૩ |
| ૪ શ્રી. સોમાભાઇ ગરબડભાઇ | સાવલી મહાલ માનદ | ૧૫ |
| ૫ શ્રી. વિધાભા ગગાભા માણેક | ઓખામહાલ માનદ | ૨ |
| ૬ શ્રી. ભગવાનજી ગાવજી | કોડીનાર મહાલ માનદ | ૧ |
| ૭ શ્રી. શંકરલાલ ના દવે | નવસારી મહાલ માનદ | ૯ |
| ૮ શ્રી મણિલાલ બા. દેસાઇ | મણુદેવી મહાલ માનદ | ૬ |
| | | ૩૬૦ |
| | રાજ્ય પ્રચારક | ૩૩ |
| | | કુલ ૩૯૩ |

★

# વડોદરા રાજ્ય પુ. મંડળના વ્ય. મંડળની વાર્ષિક સભા

## પસાર થયેલા ઠરાવો

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના વ્ય. મંડળની વાર્ષિક સભા તા. ૨૮-૯-૪૭ ના રોજ મંડળના પ્રમુખ, રાજપ્રિય શ્રી. મોતીલાલ છો. દેસાઇ સાહેબના પ્રમુખપદે સેન્ટ્રલ લાઇબ્રેરીમા મળી હતી. આ સભામા પ્રમુખશ્રી ઉપરાંત પુસ્તકાલય ખાતાના મુખ્ય વ્યવસ્થાપક શ્રી. કમળાબાઈ તિલક તથા મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઈ મો. પટેલ, શ્રી. નટવરલાલ ગિ શાહ, શ્રી મણિલાલ મં. કાશીવાળા, શ્રી હરિવલ્લભદાસ ચુ. શાહ, શ્રી છોટાભાઇ પુ. પટેલ, શ્રી. કસનજી દયાળજી દેસાઇ, શ્રી. નાનજીભાઇ જે. પટેલ, તથા શ્રી. ચિમનભાઇ હ. અમીન હાજર હતા. આ સભામાં નીચેના ઠરાવો થયા હતા.

૧ પોસ્ટેજ અને કંટીજન્સી ખાતે રૂા. ૪-૧૦-૦ તથા છપામણી ખાતે રૂા. ૨૧-૧૨-૯ નો બજેટમંજૂરી ઉપરાંત વિશેષ થયેલો ખર્ચ મંજૂર કરવામા આવે છે.

૨ સન ૪૬-૪૭ ના ઉત્પન્નખર્ચનો હિસાબ તથા અહેવાલ રજુ કર્યો છે તે મંજૂર કરવામા આવે છે.

૩ સન ૪૭-૪૮ નું રૂ ૫૭૭૩)- નું બજેટ મંજૂર કરવામા આવે છે.

૪ મંડળના સહમંત્રી, રાજ્ય પ્રચારક તથા પ્રાંત પ્રચારકને માહે ઑગસ્ટ '૪૭ થી દર માસે હાલ મળતા પગારમા રૂ. ૫) નો ખાસ વધારો આપવાનું તથા રાજ્ય પ્રચારકને ભથ્થામા રોજના ૦-૮-૦ નો અને પ્રાંત પ્રચારકને માસિક રૂ. ૫) નો વધારો આપવાનુ ઠરાવવાનું આવે છે.

૫ માજી પ્રાંત પ્રચારક શ્રી. બાઇશંકર ટી ઠાકર નોકરીમાંથી છૂટા થવાથી, તેમના પ્રોવિડંટ ફંડ ખાતામા મંડળે ઉમેરેલું પ્રો. ફંડ રૂ ૪૩-૧૪-૨ નિયમ પ્રમાણે તેમને અદા કરી શંકાય તેમ નહિ હોવાથી અદા કર્યું નથી તેથી તે મંડળના ભંડોળ ખાતે લઈ જવાનું ઠરાવવામાં આવે છે.

૬ રાજ્ય પુ મંડળની કારોબારી સમિતિના જૂના અને ઉત્સાહી સભ્ય રા રા. કનૈયાલાલ જ. મજમુદારના કરૂણ અવસાનની આ સભા સખેદ નોંધ લે છે અને તેમનાં કુટુંબીજનોના શોકમાં પોતાનો ફાળો નોધાવે છે. આ ઠરાવની નકલ સ્વર્ગસ્થના કુટુંબીજનોને મોકલાવી આપવાની સત્તા પ્રમુખને આપવામાં આવે છે.

૭ શ્રી. કનૈયાલાલ જ. મજમુદારના સ્વર્ગવાસથી વ્ય. મં. મા તેમની ખાલી જગ્યાએ, નવસારી પ્રાંત પુ મંડળની ભલામણથી, પલસાણા સા. પુ ના મંત્રી શ્રી. રણછોડજી લલ્લુભાઇ દેસાઇને લેવાનુ ઠરાવવામા આવે છે

૮ રાજ્યનાં સાર્વજનિક પુસ્તકાલયોનાં મકાનો બાંધવા ખાતર, ગામ મદદના રૂ. એક હજાર ઉપર, સરકાર અને પ્રાંત પંચાયત એ દરેકના પણ તેટલા જ મળી કુલ રૂ. ૩૦૦૦)નુ મકાન બાંધવાની યોજના શ્રીમંત સરકારે મંજૂર કરેલી છે. ને તે પ્રમાણે

વર્ષોથી મકાનો બધાતા આવ્યા છે. એ માટે દર વર્ષે સરકારી બજેટમાં રકમની સવડ કરવામા આવે છે. પરતુ છેલ્લા પાચ છ વર્ષથી, મોઘવારીના કારણે એટલી રકમમાં મકાનનું બાધકામ થઈ શકે તેમ નહિ હોવાથી, સરકારી બજેટમા સાર્વજનિક પુસ્તકાલયનાં મકાનો માટે રકમ સાધવામાં આવતી નથી. આથી રાજ્યની ૭૩ ગામો-માંથી આવેલી લોકમદદની રકમ લગભગ રૂ ૮૦૦૦૦) જેટલી પુસ્તકાલય ખાતામા જમા પડી રહેલી છે. ખરેખર, શ્રીમત સરકારને છેલ્લા વર્ષોમાં આવક પણ વધી છે. અને મકાનો મૂળ રકમમા થતા નથી એ પણ દેખીતું છે તો પહેલાંના ધોરણની રકમ સેવડાવી મકાન દીઠ રૂ ૨૦૦૦) સરકાર મદદ આપવાનું ધોરણ સ્વીકારવાની અને તે નવા ધોરણે મકાન બાધવાની નીતિ ચાલુ સાલથી જ પુન જારી કરવાની તથા પાછલાં વર્ષોમાં ધોરણ અનુસાર જે ગામો તરફથી લોકમદદ આવેલી છે તેમના મકાનો પૂરા કરી આપવા સારૂ, રાજ્યની બચત શિલકમાંથી ઉપલા ધોરણે રકમ આપીને પણ આ કામો પૂરાં કરાવી આપવાની આ સભા શ્રીમત સરકારને આગ્રહભરી વિનતિ કરે છે.

પુસ્તકાલયના મકાનનુ બાંધકામ, સારૂ અને વખતસર થઇ શકે એ દૃષ્ટિએ પ્રથમ ગામલોકોને સોપવામા આવતું હતું. તે પ્રમાણે પુનઃ ગામલોકોને સોપવાનું ધોરણ દાખલ કરવા આ સભા શ્રીમત સરકારને આગ્રહપૂર્વક વિનતિ કરે છે

૯ અસહ્ય મોંઘવારી અંગે પત્રો, પુસ્તકો અને ઈતર ખર્ચમા ઘણો વધારો થયેલો હોવાથી રાજ્યનાં પુસ્તકાલયોને, હાલની મદદમાં પહોચી શકાતું નથી અને એ કારણે જોઈતી પ્રગતિ પણ થતી નથી; જેથી નિભાવણી માટેની સરકાર-પચાયત મદદમાં વધારો કરી નિદાન બેવડી રકમ મજૂર કરવા આ સભા શ્રીમત સરકારને આગ્રહપૂર્વક વિનતિ કરે છે.

૧૦ કેળવણી ખાતા તરફથી પ્રસિદ્ધ થયેલા વટહુકમ નં. ૬૧ / તા ૨૪-૭-૪૬ થી રાજ્યના શિક્ષકોને પગાર લઈને વા પગાર લીધા વગર માનદ તરીકે જે તે પુસ્તકાલયના મંત્રી વા ગ્રથપાળ તરીકે કામ કરવાને ખાતાની પરવાનગી લેવા ઠર્યું છે. પણ આ પ્રમાણે જે તે શિક્ષકભાઈઓને વ્યકિતગત પરવાનગી લેવામા નાહક લખાપડી ઉભી થઈ લાબો વખત જાય છે. અને તેના પરિણામે જે તે પુસ્તકાલયનુ કામ ખોળબે પડે છે. તેમ ન થાય તે માટે શિક્ષકોને પુસ્તકાલય પ્રવૃત્તિનુ કામ કરવા માટેની છુટ હોવા બાબતનો હુકમ થવા કેળવણી ખાતાના વડાને આ સભા આગ્રહપૂર્વક વિનતિ કરે છે.

---

—મૂર્ખ માણુસ પોતાની ખુશામત કરે છે, જ્યારે ડાહ્યો માણુસ મૂર્ખની ખુશામત કરતો હોય છે.
—અહંકારી માણુસ એ એક એવો માણુસ છે કે પોતાની જ વાતો તમારી પાસે કરે છે કે જે વાતો તમે તમારા વિષેની તેને કહેવા માગતા હો છો.
—માનવપ્રાણીઓ જેમ વૃદ્ધ બનતા જાય છે તેમ તેઓને લાયક જ તેમના ચહેરા બનતા જાય છે.
—જે સહેલું હોય છે, તે ભાગ્યે જ સુદર હોય છે

# ત્રેવીસમી વાર્ષિક સાધારણ સભામાં

## પસાર થયેલા ઠરાવો

આ મંડળના સામાન્ય સભાના પ્રમુખ શ્રી. મગનભાઈ શંકરભાઈ પટેલ હાજર નહિ રહી શકવાથી મંડળના ઉપપ્રમુખ શ્રી. નાનાલાલ નાથાલાલ શાહના પ્રમુખપણા નીચે મંડળની સાધારણ સભા તા. ૫-૧૦-'૪૭ ને રવિવારના રોજ બપોરના એક વાગે મંડળના કાર્યાલયમા મળી હતી. તેમાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા

(૧) તા. ૧-૮-૪૬થી તા ૩૧-૭-૪૭ સુધીનો બાર માસનો વ્યવસ્થાપક મંડળનો રિપોર્ટ તથા ઑડિટરે તપાસેલો હિસાબ મંજૂર કરવામાં આવે છે બુક ડેપો વિભાગનો હિસાબ જે સભા સમક્ષ વાંચી બતાવવામાં આવ્યો તે મંજૂર કરવામાં આવે છે, અને વર્ષ દરમિયાન થયેલો નફો રૂ. ૪૫૯૩-૧૨-૩ ની નોંધ લેવામાં આવે છે.

(૨) વ્યવસ્થાપક મંડળે કરેલી ભલામણમા થોડોક ફેરફાર કરી નફાની વહેંચણી નીચે પ્રમાણે કરવાનુ ઠરાવવામાં આવે છે.

વર્ષ દરમિયાન થયેલા નફાની રકમ રૂ. ૧૫૬૧-૮-૧ માં ગઈ સાલના બોનસની વહેંચણી ખાતેના વધેલા રૂ. ૫-૦-૦ તથા નફાતોટા ખાતે બાકી જમા રહેલા રૂ. ૯૩૪-૮-૫ તથા તેમા બુક ડેપો વિભાગના થયેલા નફા ખાતેથી રૂ. ૧૪૬૩-૫-૬ ઉમેરી કુલ રકમ રૂ. ૩૯૬૪-૬-૦ ની વહેચણી નીચે પ્રમાણે કરવાનું મંજૂર કરવામાં આવે છે

| | |
|---|---|
| ૧. રિઝર્વ ફંડ ખાતે લઈ જવા | ૩૯૧-૦-૦ |
| ૨. સભાસદોને શેરનુ ૪॥ ટકા લેખે ડિવિડન્ડ વહેચવા | ૨૧૫૯-૬-૦ |
| ૩. સ્ટાફ ગ્રેચ્યુઇટિ ફંડ ખાતે | ૧૦૦૦-૦-૦ |
| ૪. નોકરોને એક માસનો પગાર બોનસ તરીકે આપવા | ૪૧૪-૦-૦ |
| | રૂ. ૩૯૬૪-૬-૦ |

સ્ટાફ ગ્રેચ્યુઇટિ ફંડના નિયમો વ્યવસ્થાપક મંડળે તૈયાર કરવાનું ઠરાવવામાં આવે છે. "પુસ્તકાલય" માસિકના તંત્રીને માસ એકના પગારના રૂ ૬૫) બોનસ તરીકે માસિક ખાતેથી આપવાનુ મંજૂર કરવામાં આવે છે

(૩) સને ૧૯૪૭-૪૮ માટે સાધારણ સભાના પ્રમુખ તરીકે રા રા શ્રી. મગનભાઇ શં. પટેલ અને ઉપપ્રમુખ તરીકે રા. ગ શ્રી. નાનાલાલ નાથાલાલ શાહને નીમવામા આવે છે.

મંડળના ઓડિટર્સ તરીકે મેસર્સ આપાજી અમીન એન્ડ કો. ને રૂ. ૧૦૦) ના મહેનતાણાથી નીમવામાં આવે છે.

વ્યવસ્થાપક મંડળના વ્યવસ્થાપકો પૈકી (૧) શ્રી અંબાલાલ વિ. ઠાકર, (૨) ચિમનભાઇ મુળજીભાઈ અમીન પ્રતિનિધિ સા પુ. વસો અને (૩) શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર. પંડ્યા પ્રતિનિધિ સા. પુ. પાદરા, એ ત્રણેય વ્યવસ્થાપકો ચાલુ ચાલે નિયમ મુજબ નિવૃત્ત થાય છે, વ્યક્તિગત સભાસદ શ્રી. અંબાલાલ વિ ઠાકરની ખાલી પડતી

જગ્યાએ શ્રી. લલિતચંદ્ર છો. દિવાનજી અને શ્રી. રઘુનાથ પાનાચંદ પરીખે ઉમેદવારી નોંધાવી હતી, પણ તે બન્નેએ પોતાની ઉમેદવારી પાછી ખેંચી લેવાથી શ્રી. અંબાલાલ વિ. ઠક્કર બિનહરીફ ચુંટાઇ આવ્યા છે.

પુસ્તકાલયોના પ્રતિનિધિ વા મંત્રીની બે જગ્યાઓ જે શ્રી. ચિમનભાઈ મ. અમીન અને શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર પંડયાની ખાલી પડતી હતી તે જગો માટે શ્રી. મણિલાલ મં. કાશીવાળા પ્રતિનિધિ સા. પુ. વાઘોડીઆ એમણે ઉમેદવારી નોંધાવી છે. પણ શ્રી. વિષ્ણુપ્રસાદ પ્ર. પડયાએ શ્રી. મણિલાલ મં. કાશીવાળાની તરફેણમાં પોતાની ઉમેદવારી પાછી ખેંચી લેવાથી શ્રી. ચિમનભાઈ મ. અમીન પ્રતિનિધિ સા પુ. વસો અને શ્રી. મણિલાલ મંગળજી કાશીવાળા પ્રતિનિધિ સા. પુ. વાઘોડીઆ એ બન્ને બીનહરીફ ચુંટાએલા જાહેર કરવામા આવે છે.

૪ સને ૧૯૪૭–૪૮ ના વર્ષ માટેનું નીચે મુજબનું આવક તથા ખર્ચ મજૂર કરવામાં આવે છેઃ—

ઉત્પન્ન

| | |
|---|---|
| પુસ્તકોનું કમિશન | રૂ. ૬૭૦૦–૦–૦ |
| પત્રોનું કમિશન | રૂ. ૨૫૦૦–૦–૦ |
| વ્યાજનું ઉત્પન્ન | રૂ. ૨૫૦૦–૦–૦ |
| | રૂ. ૧૧૭૦૦–૦–૦ |

ખર્ચ

| | | | |
|---|---|---|---|
| પગાર | ૫૭૦૦–૦–૦ | ઓડિટ ફી | ૧૦૦–૦–૦ |
| નોકરોને મોંઘવારી ભથ્થું | ૨૫૦૦–૦–૦ | પ્રોવિડન્ટ ફંડમા મંડળનો –ફાળો | ૩૫૦–૦–૦ |
| પોસ્ટેજ | ૪૫૦–૦–૦ | આગના વીમાનું પ્રિમીયમ | ૧૫૦–૦–૦ |
| છપામણુ | ૭૦૦–૦–૦ | મુસાફરી ખર્ચ | ૫૦–૦–૦ |
| કન્ટિજન્ટ | ૩૭૫–૦–૦ | સહકારી ખાતાની ઓડીટ ફી તથા આકસ્મિક ખર્ચ | ૨૦૦–૦–૦ |
| મકાન ભાડુ | ૭૫૦–૦–૦ | | |
| ઇલેક્ટ્રીક ખર્ચ | ૧૨૫–૦–૦ | | |
| | ૧૦૬૦૦–૦–૦ | | ૮૫૦–૦–૦ |
| | | | ૧૦૬૦૦–૦–૦ |
| | | | રૂ. ૧૧૪૫૦–૦–૦ |

ઉપર પ્રમાણેના મંજૂર કરેલા ખર્ચની હદમાં રહીને એક હેડ નીચેથી બીજા હેડ નીચે ખર્ચની ફેરફારી કરવાની સત્તા વ્યવસ્થાપક મડળને આપવામાં આવે છે.

૫. આજની સભાનું કામકાજ ઘણી સફળતાપૂર્વક પાર પડયું છે તે બદલ મે રા રા પ્રમુખ સાહેબનો આભાર માનવામાં આવે છે.

ઉપરના પાંચેય ઠરાવ સર્વાનુમતે મજૂર કરવામાં આવે છે.

વડોદરા, }
તા ૫–૧૦–૪૭ }
૫

નાનાલાલ ના. શાહ
પ્રમુખ



૧. રસદર્શન—લેખકઃ શ્રી. ડૉ. હરિપ્રસાદ મનજરાય દેસાઈ; પ્રકાશકઃ આદર્શ પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૯૬+૮, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૨–૧૨–૦.

આપણા ગુજરાતી સાહિત્યના એક અગ્રગણ્ય લેખક અને કલાવિદ્ શ્રી. ડૉ. હરિપ્રસાદ દેસાઈની કલમે લખાયેલ આ રસદર્શન, પ્રવાસવર્ણનનો માત્ર આનંદ જ નથી આપતું, પણ પ્રવાસનાં સ્થળોમા જોવા મળતાં અને નિરીક્ષણપાત્ર એવાં કલા–સૌંદર્યદર્શન પણ આપે છે. આપણે મુસાફરીમા જોતા અને ભૂગોળોમાં શીખવાતાં " જોવાલાયક સ્થળો "ની ખ્યાતિ પરથી તેને જોવા લલચાઈએ છીએ અને જોવા જઈએ છીએ, પરંતુ તેની પાછળ માત્ર " જોવુ " એજ ધ્યેય હોય તો તે નિરર્થક નીવડે છે; પરંતુ એ જોવા પાછળ નિરીક્ષણની ભાવના હોય અને એ સૂક્ષ્મ નિરીક્ષણની ભાવના દ્વારા જે સૌંદર્ય-કલારસ પ્રાપ્ત થાય છે તેનું પાન કરવાની આપણામાં ઉકલત હોય તો તેથી ઓર આનંદ આવે છે.

લેખકે આ પુસ્તકમાં સ્થળે સ્થળે જોવા મળતાં નિર્જીવ છતાં ચેતનાપ્રેરક દૃશ્યોની કલા–સૌંદર્યની મનોરમતા રજૂ કરી છે. એમાંનાં દર્શનો નિસર્ગપ્રતિ ખેંચી જાય તેવાં છે. શ્રી. દાક્તર સાહેબને આવી વર્ણનાત્મક સુંદર કલાદૃષ્ટિ વરેલી છે તેનો લાભ ગુજરાતી વાચક-જનતા અચૂક લે એ માટે આ પુસ્તક આદરણીય હોઈને સર્વ સ્થળે વસાવી લેવાવું જોઈએ.

૨. બન્દૂક અને તેનું શાસ્ત્ર—મૂળ લેખક સ્વ. કેપ્ટન જી. વી. મોડક; પ્રાપ્તિસ્થાન, કદ, પૂઠાં ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૧૦૯+૮, મૂલ્ય રૂા. ૧–૧૨–૦.

આજે જ્યારે સ્વરક્ષણનો પ્રશ્ન દેશભરમા ઊભો થયો છે અને સ્થળે સ્થળે તોફાનો જાગે છે ત્યારે શસ્ત્રોનો ઉપયોગ અને તેનો પ્રતિકાર કેમ કરવો તે દરેક જણે જાણી લેવું જરૂરી છે. તેમજ દેશભરમા જ્યારે ફરજિયાત લશ્કરી તાલીમની યોજનાઓ ઘડાય છે તેવે વખતે આવાં હથિયારોનો ઉપયોગ કરવાની કળા પણ એટલી જ ઉપયોગી નીવડે. આવી પ્રવૃત્તિ માટે અને બંદૂક જેવાં શસ્ત્રો ચલાવવામા આવડત, હિંમત અને એના ઉપયોગની કલા અતિ આવશ્યક બને છે. આ પુસ્તકમાં લેખકે બન્દૂક વાપરવાને લગતી માહિતી આપી કોઈને એને કોઈ ઉસ્તાદ પાસેથી શીખવામાં આવે એ અત્યંત જરૂરનું છે. લશ્કરી તાલીમ મેળવવા ઇચ્છતા તેમ જ આત્મરક્ષણ માટે શસ્ત્રોનો ઉપયોગ કરવા ઇચ્છનાર વાચકો માટે એ પુસ્તકાલયોમાં સુખે વસાવાય.

૩. માનતા—લેખક શ્રી. ઈશ્વર પેટલીકર, પ્રકાશક ગતિ ગ્રંથમાળા; મુખ્યવિક્રેતા ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૯૨+૪; સચિત્ર કવર જેકેટ સહિત પાકુ પૂઠું, મૂલ્ય રૂા. ૨–૮–૦.

શ્રી. ઈશ્વર પેટલીકર આપણા સાહિત્યમાં ટૂંકી વાર્તા અને નવલલેખક તરીકે ઠીક ઠીક ખ્યાતિ પામતા જાય છે. તેમની ગ્રામજીવનના પ્રસંગો રજૂ કરતી ૯ ટૂંકી વાર્તાઓ આ પુસ્તકમા સંગ્રહાઇ છે. ગ્રામજીવનના વિધવિધ દૃશ્યો જોવા ઇચ્છનાર વાર્તાવાચન-રસિકોને એ ઠીક ગમશે. પુસ્તકાલયોમા સુખે વસાવાય.

**૪. ગ્રામરચના**—લેખક: શ્રી. રવિશંકર મહારાજ, પ્રકાશક - સસ્તુ સાહિત્ય વ કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. ક્રાઉન કદના પૃષ્ઠ ૨૮૦, સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય રૂ ૧-૪-૦.

આપણે જીવન જીવીએ છીએ તે જેમતેમ જીવી જઇએ છીએ. જીવન જીવવાની માણવાની કળા જાણીએ છીએ વા નથી જાણતા છતાં જીવીએ છીએ. એવા જેમ તેમ જીવવાને બદલે વ્યવસ્થિત જીવન જીવવાની કળા—ગ્રામજીવન જીવવાની કળાને લગતા વિધાનો આ પુસ્તકમાં શ્રી. રવિશંકર મહારાજે આપ્યા છે. એમા, પચાસ વર્ષ પૂર્વેના ગ્રામજીવન જીવનારથી લઇને આધુનિક ગ્રામજીવન સુધીની છણાવટ સરળ લોકભાષામા સરસ આપી છે.

મૂળે બોચાસણના ગ્રામ વિદ્યાલયના વિદ્યાર્થીઓને સબોધાયેલા આ સબોધનો છે. એમાં ગામડાની કેળવણી, તહેવારો અને તેની ઉજવણી, ગ્રામ સસ્કૃતિ તેમ જ ખરી કેળવણી વગેરે વિષયોની ચર્ચા કરી છે. એટલે કે, શ્રી. બબલભાઇના "ગીતપત્રો"ના જેવુ બલ્કે તેથી કંઇક વિશિષ્ટ કક્ષાનું ગ્રામગીતા કહી શકાય તેવુ આ પુસ્તક છે. ભાષા અને રજુઆત થોડું ભણેલાઓને પણ સમજાય તેવી સરળ હોઇને ગુજરાતના ગામડાંના ઘર ઘરનું પુસ્તક બની રહે તેવુ એ છે. એકેએક પુસ્તકાલય તેમ જ ઘરમા આ પુસ્તક અવશ્ય હોવું ઘટે.

**૫. જૈન બાલ ગ્રથાવલિ—શ્રેણી પહેલી—(૧) શ્રી. રીખવદાસ, (૨) શ્રી. પાર્શ્વનાથ, (૩) પ્રભુ મહાવીર, (૪) મગધરાજ, (૫) ચંદનબાળા, (૬) રાણી ચેલ્લણા, (૭) જંબુસ્વામી, (૮) ઇલાચીકુમાર, (૯) અમરકુમાર, (૧૦) રાજા શ્રીપાળ, (૧૧) મહાત્મા દઢ પ્રહારી, (૧૨) વીર ધન્નો, (૧૩) વિમળશાહ, (૧૪) વસ્તુપાળ તેજપાળ, (૧૫) જગડુશાહ, (૧૬) શ્રી. શત્રુંજય**—અંક ૧૩ અને ૧૪ના લેખક શ્રી. જયભિખ્ખુ અને બાકીનાના લેખક શ્રી. ધીરજલાલ ટોકરશી શાહ, ક્રાઉન કદમાં આખા સેટનું (બોકસમાં) મૂલ્ય રૂ. ૩-૦-૦.

જૈન સમાજમા થઇ ગયેલા મહાનુભાવોના જીવનચરિત્રો અને તીર્થસ્થળોના વર્ણન-યુક્ત પુસ્તિકાઓનો આ સેટ, વિદ્યાર્થીવાચનમાળાની શ્રેણીઓની પદ્ધતિએ તૈયાર થયેલો છે. કિશોર વિદ્યાર્થી વાચકો સમક્ષ જૈન ધર્મસમાજમાં થઇ ગયેલ ઉપર્યુક્ત શ્રેષ્ઠ વ્યક્તિ-ઓના જીવનચરિત્રો આપણા ઉછરતા વાચકો સમક્ષ મુકાય તે ઇચ્છવા યોગ્ય હોઇને એ પુરુષોનાં સત્કર્મોથી એ વર્ગ માહિતગાર બને એ ઇચ્છનીય છે. જીવનચરિત્ર ને તીર્થપ્રવાસને લગતી પુસ્તિકાઓવાળી આ શ્રેણી પોતાને ત્યાં વસાવીને યુવાન વાચકોમા પ્રચાર કરવા પાત્ર છે.

**૬. પંચાંગો—(૧) સસ્તુ સાહિત્ય વ૦ કાર્યાલયનુ મહાલાઘવીય, (૨) સંદેશ પ્રત્યક્ષ પંચાંગ, (૩) જન્મભૂમિ કાર્યાલયનું ખગોળસિદ્ધ નિરયન કાર્તિકી પચાંગ**—પહેલાના પ્રકાશક સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય, ભદ્ર અમદાવાદ, મૂલ્ય ૦-૬-૦; બીજાના પ્રકાશક સંદેશ પ્રકાશન મંદિર—અમદાવાદ, મૂલ્ય રૂ. ૧-૮-૦, ત્રીજાના પ્રકાશકઃ જન્મભૂમિ પ્રકાશન મંદિર, ૧૭૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ. મૂલ્ય રૂ ૧-૧૨-૦

ઉપરના ત્રણેય પંચાગો પૈકી પહેલું આપણે ત્યાં ચાલી આવતી ગણિતપદ્ધતિને અનુસરતી ગ્રહલાઘવીય પદ્ધતિએ દરવર્ષની પ્રથા અનુસાર પ્રસિદ્ધ કરાયું છે,—જે ગ્રામ જનતામાં વિશેષ આદરપાત્ર નીવડે છે. જ્યારે બીજું અને ત્રીજું પચાંગ ગ્રહોની પ્રત્યક્ષ ગતિને અનુસરી તેના પ્રત્યક્ષ નિરીક્ષણને અનુસરીને તજ્જ્ઞ વિદ્વાનો દ્વારા તૈયાર કરાવાયાં છે. જ્યોતિષનાં નક્ષત્રોનો પ્રત્યક્ષ પરિચય પામી તેમની ગતિને અનુસરતાં પચાંગ વસાવવા ઇચ્છનાર માટે છેલ્લાં બે અભ્યાસ માટે ઠીક ઉપયોગી નીવડે તેવાં છે.

જે તે કક્ષાના વાચકો-અભ્યાસીઓ માટે તે તે પંચાંગ ઉપયોગી નીવડે તેવાં છે.

૭ **ક્રાંતિ**—મૂળલેખકઃ સાને ગુરુજી; અનુવાદકઃ ગોવિંદરાવ ભાગવત, પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૩૭૭, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા. ૪-૦-૦.

લોકક્રાન્તિના દિવસો દરમિયાન કામ કરનાર સેવકો-સ્વયંસેવકોની આસપાસ ગુંથાયેલી નવલ "ખંડિત કલેવરો" જેણે વાંચ્યાં હોય તેને આ "ક્રાન્તિ" પુસ્તક વાંચી જવા અમારી ખાસ ભલામણ છે. "ખંડિત કલેવરો"માં એ ચિત્રની એક બાજુ રજૂ થઈ છે તો આ "ક્રાન્તિ"માં એ પ્રવૃત્તિનું બીજું પાસું રજૂ કરાયું છે. લોકક્રાન્તિને સમતાં બે પાસાં જાણી તેની તુલના કરવા માટે એ બન્નેય પુસ્તકો વાચકે વાંચી જવા જરૂરી છે. આ પુસ્તકના કર્તા સાને ગુરુજી એક પ્રતિભાવંત કેળવણીકાર હોવા ઉપરાંત એક અચ્છા લેખક પણ છે. એમણે રજૂ કરેલું લોકક્રાંતિનું આ ચિત્ર સૌએ જોવું રહ્યું.

પુસ્તકાલયો વસાવે.

૮. **ઘરને મારગે**—મૂળલેખકઃ એરિશ મેરિયા રેમાર્ક; અનુવાદક શ્રી. મકરન્દ દવે; પ્રકાશકઃ કદ, પૂઠા, ઉપર પ્રમાણે. પૃષ્ઠ ૩૦૦, મૂલ્ય રૂા. ૪-૦-૦

"પશ્ચિમના સમરાંગણે" (All Quiet on The Western Front)ના લેખકે ઉપરનું જે યુદ્ધવિષયક પુસ્તક લખેલું તેણે જ આ પુસ્તક લખ્યું છે. ઉપલા પુસ્તકમાં તેણે રણક્ષેત્રનાં દસ્ય સંસ્મરણો આપ્યાં હતાં ત્યારે આ પુસ્તકમાં એમણે યુદ્ધને અંતે સમરાંગણથી પાછા ફરતા સૈનિકની ઘરભણીની દોટ અને તે પછીની પરિસ્થિતિનો સરસ ખ્યાલ રજૂ કર્યો છે. અનુવાદકની અનુવાદ રજૂ કરવાની કલા પ્રશંસા માગી લે તેવી છે. આપણે ઇચ્છીએ આપણા પરભાષાનું સાહિત્ય લઈ આવતા અનુવાદકો શબ્દાનુવાદ આપવાનું છોડી આવા ભાવાનુવાદો આપતા થાય તો વાચકોને તેમાં વિશેષ વાચનરસ જામત થાય એ નિઃસંશય છે.

મ. પ્ર. વ્યાસ

૯ **ઓખાહરણ**—સંપાદકઃ મણિલાલ પ્ર. વ્યાસ તંત્રી–'પુસ્તકાલય', પ્રકાશકઃ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય–અમદાવાદ. કિંમત આઠ આના.

ચૈત્ર માસમાં હજુ આજે પણ સ્ત્રીઓ મુક્તકંઠે ઓખાહરણ વાંચવાનો આગ્રહ રાખે છે. અત્યાર સુધી બજારમાં રદ્દી કાગળનું આ પુસ્તક આઠ આનામાં વેચાતું જે વહેલી તકે ફાટી જતું. હાલમાં બહાર પડેલ આ પુસ્તક ઘણા સારા કાગળનું, સારો બંધાઈવાળું બહાર પડ્યું છે. પુસ્તકની શરૂઆતમાં પ્રેમાનંદનો સંક્ષિપ્ત પરિચય આપેલો છે પુસ્તક વસાવવા જેવું છે.

વલ્લભકૃત મહાભારત જે હાલ અપ્રાપ્ય છે અને ગ્રામ્ય પ્રજા જેને મુક્ત કંઠે ગાય છે એ, 'ઓખાહરણ'ની જેમ સુધારાવધારા સાથે પ્રકાશક સંસ્થા વહેલી તકે બહાર પાડે તો ઇષ્ટ ગણાશે.

[વિ૦



## સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય–અમદાવાદ તરફથી

૧ ભોજા ભગતના ચાબખા—સંપાદક : કુમરશી ધરમશી સંપટ: મૂ. ૦–૬–૦

૨ ધીરા ભગતનાં પદો—સંપાદક : ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૦–૪–૦.

૩ મહાકવિ પ્રેમાનંદકૃત ઓખાહરણ—સંપાદક : મણિલાલ પ્રભાશંકર વ્યાસ; મૂલ્ય રૂા. ૦–૮–૦.

૪ આત્મરચના—લેખક : શ્રી. રવિશંકર મહારાજ, મૂલ્ય રૂા ૧–૪–૦.

૫ સૂર્યકાંત—( ચાનમેળ )–પ્રયોજક : સ્વ. માણિકલાલ જમનાદાસ મલ્હારજી; મૂલ્ય રૂા. ૨–૦–૦.

૬ મહર્ષિ દયાનંદ—( નવી આવૃત્તિ ) પ્રયોજક. શ્રી. શંકરદત્ત શાસ્ત્રી; મૂલ્ય રૂા ૧–૮–૦.

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદ તરફથી

૭ ગુજરાતનો નાથ—(નવી આવૃત્તિ) લેખક : શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી; મૂલ્ય રૂા. ૪–૦–૦.

૮ પુત્રજન્મ—( બીજી આવૃત્તિ ) લેખક : શ્રી. ગુણવંતરાય આચાર્ય; મૂલ્ય રૂા. ૪–૮–૦.

૯ લક્ષ્મીની પરીક્ષા—મૂળલેખક કવિવર ટાગોર; અનુવાદક : નગીનદાસ પારેખ; મૂલ્ય રૂા. ૨–૦–૦

૧૦ ભગવાન ઋષભદેવ—લેખક : જયભિખ્ખુ; મૂલ્ય રૂા. ૪–૮–૦.

## એન. એમ. ત્રિપાઠી લિ. મુંબાઇ તરફથી

૧૧ પ્રારબ્ધના પાસા—લેખિકા : શ્રી. વી. એમ. પી.; મૂલ્ય રૂા. ૪–૦–૦.

૧૨ મોભનાં પાણી—લેખક : શ્રી. નંદકુમાર પાઠક; મૂલ્ય રૂા. ૨–૮–૦.

## નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદ તરફથી

૧૩ કન્યાને પત્રો–(ન.આવૃત્તિ) લેખક: શ્રી. નરહરિ દ્વારકાદાસ પરીખ; મૂ. રૂા. ૧–૦–૦

૧૪ લોકમાતા—( નવી આવૃત્તિ ) લેખક : શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર; મૂલ્ય રૂા ૧–૪–૦.

૧૫ હરિજન મંદિરપ્રવેશ અને શાસ્ત્રો—લેખક : શ્રી. ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ; મૂલ્ય રૂા. ૩–૦–૦.

## નવચેતન સાહિત્ય મંદિર-અમદાવાદનાં પુસ્તકો

૧૬ ક્રાન્તિનાં પરિબળો—લેખક : શ્રી. ચંદ્રભાઈ કા. ભટ્ટ; મૂલ્ય રૂા. ૫–૦–૦.

૧૭ રેણુ—લેખક : શ્રી. રમણીક કિશનલાલ મહેતા; મૂલ્ય રૂા ૩–૦–૦.

## હિંદી જ્ઞાનમંદિર લિ. મુંબાઇનાં હિંદી પુસ્તકો

૧૮ માતા-પિતા ખુદ એક સમસ્યા—મૂળલેખક : એ. એસ. નીલ; અનુવાદક શ્રી. સંતોષકુમાર મહેતા; મૂલ્ય રૂા. ૩–૦–૦.

૧૯ ઇન્સાન ઔર અન્ય એકાંકી—લેખક શ્રી. વિષ્ણુ પ્રભાકર; મૂ. રૂા. ૧–૮–૦.

૨૦ જાગીરદાર—લેખક ડૉ. નારાયણ વિષ્ણુ જોષી અને જયરામ વિષ્ણુ જોષી, મૂલ્ય રૂા. ૧–૪–૦.

૨૧ કૌમ કે નામ પર—લેખક : શ્રી. તેજ બહાદુર ચૌધરી; મૂલ્ય રૂા. ૧–૧૨–૦

૨૨ યુગ કી ગંગા—લેખક . શ્રી. કેદારનાથ અગ્રવાલ, મૂલ્ય રૂા. ૧–૦–૦.

૨૩ એક અપરિચિત સ્ત્રી કે પત્ર—મૂળલેખક : સ્ટીફેન ઝ્વીગ, અનુવાદક : શ્રી. રામકુમાર એમ. એ. મૂલ્ય રૂા ૧–૪–૦.

૨૪ ગીતિમાલા—સંપાદક: ડો. રામવિલાસ શર્મા, મૂલ્ય લખ્યું નથી.

૨૫ રૂસી લોકકથા—અનુ. સ્વામી સંન્યાસી; મૂલ્ય રૂા. ૨–૮–૦.

૨૬ યહ સમય આરામકા નહીં હૈ—શ્રી. સ્વામી સંન્યાસી; મૂલ્ય રૂા ૦–૬–૦.

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૨૭ પંખીનો મેળો—લેખક શ્રી. મૂળજીભાઈ પી. શાહ; વડોદરા. મૂલ્ય રૂા. ૧–૮–૦

૨૮ રાસલીલા—લેખક પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા. ૧–૪–૦

૨૯ દિવ્ય પ્રેમદર્શન—લેખક અને પ્રકાશક. પ્રાણલાલ પ્રભાશંકર બક્ષી; વડોદરા. મૂલ્ય રૂા. ૦–૧૨–૦.

૩૦ અમૃતાઞ્જલિ—ભાષા-તરકર્તા : સ્વામી કૃપાલાનંદ; પ્રકાશક: સત્સંગ મંડળ, રાજપીપળા, મૂલ્ય લખ્યું નથી.

## આર. આર. શેઠની કંપની-મુંબઇ તરફથી

૩૧ જીવનસ્વપ્ન—લેખક : શ્રી. સુધીર; મૂલ્ય રૂા. ૪–૮–૦.



## સાક્ષર શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ

વીસ વર્ષ પહેલાંની વાત છે. અમદાવાદમાં ત્રણ દરવાજાના નાકે મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર્સની દુકાને ભૂરાં ચશ્માં પહેરેલા બેઠા બાંધાના એક આદમીને એ પુસ્તક-વિક્રેતા પેઢીના માલિક સાથે વાતચીત કરતા સાભળવાનો પ્રસંગ મળેલો. ઝાંખું સ્મરણ છે કે, એ વખતે કંઈક નવલકથાનાં પ્રૂફો સબધે વાતચીત ચાલતી હતી. એ ભૂરાં ચશ્માં પહેરેલા ગૃહસ્થના હાથમાં પ્રૂફોનો વિંટો હતો. મારી સાથે એક જૂના જમાનાના ગ્રેજ્યુએટે મને ત્યારે એમની ઓળખાણ આપેલી કે "આ ચુનીલાલ વર્ધમાન શાહ; જાગુષ્ટેને નોવેલો વાર્તાઓ લખી આપે છે; પ્રૂફો વાંચવાનું કામ કરે છે. અને "પ્રજાબંધુ" કાર્યાલયમા કતી હતી છે. " ( તત્રીખાતામાં ) "

ત્યારે મારા પર એમના માટે એક છાપ પડી ગયેલી, કે તેઓ વર્તમાનપત્રમાં કામ કરતા કરતાં આડકામ તરીકે, આ કામ કરતા હશે. અને ત્યારે મેં એમને આપણા એ કાળના નોવેલ લખનારાઓ—શ્રી. સત્યેન્દ્રપ્રસાદ મહેતા, લાભશંકર જોષી, મગનલાલ જાદવજી ઠક્કર કે નારાયણ વિસનજીની કક્ષાના લેખક તરીકે ગણેલા.

આમ છતા મારો સાહિત્યવ્યવસાય આગળ વધતો ચાલ્યો અને અવારનવાર તેમનાં સર્જનો વાચવા પામતો ગયો તેમ તેમ એમને મેં આપણા સાહિત્યના એક ઢાકયા રત્ન તરીકે ઓળખ્યા.

વર્તમાનપત્રની દુનિયાના આદમીને જ્યારે આવાં રસભર્યાં. ઐતિહાસિક સર્જનોના સર્જક તરીકે પિછાન્યા પછી એમને એમની હમણા હમણાં પ્રકટ થયેલી સામાજિક નવલો પરથી એમને સામાજિક સમસ્યાના એક ઉકેલનહાર તરીકે પણ જોયા અને સાહિત્યજગતમાં, એમનાં "પ્રજાબધુ"મા આવતાં વિવેચનો અને સાહિત્યસૃષ્ટિને લગતાં પ્રાસંગિક મનનો એમને એક અચ્છા સાહિત્ય તરીકે ઓળખાવી જાય છે.

અને એક વિશિષ્ટ પત્રકાર તરીકે તો એમની વિશિષ્ટ ગણના તો ખુદ ગુજરાતી સાહિત્ય પરિષદે એમને એ વિભાગનુ પ્રમુખસ્થાન આપીને કરી છે.

આમ ઐતિહાસિક, સામાજિક, સાહિત્યક તેમ જ પત્રકારત્વ એ બધાયનો સુમેળ એક વ્યક્તિમા જોવો હોય તો શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહમાં આજે જોવા મળે છે.

સ્વભાવે નિરભિમાની, નિખાલસ, છતાં ખરાને ખરું કહેવાના સ્વભાવવાળા એ શ્રી. ચુનીભાઈ શાહનો ષષ્ઠીપૂર્તિ ઉત્સવ ઉજવવાનું એમના મિત્રોએ જાહેર કર્યું છે તેને ગુજરાતી વાચક જનતા જરૂર વધાવી લેશે. અને એમને અનુરૂપ માન ગુર્જર જનતા આપશે એવી અમારી મદદાશા અસ્થાને નહિ જ લેખાય.

શ્રી. ચુનીભાઈ શાહ, વધુ સાહિત્ય આપણી ગુર્જર જનતાને ચરણે ધરવા ભાગ્યશાળી થાય એવી મહત્ત્વાકાંક્ષાપૂર્વક તેઓ દીર્ઘાયુ પ્રાપ્ત કરો, એ જ અભિપ્સા.

---

## પુસ્તકાલયોને મદદ

**સા. પુ. સરસાવ** ( તા. કડી )ને ૨૦) પટેલ પ્રહલાદદાસ ખોડીદાસ; ૩) ચમાર મોહનભાઈ મધા તરફથી.

**સા. પુ વડનગર** ( તા. કોડીનાર )ને ૫) પટેલ પુરુષોત્તમભાઈ તરફથી.

**સા. પુ. રીદ્રોલ** ( તા. વિજાપુર )ને ૫૧) દરજી કિશોરદાસ કાળીદાસ–માણસા, ૫૧) દરજી જીવરામ હરજીવન–બોરુ, ૨૫) પા. હગોવન નાનદાસ–દેલવાડા, ૨૫) ત્રિવેદી નથુરામ બાપુજી–રધિજા, ૧૩) ત્રિવેદી અંબાલાલ જીવરામ–ખોરજ, ૧૧) ભટ્ટ મોતીરામ ત્રિભોવન–રધિજા, ૧૧) જાની નરસિંહભાઈ લલ્લુરામ–સૈજ, ૧૦) પા. ઉમરાભાઈ જીવીદાસ દેલવાડા, ૧૦) પા. પુંજાભાઈ વસ્તારામ–દેલવાડા, ૧૦) ભટ્ટ શિવશંકર મંગારામ–રધિજા, ૫) પા. જયચંદભાઈ કિશોરદાસ–રીદ્રોલ, ૫) પા. ખુશાલદાસ મનોરદાસ–પડુસમા, ૫) પા. રેવાભાઈ કેશવદાસ–દેલવાડા, ૫) પા. ચતુરદાસ માધવદાસ–જામળા, ૫) પા શંકરદાસ મુળચંદદાસ–દેલવાડા, ૫) રાઠોડ દેવીસંગજી–જશોલ, ૫) પા. સાંકળદાસ માનદાસ–કુકરવાડા, ૫) પા. જોઈતારામ તળસીદાસ–કુકરવાડા, ૫) પા. શિવરામ બેચરદાસ–કુકરવાડા, ૫) પા. જીવીદાસ રણછોડદાસ–દેવડા, ૫) જોઈતારામ વેણીરામ દેલવાડા, ૫) પા. જોઈતારામ છગનદાસ–દેલવાડા, ૫) પા. શંકરદાસ હરિદાસ–સોખડા, ૫) ઈશ્વરદાસ પશુદાસ–કુકરવાડા, ૫) પા. મણિદાસ ત્રિભુવનદાસ, ૫) પા. જોઈતારામ નરસિંહદાસ–રાયણીઆ, ૫) પા. ચતુરદાસ ભક્તિદાસ–દેલવાડા, ૩) પા. મણિદાસ મોતીદાસ–દેલવાડા, ૩) પા. બેચરદાસ ગોપાળદાસ–કુકરવાડા.

### આટલી કાળજી જરૂર રાખો.

૧૧. રા. નાં પુસ્તકાલયોના મંત્રી–ગ્રંથપાલોને ખાસ અગત્યની સૂચના છે કે, તેઓ પોતાના બજેટનાં નાણાં પુસ્તકાલય સ. સ. મંડળ લિ. પો. બો. નં. ૧૦ વડોદરા એ સરનામે મોકલે અને મનીઓર્ડર કુપનમાં પોતાના પુસ્તકાલયનું નામ, ગામ, પોસ્ટ તથા તાલુકો લખવાનું હરગીજ ન ભૂલે. આટલું ભુલાયે તો બજેટનાં વર્તમાનપત્રો, સામયિકો તેમ જ પુસ્તકો મોકલવામાં વિલંબ કે ગેરવલ્લે થવા સંભવ છે.

# આવતા માસની કાર્યદિશા

૧ ઑક્ટોબર આખર પૂરા થતા ત્રણ માસનું નિવેદન તૈયાર કરી જૂથમંડળમાં મોકલી આપો, જેથી તેઓ વહેલી તકે ખાતામાં મોકલે.

૨ તમારા અંદાજમાં મંજૂર થયા પ્રમાણે ગ્રામ પંચાયત અને **સરકાર મદદની પાવતીઓ પુસ્તકાલય ખાતા તરફ જલદી મોકલો.**

૩ અંદાજ મંજૂર કર્યું છે તેમાં રકમમાં ફેરફાર કરવા સવડ નથી, માટે પાછાં મોકલશો નહિ, પરંતુ જે તે સદરે મંજૂર કરેલી રકમો માટે કોઈ પત્ર કે સામયિક બદલવું હોય અને તે તમને ન રૂચે તો નક્કી કરેલી નાણાંની ચત્તામાં રહી સુધારો સૂચવશો તો ગ્રાહ્ય રહેવા ઘટિત તજવીજ થશે.

૪ પુસ્તકાલયના વર્ગીકરણનું કામ અધુરૂં હોય તો આવતી વૅકેશનનો લાભ લઈ સેવાભાવી યુવકોના સહકારથી તે કાર્ય પૂરૂં કરવા પ્રયાસ કરો.

૫ દીપાવલીના તહેવારોમાં વાચનપ્રચાર વધે તે માટે આજથી જ તમારા પુસ્તકાલયમાંથી મહોલ્લે મહોલ્લે પુસ્તકવાચન પૂરૂં પાડવા આપનું ઉંબનતુ કરો.

૬ તમારા પુસ્તકાલયની લોકમદદ વહેલામાં વહેલી પુસ્તકાલય સ. સ. મંડળમાં મોકલી આપો.

વડોદરા,
તા. ૮-૧૦-'૪૭

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક.

| અનુ. અંક | પુસ્તકાલયોના નામ | ગયા વર્ષ આખરે પુસ્તકોની સંખ્યા | આખા વર્ષમાં વંચાયલાં પુસ્તકોની સંખ્યા | | | | વાચકોની સંખ્યા | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | પુરુષોની | સ્ત્રીઓની | વિદ્યાર્થીઓની | કુલ | પુરુષોની | સ્ત્રીઓની | વિદ્યાર્થીઓની | કુલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |
| | | | | | | | | | | વડોદરા |
| ૧ | કરજણ | ૫૧૬૦ | ૪૬૯૪ | ૧૪૭ | ૬૦૫ | ૫૪૪૭ | ૪૭૨ | ૨૩ | ૧૧૪ | ૬૦૯ |
| ૨ | ડભોઇ | ૮૫૪૨ | ૬૨૩૫ | ૧૦૦ | ૭૬૬ | ૭૧૦૧ | ૨૮૬ | ૨ | ૧૧૧ | ૩૯૯ |
| ૩ | તિલકવાડા | ૧૮૭૫ | ૧૮૧૩ | ૭૦૩ | ૧૩૭૭ | ૩૮૯૩ | ૧૨૩ | ૭૭ | ૧૩૨ | ૩૩૨ |
| ૪ | ધર્મજ | ૭૮૫૩ | ૧૮૪૦ | — | ૩૨૧૪ | ૫૦૫૦ | ૧૩૯ | — | ૧૬૨ | ૩૦૧ |
| ૫ | નાર | ૧૯૪૧ | ૧૪૩ | ૧૩૨ | ૯૦૮ | ૧૮૮૩ | ૧૭૫ | ૪૬ | ૧૬૭ | ૩૮૮ |
| ૬ | પાદરા | ૭૭૩૧ | ૨૦૩૨ | ૬૭ | ૩૨૯૧ | ૫૩૯૦ | ૨૨૫ | ૧૩ | ૩૩૦ | ૪૬૮ |
| ૭ | પીજ | — | — | — | — | — | — | — | — | — |
| ૮ | પેટલાદ | ૨૩૮૯૪ | ૪૨૫૫ | ૩૦૧ | ૨૦૯૯ | ૬૬૫૫ | ૧૯૫ | ૪૭ | ૧૧૨ | ૩૫૪ |
| ૯ | બહાદરપુર | ૩૭૯૩ | ૨૬૫૪ | ૧૦૫ | ૨૦૦૭ | ૪૭૬૬ | ૨૮૪ | ૧૯ | ૨૬૪ | ૫૬૭ |
| ૧૦ | ભાદરણ | ૫૮૨૩ | ૨૫૦૯ | ૫ | ૧૨૬૮ | ૩૭૭૨ | ૧૬૬ | ૩ | ૧૧૧ | ૨૮૦ |
| ૧૧ | મેહેળાવ | ૪૫૯૭ | ૨૧૩૫ | ૧૧૪૬ | ૧૩૫૬ | ૪૬૩૭ | ૩૦૬ | ૨૦૪ | ૧૨૭ | ૬૩૭ |
| ૧૨ | વસો | ૭૩૦૩ | ૨૦૬૮ | — | ૨૯૬૦ | ૫૦૨૮ | ૨૪૫ | — | ૨૫૮ | ૫૦૩ |
| ૧૩ | વાઘોડિયા | ૩૪૮૦ | ૨૪૧૮ | ૨૯૪ | ૮૭૦ | ૩૫૫૨ | ૨૫૦ | ૩૫ | ૧૦૩ | ૩૮૮ |
| ૧૪ | શિનોર | ૭૯૦૨ | ૪૨૨૪ | ૧૧૮ | ૩૦૧૪ | ૭૨૫૬ | ૩૫૫ | ૨૦ | ૩૫૦ | ૭૨૫ |

| | |
|---|---|
| ૪૭૫– –૦ પ્રાંત પ્રચારક ખાતે મદદના રાજ્ય પુ મંડળ તરફથી આવ્યા તે | ૧૯–૨–૦ પ્રા. પ્રચારકના પ્રો. ફંડના |
| | ૬–૦–૦ છપામણી ખાતે |
| | ૧–૨–૦ પોસ્ટેજ કંટીજંટના |
| ૯૮૫-૧૨–૦ | ૯૮૧–૧૪–૯ |
| ૩૫– ૦–૩ વર્ષ આખરે દેવા ફરતા પુ. ની પેટીઓ ખાતેના | ૩–૧૩–૦ વર્ષ આખરે ખર્ચ જતાં બચત |
| ૩૭–૧૨–૯ વર્ષ આખરે બચત | ૭૨–૧૩–૦ વર્ષ આખરે શિલક |
| ૩૩–૧૫–૬ પાછલી સાલની | ૨૩–૦–૬ નેશનલ સે. બેંકમાં |
| ૩–૧૩–૩ આ વર્ષની | ૪૯-૧૨-૬ રોકડ શિલક |
| ૧૦૫૮–૯–૦ | ૧૦૫૮–૯–૦ |

ઉપરનો હિસાબ તપાસ્યો છે અને તે બરાબર છે. તા. ૨૭–૮–૪૭

| | |
|---|---|
| ચીમનભાઇ હ. અમીન | વા. ના. અમીન |
| મંત્રી | માનદ્ ઑડિટર. |

## વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

ઉપરોક્ત મંડળની વાર્ષિક સભા તા. ૨૮–૯–૪૭ ને વાર રવિના રોજ બપોરના એક વાગે સેન્ટ્રલ લાઇબ્રેરીમાં, મંડળના પ્રમુખ શ્રી. હરિવલ્લભદાસ સુ. શાહના પ્રમુખપણા નીચે ભરાઈ હતી. આ સભામા ભાદરણ, પેટલાદ, ડભોઈ, પાદરા અને સાવલી મહાલના પ્રતિનિધિઓ ઉપરાત, વ રા પુ મ. ના સભ્ય શ્રી. રામભાઈ કા. પટેલ, શ્રી. ચીમનભાઇ હ. અમીન, શ્રી. છોટાભાઈ ખુ પટેલ, શ્રી. મણિલાલ મં. કાશીરાળા, શ્રી. નટવરલાલ ગિ. શાહ, શ્રી. મગનભાઇ શ. પટેલ તથા પુ ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સા. પણ હાજર હતા. આ સભામા નીચેના ઠરાવો પસાર થયા હતા

૧ પ્રાંત પ્રચારકના પગાર ખાતે ગઈ સાલની બજેટમંજૂરી ઉપરાત, રૂ. ૬૬–૧૧–૯ નો જે વધુ ખર્ચ થયો છે તે મંજૂર કરવામા આવે છે

૨ સન ૪૬–૪૭નું વાર્ષિક નિવેદન અને હિસાબ મંજૂર કરવામાં આવે છે.

૩ સન ૪૬–૪૭નુ વ્યવસ્થાપક મંડળ અને ઑડિટર નીચે પ્રમાણે ચૂંટવામા આવે છે.

પ્રમુખ . શ્રી હરિવલ્લભદાસ સુ શાહ
મંત્રી . શ્રી ચીમનભાઇ હ. અમીન.
સભ્યો : શ્રી શાન્તિલાલ પી. શાહ. પાદરા, શ્રી મંગળભાઇ ર. પટેલ–કણીસા, શ્રી. ભીખાભાઇ ન. પટેલ–ગાણા, શ્રી. સોમાભાઇ ગરબડભાઇ–તેજપુર, શ્રી. મોતીલાલ નાગેશ્વર, શુક્લી અને તે ઉપરાંત રાજ્ય પુ. મંડળના વ્ય. મ. માંના વડોદરા પ્રાંતના સભ્યો
ઑડિટર શ્રી. વામણભાઇ ના. અમીન.

૪ સન ૪૭–૪૮ નું નીચે પ્રમાણે બજેટ મંજૂર કરવામાં આવે છે

| જમા | ખર્ચ |
|---|---|
| ૧૨૫ ફાળવણી | ૬૦૦ પ્રાંત પ્રચારકના પગાર ખાતે |
| ૫૩૦ રા. પુ. મં. મદદ | ૨૫ છપામણી |
| —— | ૧૫ કંટીજન્ટ–પોસ્ટેજ |
| ૬૫૫ | ૧૫ મંત્રીનું મુસાફરી ખર્ચ |
| | —— |
| | ૬૫૫ |

૫ પ્રાંતનાં જે તે મહાલ પુ. મંડળોને આ સભા નવા વર્ષમાં નીચેની પ્રવૃત્તિઓ ઉપાડી લેવા આગ્રહપૂર્વક ભલામણ કરે છેઃ

૧ મહાલનાં પુસ્તકાલયોના મંત્રીઓનું સમેલન ભરવું.
૨ વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વા. ની પરીક્ષા લેવી.
૩ રા. પુ. મં. તરફથી મોટાઓ માટે લેવાતી પરીક્ષાનો પ્રચાર કરી, તેના સારા પ્રમાણમાં ઉમેદવારો ઊભા કરે.
૪ મહાલના એકે એક ગામે પુસ્તકાલયપર્વણી ઉજવવાની તજવીજ કરે
૫ મહાલના તમામ પુસ્તકાલયોનું ત્રિમાસિક નિવેદન નિયમિતપણે મંગાવી તેના એકસહા આંકડા પ્રાંત અને રાજ્ય પુ મંડળ તરફ મોકલી આપે.

૬ પ્રાંતનાં જે કસ્બા વા ગ્રામ પુસ્તકાલયો પોતાની આજુબાજુના ગામડાંમાં, ફ. પુ. ની પેટીમાંના પુસ્તકો તથા પોતાના પુસ્તકાલયનાં પુસ્તકો વંચાવવાનો લાભ આપવા ઇચ્છનાં હોય તેવાં પુસ્તકાલયોની માગણી આવેથી તે દરેકને જે તે સ્થળની જરૂરીઆત સગવડ પ્રમાણે ફ. પુ. ની પેટીઓ ( પુસ્તકો સાથે ) મોકલી આપવા ઠરાવવામાં આવે છે.

## ૨. મહેસાણા પ્રાંત પુ. મંડળનું વાર્ષિક નિવેદન

### સન ૧૯૪૬–૪૭

**સ્થાપના**

મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળની સ્થાપના સને ૧૯૩૦–૩૧ માં થએલી છે. અને એ રીતે મંડળને આ વર્ષે ૧૫ વર્ષ પૂરાં થાય છે. મંડળનું વર્ષ સરકારી વર્ષ પ્રમાણે ગણાય છે.

**ઉદ્દેશ**

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનો જે ઉદ્દેશ છે તે જ ઉદ્દેશ મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળનો છે.

## સામાન્ય સભા

આ મંડળની સાધારણ સભા દર વર્ષે સપ્ટેંબર માસમા મળે છે તે ધોરણે પુરા થતા વર્ષમા તા ૧૫–૯–૪૬ ના રોજ મળી હતી અને તેમાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતા.

(૧) મંત્રીનું નિવેદન તથા હિસાબ વંચાણમાં લઈ મંજુર કરવામા આવ્યો.
(૨) વ્યવસ્થાપક મંડળની નિમણુંક કરવા બાબત
(૩) ખર્ચનું અંદાજપત્રક મંજુર કરવામા આવ્યું તે.
(૪) દરેક મહાલ પુસ્તકાલય મંડળોને શિષ્ટવાચનની પરીક્ષા લેવાની ભલામણ કરવાનો.
(૫) પ્રાંત પ્રચારકની નિમણુક કરવા સબંધીનો.
(૬) ટીંટોદણ ગામે પ્રાંત પુસ્તકાલય પરિષદ ભરવા બાબતનો. ,
(૭) મે. વાકનીસ સાહેબને અભિનંદન આપવા બાબતનો.

ઉપર પ્રમાણે કુલ સાત ઠરાવો પૈકી ઠરાવ અંક ૪, ૫ અને ૬ સબંધી આપણે કામ કરવાનું હતું. તેમા ઠરાવ અંક ૪ શિષ્ટવાચનની પરીક્ષા લેવા સબધીનો હતો. તે પૈકી ચાણસ્મા, મહેસાણા અને દહેગામ, આ ત્રણ મહાલોએ પરીક્ષા લીધી છે. આ ત્રણે મહાલોના ઉત્સાહી મંત્રીઓને મંડળ ધન્યવાદ આપે છે. અને બીજા મહાલો તેને અનુસરે એમ ઇચ્છે છે ઠરાવ અંક ૫ માટે તો પ્રાંત પ્રચારકની નિમણુંક કરવાની હતી, પણ માણસના અભાવે હજુ તે થઇ શકી નથી.

અને છઠ્ઠો ઠરાવ ટીંટોદણ ગામે પ્રાંત પુસ્તકાલય પરિષદ ભરવાનો હતો. આજની કટોકટી અને મારામારીમાં પરિષદ ભરવા મંડળને હિતાવહ લાગ્યુ નહોતું. પણ ટીંટોદણના લોકોના આગ્રહને વશ થઇ ઠરાવ કર્યો હતો અને પરિષદ ભરવા માટે જે સરકારી અંકુશો હતા તે દૂર કરવાની મંજુરી મેળવી આપવામા આવી હતી, છતા એ આગ્રહ કરનારા માણસોએ જ અનાજની મુશ્કેલી આગળ કરી અને તેથી પરિષદ ભરી શકાઈ નથી. આ ઉપરથી આપણે કરેલા ઠરાવોના કાર્યનો સૌને જાણ થશે.

## વ્યવસ્થાપક મંડળ

પ્રાંત પુસ્તકાલય મંડળના સંચાલન માટે વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવ્યું હતું, પણ ખાસ કામકાજના અભાવે તેની સભા થઇ નથી.

## પરિષદો

પરિષદો ભરવા માટેની તરફેણમા ( અનાજની પરિસ્થિતિ જોતા ) મંડળ નહોતું, એટલે ચાણસ્મા સિવાય બીજા કોઇ પણ મહાલે પરિષદ થઇ નથી અને પ્રાંત પરિષદ સબંધે આગળ કહેવાયું છે. એટલે તે સબધી લખવાનું રહેતુ નથી

## પર્વણીદિન

રાજ્ય પુસ્તકાલય મંડળે પુસ્તકાલય પ્રવૃત્તિનો પ્રચાર થાય એ હેતુથી વસંતપંચમીનો દિન પર્વણીદિન તરીકે ઉજવવા ઠરાવ્યુ છે હજુ તમામ પુસ્તકાલયોએ આ પ્રવૃત્તિ અપનાવી નથી. આની ઉજવણીનો બધો આધાર મહાલ પુ મંડળો ઉપર છે. જે મહાલ

મંડળો જાગ્રત છે ત્યાં પ્રચાર છે, નથી ત્યાં કશું જ નથી. અમારી વિનતિ છે કે મંત્રી ભાઈઓ ખૂબ ઉત્સાહપૂર્વક કાર્ય કરે તો જ આપણે પાછા મૂળ સ્થિતિ ઉપર આવી શકીશું.

### તપાસણી

આપણા પ્રાંત પ્રચારકની જગા આખું વર્ષ ખાલી રહી છે. કોઈ પણ સારો માણસ આગળ નહિ આવવાથી જગા પૂરવાનું શક્ય બન્યું નથી. અને તેથી પ્રાંત તરફે તપાસણી થઈ શકી નથી.

### નવીન પુસ્તકાલયો

નવીન પુસ્તકાલયો ઉઘાડવા માટે જુદા જુદા મહાલોની પ્રવૃત્તિ ચાલુ હતી. પુરા થતા વર્ષમાં મહેસાણા પ્રાંતમા ૬ નવીન પુસ્તકાલયો ઉઘડયાં છે એટલે હવે શાળાવાળા કોઈ ગામે પુસ્તકાલયો ઉઘડવાનાં ફમોડા સિવાય બાકી નથી. તે ઘણું કરીને નવા વર્ષે પુરાં થઈ જશે.

### શિષ્ટવાચનની પરીક્ષા

શિષ્ટ વાચનની પરીક્ષા માટેની માહિતી ઠરાવ અંક ૪ ની ચર્ચામાં અપાઈ ગઈ છે પરંતુ રાજ્ય પુસ્તકાલય મંડળે જે પરીક્ષા લેવાની શરૂ કરી છે તેમાં વિશેષ વાચકો લાભ લે તેવો પ્રયત્ન પણ જારી રાખવાની જરૂર છે. આ દિશાનો દહેગામ મહાલનો પ્રયત્ન આવકારદાયક છે.

### હિસાબ

હિસાબ સાથેના પરિશિષ્ટમાં બતાવવામાં આવ્યો છે. સાલ આખરે હાથ પરની શિલક રૂ. ૨૭-૧૪-૪ હતી, નવા વર્ષમા કુલ જમા રકમ રૂ. ૧૩૭૭-૮-૩ આવી છે અને કુલ ઉધાર ખાતે રૂ. ૧૩૯૬-૧૫-૦ જતાં વર્ષ આખરે રૂ. ૮-૭-૭ સિલક રહે છે.

### પ્રકીર્ણ

મહેસાણા પ્રાંતની પુસ્તકાલયપ્રવૃતિનો વેગ આ વર્ષે મંદ પડયો છે એમ ન કહેવાય તોય તે આગળ વધ્યો છે એમ કહેવા પ્રેરે તેમ નથી. મકાનો માટેની દેણગીઓ અને લોકમદદની મળતી રકમો જોતા લોકોનો ઉત્સાહ ઓછો નથી, પણ કાર્યકરોનો ઉત્સાહ મંદ થતો જાય છે તે પ્રત્યે હું સભાનુ ધ્યાન ખેંચવાની રજા લઉં છું ખરૂં કામ તો જે તે મંત્રીઓનું જ છે. મંત્રીઓ જેટલો ઉત્સાહ વધારે દાખવશે તેટલી પ્રગતિ વધારે થશે. ચાણસ્મા તાલુકાએ તેની હંમેશ પ્રમાણેની પ્રણાલિકા જાળવી રાખી છે. એ મહાલ મંડળે તો એક અનુકરણીય યોજના હાથ ધરી છે અને તે એ કે આખાએ ચાણસ્મા તાલુકાની ઐતિહાસિક અને ભૌગોલિક માહિતી એકત્ર કરવાનુ નક્કી કર્યું છે અને તે માટેની એક પ્રશ્નોત્તરી પણ તૈયાર કરી છે. ચાણસ્મા તાલુકાનું આ કાર્ય ખરેખર પ્રશંસનીય છે અને પ્રાંત મંડળ તેને આ કાર્યમાં આર્થિક સહાય કરે એવી પણ હુ સભાને વિનંતિ કરું છું.

### જરૂરી સૂચનો

હવે મહાલ પુસ્તકાલય મંડળો તરફથી આવતાં નિવેદનો સંબંધી થોડીક સૂચનાઓ કરવાની રજા લઉં છું. આજસુધી હારીજ, આતરસુંબા અને સિદ્ધપુર મહાલના નિવેદનો

આવ્યાં નથી તે ખરેખર દિલગીર થવા જેવું છે. અત્રેથી દરેક મહાલને ફાળવણીની રકમ મોકલી આપવામા આવી છે. પરંતુ આતરસુંબા અને હારીજ મહાલનો હિસાબ આવેલો નહિ હોવાથી મોકલી નથી અને હજુ પણ જેમનો હિસાબ નહિ મળે તેમને રકમ આપવામા આવશે નહિ. હજુ પણ ઘણા મહાલોના નિવેદનો પદ્ધતસર આવતા નથી. એવી રીતે લખાય છે કે જેમાથી કશુ જ જાણવા ન મળે. ખર્ચનું અને ઉત્પન્નનુ અંદાજી પત્રક મંજુર કરાવવું જોઇએ. નિવેદનો વખતસર આવતાં નથી અને તેથી અત્રેનું નિવેદન તૈયાર કરવામા હરકત આવે છે દરેક મહાનો પોતાની સભા ઠરેલી તારીખોએ ભરે એ અતિ જરૂરનું છે.

આવતે વર્ષે ઉપર જણાવેલી બાબતો ઉપર લક્ષ આપવા અમારા મત્રી ભાઇઓને વિનંતિ છે.

## આભાર

અંતમાં પ્રાંત મડળ પોતાનું સચાલન વ્યવસ્થિત ચલાવવા અને પાર ઉતારવામાં જે જે ગૃહસ્થોએ મહાલ પુસ્તકાલય મંડળના મત્રીઓ, પ્રમુખ સાહેબો, રાજ્ય પુસ્તકાલય મંડળ અને પુસ્તકાલય ખાતાના મે. અધિકારી સાહેબોએ જે મદદ કરી છે તે બદલ એ સૌનો મડળ તરફે આભાર માનું છુ. અને ભવિષ્યમા સૌના સાથ અને સહકારની આશા સાથે વિરમું છું.

મહેસાણા,
તા. ૧૪–૯–૪૭

નાનજીભાઈ જેઠીદાસ પટેલ
મંત્રી પ્રાંત પુસ્તકાલય મડળ

### સને ૧૯૪૬-૪૭નું ઉત્પન્ન ખર્ચ

| જ | ઉ |
|---|---|
| ૧૨૮–૯–૬ સને ૧૯૪૬–૪૬ની ચાલની ફાળવણી. | ૧૧–૧–૯ સન ૧૯૪૬–૪૭ની સાલનો ખર્ચ |
| ૧૩-૧૩-૩ વ્યાજ ઉત્પન્ન | ૪–૧૩–૯ પોસ્ટેજ ખર્ચ |
| | ૨– ૪–૦ કીરકોળ ખર્ચ |
| | ૪– ૦–૦ મુસાફરી ખર્ચ |
| | ૧૧–૧–૯ |
| | ૧૩૧–૫–૦ વર્ષ આખરે મંડળની બચત રહી તે |
| ૧૪૨–૬–૯ | ૧૪૨–૧–૯ |

### સને ૧૯૪૬ની દેણુ લ્હેણું

| જ | ઉ |
|---|---|
| ૦–૨–૦ માજી પ્ર. ભાઇશંકર ડી. ઠાકર | ૭૬૮–૭–૯ મહેસાણા પ્રાંત સહકારી બેંકમાં |
| ૧૪૨–૭–૭ પ્રાંત મંડળની પોતાની બચત. | ૮–૭–૭ હાથ ઉપર |
| ૫૩૪–૫–૯ જુદાજુદા મહાલોની રકમ જમા છે તે | |
| | ૭૭૬-૧૫-૪ |

૬-૧૨-૦ ડભોડા મહાલ
૧૦૫-૭-૯ કલોલ મહાલ
૧૩૪-૧૫-૦ મહેસાણા મહાલ
૩૦-૯-૦ હારીજ મહાલ
૧૦-૨-૦ આતરસુંબા મહાલ
૨૭-૯-૦ કડી મહાલ
૨૦-૧૫-૦ ખેરાળુ મહાલ
૩૩-૩-૦ ચાણસ્મા મહાલ
૧૮-૯-૦ દહેગામ મહાલ
૨૯-૧૩-૦ પાટણ મહાલ
૪૮-૧૫-૦ વિજાપુર મહાલ
૩૮-૪-૦ વિસનગર મહાલ
૨૯-૪-૦ સિદ્ધપુર મહાલ

૭૭૬-૧૫-૪

ના. જે. પટેલ
મંત્રી

ઉપર પ્રમાણે હિસાબ મેં તપાસ્યો છે. પાવતીઓ બીલો સાથે મેળવતાં બરાબર છે.

તા. ૧૩-૯-૪૭

( સહી ) કરુણાશંકર મો વ્યાસ
મંત્રી, ચાણસ્મા મહાલ પુ. મંડળ

## મહેસાણા પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

ઉપરોક્ત મંડળની વાર્ષિક સભા તા. ૧૧-૯-૪૭ને વાર રવિના રોજ સવારના ૯ વાગે, મંડળના પ્રમુખ શ્રી. કાનજીભાઇ શિવાભાઇ પટેલના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. આ સભામાં જે તે મહાલોના પ્રતિનિધિઓ ઉપરાંત વ. રા. પુ. મં. ના સભ્ય ( મહેસાણા પ્રાંત સહકારી બેંક લિ ના. મંત્રી ) શ્રી. જોઇતાભાઇ લા. પટેલ તથા વડોદરાથી પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. ઉમેદભાઇ સાહેબ અને રાજ્ય પ્રચારક શ્રી. વલ્લભભાઇ મૂ. પટેલની પણ હાજરી હતી. આ સભામાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતા

(૧) સન ૪૬-૪૭નું નિવેદન અને હિસાબ સર્વાનુમતે મંજૂર કરવામાં આવે છે.

(૨) સન ૪૭-૪૮નું નીચે પ્રમાણે અંદાજપત્રક મંજૂર કરવામા આવે છે.

| જ | ઉ |
| --- | --- |
| ૧૨૦) ફાળવણી | ૬૦૦) પ્રચારક ખાતે |
| ૫૩૦) વ. રા પુ મં ની પ્રાંત પ્રચારકખાતે મદદના | ૫૦) મંડળનો ખર્ચ |
| | ૨૦) મુસાફરી ખર્ચ |
| | ૧૫) પોસ્ટેજ |
| | ૧૫) કીરકોળ |
| ૬૫૦ | ૬૫૦ |

(૩) સન ૪૭-૪૮નુ નીચે પ્રમાણે વ્ય. મંડળ નીમવામાં આવે છે·

| | |
|---|---|
| પ્રમુખ : શ્રી. કાનજીભાઇ શિવાભાઇ પટેલ | શ્રી. કરૂણાશંકર મો. વ્યાસ |
| મંત્રી : શ્રી. નાનજીભાઇ જે. પટેલ | શ્રી રણછોડભાઈ લાલજીભાઇ |
| સહમંત્રી . શ્રી. રતીલાલ ક ત્રિવેદી | શ્રી. અમૃતલાલ ગ આચાર્ય |
| સભ્યો : શ્રી રવિશંકર મ. ઠાકર | શ્રી. મૂળશંકર ન. જોશી |

(૪) હિસાબ તપાસનીશ તરીકે શ્રી. નાગરદાસ લક્ષ્મીદાસ પટેલની નિમણુંક કરવામા આવે છે.

(૫) જે શિક્ષકો પગારદાર ગ્રંથપાળ તરીકે કામ કરતા હોય તેવા શિક્ષકોને દર વર્ષે કેળવણી ખાતા તરફથી વ્યક્તિમત લખાપડી વધે છે, અને જ્યાં સુધી જેને તેને મજૂરી ન મળે ત્યા સુધી જે તે પુસ્તકાલયોનુ કામ શિથિલ બને છે, તેથી રાજ્યમા જે શિક્ષકો આ પ્રમાણે કામ કરતા હોય એવાઓની એક યાદી પુસ્તકાલય ખાતા તરફથી મેળવી તેમને એકસહ મજૂરી આપવા આ સભા કેળવણી ખાતાને વિનંતિ કરે છે.

આ ઠરાવની એક નકલ કેળવણી ખાતા તરફ અને બીજી પુસ્તકાલય ખાતા તરફ મોકલવાનું ઠરાવવામા આવે છે.

(૬) દરેક મહાલ મંડળોને આ સભા આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે, દરેક મહાલે વિદ્યાર્થીઓ માટે શિષ્ટવાચનની પરીક્ષા રાખવી અને મંત્રી ભાઇઓનું એક સંમેલન ભરવાની તજવીજ કરવી.

---

# ૩. નવસારી પ્રાંત પુ. મં.નો વાર્ષિક હેવાલ તથા હિસાબ

## સને ૧૯૪૬–૪૭

**સ્થાપના અને ઉદ્દેશ**

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના છેલ્લા બંધારણને અનુસરીને સને ૧૯૩૦–૩૧ માં આ મડળની સ્થાપના કરવામાં આવી છે. અને તેના ઉદ્દેશો રાજ્ય પુસ્તકાલય મંડળનો જે ઉદ્દેશ છે તે ઉદ્દેશને પોતાના પ્રાંત પૂરતો અમલમા મૂકવો તે છે.

**વસ્તી**

નવસારી પ્રાતની છેલ્લી વસ્તી ગણત્રી પ્રમાણે પુરૂષો ૨૩૬૫૮૮ ને સ્ત્રીઓ ૨૨૯૩૨૭ મળી કુલ ૪૬૫૯૧૫ ની છે ને તેમાં પલસાણા, કામરેજ, ગણદેવી અને નવસારી આ ચાર મહાલો ઉજળીઆત વસ્તીવાળા છે. અને તે ચારે મહાલોમા શાળાવાળા દરેક ગામે પુસ્તકાલયો ઉઘડી ગયા છે. માંગરોળ, મહુવા, સોનગઢ, વ્યારા, એ ચાર મહાલોમા રાનીપરજ ભાઇઓની વસ્તી વધુ છે. એમાં માંગરોળ મહાલમાં શાળાવાળા તમામ ગામે પુસ્તકાલયો છે. પણ બાકીના મહાલોમાં લોકો આર્થિક સ્થિતિ ન હોવાના કારણે હજુ શાળાવાળાં કેટલાંક ગામે પુસ્તકાલય ઉઘડી શકયાં નથી ચાલુ સાલે આ મહાતોના શાળાવાળા ૫ ગામોએ હીરકનિધિના ફંડમાંથી મદદ આપી નવીન પુસ્તકાલય ઉઘાડયા છે.

## મહાલ મંડળનું કાર્ય

રાજ્ય પુસ્તકાલય મંડળના ઉદ્દેશો પ્રમાણે નવસારી પ્રાંતના સોનગઢ મહાલ સિવાય દરેક મહાલે મહાલ પુસ્તકાલય મંડળો સ્થપાઈ ચુક્યા છે અને તે દરેક, પુસ્તકાલયોની ઉન્નતિ માટેના કંઈ ને કંઈ કાર્યો કરતાં થઈ ગયા છે પણ નિયમિત અને સંગઠિત કાર્ય થવું જોઈએ તે થતું નથી તે દિલગીર થવા જેવું છે. આશા છે કે પ્રાંતના દરેક મહાલ મંડળના મંત્રીભાઈઓ નીચેનાં કામો આ વર્ષે જરૂર કરશે.

૧ જે વર્ષે રાજ્ય વા પ્રાંત પરિષદ ભરાય એ સિવાયના દરેક વર્ષે મહાલ પરિષદ ભરે.

૨ દર વર્ષે વિદ્યાર્થી માટેની શિષ્ટ વાચનની પરીક્ષા રાખે

૩ રાજ્ય પુ. મંડળ તરફથી લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાનો દરેક જૂથ મંડળો પર સૂચના કાઢી પ્રચાર કરે અને ઉમેદવારો ઉભા કરે તથા પરીક્ષાના પુસ્તકોની માગણી આવે તો તે પુરી પાડવાની તજવીજ કરે.

૪ શાળાવાળા પુસ્તકાલય વગરના ગામે પુસ્તકાલય ઉઘાડવા તજવીજ કરે.

૫ જૂથ મંડળને જાગૃત કરે, તેની વાર્ષિક સભાઓ ભરાવે, તથા કરવાના કામોનું વખતોવખત સૂચન કરે.

૬ જૂથ મંડળો દ્વારા જૂથના એકેએક પુસ્તકાલયની તપાસણી કરાવે.

૭ દર વર્ષ મહાલની વાર્ષિક સભાઓ ભરે અને હેવાલ હિસાબ રજુ કરે તથા નવા વર્ષનો કાર્યક્રમ વિચારે અને સર્વ હકીકત પ્રાંત તથા રાજ્ય મંડળ તરફ મોકલી આપે.

૮ પોતાના મહાલનાં પુસ્તકાલયોને, લગ્ન, મરણ તથા બીજા શુભ અવસરોએ ફંડો ભેગા કરવાની અને વર્ષોવર્ષ આ રકમો મળે એવો વહીવટ દાખલ કરવાની સમજ આપે. રાજ્ય પુસ્તકાલયના ઉદ્દેશ પ્રમાણે જૂથ મંડળો પણ એકેએક મહાલમાં સ્થપાઈ ગયા છે. પણ હજુસુધી નિયમિત તો શું પણ સામાન્ય રીતે કામ કરતાં થયાં નથી એ બદલ ખૂબજ દિલગીર થવા જેવું છે. જૂથ મંડળો જ્યાં સુધી કામ કરતાં ન થઈ જાય ત્યા સુધી આપણે ગામડાના પુસ્તકાલયોને આપણો અવાજ સંભળાવી શકવાના નથી સહકારથી મળતા લાભો આપી શકવાના નથી જેથી પ્રાંતના દરેક મહાલ મંડળને આ વર્ષે જૂથ મંડળો ખીલવવાનું કામ પણ ઉપાડી લેવા અમે આગ્રહભરી વિનંતિ કરીએ છીએ

## પ્રાંતમાં મકાનવાળાં તથા ગ્રુ. વ. સો. વાળાં પુસ્તકાલયો

પ્રાંતમાં મકાનવાળા પુસ્તકાલયો ૩૭ છે. અને ગ્રુ. વ. સો. મા નોધાયલા ૬૭ છે નવસારી મહાલના આમલી ગામેથી મકાન માટે લોકમદદના રા. ૧૦૦૦ અંકે એક હજાર ખાતામા જમા કરાવેલા ને સરકાર પંચાયત મદદ માટે માગણી કરેલી, પણ પુસ્તકાલય ખાતાના મે. રા. રા. મદદનીશ વ્યવસ્થાપકની છેલ્લી તપાસણી વખતે તેઓ સાહેબે જણાવ્યું કે " મકાન માટે સરકાર પંચાયત મદદ દશ બાર વર્ષ સુધી મળે તેમ નથી. માટે ખાતામાં મૂકેલી મકાન માટેની લોકમદદની રકમ પરત મંગાવી સારૂ વ્યાજ ઉપજે

તેમા રોકો. " આથી લોકો નિરાશ થઇ ગયા છે તવડી ગામે પણ લોકમદદની રકમ તૈયાર છે. પુસ્તકાલય ખાતાના વડા અધિકારી સાહેબને નમ્રતાપૂર્વક વિનંતિ છે કે ચાલુ સાલના બજેટમા શ્રી. મહારાજા સાહેબ પાસે અગર કાઉન્સિલમા મકાનો માટે રકમ મંજુર કરાવવાનો પ્રયાસ કરે, કે જેથી પુસ્તકાલયોનાં સ્થાયી મકાન બંધાઇ જ્ઞાનપરબ ચાલુ રહે. અને વાચનને વધુ વેગ મળે.

## શિષ્ટવાચનની પરીક્ષાઓ

આ સાલ કામરેજ મહાલ મંડળ તરફથી વિદ્યાર્થીઓ માટે " ૐમગોષ્ટી " પુસ્તકની પરીક્ષા રાખવામાં આવી હતી તેમા ૧૨૨ ઉમેદવારો બેઠા હતા અને ૮૫ ઉત્તીર્ણ થએલા હતા. તે બધાઓને રૂ. ૩૪–૧૦–૦ ના ઇનામો આપ્યા હતા. કઠોર કસ્બાના એક સજ્જન ભાઇએ રૂ. ૧૦ ઇનામ માટે આપ્યા હતા. તેવી જ રીતે નવસારી મહાલ તરફથી " ગુજરાતના સેવકો "ના પુસ્તકની પરીક્ષા રાખી હતી. તેમા ૧૫૦ બહેનો તથા ભાઇઓએ લાભ લીધો હતો. તેમાંના ઉત્તીર્ણ થએલાઓને **દીવાળી પછી મહાલ પરિષદ ભરાવાની** છે તે વખતે ઇનામો વહેચી આપવા પ્રબધ કરેલ છે. બીજા મહાલના મંત્રીઓ શિષ્ટવાચનની પરીક્ષા પોતાને ત્યા રાખી વાચનનો પ્રચાર કરશે એવી આશા છે.

## પગારદાર અને માનદ પ્રચારકો

વડોદરા તથા નવસારી પ્રાત પ્રચારક શ્રી. છમનભાઇ મથુરભાઇ પટેલે આ વર્ષે પણ ઘણા ઉત્સાહથી તા ૧–૪–૪૭ થી તા. ૩૧–૭–૪૭ સુધી પલસાણા મહાલનાં ૩૧, નવસારી મહાલનાં ૧, મહુવા મહાલના ૨૮, કામરેજ મહાલના ૨૧, વ્યારા મહાલના ૨૨ મળી કુલ ૧૦૩ પુસ્તકાલયોનુ વર્ગીકરણ તથા હિસાબી કામ વગેરે તપાસી જરૂરી સુચનાઓ દરેક મંત્રીઓને આપી હતી. માનદ પ્રચારકોમાં ગણદેવી મહાલે શ્રી. મણિભાઇ લાલભાઇ દેશાઇ તથા નવસારી મહાલમાં શ્રી શંકરલાલ નાથજીભાઇ દવેએ પુસ્તકાલયોની તપાસણી કરી હતી બીજા મહાલના મત્રીઓ પણ પોતાની સેવા આપી પુસ્તકાલયને વ્યવસ્થિત કરવા પ્રયત્ન કરશે. એવી આશા છે.

## પુસ્તકાલયપર્વણી

ગામડાના લોકોને પુસ્તકાલયમા રસ લેતા કરવામા આ પર્વણીદિન ઉજવવાની ખાસ જરૂર છે. આ વર્ષે પણ પ્રાતના ઘણાખરા ગ્રામ પુસ્તકાલયોમા તેમજ નવસારી કસ્બામા શ્રી. મહારાણી શાતાદેવી મહિલા બાળ પુસ્તકાલયમા આ દિન ઉજવવામા આવ્યો હતો. દરેક જૂથ મંડળના મંત્રીઓ પોતાના જૂથના પુસ્તકાલયવાળા ગામોએ આ પર્વણી-દિન ઉજવવા જરૂર પ્રયાસ કરશે અને જનતાને વાચનનો લાભ સમજાવશે

## પ્રાંત તથા મહાલ મંડળની ફાળવણી

આ વર્ષે નીચે પ્રમાણે રાજ્ય પુ. મડળ તરફથી ફાળવણી મળી છે અને તે જે તે મહાલોને મોકલી આપી છે.

| | રૂા. આ. પા | | રૂા. આ પા. |
|---|---|---|---|
| નવસારી પ્રાંત પુ. મંડળ | ૪૯–૮–૦ | મહુવા મ. પુ. મડળ | ૧૩–૮–૦ |
| નવસારી મહાલ પુ. મંડળ | ૩૪–૫–૦ | માંગરોળ મ. પુ મડળ | ૧૪-૧૦-૦ |
| કામરેજ મ. પુ. મ ડળ | ૨૯–૪–૦ | વ્યારા મ. પુ મંડળ | ૧૦-૧૧-૦ |
| ગણદેવી મ. પુ મંડળ | ૨૩–૧–૦ | સોનગઢ મ પુ. મંડળ | ૩–૬–૦ |
| પલસાણા મ. પુ. મંડળ | ૧૯-૧૧-૦ | | ૧૯૮–૦–૦ |

આ વર્ષે પલસાણા, કામરેજ, નવસારી ગણદેવી આ ચાર મહાલ મડળોના હિસાબ હેવાલ મળ્યા છે બાકીના મહાલોને સત્વરે મોકલી આપવા વિનંતિ છે.

**આભાર**

વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબોનો, રાજ્ય પુસ્તકાલય મંડળના મંત્રીઓનો, નવસારી પ્રાંત શાળાધિકારી સાહેબનો, તેમ જ દરેક મહાલના મહાલ શાળાધિકારીઓનો અને પ્રમુખ તરીકે રહીને બજાવેલી પોતાની ફરજ બદલ રા. રા. કસનજી દયાળજી દેશાઇનો, પોતાના મહાલમાં સેવાવૃત્તિથી પુસ્તકાલયની તપાસણી કરવા બદલ માનદ પ્રચારક ભાઇઓનો આ સિવાય એક યા બીજી રીતે જે જે ભાઇઓએ મદદ આપી છે તે સર્વનો અંતઃકરણપૂર્વક આભાર માનવામાં આવે છે.

## સન ૧૯૪૬-૧૯૪૭ નો હિસાબ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૭–૭–૮ | શ્રી પુરાંત બાકી | ૧૪૮–૮–૦ | મહાલ મંડળને તેમની ફાળવણીના અદા કર્યા |
| ૧૯૮–૦–૦ | વ. રા. પુ. મં. તરફથી મહાલ તથા પ્રાંતના વાર્ષિક ફાળાના | ૩૩૫-૧૧-૩ | પ્રાંત પ્રચારકને માસ ચારનો પગાર, મોંઘવારી ભથ્થુ ભાડું પ્રો. ફંડ વિગેરેના આપ્યા |
| ૨૭૫–૦–૦ | વ. રા. પુ. મ. તરફથી પ્રચારકના પગાર માટેના | ૪-૧૫-૦ | મુસાફરી ખર્ચ ખાતે |
| ૯-૧૨-૦ | શ્રી. છગનભાઇ મ. પટેલના પ્રો. ફંડના | ૯–૮–૮ | કન્ટીજન્ટ ખર્ચ ખાતે |
| | | ૯-૧૨-૦ | વડોદરા રા. પુ મંડળને છગનભાઇના પ્રો. ફંડના મોકલ્યા તે |
| ૫૧૦–૩–૮ | | ૫૦૮–૬–૧૧ | |
| | | ૧-૧૨-૯ | શ્રી જણસે બાકી |
| | | ૫૧૦–૩–૮ | |

## નવસારી પ્રાંત પુ૦ મંડળની વાર્ષિક સભા

ઉપરોક્ત મંડળની વાર્ષિક સભા તા. ૭-૯-૪૭ ને વાર રવિના રોજ બપોરના ત્રણ વાગે શ્રી સયાજી વૈભવ પુસ્તકાલયમાં, શ્રી. કસનાજી દયાળજી દેસાઇના પ્રમુખસ્થાને

ભરાઇ હતી. જેમાં નવસારી, પલસાણા, કામરેજ એ મહાલોના પ્રતિનિધિઓ ઉપરાંત, વડોદરાથી રાજ્ય પ્રચારક શ્રી. વલ્લભભાઇની પણ હાજરી હતી.

શરૂઆતમાં વડોદરાથી પુ. ખાતાના મદદનીશ વ્યવસ્થાપક સાહેબ શ્રી. ઉમેદભાઇ તથા વડોદરા રાજ્ય પુ મંડળના સહમંત્રી શ્રી. ચોકસીના આવેલા સંદેશા વાંચી સંભળાવ્યાં બાદ નીચે પ્રમાણેના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા

૧ સન ૪૬–૪૭ નો અહેવાલ તથા હિસાબ સર્વાનુમતે મંજૂર કરવામાં આવે છે.

૨ સન ૪૭–૪૮ નીચે પ્રમાણે અંદાજ મંજૂર કરવામાં આવે છે

| જમા | ખર્ચ |
|---|---|
| ૧–૧૨–૯ શિલક | ૩૫૦– ૦–૦ પ્રાંત પ્રચારકના પગાર ખાતે |
| ૫૦– ૦–૦ રા. પુ. મં. તરફથી પ્રાંત મંડળના ફાળાના. | ૩૦– ૦–૦ મુસાફરી ખર્ચ ખાતે |
| ૩૫૦– ૦–૦ રા. પુ મં. તરફથી પ્રાંત પ્રચારક ખાતે મદદના. | ૨૧–૧૨–૯ કંટીજંટ ખાતે |
| ૪૦૧–૧૨–૯ | ૪૦૧–૧૨–૯ |

૩ સન ૪૭–૪૮ માટે નીચે પ્રમાણેનું વ્યવસ્થાપક મંડળ ચૂંટવામાં આવે છે.

પ્રમુખ —શ્રી. કસનજી દયાળજી દેસાઇ, મંત્રી —શ્રી રાજેન્દ્રપ્રસાદ જ. મજમુદાર.

સભાસદો—ગણદેવી, નવસારી, પલસાણા અને કામરેજ મહાલ મંડળના મંત્રીઓ ઉપરાંત વડોદરા રાજ્ય પુ. મંડળની વ્ય. મં. ના સભ્ય શ્રી ગણદેવીઆ.

૪ વડોદરા અને નવસારી પ્રાંત વચ્ચે એક પગારદાર પ્રચારક રોકવાની યોજના હાલ ચાલુ છે. તે ચાલુ રાખવા તથા તેના પગારખર્ચ માટે રૂા. ૩૫૦) સુધીની, પ્રાંત મંડળને મદદ આપવા આ સભા રા. પુ. મંડળને વિનંતિ કરે છે.

૫ મહાલ મંડળોએ પોતાના મહાલના એકેએક પુસ્તકાલયનું બજેટ અને તેવી કાળજી રાખવા તથા તે પુસ્તકાલયોનું વાર્ષિક નિવેદન ખાતા તરફ ન મોકલી આપ્યું હોય તો તે મોકલી આપવા આ સભા જે તે મહાલ મંડળોના મંત્રીઓને વિનંતિ કરે છે.

૬ પ્રાંતમાં શિક્ષણવર્ગ ભરવાની જરૂર છે, પણ રેશનિંગને લીધે એ વર્ગ ભરવાનું હાલ મુશ્કેલી ભર્યું છે, છતાં મહુવા મહાલ પુ. મંડળ, રેશનિંગ પૂરું પાડવાનો તજવીજ કરી શકતું હોય તો અનાવલ ગામે વર્ગ ભરવાનું ઠરાવવામાં આવે છે.

૭ કાગળની અસહ્ય મોંઘવારીના કારણે મોકુફ રહેલી વિદ્યાર્થીઓ માટેની શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના નવસારી અને કામરેજ મહાલે ફરી શરૂ કરેલી છે. તેવી જ રીતે બીજા મહાલોના મંત્રીઓને પણ, વિદ્યાર્થીઓ માટે શિ. વાચનની પરીક્ષા લેવા તથા વ. રા. પુ. મં. તરફથી મોટાઓ માટે લેવાતી પરીક્ષાનો પોતાના મહાલમાં લાભ લેવડાવવા આ સભા ભલામણ કરે છે.

૮ પુસ્તકાલયોમાના પુસ્તકો વંચાય તેમા જ પુસ્તકાલયની સાર્થકતા રહેલી છે તેથી

વાચનપ્રચાર જેમ બને તેમ વધારવાની તેમ જ એ હેતુની સિદ્ધિ માટે રા. પુ. મં. ની યોજના પ્રમાણે ગ્રામ વાચક મંડળોની સ્થાપના કરવાની પ્રાતના જે તે પુસ્તકાલયોને ભલામણ કરવામા આવે છે.

૮ સદ્દગત રાજરત્ન શ્રી કનૈયાલાલ જ. મજમુદારે આ મંડળના શરૂઆતથી પ્રમુખ તરીકે રહી સારી સેવા બજાવી છે તેઓશ્રી દિલ્હી લોકસભામાં આપણા રાજ્ય તરફથી પ્રતિનિધિ તરીકે જતા, બીના સ્ટેશને ટ્રેનમાં આગના અકસ્માતથી ગુજરી જવા બદલ આ સભા દીલગીરી જાહેર કરે છે. પ્રભુ તેમના આત્માને શાંતિ અપી એવી પ્રાર્થના કરવામાં આવે છે. આ ઠરાવની નકલ સદ્દગતના કુટુંબીજનો ઉપર મોકલી આપવા મંત્રીને સત્તા આપવામાં આવે છે.

૯ વડોદરા રા પુ. મંડળમાં સદ્દગત રાજરત્ન શ્રી. કનૈયાલાલ જ. મજમુદારની ખાલી જગો પતસાણાના શ્રી. રણછોડજી લલ્લુભાઇ દેસાઇથી પૂરવાની, રા. પુ. મંડળને ભલામણ કરવામાં આવે છે.

૧૦ આજની સભાના પ્રમુખ સાહેબે, સભાનું કામ પાર પાડી પોતાના કિંમતી વખતનો ભોગ આપ્યો છે તે માટે તેમનો આભાર માનવામા આવે છે

---

# ૯. અમરેલી પ્રાં. પુ. મં.નો વાર્ષિક અહેવાલ તથા હિસાબ

## સને ૧૯૪૬–૪૭

**સ્થાપના અને ઉદ્દેશ**

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના બંધારણને અનુસરીને સને ૧૯૩૦–૩૧ થી આ મંડળની સ્થાપના કરવામા આવી છે અને તેનો ઉદ્દેશો રાજ્ય પુસ્તકાલય મંડળના જે ઉદ્દેશો છે તે ઉદ્દેશોને પોતાના પ્રાંત પૂરતા અમલમાં મૂકવાનો છે.

**મંડળનું કાર્ય**

મહાલ અને જૂથમંડળો રાજ્ય પુસ્તકાલય મંડળો સ્થપાઇ ચૂકયા છે અને દરેક કંઇ ને કંઇ કામ કરતા પણ થઇ ગયાં છે, પણ કાર્યની ગતિમંદ છે. આ માટે આશા છે કે પ્રાતના દરેક મહાલ મંડળની યોજના પ્રમાણે નીચેના કાર્યો દરવર્ષે કરશે જ.

(૧) જે વરસમાં રાજ્ય અને પ્રાત પરિષદ ભરાય તે સિવાયના દરેક વર્ષે મહાલ પરિષદ ભરે.

(૨) દરવર્ષે વિદ્યાર્થીઓ માટેની શિષ્ટવાચનની એક પરીક્ષાનો લાભ જરૂર લે.

(૩) રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મોટાઓ માટે લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાની દરેક મંડળ ઉપર સૂચના કાઢી પ્રચાર કરે અને ઉમેદવારો ઉભા કરે, અને પરીક્ષાના પુસ્તકોની માગણી આવે તો તે પૂરી પાડવાની તજવીજ કરે.

(૪) શાળાવાળા પરંતુ પુસ્તકાલય વગરના ગામોએ પુસ્તકાલયો સ્થાપવા પ્રયત્ન કરે.

(૫) જૂથમંડળો દ્વારા એકેએક પુસ્તકાલયની તપાસણી કરાવે
(૬) જૂથમંડળોને જાગૃત કરે, તેમની વાર્ષિક સભા ભરાવે તથા કરવાના કામોનું વખતોવખત સૂચન કરે.
(૭) દરવર્ષે મહાલની વાર્ષિક સભા ભરે અને અહેવાલ અને હિસાબ રજુ કરે તથા નવા વર્ષનો કાર્યક્રમ વિચારે અને સર્વ હકીકત પ્રાંત પુ મંડળ તથા રાજ્ય પુ મંડળ તરફ મોકલી આપે.

ઉપર બતાવેલ હકીકત પૈકી જૂથ મંડળો નિયમિત રીતે કામ કરતાં થયા છે, અને આપેલી સૂચનાનો અમલ કરતા થશે એવી આશા અસ્થાને નથી દરેક જૂથ મંડળોએ પોતાની સભા ભરી છે એમ મહાલ મંડળની સભા વખતે જણાયુ છે. દરેકે પોતાના બજેટ અને નિવેદનો મોકલી- આપ્યા હશે ન મોકલ્યાં હોય તો તેમણે તપાસ કરી મોકલી આપવા.

પ્રાંત અને મહાલ મંડળોને પોતાની પ્રવૃત્તિઓને અંગે થતા ખર્ચને પહોચી વળવા સારૂ રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી ફાળવણી મળે છે તે ફાળવણી નિવેદનના વર્ષમાં રૂા. ૧૦૮-૧૨-૦ મળી હતી જેની ફાળવણી નીચે પ્રમાણે છે —

| | | | |
|---|---|---|---|
| અમરેલી પ્રાંત પુ. મંડળ | ૨૭- ૩-૦ | દામનગર મહાલ પુ. મંડળ | ૧૨-૧૫-૦ |
| અમરેલી મહાલ પુ. મંડળ | ૩૬- ૯-૦ | ધારી મહાલ પુ મંડળ | ૧૪-૧૦-૦ |
| કોડીનાર મહાલ પુ. મંડળ | ૧૦-૧૧-૦ | રતનપુર મહાલ પુ. મંડળ | ૩- ૬-૦ |
| ખાંભા મહાલ પુ. મંડળ | | કુલ એકંદર | ૧૦૮-૧૨-૦ |

## પુસ્તકાલય પર્વણી

દર સાલ મુજબ ચાલુ સાલે પણ પુસ્તકાલયપર્વણી ઉજવવામાં આવી હતી.
(૧) આપ સૌને ખાસ વિનંતિ કે બજેટ બનાવતી વખતે સહકારી ધોરણે બજેટ બનાવવાની બાબત ખાસ લક્ષમાં રાખશો.
(૨) મે. રા. રા. અમરેલી પ્રાંત શાળાધિકારી સાહેબે જુદે જુદે ગામડે ફેરણી વખતે પુસ્તકાલયો તરફ ખાસ લક્ષ આપી સલાહ અને સૂચના આપી છે તે માટે તેઓ સાહેબનો આભાર માનવામા આવે છે.
(૩) ઘણા વખત પહેલાં અમરેલી પ્રાંત પુસ્તકાલય પરિષદ ચલાલા મુકામે ભરેલી હતી તે પછી ભરાઇ નથી અને તેને માટે અમારા પ્રયત્નો ચાલુ છે.
(૪) અમોને વખતોવખત સલાહ અને સૂચના આપવા બદલ પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળોના મંત્રીઓ, પ્રાંત પુસ્તકાલય મંડળના પ્રમુખ, પ્રાંત શાળાધિકારી સાહેબ અને અન્ય ગૃહસ્થો જેઓ મંડળમા રસ લઇ રહ્યા છે તેઓ સૌનો અંતઃકરણપૂર્વક આભાર માનવામા આવે છે.
(૫) હાલમાં પ્રાંત પ્રચારક નહિ હોવાના કારણે પુસ્તકાલયોની તપાસણી થઇ શકી નથી તેથી જે તે જૂથ મંડળોએ પોતાના જૂથના દરેક પુસ્તકાલયો તપાસવા વિનંતિ કરવામા આવે છે.

(૬) આપણા શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડ મહારાજા સાહેબ આ પ્રવૃત્તિઓના વિકાસમાં ઉંડો રસ લે છે તે આપણા અહોભાગ્યના ચિહ્ન છે.

આ વરસમા જે કામ થયું છે તે આપ જોઇ શક્યા છો. આપણે ઇચ્છીએ છીએ કે આવતે વરસે કાંઇક સવિશેષ સક્રિય કામ કરી શકીએ તેટલું ઇચ્છી આ નિવેદન પૂર્ણ કરીએ છીએ

હં. વી. ભદ્રેશ્વરા
માનદ મંત્રી
અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળ.

તા. ૨૧-૯-૧૯૪૭

સદરહુ નિવેદન અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળ સભાના ઠ. નં. ૨ તા. ૨૧-૯-૪૭ થી મંજુર કરવામાં આવે છે.

હ. ના. પટેલ
પ્રમુખ,
અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળ.

તા. ૨૧-૯-૪૭.

## સને ૧૯૪૬-૪૭ સાલનું ઉત્પન્ન ખર્ચ

| જ | ઉ |
| --- | --- |
| ઉત્પન્ન | ખર્ચ |
| ૨૭-૩-૦ પ્રાંત પુ. મંડળની સને ૪૬-૪૭ સાલની ફાળવણી | ૨-૧૨-૦ સ્વામત ખર્ચના |
| | ૮-૯-૦ કંટીજન્ટના |
| ૦-૫-૦ વ્યાજના | ૨-૮-૦ બોનસના |
| ૨૭-૮-૦ કુલ ઉત્પન્ન | ૧૩-૧૩-૦ કુલ ખર્ચ |
| ૨૭-૮-૦ | ૧૩-૧૧-૦ બચત |
| | ૨૭-૮-૦ કુલ એકંદર |

## સને ૧૯૪૬-૪૭ સાલ આખરે પ્રાંત પુસ્તકાલય મંડળનુ દેવું લેણું

| જ | ઉ |
| --- | --- |
| દેવું | લેણું |
| ૨૮-૦-૦ અમરેલી મહાલ મંડળ ખાતે | ૨-૧-૦ અમરેલી સા. પુ ખાતે |
| ૩-૦-૦ પુસ્તકાલયનું સારૂ કામ કરનારને આપવાના ઈનામ ખાતે | ૨૨-૭-૦ ફોર્મ ખાતે |
| | ૧૪૬-૧૦-૧ એની પેઢી ચાલુ થાપણ ખાતે |
| ૮૧-૯-૦ મહાલ મંડળોને ફાળવણી દેવાની બાકી ખાતે | ૧૭૧-૨-૧ કુલ લેણુ |
| ૪૫-૬-૬ બચત ખાતે (પાછલી સાલે) | ૦-૮-૫ હાથની સિલક |
| ૧૦-૧૧-૦ ચાલુ સાલની (૧૯૪૬-૪૭) | ૧૭૧-૧૦-૬ કુલ એકંદર |
| ૧૭૧-૧૦-૬ કુલ એકંદર દેવુ | |

હંસરાજ વી. ભદ્રેશ્વરા
મંત્રી, પ્રાં. પુ મંડળ

## અમરેલી પ્રાંત પુસ્તકાલય મંડળની વાર્ષિક સભા

ઉપરોક્ત મંડળની વાર્ષિક સભા તા. ૨૧–૯–૪૭ ને વાર રવિના રોજ મે. રા. રા. અમરેલી પ્રાંત કેળવણી અધિકારી શ્રી. હરિભાઈ નારણભાઈ પટેલ સાહેબના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી તેમા પ્રમુખશ્રી ઉપરાંત અમરેલી, ખાંભા, ધારી અને દામનગર મહાલના પ્રતિનિધિઓની હાજરી પણ હતી. આ સભામાં નીચે પ્રમાણે ઠરાવો કરવામાં આવ્યા હતા.

૧ સન ૪૬–૪૭ નું વાર્ષિક નિવેદન તથા જમા ઉધારનું સરવૈયું, ઉત્પન્ન ખર્ચ વગેરેનો હિસાબ વંચાણમાં લીધો તે મંજૂર કરવામાં આવે છે.

૨ સન ૪૭–૪૮ ની સાલ માટે વ્યવસ્થાપક મંડળ નીચે પ્રમાણે ચૂંટવામાં આવે છે

પ્રમુખ—રાજરત્ન શ્રી. મોહનલાલ વીરજીભાઈ પટેલ

ઉપપ્રમુખ.—શ્રી. હરિભાઈ નારણભાઈ પટેલ, ( અમરેલી પ્રાંત કેળવણી અધિકારી )

| | |
|---|---|
| મંત્રી —શ્રી. શોભરાજ માધવજી મકવાણા | શ્રી લાભશંકર આણંદજી, ધારી |
| શ્રી. હંસરાજ વીરજી ભદ્રેશ્વરા | શ્રી. ભગવાનજી કરસનજી બલદાણીઆ, ખાંભા |
| સભ્યો —શ્રી. જન્મશંકર પ્રભુજી, કોડીનાર | શ્રી. હરિલાલ માધવજી, રતનપુર |
| શ્રી. દામોદર માધવજી, દામનગર | શ્રી. ભાનુશંકર મણિશંકર ઠાકર, અમરેલી |

૩ સન '૪૭–૪૮ ની સાલનું અંદાજ નીચે પ્રમાણે મંજૂર કરવામાં આવે છે.

| ઉત્પન્ન | ખર્ચ |
|---|---|
| ૨૭ રા. પુ. મં. તરફથી કાળવણીના | ૨૧૦ પ્રાંત પ્રચારકના પગારના |
| ૨૦૦ રા. પુ. મં. તરફથી પ્રાંત પ્રચારક માટે મદદના | ૬ સા. પુ ના મંત્રપાલને બોનસન |
| | ૧૧ સ્વાગત તથા કંટીજન્ટ ખર્ચ |
| ૨૨૭ | ૨૨૭ |

૪ મહેસાણા અને અમરેલી પ્રાંત ખાતે હાલમાં પ્રાંત પ્રચારકની જગો ખાલી પડેલી છે. જો આ જગો પૂરવામાં આવે તો પ્રાંતનાં પુસ્તકાલયોની પ્રગતિને ટેકો મળે તેમ છે. તેથી આ જગો પૂરવા માટે રાજ્ય પુસ્તકાલય મંડળને ભલામણ કરવાનું ઠરાવવામાં આવે છે

૫ હાલમાં ઘણા વખતથી શિષ્ટ વાચનની પરીક્ષા મહાલ મંડળો તરફથી લેવાનું બંધ છે. કારણ કે કાગળની ઘણી મોંઘવારી તથા કંટ્રોલને અંગે મુશ્કેલી હતી. હવે થોડા પ્રમાણમાં કાગળ મળતો થયો હોવાથી મહાલ મંડળોને શિષ્ટ વાચનની પરીક્ષાની યોજના શરૂ કરવા તથા રાજ્ય પુ મંડળ તરફથી પરીક્ષાનો લાભ લેવા–લેવરાવવા આ સભા ભલામણ કરે છે

૬ અમરેલી પ્રાંત પુસ્તકાલય પરિષદ ભરવા બાબત એવું ઠરાવવામાં આવે છે કે, હાલની દેશની ખરાબ પરિસ્થિતિ તથા રેલ્વેની અનિયમિતતાને કારણે સંજોગો સુધરતા સુધી અમરેલી પ્રાંત પુસ્તકાલય પરિષદ ભરવાનું મુલતવી રાખવું.

[ સંધિપત્ર પૃ ૧૮૧ને છેડે ]



## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો

૧ **તણખા** ( મંડળ ચોથું )—નવી આવૃત્તિ—લેખક શ્રી. ધૂમકેતુ; મૂલ્ય રૂા. ૪-૦-૦
૨ **વીરધર્મની વાતો**—લેખક. શ્રી જયભિખ્ખુ, મૂલ્ય રૂા. ૨-૮-૦
૩ **અખંડ જોડી**—લેખક શ્રી. ગજાનન વિ. જોષી; મૂલ્ય રૂા. ૧-૮-૦
૪ **કીર્ત્તિમંદિર**—લેખિકા : કીર્તિદા દીવાનજી.
૫ **તુલસીદાસ**—લખનાર કીર્તિદા દીવાનજી; મૂલ્ય ૦-૬-૦
૬ **વિદ્યાર્થી વાચનમાળા**—શ્રેણી પહેલી-(૧) શ્રીરામ, (૨) શ્રીકૃષ્ણ, (૩) ભગવાન બુદ્ધ, (૪) ભગવાન મહાવીર, (૫) વીર હનુમાન, (૬) ભડવીર ભીષ્મ, (૭) સતી દમયંતી, (૮) કચ-દેવયાની, (૯) સમ્રાટ અશોક, (૧૦) ચક્રવર્તી ચંદ્રગુપ્ત, (૧૧) રાજા ભર્તૃહરિ, (૧૨) સંત તુકારામ, (૧૩) ભક્ત સુરદાસ, (૧૪) નરસિંહ મહેતા, (૧૫) મીરાંબાઇ, (૧૬) શ્રી સહજાનંદ, (૧૭) શ્રી દયાનંદ સરસ્વતી, (૧૮) લોકમાન્ય ટીલક, (૧૯) મહાત્મા ગાંધી, (૨૦) રવીન્દ્રનાથ ટાગોર; લેખકો ક્રમાંક ૧, ૪, ૭, ૧૩, ૨૦ ના શ્રી. ધીરજલાલ ટો શાહ, ક્રમાંક ૨, ૩, ૫, ૬, ૧૦, ૧૧, ૧૪, ૧૫, ૧૮ ના લેખક શ્રી. બાલાભાઇ વીરચંદ દેસાઇ, ક્રમાંક ૮, ૧૭ ના લેખકઃ શ્રી. ચંદ્રશંકર મ. ભટ્ટ, તથા ક્રમાંકઃ ૧૬ ના લેખક શ્રી. મનુભાઇ જોધાણી. આખી શ્રેણીનું મૂલ્ય રૂા. ૩-૦-૦

## સંદેશ પ્રકાશન મંદિર-અમદાવાદનાં પુસ્તકો

૭ **દત્ત અને પરશુરામ**—લેખક મહારાજ શ્રી 'કૃષ્ણાત્મજ, મૂલ્ય રૂા. ૨-૮-૦
૮ **ચંદ બારોટ**—લેખક શ્રી મંજુલાલ સાકરલાલ દેસાઇ, મૂલ્ય રૂા. ૫-૮-૦
૯ **બ્રહ્મચર્યા**—સંપાદક અને અનુવાદકઃ શ્રી જયતિલાલ આચાર્ય, મૂલ્ય રૂા. ૧-૮-૦

## નવયુગ પુસ્તક ભંડાર-રાજકોટનાં પુસ્તકો

૧૦ **મસ્તફકીરનાં હાસ્ય મોતી**—લેખક " મસ્તફકીર "; મૂલ્ય રૂા ૩-૮-૦
૧૧ **સેનાપતિ**—લેખક શ્રી. ગુણવંતરાય આચાર્ય; મૂલ્ય રૂા ૪-૮-૦
૧૨ **સાહસિકા**—મૂળ લેખક શ્રી સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય; અનુવાદક શ્રી. રજનીકાન્ત ત્રિવેદી; મૂલ્ય રૂા. ૩-૮-૦
૧૩ **શ્રીમતી રૉય**—મૂળ લેખક. ઉપર પ્રમાણે; અનુવાદક. વૈદ્ય મોહનલાલ ચુનીલાલ ધામી; મૂલ્ય રૂા. ૩-૦-૦
૧૪ **પેપા ને લિંબોળી**—લેખક શ્રી. દેવશંકર મહેતા; મૂલ્ય રૂા. ૩-૮-૧

### ભારતી સાહિત્યસંઘ-અમદાવાદનાં પુસ્તકો

૧૫ સાથી—લેખકઃ શ્રી. રામનારાયણ નાગરદાસ પાઠક; મૂલ્ય રૂા. ૫–૦–૦
૧૬ સોહાગ—લેખક. ઉપર પ્રમાણે. મૂલ્ય રૂા ૨–૮–૦
૧૭ ટારઝન—અનુવાદકઃ શ્રી. મકરન્દ દવે; મૂલ્ય રૂા. ૪–૮–૦
૧૮ હિમાલયનું પર્યટન—લેખક શ્રી. હિંમતલાલ ચુનારા, મૂલ્ય રૂા. ૩–૦–૦
૧૯ ૧૮૫૭ અને જલિયાંવાલા—લેખક શ્રી. "દર્શક", મૂલ્ય રૂા. ૩–૦–૦
૨૦ મહાન વૈજ્ઞાનિકો—ખંડ ૧-લેખકોઃ ડૉ. સુરેશ મં. શેઠના; ડૉ. નરસિંહ મૂ. શાહ; મૂલ્ય ૧–૦–૦
૨૧ સીતા—( હિંદી ) લેખક શ્રી. નાનાભાઈ ભટ્ટ; મૂલ્ય રૂા. ૧–૪–૦

### ગાંડીવ સાહિત્ય મંદિર-સુરત તરફથી

૨૨ અલ્પાત્માનું આત્મપુરાણ—લેખક. શ્રી. જ્યોતીન્દ્ર દવે, મૂલ્ય રૂા. ૩–૦–૦

### આર. આર. શેઠની કું. મુંબઈ તરફથી

૨૩ પહાડનાં પુષ્પો પૂર્વાર્ધ—( નવી આવૃત્તિ )–લેખકઃ શ્રી. રમણલાલ વ. દેસાઈ; મૂલ્ય રૂા. ૨–૮–૦
૨૪ સારોદ્ધાર—( દ્વિતીય ખંડ )-લેખક ડૉ. શિવકુમાર ત્રિવેદી; મૂલ્ય ૦–૧૨–૦

### અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૨૫ ખેડૂત અને સહકાર—લેખક શ્રી. મણિલાલ હિરાલાલ શાહ; પ્રકાશકઃ સયાજી ગ્રામ વિકાસમાળા–વડોદરા મૂલ્ય રૂા. ૦–૪–૦
૨૬ બાળકો અને માતાઓની સંભાળ—સંપાદક તથા પ્રકાશક પ્રો સી. એન. વકીલ; ગુજરાત સંશોધન મંડળ, પ્રાપ્તિસ્થાનઃ એન. એમ. ત્રિપાઠીની કું. લિ. મુંબઈ. મૂલ્ય રૂા. ૦–૮–૦
૨૭ નિત્ય પ્રાર્થના—સંપાદક સ્વા. શ્રી. પ્રાણવ પરમાનંદ; પ્રકાશક કમળાશંકર પંડિત; વડોદરા. મૂલ્ય રૂા. ૨–૦–૦

---

[ અનુસંધાન પૃ. ૧૭૯નું ચાલુ ]

૭ એ પ્રાંત વચ્ચે એક પગારદાર પ્રચારકની યોજના ચાલુ રાખવા તથા પ્રાંત પ્રચારક ખાતે ખૂટતી રકમ રૂા. ૨૦૦ ની મદદ રા. પુ મંડળ તરફથી મળે તે માટે રા. પુ મં. ને વિનંતિ કરવામાં આવે છે

૮ સન ૪૬-૪૭ સાલના દેવા-લ્હેણાના હિસાબમાં અમરેલી સા. પુ. પાસે રૂા. ૨–૧–૦ લેણા નીકળે છે. તથા ફોર્મો ખાતે રૂા. ૨૨–૭–૦ લેણા બતાવેલા છે. આ બન્ને રકમો લાંબા વખતથી ખેંચાતી આવે છે. સા પુ. ના હિસાબમાં રૂા. ૨–૧–૦ ની દેવાની રકમ નીકળતી નથી તેથી આ બન્ને રકમો માંડી વાળવાનું ઠરાવવામાં આવે છે.

૯ આજની સભાનું કામકાજ પ્રમુખ સાહેબે બહુ જ શાંતિપૂર્વક કર્યું છે તે માટે તેઓશ્રીનો આભાર માનવામાં આવે છે

**પુસ્તક પરિચય**

૧ **વ્યાજનો વારસ**—લેખકઃ ચુનીલાલ મડિયા, પ્રાપ્તિસ્થાન જીવન સાહિત્ય મંદિર, મુંબઇ નં. ૨; સંવત ૨૦૦૨; ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૩૧૨; પૂઠું કાર્ડબોર્ડનું, કિંમત રૂા. ૪–૪–૦.

" સામાજિક નવલકથાના આ પુસ્તકમાં ગુજરાતના ભૂતકાલિન શરાફી અને એ અંગેની માહિતી અને ગર્ભશ્રીમંત ગુજરાતીઓના સમાજજીવનનો ચિતાર રસમય શૈલીમાં ગૂંથવામાં આવેલ છે. આભાશા નામના જૈન શાહુકારને મોટી વયે પુત્રની પ્રાપ્તિ થાય છે. એ પુત્ર વધારે પડતા લાડકોડને પરિણામે સ્વચ્છંદી બને છે અને ખરાબ સોબતીઓની દોરવણીથી અવળે રસ્તે ચઢી જાય છે. પડોશના ફળિયામાં રહેતા એક સંધી આસામીની છોકરી સાથે એને આડો વહેવાર બંધાય છે, જેને પરિણામે એ સંધી બાળા ગર્ભવતી બને છે. સંધી પાડોશીઓને એની જાણ થતાં તેઓ કાવતરૂં રચીને શેઠના પુત્ર રિખવનું ખુન કરી નાખે છે. સંધી બાળા પૂરે દિવસે પુત્રને જન્મ આપે છે અને તેને ત્યજી દે છે. એ બાળક ભાગ્યવશાત્ એક મહંતને હાથ ચઢી જાય છે અને સાધુઓની જમાતમાં જાય છે. આણી તરફ આભાશા શેઠ વારસના લોભે બીજી પરણે છે અને ઘરમાં કંઇ કંઇ કાવાદાવા શરૂ થાય છે. એ કાવાદાવાને પરિણામે આભાશા પોતે પોતાની માનીતી સગી બેને દીધેલ ઝેરના કારણે જાન ગુમાવે છે. સાધુની જમાતમા ઉછરેલો બાળક ભોગજોગે રિખવ શેઠની વિધવાની નજરે ચઢે છે અને તે એના દિલ પરના એના બાપના જેવા જ લીલા લાખાથી પરખાઇ જાય છે, અને એ રિખવ શેઠનો જ પુત્ર છે એવી સાબિતિઓ મળી જતા આભાશાના વારસદાર તરીકે સ્વીકારાય છે.

આ પ્રમાણે વાર્તાની વસ્તુ હોઇ તેની ગૂંથણી અને લખાણ શૈલિ એવી સુરમ્ય છે કે વાચકને એકી સપાટે પુસ્તક વાચી નાખવાનું મન થયા વગર નહિ રહે.

૨ **ત્રિપુટી**—લેખકઃ ગોવિંદભાઇ રા. અમીન, પ્રકાશક આર. આર. શેઠની કુંપની, મુંબાઇ નં. ૨; પ્રથમ આવૃત્તિ ૧૯૪૫; ક્રાઉન ૧૬ પેજી પૃ. ૧૭૮+૮=૧૮૬, પૂઠું કાર્ડ બોર્ડનું: કિં. ૨–૮–૦.

વાર્તાસંગ્રહના આ પુસ્તકમાં ' ત્રિપુટી ' ઉપરાંત બીજી પંદર ટૂંકી વાતો છે. વાર્તાઓનું વસ્તુ પ્રચલિત સામાજિક જીવનમાથી ઉપાડી લેવામાં આવ્યું છે, અને તે વાચકને હળવું વાચન પૂરૂં પાડી જરૂરજોગા બોધ અને પ્રેરણાનો ખોરાક પૂરો પાડશે.

ના. નં. ચોકસી

૩. **ઓખાહરણ**—સંપાદક મણિલાલ પ્ર વ્યાસ; તંત્રી ' પુસ્તકાલય ', પ્રકાશક. સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ. કિંમત આઠ આના.

ચૈત્ર માસમા હજુ આજે પણ સ્ત્રીઓ મુક્તકંઠે ઓખાહરણ વાંચવાનો આગ્રહ

રાખે છે. અત્યાર સુધી બજારમાં રદ્દી કાગળનું આ પુસ્તક આઠ આનામા વેચાતુ જે વહેલી તકે ફાટી જતુ. હાલમા બહાર પડેલ પુસ્તક ઘણા સારા કાગળનું, સારી બધાઈવાળું બહાર પડયું છે. પુસ્તકની શરૂઆતમા પ્રેમાનંદનો સંક્ષિપ્ત પરિચય આપેલો છે પુસ્તક વસાવવા જેવું છે.

વલ્લભકૃત મહાભારત જે હાલ અપ્રાપ્ય છે અને ગ્રામ્યપ્રજા જેને મુક્ત કંઠે ગાય છે એ, 'ઓખાહરણ'ની જેમ સુધારા વધારા સાથે પ્રકાશક સંસ્થા વહેલી તકે બહાર પાડે તો ઇષ્ટ ગણાશે.

વિ૦

## સામયિકો

૧. અખંડ આનંદ—સંપાદક શ્રી સોપાન; પ્રકાશક સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય–અમદાવાદ, વાર્ષિક લવાજમ રૂ. ૬–૪–૦

સસ્તુ સાહિત્ય કાર્યાલય તરફથી આ નવું માસિક તાજેતરમાં જ શરૂ થયું છે. એનો પહેલો અંક બસો ઉપરાંત પૃષ્ઠોમાં લેખસમૃદ્ધ અને વિષય–વૈવિધ્યપૂર્વક તૈયાર કરાયો છે.

આપણા સાહિત્યના જાણીતા લેખક શ્રી. ' સોપાન ' એના તંત્રીપદે હોઇને એનુ સંપાદનકાર્ય તેમને સોંપાયુ છે. અંક પહેલી નજરે જોતા તો રૂપે રંગે અને વિષયોની વિવિધતા આપતો તૈયાર કરાયો છે એમાં આપણા સાહિત્યના આગલી હરોળના ગણી શકાય તેવા લેખકોનો ઠીક સહકાર મેળવાયો છે

આ પહેલો અંક જોતાં તો. એ આપણા સાહિત્યમા પ્રથમ હરોળનું માસિક નિવડશે, એમ લાગે છે; છતાં શરૂઆતમા પૂર્ણ પ્રકાશે દીપી પાછળથી ઝાંખા પડી જતા આપણાં સામયિકો જેવું ભવિષ્યમાં બનવા ન પામે એ માટે એના સંચાલકોએ સચેત રહેવું જ રહ્યું.

સંચાલકોએ ઉપાડેલા આ વિશિષ્ટ પ્રયાસને અમો આવકારીએ છીએ અને દરેક વાચનોત્સુક વ્યક્તિ તેમજ પુસ્તકાલયો અને સંસ્થાઓને એને પોતાને ત્યા વસાવવા ભલામણ કરીએ છીએ.

સંપાદકે મેળવેલા લેખકોના આવા સહકાર અને વિચારપ્રચૂર સાહિત્ય–સામગ્રી રજૂ કરવા માટે અમારાં અભિનંદન.

૨ આનંદ (સાપ્તાહિક)—તંત્રી શ્રી. ગોકુળદાસ દ્વા. રાયચુરા, અને શ્રી. કૃષ્ણરાજ ગો. રાયચુરા; રાયચુરા ગોલ્ડન જ્યુ પ્રેસ, વડોદરા. વાર્ષિક લવાજમ રૂ ૧૦–૦–૦

આ હળવું છતાં શિષ્ટ સાહિત્ય આપતું નવું પ્રકટ થયેલુ સામયિક આપણા જાણીતા સાક્ષર શ્રી. રાયચુરાની અનુભવી રાહબરી નીચે પ્રકટ થવા માંડયું છે એમા આવતા લેખો વાર્તા, નિબંધ અને લોકસાહિત્યને લગતા મનોરંજક અને જ્ઞાનપ્રદ પણ હોય છે.

વાચનનો આનંદ મેળવવા માટે વાચનોત્સુક જનતા–પુસ્તકાલયો પોતાને ત્યાં મંગાવવા પ્રયત્ન કરે.

મ.

૩. કનૈયો—બાળમાસિક–તંત્રીઓ તથા પ્રકાશન સ્થળ ઉપર પ્રમાણે વાર્ષિક લવાજમ રૂ. ૫–૦–૦

ગિજુભાઇના અવસાન પછી બાળ સાહિત્ય પ્રગટ થવું અટકી ગયુ. મોટા અક્ષરે છપાતી વાર્તાઓ, કવિતાઓ, માસિકો, બાળસાહિત્ય તરીકે રજુ થતી ચાલી છે. બાળ સાહિત્યમાં ઉમેરા રૂપે આ માસિક છે. એમાં જોડાક્ષરનો ઉપયોગ નહિ કરવાનો સંપાદકોએ નિર્ણય કરેલ છે. લેખકના નામો અટકો અંગ્રેજી મહિનાના નામો વગેરે ઉપયોગમાં લીધા

[ સાંધણ પૃ. ૧૮૪ને છેડે ]

# પુસ્તકાલય નોંધ

## વડોદરા રા. પુ. મંડળ

**જાહેરાત લક્ષમાં લો**—ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થએલા વ. રા. પુ. મંડળની પ્રમાણપત્ર માટેની જાહેરાત લક્ષમાં લઈ તેને માટે ઉમેદવારી નોંધાવી લેવાની ઇચ્છુક ઉમેદવારોને ભલામણ કરવામાં આવે છે.

**મંત્રી સમ્મેલન**—કડી મહાલનું મંત્રી સમ્મેલન આગામી ડિસેમ્બર માસમાં રાખવાનું ઠર્યું છે.

**મહાલ મંડળ તરફે શિષ્ટવાચન પરીક્ષા**—કડી મહાલ મંડળે વિદ્યાર્થીઓ માટેની શિષ્ટ વાચનની પરીક્ષા ઑકટોબર માસમાં લીધેલી, જેનો લાભ ૫ ગામનાં ૬ શિક્ષકો, ૩૦ કન્યાઓ તથા ૪૦ બાલવિદ્યાર્થીઓ મળી કુલ ૮૫ જણે લીધો હતો. પરીક્ષા માટે **આપણા જવાહીરનું** પુસ્તક રખાયું હતું.

**નવીન વાચક મંડળો**—પ્રાંત પ્રચારક રા. છમનભાઇના પ્રચારથી સંખેડા મહાલનાં નીચેના ગામોએ નવીન વાચક મંડળો ઑકટોબર—નવેમ્બર માસમાં સ્થપાયાં છે.—

(૧) ગુડીયા, (૨) બોડેલી, (૩) તાદળજા, (૪) લઢોદ, (૫) માકણી, (૬) વડેલી, (૭) સુપીધાડા, (૮) રાજગર, (૯) પાટણા, (૧૦) ફાફટ, (૧૧) સુર્યા, (૧૨) પતરા, (૧૩) ડોળમાર, (૧૪) લોટીયા, (૧૫) ચદાનગર, (૧૬) કવિઠા, (૧૭) ઝાબ, (૧૮) ફાફટ, (૧૯) કસુંબિયા, (૨૦) માંજરોલ.

---

[ અનુસંધાન પ. ૧૮૩નું ચાલુ ]

સિવાય નહિ ચાલે. મુખપૃષ્ઠ ઉપર છાપેલ કુમારશ્રી મંગલસિંહજીના ચિત્રસંગ્રહ 'રામ મંજુષા'માંથી લીધેલ હિંડોલ રાગનું શૃંગાર રસિક ચિત્ર બાળકો માટે શા કારણે મૂકવામાં આવ્યું એ ન સમજી શકાયું.

માસિકમાં પીરસાયલું સાહિત્ય બાળકો ઉપરાંત કુમારો વાંચે એવું છે. માસિકમાં વીમા કું. ની દવાની કે ઇતર જાહેરાત લીધી નથી એ વખાણવા જેવું છે.

**૩. મહિલા જગત**—તંત્રીઓઃ મનુભાઇ દવે તથા પ્રશાંત, સંપાદક વિષ્ણુભાઇ જોશી. અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા ૫-૦-૦.

આ સ્ત્રીઓ માટેનું માસિક છે. હિંદુસ્તાનના લોકો જાણે રોગી હોય એમ દવાઓની ઠીક જાહેરખબરો દાખલ કરેલી છે સામાન્ય વાચકને જરૂર પ્રશ્ન થાય કે વર્તમાનપત્રો, માસિકો, પાક્ષિકો, અઠવાડિકો શું જાહેરાતો માટે જ નીકળે છે? શ્રીમતિ ભાનુમતિ બહેનને અપાયેલ માનપત્રના સમાચાર જાહેરખબરની જેમ ગોઠવાયા છે. જાહેર ખબરોનું આવું સ્થાન શિષ્ટ સાહિત્યમાંથી વહેલી તકે નીકળી જાય એમ ઇચ્છીએ છીએ.

'ખંડિત મૂર્તિ'ની વાર્તા, કલ્પના મહેલની પ્રતિજ્ઞા પાલનની હકીકત વાંચવા જેવી છે માતાની પાસે બાળક હોય એમ આ સ્ત્રી માસિકમાં એક નાનકડો બાલવિભાગ છે. જંગલના રાજાની વાર્તા બાળકોને વાંચવી ગમે એવી છે.

વિ.

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત પ્રચારક રા. છગનભાઈ મથુરભાઈ પટેલે માહે ઑગસ્ટ–સપ્ટેમ્બર તથા ઑકટોબર માસમા નીચેના સ્થળોની મુલાકાત લઈને ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે; અને દફતરી તેમજ પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી વર્ગીકરણ અને વાચનપ્રચારની કામગીરી બજાવી છે —

**ઑગસ્ટ માસમાં—પેટલાદ મહાલનાં** (૧) મારેજ, (૨) ભુરાકોઇ, (૩) કણીયા, (૪) ધૈર્યપુરા, (૫) સુંદરા, (૬) માનપુરા, (૭) રામોદડી, (૮) સાસેદ, (૯) રૂણુજ, (૧૦) પસોલ, (૧૧) કોઠાવી, (૧૨) ખણસોલ, (૧૩) ડાભી, (૧૪) ગાડા, (૧૫) બાલીંટા, (૧૬) મઘરોલ, (૧૭) માલાવાડા, (૧૮) બાંટવા, (૧૯) ભડકદ, (૨૦) દેવા, (૨૧) ડભોઉ, (૨૨) મેઘલપુર, (૨૩) લીંબાલી : કામગીરી દિન ૨૩. પુસ્તકો રૂબરૂ વાચવા આપ્યા ૪૧૭.

**—સપ્ટેમ્બર માસમાં—પેટલાદ મહાલનાં** (૧) બાકરોલ, (૨) મોગરી, (૩) સેખડી, (૪) સીલવાઇ, (૫) વિરોલ, (૬) ત્રમ્બોવડ, (૭) કાસર. (૮) મલાતજ, (૯) પેટલી, (૧૦) નવાગામ, (૧૧) રૂણુ, (૧૨) પત્રાણા, (૧૩) રામપુરા, (૧૪) સમોલ, (૧૫) ગંગાપુરા, (૧૬) ચસેડી, (૧૭) ડેમોલ, (૧૮) ચાગા ગ્રામ. પુ. (૧૯) ચાગા મહિલા પુ. (૨૦) કસોવી, (૨૧) પાડગોલ, (૨૨) બાધણી, (૨૩) સંજાયા, (૨૪) બામણોલી. કામગીરી દિન ૨૨ : રૂબરૂમાં પુસ્તકો વાંચવા આપ્યાં ૩૦૦.

**—ઑકટોબર માસમાં—સંખેડા મહાલનાં**—(૧) માંજરોલ, (૨) કસુંબિયા, (૩) કાળી તલાવડી, (૪) ગોલાગામડી, (૫) હરેશ્વર, (૬) માંડ, (૭) ઝાઝ, (૮) ફાટા, (૯) કાવીઠા, (૧૦) ચંદાનગર, (૧૧) લોટીયાણા (૧૨) ડેરમાર, (૧૩) પતરા, (૧૪) સૂર્યા, (૧૫) ફાફટ, (૧૬) પાટણા, (૧૭) રાજનગર, (૧૮) અલાદપુરા, (૧૯) સુર્યાઘોડા, (૨૦) વડેલી, (૨૧) માકણી, (૨૨) લઢોદ, (૨૩) તાદળજા, (૨૪) બોડેલી, (૨૫) પીઠા : કામગીરી દિન ૨૨ : પુસ્તકો રૂબરૂમા વાંચવા આપ્યાં ૩૭૯ : વાચકમંડળ સ્થપાવ્યાં ૧૯.

(૨) **દહેગામ મહાલ માનદ પ્રચારક રા. પ્રહ્લાદરાય અં. વ્યાસ—માહે ઑગસ્ટ, સપ્ટેમ્બર તથા ઑકટોબરમાં** (૧) ધારીસણા, (૨) જાળિયાનો મઠ, (૩) હાલીસા, (૪) વાસણા ચોધરી, (૫) ગિયોડ, (૬) ઉદણ.

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઈઓએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારો લેવા તથા જે જે સૂચના-સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે મંત્રીભાઈઓને ખાસ ભલામણ !

**ના. નં. ચોકસી.**
સહમંત્રી,
રા. પુ. મંડળ.

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત અંક ૨/૪૭–૪૮

### વિષય - પ્રમાણપત્ર માટેની પરીક્ષા

પુસ્તકાલયના કામકાજની તાલીમ પામ્યા બદલ પ્રમાણપત્ર મેળવવા માટેની
આગામી પરીક્ષા સન ૧૯૪૮ ના માસમા લેવાની યોજના રખાઇ છે. પરીક્ષા જે તે
મહાલના વા પ્રાંતના અનુકૂળ પડતા કેન્દ્રે લેવાશે. ઇચ્છુક ઉમેદવારોને પુસ્તકાલય ખાતાના
મદદનીશ અધિકારી શ્રી. ઉમેદભાઇ મો. પટેલ સંપાદિત ' સાર્વજનિક પુ. પ્રવૃત્તિનું
એકીકરણ ' નામના પુસ્તકનો સાદ્યંત અભ્યાસ કરવાની અને તેમાંના વર્ગીકરણ વિષયની
સંપૂર્ણ સમજ મેળવી હથોટી પાડવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. બજેટ-
નિવેદન તેમજ પુસ્તકવિધિ અને વર્ગીકરણ કામની યથાવત્ સમજણ તથા ક્રિયાત્મક તાલીમ
માટે રાજ્ય પુ. મંડળ તરફથી યોજાયેલા પાઠો મંડળની ઓફિસમાંથી મંગાવી લઇ તેના
અભ્યાસ બાદ તેમાના નિર્દિષ્ટ પ્રશ્નોના ઉત્તરો મોકલી આપવાથી પરીક્ષાર્થીને જરૂરી
માર્ગદર્શન તેમ જ સલાહ સૂચન મળી રહેશે. અભ્યાસ દરમ્યાન નડતી બીજી મુશ્કેલી કે
મૂંઝવણના ખુલાસા પણ એ જ રીતે પરીક્ષાર્થી મેળવી શકશે

ઉપર નિર્દિષ્ટ પુસ્તકના અભ્યાસ વખતે નીચેના પુસ્તકો સાથે રાખી જરૂરજોગા નજર તળે કાઢી જવાથી અભ્યાસમાં સુગમતા સાંપડશે—

(૧) સં. લા. ખાતાના સૂચના–સરક્યુલરોનાં એકીકરણ ભા. ૧ થી ૩
(૨) ગ્રં પુસ્તકો માટે વર્ગીકરણ પદ્ધતિ.
(૩) કર્તાઓની નામાવલિ
(૪) ૮૦૦૦ તથા ૪૦૦૦ ગ્રં વર્ગીકૃત પુસ્તકોની નામાવલિઓ

છેલ્લાં બે પુસ્તકો વર્ગીકરણ કામની આવડત માટે ખાસ જરૂરી સમજવાનાં છે.

આ પુસ્તકોની પ્રતો રાજ્યના કસ્બા પુસ્તકાલયોમાંથી તેમજ દાયકા જૂના ઘણાં ખરાં ગ્રામ પુસ્તકાલયોમાથી મળી શકશે. ઇચ્છુક પરીક્ષાર્થીઓએ પોતાનાં નામ, ઠામ, ઉમ્મર ને ધંધા સાથે પોતાની ઉમેદવારી નીચે સહી કરનાર તરફ જેમ બને તેમ જલદી નોંધાવી દઇ અભ્યાસ શરૂ કરી દેવો.

ના. નં. ચોકસી
સહમંત્રી
વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

C/o સેન્ટ્રલ લાઇબ્રેરી
વડોદરા,
તા. ૫-૧૧-૪૭

# સામયિક ટીકા

## સ્વચ્છતાના આપણા ખ્યાલ

આપણે સામાન્ય રીતે એમ માની લીધુ છે કે નાહવા-ધોવાનુ, અજીઠવાડ, અંગોળ, જમતી વખતે જુદુ વસ્ત્ર, મોઢે લગાડયા વિના પાણી અદ્ધરથી પીવાનું. અમુક જ કોમો સાથે જ વ્યવહારો વગેરે રિવાજો ને નિયમો આપણી જૂની પ્રણાલિકા પ્રમાણે આપણે પાળવાના છે અને આપણામાંના ઘણા તે પાળે છે આપણો સ્વચ્છતાનો ખ્યાલ બીજી પ્રજાઓ-ખાસ કરીને પશ્ચિમની પ્રજા કરતા વધારે ઊંચો છે અને આપણે સ્વચ્છતાની બાબતમા બીજા પાસેથી કાંઇ શીખવાનું નથી અમને લાગે છે કે આ મોટો ભ્રમ છે.

સ્વચ્છતાની બાબતમાં આપણે બે રીતે વિચાર કરીએ: અંગત ( Personal ) સ્વચ્છતા અને સાર્વજનિક અગર સમૂહગત કે સમાજની ( Public ) સ્વચ્છતા.

ઉપર જણાવ્યા તેવા નાહવા-ધોવાના, હાથપગ ધોવાના વગેરે નિયમો અને રિવાજો આપણામાં છે તે જો ખરેખરા બરાબર પળાતા હોય-સમજુ અને શિક્ષિત વર્ગ પણ એ સમજીને બરાબર પાળતો હોય-તો આપણી અંગત સ્વચ્છતાના ખ્યાલ સારા ગણાય. અત્યારનાં ભણેલાં અને શિક્ષિત તથા સરકારી ગણાતા સ્ત્રીપુરુષો જેઓ આ જૂના રિવાજને વહેમ ગણી તેને અનુસરવાની દરકાર કરતા નથી તેમની વાત બાજુએ મૂકી, જૂની પ્રથા પ્રમાણે એ રિવાજો પાળનારનો વિચાર કરીએ અને તેમની રહેણીકરણી જોઇએ તો પણ આપણને જણાશે કે આપણા સ્વચ્છતાના નિયમ ગમે તેવા સારા હોય છતાં વ્યવહારમાં આપણે ઘણી જ અસ્વચ્છતા રાખીએ છીએ.

ખાધા પહેલા નાહવાનુ આપણે માટે-ખાસ કરીને ઉચ્ચ ગણાતા વર્ગો માટે-ફરજીઆત રાખવામા આવ્યુ છે તેમ છતા આપણી સ્નાનની રીત જોતાં જણાશે કે સાઠ ટકા ઉપરાંતના માણસો માત્ર શરીર ભીંજવે છે-નાહતા નથી ખુલ્લામા નાહવાની આપણી રીત હોવાને લીધે શરીર આખુ બધી જ જગાએથી સારી રીતે સાફ થતુ નથી. મનાજાના ભ્રમ ઉપરાંત શરીર ખૂણે ખૂણે સાફ થવાનો અવકાશ ન મળે એવી આપણી નાહવાની વ્યવસ્થા મોટે ભાગે હોય છે જેટલી વખત જમવાનું હોય તેટલી વખત નાહવાનુ ફરજીઆત હોવાથી માત્ર મન મનાવવા જેવું ન્હવાય છે એવુ ઘણી વાર જોવામાં આવે છે. દાતણ કરવાની આપણી રીત અતિશય અસ્વચ્છ અને બીજાને કંટાળો તથા ત્રાસ ઉપજાવે એવી છે આપણાં પાણીઆરાની ગોળીઓ ગળવાના ગળણા મોટેભાગે અસ્વચ્છ હોય છે અને માટલીને ભીંછળી બીજા મળણાથી જ માટલી લૂછવાનો રિવાજ પંચોતેર ટકા માણસોના ઘરમા જોવામા આવે છે. જમતી વખતે અલગ રાખેલુ વસ્ત્ર પહેરવાનો રિવાજ છે તે વસ્ત્ર કેટલું ગંદુ હોય છે તે તો આપણા રસોઇઆઓને અને નિત્ય પીતાંબર પહેરનારાને જેમણે

જોયા હશે તે જાણે છે આપણા વસ્ત્રો ઘણે ભાગે ઉપરનાં ઉજળાં પણ અંદરના અસ્વચ્છ હોય છે. અર્થાત્ સ્વચ્છતાના કે આરોગ્યતાના હેતુથી નહિ પણ સ્વચ્છ દેખાડવાના હેતુથી ઉજળાં લુગડા પહેરવામાં આવે છે. આપણા ગાદલાં, ગોદડા, ચાદરો, તકીઆ અને ગલેફ ઘણે ભાગે મેલાં જ હોય છે. ધર્મશાળાઓ, વીશીઓ, હોટેલો વગેરેમા વપરાતાં ગોદડા, ગાદલાં જેણે જોયા હશે, આપણાં જાજરૂઓ અને ચોકડીઓ, ખાળકૂંડીઓ કેવાં અસ્વચ્છ હોય છે, સ્વચ્છતાના નિયમ સમજીને પાળનાર પ્રજા, રેલ્વે, જાહેર પીશાબખાના, પચના અને બીજા સ્થળના જાજરૂઓ અને ઘરના ઘણાખરા જાજરૂઓમા જેવી સ્થિતિ હોય છે તેવી એક ક્ષણ પણ ચાલત નહિ. આ સ્થળોએ જવાથી જણાશે કે આપણને સ્વચ્છતાનુ ભાન નથી ઠેર ઠેર થૂકવાની અને નાક સાફ કરવાની તેમજ નાક સાફ કરી ગમે તે જગાએ ભીંતે કે ચાબવે હાથ લૂછવાની આપણી ટેવ સ્વચ્છતાની સમજ બતાવનારી નથી, અને સૌથી વિશેષ ગંદી ટેવ તો આપણા છોકરાને ઘર આગળે-મોટે ભાગે પાડોશીઓના ઓટલા પાસે-અગર ગમે ત્યાં રસ્તામા છોકરાંને જાજરૂ માટે બેસાડવાની રીત છે. શહેર બહાર સોસાયટીઓમા બંગલામાં વસનારા કહેવાતા સરકારી કુટુંબોમા પણ એ ટેવ જોવામાં આવે છે ગાદી ઉપર, હીંચકા ઉપર અગર ખુરશી ઉપર પગ ચઢાવી પગનો મેલ ઉતારવાની અગર નખ ઉતારવાની ટેવ કેટલાં બધાં માણસોમાં જોવામાં આવે છે ? નાક કાનના મેલ પણ સૌની હાજરીમા કાઢતાં આપણને સંકોચ થતો નથી. ઘણે ઠેકાણે સ્ત્રીઓ રસોડામાં કે રસોડા પાસે માથુ ઓળે છે. માથાના ઉતરેલા વાળ ગમે ત્યાં ઉડવા દે છે એટલે ખાવાના પદાર્થોમા કે વાસણોમાં વાળ આવે છે. એ સ્વચ્છતા સમજનારમાં ન હોવું જોઇએ

પશ્ચિમના દેશોમાં આવી ટેવો નથી જોવામા આવતી એવું નથી. પરન્તુ આમાની એક અગર બીજી ટેવ ઉપરથી માણસ કયા થરનો છે તે પશ્ચિમમા જણાય છે ભણેલા ગણેલા વર્ગોમાં જેમને આપણે ઉચ્ચવર્ગ કહીએ-પૈસાદાર નહિ પણ સમજદાર શિક્ષિતવર્ગ-તેમાં આમાની એક પણ અસ્વચ્છતા જોવામા આવતી નથી. આપણા ગરીબ, અજ્ઞાન અને છેક પછાત વર્ગને બાજુએ મૂકીએ તો પણ સારા ભણેલાગણેલા ઉચ્ચ જ્ઞાતિમાં ગણાતા, સુશિક્ષિત અને સરકારી કહેવાતાં અને બહાર જતી વખતે ઠીકઠાક સ્વચ્છ અને સુઘડ વસ્ત્રો ખૂબ કાળજીથી પહેરનાર નરનારીઓમા પણ ઉપર ગણાવી તેવી ટેવો એક અગર બીજી-આપણામા જોવામા આવે છે કહેવાનું તાત્પર્ય એ છે કે સ્વચ્છતા સુઘડતાના પરાપૂર્વથી સ્થપાયના સારામા સારા નિયમો હોવા છતા વ્યવહારમા આપણે ઘણા અસ્વચ્છ છીએ.

આ તો થઇ અંગત સ્વચ્છતાની વાત-જાહેર કે સાર્વજનિક અગર સમૂહગત સ્વચ્છતાના નિયમમાં આપણી સ્થિતિ આથી પણ વધારે ખરાબ છે. આપણે કચરો વાળી આગણામાં-આપણા કે બીજાના નાખીએ છીએ. એ જ કચરો પાછો ઊડીને આપણા ઘરમા અગર બીજાના ઘરમાં જાય છે. ઘર આગળ પાણી ઢોળીએ છીએ એંઠવાડ અને ગંદવાડ ઘર આગળ રહેવા દઇએ છીએ. રાંધવાનાં અને જમવાનાં વાસણ રસ્તાની ધૂળથી-જેમાં લોકો થૂકયા હોય અને અનેક પ્રકારની ગંદવાડ કરી હોય-તેનાથી માજીએ છીએ. રસ્તામાં ગમે ત્યા લાજ-મલાજો કે કશાનો વિચાર કર્યો વગર ગંદવાડ કરીએ છીએ.

રેલ્વેના ડબ્બામાં, ઘરના ઓરડામાં, હોટલોમા, ઉજાણીઓને સ્થળે, શાળાના કંપાઉન્ડમા, ફુટપાથો ઉપર જ્યા છુટી ખુલ્લી જગા દેખાય ત્યા કાગળના ડુચા, ફળના છોતરા, ઠળીઆ, બગડેલાં શાક કે ફળો, જૂના બૂટ, પાનની પીચકારીઓ, ગંદા ચીંથરા, દાતણની ચીરી, ચવાણુના કાગળો, મિઠાઈની ટોપલીઓ, કાચ,-કુરેયો તૂટેલો સામાન વગેરે નાખીએ છીએ અને એમ માની લઈએ છીએ કે રસ્તો વાળનારની એ બધુ ઉપાડવાની ફરજ છે. ચોવીસ કલાકમા એક વાર રસ્તો વાળનાર આવે છે એ જાણીએ છતા ચોવીસ કલાક સુધી આ બધી ચીજો પડી રહે તેનુ આપણને કાઈ લાગતું નથી. રેલવેનાં ડબ્બામા બારી પાસે બેઠેલા માણસો પણ ડબ્બામા થૂકતા અને ફળનો કચરો નાખતા આપણે જોયા છે. છીંક કે ઉધરસ ખાતે રૂમાલ કે હાથ આડો રાખવા જેટલી સમજણ પણ આપણે ધરાવતા નથી. આપણાં સેનીટેરીઅમો-હવા ખાવાનાં સ્થળોમાં જાહેર સ્વચ્છતા માટેના કડક નિયમોનુ પાલન ત્યાં જનારાને ખૂચે છે અને તેના કડક નિયમો હોવા છતા, છાનોછપનો તે નિયમોનો ભંગ થતો જોવામા આવે છે

યુરોપના દેશોમાં રસ્તામાં જ્યા આવી અસ્વચ્છતા જોવામાં આવે ત્યા આપણે ખાતરીપૂર્વક કહી શકીએ કે ગરીબ અજ્ઞાન અને પછાત વર્ગોનો એ લત્તો હોવો જોઈએ. પરન્તુ આપણા દેશમા તો સરીઆમ મોટા રસ્તા પર બજારોમાં અને બગીચાઓમા, થીએટરોમા અને કોલેજો તથા શાળાઓમા પણ પાનની પીચકારીઓ, કચરો, કાગળના ડુચા, કેરીના કે બીજા ફળના છોતરા વગેરે અનેક ગંદવાડ પડેલો જોવામાં આવે છે આપણા શહેરમા સોસાયટીઓમાં વસનારના બગલાના કમ્પાઉડની બહાર પણ શાકનાં છોતરા અને કેરીના ગોટલા તથા દાતણની ચીરીઓ ઠેરઠેર પડેલી જોવામા આવે છે

આ જાતની ગંદી અસ્વચ્છ ટેવોનો ઉપાય શો ? અમને લાગે છે કે શાળાઓમા આ બાબત ઘણુ વધારે ધ્યાન આપવાની જરૂર છે. એ જાતનુ ભાન ઉપદેશ કે ભાષણોથી નહિ પણ પ્રત્યક્ષ પદાર્થપાઠ આપીને શાળાપાઠશાળાઓમાં આદર્શ સ્વચ્છતાનું માનસ કેળવવામા આવે તો જ જીવનમાં સ્વચ્છતા અને સુઘડતાની ટેવ પડે

પેરીસ કે લંડન, બર્લિન કે રોમના જાહેર સરિયામ રસ્તા, બાગબગીચા, લાયબ્રેરીઓ, સંગ્રહસ્થાનો, શાળા પાઠશાળાઓ, નાટકશાળાઓ, બજારો હોટેલો વગેરે સ્થળોમા એક ખૂણે પણ કોઈ દિવસ જરા પણ અસ્વચ્છતા કે કચરો કે અવ્યવસ્થા પણ નજરે પડતાં નથી. આમાં માત્ર પૈસાનો સવાલ નથી આખી પ્રજાને જાહેર આરોગ્ય અને જાહેર સ્વચ્છતા જાળવવાની તાલીમ સંપૂર્ણ રીતે મળેલી હોય છે અમે ફરીથી જણાવીએ છીએ કે પોતાને શિક્ષિત સંસ્કારી અને સભ્ય નાગરિકો ગણનારાઓને ઉદ્દેશીને અમે આ લેખ લખ્યો છે. એવા નાગરિકો પોતાને ગનાવના ઇચ્છતા પ્રત્યેક માણસે એવી જાતની સ્વચ્છતાનુ ભાન જીવનમાં સતત રાખવાની જરૂર છે

—ગો૦

( તા. ૮ અને ૨૨ મી માર્ચ '૪૭ ના " જ્યોતિર્ધર "માંથી )

હિંદી સંસ્કૃતિના પ્રખર પંડિત

# ડૉ. આનંદકુમાર સ્વામી

* કુદરતની વિચિત્રતા પણ વિસ્મયકર છે તામિલ પિતા અને યુરોપીય માતાનો પાશ્ચાત્ય ઢબમાં ઉછરેલો પુત્ર હિંદી સંસ્કૃતિનો પ્રખર પંડિત બને અને દેશપરદેશમાં પૌર્વાત્ય સંસ્કૃતિના ધુરંધર પંડિત તરીકે યશધ્વજા ફરકાવે એ પણ વિધિની વિચિત્રતા જ ને ? એ છે આનંદકુમાર સ્વામી
* શેક્સપીઅર અને શેલીને પીછાણનારા આપણા શિક્ષિત પદવીધરોમાંથી બહુ ઓછા એમને પિછાણે છે એનુ કારણ છે દેશની ગુલામીનાં ઘેરાં પડળ, અને એથી દેશ પર પોતાની પાંખ પસારતી પાશ્ચાત્ય સંસ્કૃતિ. પણ હવે ગુલામી ગઇ છે ને આઝાદી આવી છે. એ અવસરે સૌ કોઇ પરદેશી સંસ્કૃતિને ખંખેરી નાખવા તૈયાર થયા છે
* હજી હમણાં જ એમની ૭૦મી જયંતી અમેરિકાએ ધામધૂમપૂર્વક ઉજવી યોગ્ય વિદ્વાનને યોગ્ય માન આપ્યુ હતું એમણે પોતાનું શેષ આયુ હિમાલયને ખોળે પૂરું કરવા વિચાર્યું હતુ પણ માનવધાર્યું શું થઇ શકે છે ? એમની ઇચ્છા અપૂર્ણ રહી ગઇ મા ભારતીની પણ પોતાના એક પ્રતિભાવાન, યશસ્વી અને યશદાયી પુત્રને પોતાના ખોળામાં બેસાડવાની મનીષા મનમાં રહી ગઇ

હજુ તો ત્રણ અઠવાડિયા પહેલાં અમેરિકાના કલાવિવેચક અને વિદ્વાનોએ એમની સિત્તેરમી જન્મગાંઠ ઉજવી છે ઑગસ્ટની બાવીસમી તારીખે તો એમના માનમાં બોસ્ટન તથા ન્યૂયોર્ક ખાતે ભોજનસમારંભો ગોઠવાયા છે અને હિંદી કળા તથા સંસ્કૃતિનો પ્રકાશ ફેલાવવા માટે એ દીર્ઘાયુષ ભોગવે એવી હાર્દિક આશાઓ વ્યક્ત કરવામાં આવી છે. એ પ્રસંગે કલા અને સંસ્કૃતિ વિષેના ચાળીસ ચુનંદા લેખોનો Art and Thought ( કલા અને ચિંતન ) નામનો અભિનંદનગ્રંથ એમને સમર્પિત કરવામાં આવ્યો છે. હજુ તો થોડા દિવસ ઉપર જ આ લખનારના એક પરમ કલાપ્રેમી મિત્ર શ્રી પૃથ્વીશ નિયોગી એમના હાથ નીચે હિંદી કળાનો અભ્યાસ કરવા માટે અમેરિકા ગયા છે.

ત્યા ખબર આવે છે કે, એમનું અવસાન થયુ છે. હિંદી કળા અને સંસ્કૃતિના મહાન પંડિત અને પુરસ્કર્તા ડૉ. આનંદ સ્વામીએ બોસ્ટન ખાતે દેહ છોડયો છે. હિંદી સંસ્કૃતિએ એક પ્રથમ પંક્તિનો ભક્ત–પ્રેમી ગુમાવ્યો છે

### હિંદ આવવાની ઝંખના

થોડા મહિના ઉપર જ ડૉ. આનંદકુમાર સ્વામીએ એવી અભિલાષા વ્યક્ત કરી હતી કે, હવે પોતે નિવૃત્ત થવા માગે છે અમેરિકાના છીછરા, ધમાલિયા, બાલિશ વાતાવરણમાથી નીકળી હિંદમાં હિમાલય ખાતે વસવા ચાહે છે અને ત્યા જ પોતાનુ શેષ આયુષ્ય પૂરૂ કરવા માગે છે 'હિમાલયની ગોદમા આવીને બેસવાની એમની ઇચ્છા અપૂર્ણ

રહી ગઈ છે, અને લાબે વખતે પોતાના એક પ્રતિભાવાન, યશસ્વી અને યશદાયી પુત્રને પોતાને ઘેર આવેલો જોવાની ભારત માતાની ઇચ્છા પણ અધૂરી જ રહી છે

## શિક્ષિતોનું અજ્ઞાન

સામાન્ય શિક્ષિત માણસને, મોટા ભાગના ગ્રેજ્યુએટોને પણ ડૉ. આનંદકુમાર સ્વામીનું નામ જાણીતું નથી. પણ હિંદી સંસ્કૃતિ અને કલાના સૌથી મહાન વિદ્વાન તરીકે એમની કીર્તિ આખી દુનિયામાં ફેલાયલી છે આપણે ત્યાના શિક્ષિતો પણ એમને વિષે બહુ ઓછુ જાણે છે એમા આપણા અધૂરા અને કાચા શિક્ષણની જ મોટી ખામી છે શેક્સપીઅર અને શેલીના વિવેચક વિષે ચર્ચાઓ કરનાર આપણા યુવાન ગ્રેજ્યુએટોને પણ ડૉ. આનંદકુમાર સ્વામીનું નામ અને કાર્ય અપરિચિત છે એ બતાવે છે, કે આપણા સાસ્કૃતિક જીવન પરની પરદેશી પકડ કેટલી જબ્બર છે !

## ઉછેર અને અભ્યાસ

ડૉ. આનંદકુમાર સ્વામીનો જન્મ લંકામા વસવાટ કરતા એક આગેવાન તામિલ કુટુંબમા થએલો. પિતાએ પશ્ચિમની કેળવણી લીધેલી પાછળથી બ્રિટનના વડા પ્રધાન થયેલા ડિઝરાયલીના તેઓ મિત્ર હતા અને ડિઝરાયલીની એક નવલકથામા નાયકરૂપે આલેખાયા હતા. માતા હતાં યુરોપીય. આનંદકુમાર સ્વામીની પોતાની કેળવણી પણ ઇંગ્લેન્ડમાં જ પૂરી થઈ હતી. ભૂસ્તરશાસ્ત્રી થઈને પોતાને દેશ લકા પાછા ફર્યા. પણ ધરતીના પોપડા ઉખેડી એનું ધન પારખવાના બદલે હિંદી સંસ્કૃતિના વિવિધ થરો ઉકેલી એનુ ધન દુનિયા આગળ ધરવાના કામ તરફ ખેંચાયા.

## દ્રષ્ટા અને વીર

એ વખતે અર્ધી સદી પહેલા તો, એશિયા ખડમા ગોરાઓની જ બોલબાલા હતી. અગ્રેજોનાં અનુકરણ અને પૂજા પૂર પ્રચારમા હતાં તેમ છતાં એ વખતમાં એ વખતના વાતાવરણમા પણ યુરોપીય માતાના પુત્ર અને ઇંગ્લેન્ડની કેળવણી પામેલા એ શિક્ષિત સાધનસપન્ન યુવક આનંદકુમાર સ્વામીને સિંહલદ્વીપ, (લકા) અને હિંદની નિજની કલા તથા સંસ્કૃતિનું આકર્ષણ થયુ એ વસ્તુ ધ્યાન ખેંચે છે સર્વત્ર અધકાર હતો છતાં આ માણસના અંતરમા પ્રકાશ હતો એ પ્રકાશને બળે, પરદેશીઓને મોએ વગોવાયેલી અને,ગુલામી ઘેનમાં પડેલા હિંદીઓને હાથે ઊવેખાયેલી હિંદી સંસ્કૃતિનુ રૂપ એમણે જોયુ અને શોધ્યું. એ દ્રષ્ટા હતા, એકલપથે વિહારનાર વીર હતા.

લકા, નેપાળ, ઇન્ડોનેશીઆ, ઇન્ડોચાઇના વગેરે દેશોની સંસ્કૃતિ અને કળાની માતા તો હિંદની સંસ્કૃતિ અને કળા છે તે, એ તરત જ જોઈ શક્યા અને હિંદ તથા બૃહદ હિંદની કળાના નમુનાઓની શોધ માટે એ લકા અને હિંદમાં ભટક્યા એટલું જ નહિ પણ યુરોપ-અમેરિકામા બધી ભમીને ત્યાથી કલા-સંગ્રહસ્થાનો, કલાકૃતિઓ, વિવેચકો અને કલાસાહિત્યનો ગાઢ સંપર્ક પામ્યા. એમ કરીને એમણે પશ્ચિમની કલાદૃષ્ટિ અને માનસ પણ બરાબર પારખી લીધું. એ પારખ્યા પછી માત્ર દેશાભિમાનથી નહિ પણ વિદ્વાના

સાચા ઉપાસકને શોભે એવી તુલનાત્મક તટસ્થતાથી એ જોઈ શકયા કે હિંદ પાસે એવુ ધન છે, કે જે માત્ર હિંદને નહિ, પણ આખી દુનિયાને પ્રેરણા અને આનદ આપી શકે તેમ છે.

## જહેમત અને દષ્ટિ

કેટલું બધું લખ્યુ છે એમણે ! અને એમનો એકેએક ગ્રથ ગ્રંથમણિ છે. હિંદી સંસ્કૃતિ અને કળાના અભ્યાસીઓને માટે એમના ગ્રંથોનુ વાચન અનિવાર્ય છે. એ ગ્રથો વાચતાં ખ્યાલ આવે છે, કે કેટલી જહેમત, કેટલી ચીવટ, કેવી દષ્ટિ, કેટલા ઊંડાણથી આ પુસ્તકો લખાયા છે ! સસ્કૃતના એ અભ્યાસી હતા ઇસ્લામ, ધર્મ, સમાજશાસ્ત્ર ૪૦ શાસ્ત્રોનું એમનું પરિશીલન ઊંડું હતું. માનવજીવન અને કલા વિષે સ્વતંત્ર ચિતન કરી શકે એવી એમની પ્રતિભા હતી. હિંદી કળાના મર્મો સમજાવતા એમના પુસ્તકો હિંદને આખી દુનિયાના કળામડળમાં વિશેષ ગૌરવ અપાવનારા અને આજની તથા આવતી કાલની હિંદી પ્રજાને પોતાનું કલાધન પારખવાના પ્રદીપો સમાં બનેલ છે.

## એમનાં પુસ્તકો

છેલ્લા ત્રીસ વર્ષથી એ યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરિકાના બોસ્ટન નગરના લલિત-કળાઓના સગ્રહાલયમા હિંદી, ઇરાની તથા પૌર્વાત્ય કળાના વિભાગના વડા તરીકે કામ કરતા હતા બોસ્ટન ખાતે રહીને એમણે એ સગ્રહાલયમાં હિંદી કળાના નમુનાઓનો એક ઉત્તમ સંગ્રહ કર્યો છે. આયુષ્યના અત સુધી એ શીખતા અને શીખવતા, વાચતા, વિચારતા અને લખતા રહ્યા છે. આથી પ્રથમ છેક ૧૯૦૬ની સાલમા એમણે Art and Swadesh (કલા અને સ્વદેશ) નામનુ પ્રથમ પુસ્તક લખ્યું ત્યાર પછી ૧૯૦૮ની સાલમા Medeaveal Sinhalese Art–(લકાની મધ્યયુગી કલા) નામનું એમનું બીજું પુસ્તક બહાર પડ્યું. ત્યાર પછી ૧૯૧૦ની સાલમા બહાર પડેલું Selected Examples of Indian Art ( હિંદી કળાના ચૂટેલા નમુના ) આજે પણ એવું ને એવું તાજું અને રસપૂર્ણ લાગે છે; અને આ પુસ્તક તેમજ એમના લગભગ બધા જ પુસ્તકોમાનાં ચિત્રો પણ એટલા જ સરસ છે. Indian Drawing ( હિંદી આલેખનો ) બે ભાગ, The Indian craftsman ( હિંદી કારીગર ) Essays in National Idealism ( રાષ્ટ્રીય આદર્શવાદ વિષેના નિબધો ), The Dance of Siva ( શિવનું નૃત્ય ), The Arts and Crafts of India and Ceylon ( હિંદ અને લકાની લલિત અન્ય કળાઓ ), the Mirror of Gesture ( અભિનય દર્પણ ), Vishvakarma ( વિશ્વકર્મા ), The History of Indian and Indonesian Art ( હિંદ અને ઇન્ડોનેશીઅન કળાનો ઇતિહાસ ), Transformation of Nature in Art ( કળામા પ્રકૃતિનું પરિવર્તન ), આ બધા એમના જાણીતા ગ્રથો છે. એમાના કેટલાક આજે બજારમાં મળતા નથી એ અપ્રાપ્ય ગ્રથોની ફરી પ્રસિદ્ધિ થવી જોઇએ અને કલાકારોએ તથા કલાપ્રેમીઓએ એમના ગ્રથો ગમે ત્યાથી મેળવીને વાચવા જોઇએ છેલ્લે છેલ્લે, હાલમાં એ પોતાના રહસ્યમય ચિતન અને અભ્યાસના અર્ક સમું Atma ( આત્મા ) નામનું પુસ્તક લખતા હતા. તે હજુ અધુરૂં જ રહ્યું છે.

## અનેકરંગી વ્યક્તિત્વ

ડૉ. આનંદકુમાર સ્વામી માત્ર પુસ્તકપંડિત નહોતા; કલા અને ચિંતન એમને માટે માત્ર શબ્દોમાં જ મૂકવા પૂરતું નહોતું. એમનું સમગ્ર વ્યક્તિત્વ એનાથી રગાયેલ હતું. દેખાવે એ પ્રભાવશાળી હતા અને ચમકતી આંખો, ઉંચી ભરાવદાર કાયા, દાઢી તથા ગંભીર મુખભાવને લીધે સ્વ. રવીન્દ્રનાથ ટાગોર જેવા ગૌરવશાળી લાગતા. એમની મુલાકાત લેનારા કેટલાય વિદ્વાનો ઉપર એમના વ્યક્તિત્વની ઘણી ઊંડી છાપ પડી છે. પ્રયોગશીલતા, રમતિયાળપણું, માધુર્ય, સત્ય, શિવ અને સુંદર માટેનો પ્રબળ પ્રેમ, કોઇ પણ નવા કાર્યમાં ઝુકાવવાની હિંમત—એ બધા એમનાં સમૃદ્ધ વ્યક્તિત્વના લક્ષણો હતાં ૧૯૧૦ માં અલ્હાબાદ ખાતે હિંદી કલાનું સર્વ પ્રથમ પ્રદર્શન ગોઠવનાર એ જ હતા ત્રણ વખત એ પરણ્યા હતા. એક પત્ની મરી ગયા, બીજા સાથે વિચ્છેદ થયો અને શ્રીમતી ઝનાતા ( જે મેક્સિકન છે ) અને તેમના એક પુત્રને એમની પાછળ એ મૂકતા ગયા છે.

હિંદના આ પ્રતિભાવંત પુત્રનું સાચું સ્મારક એમના ગ્રંથો છે. એ ગ્રંથો દ્વારા હિંદી સંસ્કૃતિ સમજીએ અને એ સમાજને વિસ્તારીએ એમાં એમના આત્માનું તર્પણ છે.

—પ્રવાસી

( તા. ૨૧-૯-'૪૭ ના " ગુજરાતમિત્ર અને દર્પણ "માંથી )

---

## બરફનો મુલક

બરફના મુલક' તરીકે ઓળખાતો ટાપુ આઇસલેન્ડ ઉત્તરધ્રુવ તરફ આર્કટિક સર્કલમાં આવેલો છે પણ એ પ્રદેશમાં આવેલા ગરમ પાણીના ઝરાઓ જાણે આઇસલેન્ડને ૭૫૦૦ માઇલ દક્ષિણ તરફ ખેંચી ગયા છે. ચારે તરફ બરફના પહાડ વચ્ચે આવેલા આ દેશને કુદરતે ગરમ પાણીના ઝરાઓની ભેટ તો મુક્ત હાથે આપી છે જાણે.

આ દેશના પાટનગર રેકજેવિકના ૧૦૦ માઇલના વિસ્તારમાં, સખ્યાબંધ કુદરતી ફુવારાઓ છે. આ ફુવારાઓ ગરમ પાણી ને વરાળને બહાર ઊંચે લાવે છે એક આવો ફુવારો તો સદીઓથી ૨૨૦ ફુટની ઉંચાઇ સુધી પાણીને હવામાં ઉડાડે છે

માનવસહજ પ્રકૃતિ જ એવી છે કે, એ કુદરતની ઠેકઠેકાણે જોવામાં આવતી ચિત્ર-વિચિત્ર આબોહવા ને પ્રકૃતિમાં જીવવા માટે કુદરતને જ પોતાના લાભમાં ઉપયોગ કરવાની રીતો શોધી કાઢે છે

જ્વાળામુખી પર્વતોની ગરમીથી ગરમ થતા પાણીનો પણ એણે પોતાના લાભમાં ઉપયોગ કરી લીધો છે એ વાત ખૂબ રસપ્રદ છે. આઇસલેન્ડના પાટનગર રેકજેવિકને ગરમી પૂરી પાડવા માટે આ ગરમ પાણીના ઝરાઓમાંથી પંપ વડે ગરમ પાણી કાઢીને ઘરે ઘરમાં પહોંચતું કરવાની પદ્ધતિ અહીંના લોકોએ ઉપયોગમાં લીધી છે, અને આમ, આ શહેરે, દર વરસે કરવામાં આવતી ૩૦ હજાર ટન કોલસાની આયાતનો ખર્ચ

બચાવ્યા છે. આવી રીતે જ, આ શહેરના ૭૦ મ્યુનિસિપલ જાહેર સ્નાનાગારોને પણ ગરમી પૂરી પાડવામાં આવે છે. આવી રીતે, આખા ટાપુને ગરમી પૂરી પાડવા માટે આ પદ્ધતિનો ઉપયોગ કરવાની યોજના પણ તૈયાર કરવામાં આવી છે. આમ, આઇસલેન્ડની જનતાને પાણીના મૂલ્યે ગરમી પણ મળી શકશે.

આ ઉપરાંત, આ ઝરાઓના પાણીને નળ દ્વારા ઘરના બગીચાઓમા પણ લઇ જવામા આવે છે. આથી ઘર આગળજ જ તરકારી પણ ઉગાડી શકાય છે.

માછલી પકડવાનો ધંધો સારા પ્રમાણમા ચાલે છે દર વર્ષે ૯૦ કરોડ ટન જેટલી માછલી પકડવામાં આવે છે—એટલે કે નાના પુરુષો, સ્ત્રીઓ ને બાળકોની એકંદરે વસ્તીના માથા દીઠ ૭૦૦૦ ટન માછલી થઇ. યુદ્ધ દરમ્યાન, ગ્રેટ બ્રિટનને આઇસલેન્ડના માછલી નિકાસના નવમા ભાગ જેટલી માછલી આપવામાં આવી હતી. ગ્રેટબ્રિટન આની કિંમત ભરી શકવા શક્તિમાન ન હતું એટલે ધીરાણપટાની શરતે એની કિંમત અમેરિકા ભરતું. એટલે આઇસલેન્ડમા એમ બોલાતું " અમે માછલી પકડીએ છીએ, બ્રિટન ખાય છે ને અમેરિકા કિંમત આપે છે. "

પણ યુદ્ધ પછી, બ્રિટનનો મચ્છી પકડવાનો ઉદ્યોગ વિકાસ પામ્યો ને આઇસલેન્ડના નિકાસમાં જબ્બર ઘટાડો થવા પામ્યો. પણ હવે રશિયા એક મોટું ખરીદી કરનાર બન્યું છે. આઇસલેન્ડની પકડવામા આવતી બધી મચ્છીના ૫૦ ટકા રશિયા આ વરસે આયાત કરનાર છે.

આ દેશમાં, ખાવા માટે તૈયાર ને રાંધેલી તાજી માછલી પકડવી શકય છે. માછીમારો ઠંડા પાણીમાથી માછલી પકડીને ગરમ પાણીના ફુવારાઓના પાણીમા થોડી વાર ધરી રાખે. બસ, માછલી રંધાઇને ખાવા માટે તૈયાર થઇ જાય

અહીંની હવા સ્વાસ્થ્ય ને સ્ફુર્તિ આપનારી છે. ૧૯૪૪માં, અહીંનું મરણ ઘટતાં ઘટતા ૧૦૦૦ની વસ્તીમા ૯.૪નુ થયુ હતું. આ વરસમા વિશ્વભરમા આ દેશનુ મરણ પ્રમાણ ઓછામા ઓછું હતું. એ ઉપરાત બાળમરણનું પ્રમાણ દુનિયામાં ઓછામા ઓછુ અહીં છે ૧૦૦૦ જન્મે ૨૭.૮નુ મરણ પ્રમાણ છે ક્ષયનો રોગ અહીં ખૂબ પ્રમાણમા છે. જો કે એ પણ અત્યારે ધીમે ધીમે ઘટતો જાય છે. વૃદ્ધાવસ્થા મૃત્યુનું બીજું કારણ છે.

છાપખાનાઓનો ઉપયોગ કરનારા દુનિયાના પહેલા દેશોમા આઇસલેન્ડનું સ્થાન છે. ૧૫૩૦ ની સાલમા છાપખાનાનો પહેલવહેલો ઉપયોગ દુનિયાએ કર્યો ૧૬૦૦ ની સાલ પહેલા ૪૦ જેટલા ગ્રંથો આઇસલેન્ડની પ્રજાએ છાપખાનામાં છાપીને પ્રસિદ્ધ કર્યાં હતા. ટીકાકારોનુ મંતવ્ય છે કે, પુરાણા ગ્રીસ સિવાય, આઇસલેન્ડના સાહિત્યનુ પ્રમાણુ ને ગુણની બરાબરી કરી શકે એવુ સાહિત્ય બીજે કયાય પ્રગટ થયુ નથી એક સદી જેટલા કાળમાં આઇસલેન્ડે ૨૮ મહાન લેખકો પેદા કર્યાં હતા

સૌથી ધ્યાન ખેંચનારી વાત એ છે કે આઇસલેન્ડમા અભણ લોકો જ નથી. દરેક

પુખ્ત ઉંમરની વ્યક્તિ વાંચી ને લખી શકે છે. ગામડાઓના દૂર દૂર ખેતરોમા રહેતા ખેડૂ બાળકોને શિક્ષણ આપવા શિક્ષકો ગાડાઓમા ફરતા હોય છે.

અહીંની બીજી નવાઈ એ છે કે, અહીંની ભાષામાં સદીઓથી બહુ જ નહિવત્ ફેરફારો જોવામાં આવે છે. મહાશાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓ ૧૩મી સદીની ભાષા સવારના અખબારોની પેઠે સડસડાટ વાંચી શકે છે ને સમજી શકે છે

અહીંની વિદ્યાપીઠ જુગારી લોકોએ બંધાવી છે. એ બંધાવવાનો ખર્ચ દેશની એક લોટરીમાંથી આપવામાં આવ્યો છે ને હજુ યે એ લોટરીમાથી થતી આવક પર જ એ ચલાવવામાં આવે છે. આ લોટરીની એક ટિકિટ ૭૫ સેંટમા વેચાય છે, ને લેનારાઓનો દરોડો જ પડતો હોય છે. એ ઉપરાત, આ વિદ્યાપીઠને રેકજેવિક પાટનગરના સિનેમા ગૃહમા થતા નફાની પણ આવક મળે છે.

આઇસલેન્ડમાં લોકોને કલાનો ભારે શોખ છે અને દરેક ઘરમા વર્તમાન કળાકારોમાંથી કોઇનું ઓછામાં ઓછું એક ચિત્ર તો હોય જ.

આજથી એક હજાર વરસ પહેલા, જ્યારે દરેક જગ્યાએ રાજાશાહીનું જ રાજ્ય હતુ ત્યારે પણ આ ટાપુમા સ્થાનિક ને રાષ્ટ્રીય ધારાસભાઓ રક્ષાપવામા આવી હતી ૩૦૦ એમ માનવામાં આવે છે કે, વરસ પહેલાં આખી દુનિયામા અહીં જ સ્વતત્ર પ્રજાસત્તાક હતું. પછી પાછળથી, નોર્વે ને પછી ડેનીશ રાજ્યની સત્તાઓ અહીં આવી

બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન જર્મનીએ ડેનમાર્ક પર હલ્લો કર્યો ત્યારે ફરીવાર આઇસલેન્ડ સ્વતંત્ર પ્રજાસત્તાક બન્યું.

---

# નર્મદાની પ્રશસ્તિ

વગર સમજ્યે, વગર જાણ્યે મારી બાલસૃષ્ટિમાં નર્મદા, નર્મદાનો કિનારો અને એની પાર આવેલી વિધ્યાદ્રિની ઘેરી આસમાની પર્વતમાળા આવ્યા જ કરે છે મારા મકાનથી થોડે દૂર હનુમાનનું મદિર અને હનુમાનની ભેખડ આવેલા છે. એ ભેખડ ઉપર ઊભા રહી સામા કિનારા ઉપરથી અત્યંત ઝડપભેર વધતો વરસાદ નદીમાં વારિબુંદ વેરતો ભેખડ ઉપર મને ભીંજવવા કેવો આવતો હતો એનું મને સ્પષ્ટ સ્મરણ છે સૃષ્ટિમા હિસાબ વગરનો હું ! વરસાદ કાંઈ ખરેખર મને ભીંજવવા આવતો ન હતો એક બાળકને ભીંજવવાની રમત કરવા કરતાં વધારે ગભીર અને વધારે મહત્ત્વનાં કાર્ય એને કરવાનાં હોય છે, પરતુ રેતીના પટમાથી પાણી વેરતો નર્મદાના પટને ઓળગી પાસે આવતો વરસાદ કેવો આવતો હતો તે જોવામા અને નાસતે નાસતે પમાળવામા મઝા જરૂર પડી હતી.

નર્મદાને નાચતા, રમતા, દોડતા આવડતું નથી એમ કહી શકાય નહિ જ. હોય એની અસર એકંદર ગભીર ખરી નર્મદા શિનોર પાસે અત્યંત ગભીર બને છે. તેમાં પણ વર્ષામાં નર્મદા જે રૌદ્ર રૂપ ધારણ કરે છે એવુ રૂપ બીજી બહુ થોડી નદીઓ ધારણ કરતી હશે. સામે આવેલુ પાણીના પટ કરતાં પણ ઓડું ભાઠું આખું ડૂબી જાય અને શાસોદરા ગામ તણાવાની અફવા આવ્યા જ કરે, પટનાં પાણી ઉભરાઈ કરાડોના પોણા ભાગને છાલકે ન્હવરાવે, અને જાણે સમુદ્ર ફેલાયો હોય એવો જળવિસ્તાર વ્યાપક

બની જાય, આગગાડીની ઝડપે પાણી વહેતાં હોય, મોજાં એકમેકની ઉપર ચઢી પાણીના ચત ટેકરાઓ ઉભા કરે અને લુપ્ત કરે, ગોળ ગોળ દડાઓ સરખી ઘુમરીઓ ફૂંદડી ફર્યા જ કરતી હોય અને ઉન્મત્ત તાંડવ કરતી નર્મદાનો ધમકાર ચારે પાસ સંભળાયા કરતો હોય; એ દશ્ય ભૂલ્યુ ભૂલાય એમ નથી

તેમાં પણ ભુસા ફળિયાને ઓવારે રચાતી ધાંટી જેવી, પ્રચંડ ઊર્મિરમત મેં દરિયામાં પણ દીઠી નથી વર્ષોથી બંધાયલો એ ઉંચો ઘાટ નર્મદાનાં ધસમસતાં પૂરની વચ્ચે આવતો હતો. એના પગથિયાં, પગથાર અને દાબણીઓની સામે ઝઝૂમતાં અને માર્ગ કરતાં નર્મદાના પાણી જે વમળો, ફુવારો, ઘુમરી, ભમરી અને જલછાંટોની પરંપરા રચતાં એ દશ્ય તો કોઈ રવિશંકર રાવળ કે કનુ દેસાઇને જ હાથે આછોશો આકાર પામી શકે! એટલા જલવિભાગમાં તરવું લગભગ અશક્ય બની જતું હશે માટે એને ધાંટીને નામે ઓળખતા હશે.

એવાં મહાભારે જળ ઉભરાયા હોય ત્યારે કોઇ નોકરની નજર તળે મને એ ઘાટ ઉપર નર્મદામાંનાં દર્શનાર્થે મોકલવામાં આવતો. નર્મદા એ સમયે ખરેખર દર્શનીય બની જતી અને નાસ્તિકમાં નાસ્તિકને પણ નમવાની ફરજ પાડતી હું તો ત્યારે આસ્તિક હતો, એટલે ભય અને ભાવ સાથે નર્મદાને નમી પડતો.

નર્મદાના એ રૌદ્ર રૂપથી એને કિનારે વસતાં એના બાળકો ટેવાઇ પણ જાય છે. એવાં ભરપૂર પાણીમાં પણ સીમળાનું લાકડું આધાર માટે લેઇ " નર્મદે હર" ના પ્રબળ ઉચ્ચાર સાથે કેંક તારાઓ નર્મદાના જળમાં કૂદી પડતા અને દૂર દૂરથી તણાઈ આવતાં લાકડાં એમની લાવી આખા વર્ષની બળતણસામગ્રી ભેગી કરતા. જે સ્થળેથી તારો કૂદી પડયો હોય ત્યાંથી અડધા પોણા માઇ ઉપર એ તારો બહાર નીકળી શકતો એવું પાણી વહેતું રહેતું. નર્મદાના તારાને બીજી નદીઓનો બહુ હિસાબ ન લાગે

આમ નર્મદા સુંદર અને ભવ્ય દશ્યોનો ભંડાર બની રહેતી

સાથે સાથે એ આખા શિનોર ગામને પીવા નહાવાનું પાણી પૂરૂં પાડતી મરાઠાઓના રાજકીય ઉદયમાં હિંદુ સંસ્કૃતિનો પુનરોદ્ધાર બહુ થયો નથી એમ કહેનાર અને માનનારે નર્મદા કિનારો ફરી વળવો અનેક મંદિરો અને અનેક ઘાટ સ્થળે સ્થળે નજરે ચઢશે. એ મરાઠાઓના અમલનું એક પરિણામ ચાંદોદનો મલ્હારરાવનો ઘાટ અને ગોપાળરાવ મૈરાળે બાંધેલો શિનોરનો ગણપતિનો ઓવારો આજ પણ આપણને એમે એવાં સ્થાપત્યો છે.

થાક ન લાગે એટલા માટે ઘાટના પગથિયા ઉપર વંકાતે પગને ચઢતી પનિહારીઓ હવે જરૂર ઓછી થતી ગઇ હશે, કારણ શિનોરમાં હવે તો 'વોટર વર્ક્સ' થયું છે. મ્હારા અભ્યાસકાળે 'વોટર વર્ક્સ' ન હતું એટલે આખા ગામને નર્મદા પાણી પાતી.

શિનોરની લગભગ અડધી વસતી ન્હાવા માટે પણ આ સાર્વજનિક વહેતા સ્નાનાગારને ઉપયોગમાં લેતી.

બળતણના પ્રશ્નનો અંશત ઉકેલ પણ નર્મદા મા કરતી હતી, એ વાત આજના વહેંચી વાપરવાના યુગમાં જરૂર મહત્ત્વની લાગે લાકડાં કોલસા મેળવવાની અત્યારની મુશ્કેલીનો વિચાર કરતા આવી નર્મદાની આર્થિક સહાય જરૂર આકર્ષક થઇ પડે.

ભરૂચ કોરલ, ચાંદોદ, નાંદોદ જેવા સ્થળોને શિનોર સાથે વ્યવહારના સંબંધમાં સાંકળી લેવા માટે નર્મદા બહુ કામ લાગતી. હોડીઓ, પનાઈઓ તેમના સદનુ દશ્ય ચિત્ર કે કવિતા બહુ થોડાના હ્રદયમાં ઉપજાવે, પરંતુ ધમારતી લાકડાં, વાંસ, નાળિયેર, કરિયાણા અને અનાજની અવરજવર માટે નર્મદાનો માર્ગ ધોરી માર્ગ બની રહેતો.

આજ તો આગગાડી અને મોટરકારે માર્ગ અને ચીલા બદલી નાખ્યા છે. ત્યારે હોડી અને નદી માનવીઓને અવરજવરનાં સાચા સાધન હતા. પુત્રપુત્રીની પરદેશ વિદાય, પ્રિયતમ-પ્રિયતમાના મિલન, સગા મિત્રોની ખબર અંગે અવરજવર, તીર્થાટન અને શોખની મુસાફરી એ સર્વ માટે સરસ સાધન બની રહેતી.

જમીનમાં કોતરો કોતરતી નદી સાથે સાથે જમીનને ફળદ્રૂપ પણ બનાવવાની. નદીના ભાઠામાં શાક, મકાઈ, ચીભડા, શકરટેટી ઘણા સરસ બનતા

આમ ભૂમિને રસાળ બનાવતી, વ્યવહારના માર્ગો ખુલ્લા કરતી, અનેક ગ્રામ સમૂહોને આર્થિક પાર્શ્વભૂમિ પૂરી પાડતી, રમણીય, ભવ્ય અને ભયાનક દશ્યોની પરંપરા રચતી, માનવીની ઊર્મિઓ સાથે સંવાદ રચતી નર્મદાને મૈયા કહી સંબોધવા સર્વ કિનારાવાસીઓ પ્રેરાય એમા શી નવાઈ ?

નર્મદાએ અનેક કાવ્યો પ્રેર્યા છે. મારા મકાનની પાસે મારા મોસાળના પિત્રાઈઓ રહેતા અને તેમને હું મામાએ કહેતો. એમાના એક બાળાભાઈ મામા બહાર ઓટલા ઉપર ન્હાતે ન્હાતે नमामि देवी नर्मदे ના ધ્રુવપદવાળુ નર્મદાષ્ટક ગાતા અને મને તે ગમતું. આજની સભ્યતાને ન ગમે એવા ઓટલા ઉપરનાં જાહેર સ્નાન હજી હિંદમાંથી અદશ્ય થયાં નથી નારાચ છંદમાં રચાયલા નર્મદાષ્ટકના શબ્દાલંકાર સ્મરણે ચઢી જાય એવા છે.

सबिंदु सिंधु सुस्खलत्त-
रग भंग रंजितम्
... ...
कृतांत छ्रल काल भूत
भीतिहारी घर्म दे
... ...
सुमच्छ कच्छनक्रचक्र
चक्रवाक शर्मदे

જેવા બહુવિધ પ્રયોગો એ સ્તુતિને અત્યંત કર્ણપ્રિય બનાવે છે અને આજના વધતા જતા વાસ્તવવાદના સ્વીકાર સમયે પણ શબ્દની શક્તિનો સરસ પરચો આપે છે.

મારાં માશી પણ એ સ્તોત્ર નિત્ય ગાતાં.

અને એ ઉપરાંત કૈંક કવિતાઓ અને ગરબાઓ નર્મદાને ઉદ્દેશીને ગવાતાં તે આજ પણ ટુકડે ટુકડે યાદ યાદ આવી જાય છે

નમો નર્મદા ! નીર ગંભીર ગાજે

નો ભુજંગપ્રયાત, તેમજ

નર્મદા ! તું તો રૂડરૂડા કહાવે !

જેવા ગરબા નર્મદાને સાહિત્યવાણીમાં ઉતારતા.

કેંક વર્ષો પછી રસાલંકારના એક ગુજરાતી ગ્રંથમાં શાન્ત રસના ઉદાહરણ તરીકે નર્મદાના વાતાવરણને વપરાયું જોતા મને સ્વાભાવિક રીતે ગર્વ પણ થયો

' સ્નાન કરી નર્મદા નીરમાં ધીર નર
એક કૌપીન અંગે ધરીને
નર્મદે ! નર્મદે ! એમ ઉચ્ચારતો,
હર્ષથી રોમ ઊભાં કરીને. '

સ્કંદપુરાણમાં એક આખો વિભાગ ' રેવા ખંડ 'ને નામે ઓળખાયો છે. નર્મદાનું
બીજું નામ રેવા. ઇતિહાસ અને ભૂગોળની દૃષ્ટિએ નદીઓના પુરાણોમા અપાયલાં વર્ણન
બહુ ચોકસાઇભર્યાં હોય છે. ખાસ કરીને નદીની ભૂગોળ નર્મદા કિનારો એ સમગ્ર હિંદનું
યાત્રાધામ, વિદ્વાનો, વાનપ્રસ્થો અને સંન્યાસીઓનું એ પરમ આકર્ષણ; વ્યાસ, શુકદેવ,
અનસૂયા અને અશ્વત્થામાનાં સ્મરણો જગાડતી નર્મદા ઉભયતટપાત્રની ગણાય છે. બન્ને
કિનારે સ્નાન કર્યાનું પુણ્ય બરકાલ શુક્લતીર્થના શ્રીમાળી બ્રાહ્મણો, શિનોર કરનાળીના
નાગર બ્રાહ્મણોનો વેદાભ્યાસ હિંદભરમાં જાણીતો હતો ચાર પાંચ પેઢી ઉપર એક નાગર
બ્રાહ્મણ સ્ત્રી શિનોરમાં સતી થઇ હતી તેના અગ્નિદાહને સ્થળે બંધાયેલો એક ઓવારો
મારા બાળપણ સુધી હતો.

' ઉંચે નીચે સ્તનધડકમાં હાલતાં સુપ્ત વારી,
તેને કાંઠે તલ પર પડે ઉપડે નાવ મ્હારી. '

જેવી સ્વચ્છ કવિતાવાણી ઉચ્ચારી ' રેવા ' કાવ્યને જીવંત બનાવનાર બળવંતરાય ઠાકોર અને અનેકરંગી આદર્શો આપી ગુર્જર જીવનને સ્ફૂર્તિમય બનાવનાર કનૈયાલાલ મુનશી નર્મદાના જ પુત્રો છે. નહીં ?

દયારામ ડભોઇના ખરા, પરંતુ એમનું બાળપણ ચાંદોદમાં નર્મદાકિનારે જ વ્યતીત થયું હતું. એમણે પણ ચાંદોદનું વર્ણન આપતા ગાયું છે કે.—

શ્રી નર્મદાજી તટ ઉપર ચારુ મઢી ગ્રામ
મહિમા વખાણું, શું સ્થળ તણો
સમોવડ વૈકુંઠ ધામ.

નર્મદાની પરિક્રમા એ મહાપુણ્યકાર્ય મનાતું. કેંક ભાવિક સ્ત્રી પુરુષો, સાધુ સંન્યાસીઓ અને બાબીની જમાતો નર્મદાના મૂળ અમરકંટકથી સાગરસંગમ સુધી નર્મદાની આસપાસ ફરતા હતા.

અમરકંટકથી નર્મદાની ઉત્પત્તિ ! પહાડને પણ કેવાં અર્થગંભીર નામ પ્રાચીનો આપતા હતા ! કંટક પણ અમર !

અશ્વત્થામા મણિ ખોયા પછી વિંધ્યાચળમાં અને નર્મદાકિનારે પોતાનું નિષ્ફળ
નિરર્થક બાંધું ચિરંજીવી જીવન ગાળ્યા કરે છે એવી દંતકથા ત્યાં પ્રચલિત છે. જીવન જો
ચિરંજીવી બને તો એની નિષ્ફળતા અને નિરર્થકતા અગાધ બની જાય, નહિ ? પછી એ
જીવન અશ્વત્થામા સરખા પ્રહારીનું હોય કે આપણા જેવા ન્હાનકડા માનવીનું હોય !
અને નિષ્ફળ જીવનને આશ્રય પણ નર્મદા મૈયા જ આપે ને ! કહે છે કે પરિક્રમા

માટે ફરતી ટોળીઓ પાસેનો ખોરાક ખૂટી જાય ત્યારે નર્મદાકિનારે અનાજની ઢગલીઓ ઊભી થતી અને યાત્રાળુઓની ભુખને સંતોષતી.

એ વહેમજ નહિ તો અનાજની આજ પડતી કરોકટી ભોગવવા કરતાં નર્મદાની પરિક્રમા કરી નર્મદાએ સ્થળે સ્થળે રાખેલી અનાજની ઢગલી ઓ ઉપયોગમાં લેવી વધારે સારી; પરંતુ એ અનાજની ઢગલીઓ યાત્રાળુઓને મળે ! માત્ર મુમુક્ષુઓને નહિ.

વહેમ અને શ્રદ્ધા બહુ પાસે પાસે આવી ગયેલા છે, નહીં ? વહેમને સત્ય માનીએ તો એ શ્રદ્ધા બની જાય છે, અને શ્રદ્ધામાથી સત્ય ખરયું એટલે એ વહેમ બની જાય છે. નર્મદા મૈયા કોઇને ભૂખી રાખતી નથી, એ શ્રદ્ધામાંથી અનેક ચમત્કારિક કથાઓ ઊભી થાય એમા નવાઇ નથી. આપણી નદીઓ આપણી માતાઓ બની ગઇ હતી. જાત ઘસીને પણ માતા પોષણ આપે જ. નવા યુગમા પણ નદીઓનું માતૃત્વ પૂરવાર થાય એમ છે. સાબરમતી, મહી, નર્મદા અને તાપીના વહેતાં પાણીને વર્તમાન ઢબે વપરાય તો કંઇ શહેર અને ગામડાને અખૂટ વિજળી મળે, પ્રકાશ મળે, ધાન્ય મળે અને આબાદી મળે ! સરિતપૂજા આજ પણ જરૂરી છે.

નર્મદા કિનારાની પવિત્રતાએ ' નર્મદાના કંકર એટલા શંકર ' બનાવ્યા છે અને ખરે, નદીઓએ ઘડેલા-અને ખાસ કરી નર્મદાએ ઘડેલા ન્હાના મોટા પથ્થર આંખને અને હાથને ગમે એવા રૂપાળા હોય છે. હું પણ ન્હાનપણમાં ઠીક ઠીક કંકરો ભેગા કરતો અને જાણે ભારે મિલકત હોય એમ પેટી કે ઇસ્ક્રોતરામાં ભરી સંભાળી રાખતો. એક મ્હોટો સ્ફટિક સરખો ધોળો સુવાળો પથ્થર મને દેવમૂર્તિ સમો લાગ્યો હતો અને તેને પીતાંબર તથા વાઘા પહેરાવી હું મ્હારા ભક્તિભાવને પ્રફુલ્લ કરતો હતો. આપણે સહુ Dolls House-ઢીંગલીઘર રચીએ છીએ-પુરૂષો તેમજ સ્ત્રીઓ બધા જ. ઢીંગલીઘર છોડવા જેવા હોતા નથી-કારણ, માનીએ તો બધા જ ઢીંગલીઘર છે !

અગમ્ય સૃષ્ટિ ઘટનામાં જડ ચૈતન્ય-માનવી-સ્ત્રી પુરૂષો એ સર્વ કાટપૂતળીઓ જ છે ને ? જડ નદી ચૈતન્યોનું પોષણ કરે છે ' એ ચૈતન્યો નદીને પણ ચૈતન્ય માની એની પૂજા કરે એમાં ખોટું શુ ? આભાર એ માનવભાવ છે

પરંતુ માનવીની સ્મિતવૃત્તિએ પણ નર્મદાને છોડી નથી. ' કંકર એટલા શંકર ' માં ભક્તિભાવ ખરો. સાથે સાથે ભગતડાવેડાની વ્યાપકતા ઉપર એમાં પ્રહાર પણ છે જ.

વળી નર્મદાકિનારાએ એક કહેવત પણ ઉપજાવી છેઃ

' રેવાનું ઢોર : મરવું થોડું અને તરવું ઘણું. '

વધારે મહેનત અને ઓછા વળતરની સરખામણી માટે નર્મદાની કરાડો ઠીક ઠીક સાધન પૂરું પાડે છે. એક બે બેડા પાણી ભરી લાવવા માટે દોઢસો બસો પગથિયાં ચઢવા ઉતરવાનું કામ કરતી સન્નારીઓને આ કહેવતમાં રહેલું તથ્ય ઝટ સમજાય છે !

પુરાતત્ત્વના અભ્યાસીઓ અને શોખીનો માટે નર્મદા અને આખી નર્મદાની ખીણ Narmada Valley બહુ સારૂ અભ્યાસસાધન પૂરું પાડે એમ છે ઇતિહાસ પુરાણ અને તેથી પણ આગળના અગમયુગ અવશેષો નર્મદાએ સંઘરી રાખ્યા છે. સદ્ગત કરંદીકરે નર્મદા ખીણની સંસ્કૃતિ શોધવા અને સાચવવા ઠીક ઝુંબેશ ઉપાડી હતી.

નર્મદાની ખીણ ! Narmada Valley એ અંગ્રેજી ભાષાને ગોઠી ગયેલો શબ્દ

સમૃદ્ધ ગુજરાતીમાં ગોઠતો નથી એને બદલે નર્મદાકિનારો કહ્યો હોય તો શું ખોટું ? બન્ને બાજુઓ મળી નર્મદાતટ બારસો પંદરસો માઈલના વિસ્તારમાં સંધાયો છે આખા મધ્યપ્રાંત અને આખા ગુજરાતની વચલી ભૂમિને એક બનાવતી નર્મદાના બન્ને તીર ઉપર વસતી પ્રજામા એક પ્રકારનુ સામ્ય અને વિશિષ્ટત્વ હોય એમાં નવાઈ નહિ. માળવા અને ગુજરાતના કંઈક રાજવંશોની ચાલવારી નર્મદાને મુખે હશે જ. જબલપુરના આરસ ખડક, હુંકાર, શૂલપાણ, હરણ ફાળ, મોખડી, ઓરસંગમ, વ્યાસનો બેટ, અનસુયા, માધવજીએ પ્રસિદ્ધ કરેલું ગાલસર, કોરલ, કબીરવડ, શુકલતીર્થ અને ભરૂચ જોતજોતામા નર્મદાકિનારાને ઓળખાવી દે એમ છે. આપણી સંસ્કૃતિની રેખાઓ નદીતટને અવલબીને દોરાતી હોય જ એમાં શંકા નહિ. દેવની પરિક્રમા એ પૂજનનો મ્હોટો વિધિ છે. નદીને પણ દેવતા માની ચૂકેલા હિંદુ માનસે નદીની પરિક્રમામાં પણ માહાત્મ્ય મૂક્યું છે. પરિક્રમણ કરનાર માનવજૂથ સંસ્કારવહન કરે એ સહજ છે.

ગૌરીશંકર નામના એક ખાખીની મ્હોટી જમાત ' પગકમ્મા' કરતી કરતી શિનોર આવી હતી એમ મને યાદ આવે છે. આખી જમાતની પધરામણી અમારા પડોશમાં થઈ હતી મોટી જટા, લાંબી દાઢી, મોટો દેહ અને સ્મિતભર્યું મુખ એ ખાખી ગુરૂ ગૌરીશંકરના મુખ્ય લક્ષણો હજી મને સાંભર્યા કરે છે. પ્રસાદમા આપતા વિભૂતિ–રાખ–ખાખ–પરંતુ બાળકોને મન એ મહા સ્વાદિષ્ટ વસ્તુ હતી. હું પણ દેખાદેખી ગૌરીશંકરની ભસ્મનો ઉમેદવાર બન્યો હતો, અને હસતે મુખે વરદ મુદ્રાથી શોભિત ગૌરીશંકરે આપેલી ચપટી રાખ સહુની માફક મુખમાં મૂકી આંખે ચોપડી કૃતકૃત્યતા અનુભવતો. ઈશ્વરની કે કોઈ સિદ્ધની કૃપાનું ફળ પરીક્ષા પસાર કરવામા જ આવે એવી વૃત્તિ ખરી ! પૈસો, પત્ની, પરાક્રમ, પરદેશગમન, પ્રતિષ્ઠા એમાનું કાંઈ પણ ઇચ્છવા યોગ્ય લાગતું નહિ. પરીક્ષા પસાર થઈ કે બસ બધું જ પમાશે એવી માન્યતામાં બીજા પ્રાપ્તવ્યોનો વિચાર સરખો પણ આવતો નહિ

નર્મદા સ્નાનની બાધા આખડી પણ ઘણા રાખતા, હજી પણ રાખે છે. કવિ સુંદરમના આગ્રહથી ચાદોદમાં ભરાયલી પાચાલ પરિષદનું ઉદ્ઘાટન કરવા પાંચ છ વર્ષ ઉપર હું ચાદોદ ગયો હતો. તેને પહેલે જ દિવસે મ્હારા એક યુવાન ભાણેજને કષ્ટસાધ્ય ક્ષય લાગુ પડ્યાના વ્યથિત કરી નાખતા સમાચાર આવ્યા હતા નર્મદા સ્નાન કરાવું ?

હું વહેમી નથી. બાધા આખડીમાં જરા ય માનતો નથી. ઈશ્વર કે દેવ લાંચ લઈ બદલો આપે એવી ભાવનામાંથી બાધા જન્મે છે એમ હું માનું છું. ઈશ્વર કે દેવમાં પણ હું પ્રચલિત માન્યતા પ્રમાણે માનું છું કે કેમ એની મને શંકા છે. છતાં નર્મદા નિહાળતાં મને આવી બાધા રાખવાનું મન થયું.

એ ભાણેજ ગંગાકિનારાનો નિવાસી છે. ગંગા પણ આપણી એક મહાપવિત્ર સ્મરણીય સરિતા. એમાં પલું ખરું નાહતા મારા ભાણેજને નર્મદાસ્નાનની જરૂર ન હતી. ત્હોય બાધા રખાઈ ગઈ. ભાણેજ સાજો સમો બની ઘેર આવ્યો, અને તેને નર્મદાસ્નાન મે કરાવ્યું પણ ખરું ! બાધા સફળ બની. પરંતુ શ્રદ્ધા નહિ. મ્હારા વહેમનો એ અવશેષ !

વહેમનો વિરોધી હું જ વહેમનો પોષક બન્યો ! કેવી એ માનવ નિર્બળતા !

નર્મદાકિનારાના અનસૂયા ક્ષેત્રની માટી રક્તપિત્ત જેવા દર્દનો રામબાણ ઇલાજ મનાય

છે. વડોદરા સરકારે અનસૂયા ક્ષેત્રમા પતિયાની સારવાર માટે દવાખાનું અને રહેઠાણની પણ સગવડ કરી આપી છે.

પરંતુ હું કંઇ નર્મદાસ્તોત્ર રચવા બેઠો નથી. મારાં સંસ્મરણોમાં નર્મદાનું ઠીક ઠીક સ્થાન છે. ગુજરાત અને હિંદના સંસ્કાર અને સાહિત્યમાં પણ નર્મદાનું ઠીક ઠીક સ્થાન છે. અને મધ્યપ્રાન્ત માળવા-તથા ગુજરાત પર એ સરિતાનું ભારે ઋણ છે એ વિચારે મ્હારા બાળસંસ્મરણોમાં નર્મદાનો વિસ્તાર વધારે લંબાઇ ગયો.

નર્મદા કિનારે ન વસનાર, નર્મદાના પરિચયથી અજ્ઞાત ઘણા ય માનવીઓ હશે, જેમને નર્મદાનું માહાત્મ્ય વધારે પડતું લાગે. પરંતુ નર્મદા તો એક સરિત પ્રતીક છે. ગુજરાતમાં ન્હાની મ્હોટી અનેક નદીઓ, ઝરણાં અને વહેળાઓ છે જેમના કિનારા તટવાસીઓને અનેક ભાવ, અનેક વિચારો, અનેક ઊર્મિઓ પ્રેરી રહેતા હશે. આર્થિક, સામાજિક અને ભૌગોલિક સંગઠનોને એકતા અર્પતા એ પાણીના રેલાઓ સુકાતા સુકાતાં પણ ગુજરાતના કંઇક વિભાગોને પલ્લવિત કરી રહ્યા છે પ્રલયની, વિનાશની ભયંકરતાનો પરચો આપતાં તાંડવો પણ તેઓ કદી કદી રચે છે. અને તે કેમ ન રચે ? જીવન જેટલું જ મૃત્યુ સત્ય છે, નહિ !

મૃત્યુ ભયંકર લાગે છે; શોક પ્રેરક જરૂર છે, અને અસહ્ય તો છે જ. પરંતુ ઈશ્વરે જાણી જોઇને અગર તો કુદરતે સર્ગ વિસર્ગની ઘટના ઘડીને મૃત્યુ જીવંત સૃષ્ટિને બક્ષ્યું જ છે ? એને ટાળવા, રોકવા બહુ બહુ પ્રયત્નો થાય છે અને થશે, છતાં આજની ઘડીએ તો એ અનિવાર્ય છે, અપરિહાર્ય છે.

પાણી જેવું પોષક, પ્રફુલ્લ કરતું તત્ત્વ તોફાને ચઢે તો મૃત્યુ વેરે. અનિવાર્ય મૃત્યુનો ભય રહે તો મૃત્યુ જરૂર વહેલું આવે હિંદને, ખાસ કરી ગુજરાતને મૃત્યુનો ભારે ભય છે. ગુજરાતી જેવી આદર્શ બીકણ જાત બીજી એકે નથી નદીઓના પ્રલયપૂર પણ ગુજરાતને હસતે મુખે મૃત્યુને નિહાળવા પ્રેરી શકતાં નથી ! માટે જ ગુજરાત સદાય પરાધીન ! એને સહુ કોઇ મારે !

નર્મદા જેવી નદીનાં પૂર નિહાળનારને મૃત્યુનો ભય હોવો ન જ જોઇએ !

પ્રલયમાં પણ નર્મદાનો લીસોટો જીવંત રહેવાનો છે એવી માન્યતા છે.

અને નર્મદાએ કેટકેટલા ગુજરાતી સ્ત્રીપુરૂષોના નામ પૂરાં પાડયાં છે !

મ્હારા એક બાલમિત્રનું નામ નર્મદાશંકર.

ગુજરાતી વર્તમાન સાહિત્યના બે આદ્ય પ્રણેતાઓમાથી એકનું નામ કવિ નર્મદાશંકર-નર્મદ પ્રેમશૌર્યના એ મહાન ઉપાસકથી શરૂ થયેલું ગુર્જર સાહિત્ય નિર્બળ, નિર્માલ્ય, પાંગળું અને રડકણું ન જ બનવું જોઇએ.

ગુજરાતના એક સરસ વિચારક, તત્ત્વજ્ઞ અને વક્તાનું નામ પણ નર્મદાશંકર દેવશંકર મહેતા

મહીએ, સાબરમતીએ નામ આપ્યા નથી. અનેક સ્ત્રીપુરૂષોને નામ આપતી સરિતા પ્રજાજીવનમાં વધારે ઊંડી ઉતરેલી જરૂર માની શકાય.

આમ આ દેવી નર્મદે મ્હારા બાલજીવનનો પહેલો વ્યાપક પટ. અકસ્માતે મને નર્મદાનો સ્પર્શ આપ્યો, જે હજી ભૂલાતો નથી. મ્હારૂં પહેલું સૃષ્ટિસૌન્દર્યનું સ્મરણ એ નર્મદા.

( "પૂર્ણિમા"માંથી ) શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇ

# આવતા માસની કાર્યદિશા

૧ આ નવા વર્ષે તમે તમારા પુસ્તકાલયના વાચકો વધારવા આજથી પ્રયાસ કરો, વિદ્યાર્થીઓને તેમની કક્ષા પ્રમાણે વાચન આપો. ગામમાં બહેનોમાં પુસ્તકોનો પ્રચાર કરો.

૨ પુસ્તકવાચન વધે તે માટે દરેક ફળીએ યુવક વાચક દ્વારા ફળીઆના લોકોમાં જાગૃતિ આવે તેવી રીતે એકાદ સારા પુસ્તકનું વાચન મોટેથી કરાવવા પ્રયાસ કરો.

૩ મંજૂર થયેલાં અંદાજો મળે એટલે પાવતીઓ, ધારણ પ્રમાણે સહીઓ કરી પુસ્તકાલય ખાતામાં તુર્ત મોકલી આપો અને લોકમદદનાં નાણાં પુ. સ. સ. મંડળમાં મોકલો. કોઈ પણ પુસ્તકાલયને મંજૂર કરેલી મદદથી વધારે મદદ આપી શકાય તેમ નથી તેની નોંધ લેશો.

૪ ત્રિમાહી નિવેદનો જૂથમંડળો પોતાના જૂથનાં પુસ્તકાલયમાંથી મંગાવી એકુણાત કરી મોકલે. જરૂર પડયે સભા બોલાવી હકીકત એકત્રિત કરવા તજવીજ કરશો.

૫ તમારા પુસ્તકાલયમાં ઠરાવ બુક, વાંધાપત્રકની ચોપડી, ઊઠી ગયેલાં બાળકોની યાદી, વાચકનોંધવહી ન રાખી હોય તો આજે જ આ પત્રકો બાંધી તમારૂં કામ વ્યવસ્થિત કરો. આ ખામી હજીયે સુધરતી નથી તે માટે રા. મહા૦ શાળાધિકારીઓ ધ્યાન આપશે એવી વિનંતિ છે.

૬ ગયાં અંકે પાવતીના બે નમૂના અંક સાથે હતા, તેમ આ અંકમાં પણ છે. તેને પાછલા અંકમાંથી મેળવીને તથા આ અંકમાંથી લઈને યોગ્ય તજવીજ કરી ખાતામાં મોકલી આપો.

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક.

વડોદરા,
તા. ૮-૧૧-'૪૭

## જાહેરાત અંક ૬ સને '૪૭–૪૮

## વિષય

### પુસ્તકોની ભલામણ

| પુસ્તકનું નામ | પ્રકાશક તથા લેખકનું નામ | કિંમત |
|---|---|---|
| ૧ કન્યાને પત્રો* | ન. દા. પરીખ, નવજીવન પ્રકાશક મંદિર, અમદાવાદ. | ૧–૦–૦ |
| ૨ वर्यांत येणाऱ्या मुलिस* (मराठी) | સદર | ૧–૦–૦ |
| ૩. राष्ट्रभाषा हिंदुस्तानी | मोहनदास करमचंद गांधी, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. | ૧–૮–૦ |
| ૪ લોકમાતા* | દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર, નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. | ૧–૪–૦ |
| ૫ સંસાર રચના* | લે. ઝવેરચંદ મેઘાણી. ભારતી સાહિત્ય સંઘ લિ. ગાંધી માર્ગ, અમદાવાદ. | ૦–૧૨–૦ |
| ૬ ચપટી ધૂળ* | સદર | ૦–૧૨–૦ |
| ૭ યૌગિક જીવન+ | હ. ના. પટેલ, ભક્તિમાર્ગ કાર્યાલય, અમદાવાદ. | ૧–૮–૦ |
| ૮ ગ્રામ રચના+ | રવિશંકર મહારાજ, સસ્તું સાહિત્ય, અમદાવાદ. | ૧–૪–૦ |
| ૯ ચીની ક્રાન્તિ× | ચંદ્રભાઈ કા. ભટ્ટ, સરસ્વતી પ્રકાશન મંદિર, હાથીખાના-ભાવનગર. | ૬–૦–૦ |
| ૧૦ ક્રાંતિનાં પરિબળો (ભાગ ૧–૨)× | સદર | ૩–૦–૦ |
| ૧૧ ×Self-Restraint V. Self-Indulgence | M. K. Gandhi. Navajivan Prakashana Mandir, Ahmedabad. | ૨–૦–૦ |

● ગ્રામ પુસ્તકાલયો, બાલ અને મહિલા પુસ્તકાલયો માટે ખાસ
\+ રાજ્યનાં તમામ પુસ્તકાલયો અવશ્ય વસાવવા યોગ્ય
× મહાનગરો ગ્રામ તથા કસ્બા પુસ્તકાલયો માટે વસાવવા યોગ્ય.

૧૨ ક્ષેમેશ્વર કૃષ્ણ
( નીચે જણાવેલા ૭ ભાગમાં ) ગોકુળદાસ દા. રાયચુરા
રાયચુરા ગોલ્ડન જ્યુબિલી વર્કસ, વડોદરા. ૩–૮–૦

(૧) ગોકુલેશ ૩–૮–૦
(૨) ગણેશ ૩–૮–૦
(૩) મથુરેશ ૩–૮–૦
(૪) દ્વારિકેશ ૪–૮–૦
(૫) ગીતેશ ૩–૮–૦
(૬) યોગેશ

વડોદરા,
તા. ૩૦–૧૦–'૪૭

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક, પુસ્તકાલય ખાતુ.

---

## સૂચના અંક ૭ સને '૪૭–૪૮

## વિષય

### પ્રાંત પંચાયત તથા સરકાર મદદની પાવતીઓ બાબત

આ બાબત માહે ઑક્ટોબરના "પુસ્તકાલય" માસિકના અંકમાં સૂચના છપાઈ છે તેની સાથે સરકારપંચાયત મદદની પાવતીઓની પણ એકેક પ્રત છપાયલી હોવાથી જે તે પુસ્તકાલયના મંત્રીઓ પણ તે પ્રમાણે એક પાવતી મોકલે છે તે ઇષ્ટ નથી. તેથી આથી ખબર આપવામાં આવે છે કે માહે નવેમ્બરના (આ જ) અંકમાં આ સાથે બીજી બે સરકાર-પંચાયત મદદની પાવતીઓ છે તો તે પણ કાઢી લઈ સરકાર પંચાયત એ દરેકની બે મળી કુલ ૪ પાવતીઓ અત્રે મોકલવાની છે. તેમજ પુસ્તકાલયોનાં બજેટ મંજૂર થયા પછી તેની એક પ્રત જેના તેના તરફ મોકલવામાં આવે છે તે પ્રત મળ્યા પછી જ પાવતીઓ મોકલવાનો વહિવટ રાખવો. બજેટ મંજુર થતા અગાઉ પાવતીઓ મોકલવાની નથી. પહેલાની માફક સરકાર તથા પંચાયત મદદની મળી કુલ ચાર પાવતીઓ મોકલવાની છે. નવેમ્બરનો અંક મળ્યા પહેલા જેઓએ સરકાર પંચાયત મદદની એકેક પાવતી મોકલી હોય તેઓએ નવેમ્બરના આ જ અંકમાંથી બીજી બે પાવતીઓ મેળવીને મોકલી આપવી.

ટીપ —(૧) પાવતી મોકલતી વખતે પાવતીઓમાં રૂબરૂની સહી લેવા ભૂલવું નહિ.
(૨) રૂા ૨૦ ઉપરાંતની પાવતી ઉપર સરકાર પંચાયત મદદની દરેકની એક પાવતી ઉપર એક આનાની પાવતી ટિકિટ ચોઢવાની છે.

વડોદરા,
તા. ૮–૧૧–'૪૭

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

---

× મકાનવાળા ગ્રામ તથા કસ્બા પુસ્તકાલયો માટે નમૂનાના યોગ્ય

श्री

## ग्राम पुस्तकालयनी
## पावती

मे. रा. रा. पुस्तकालय खाताना व्यवस्थापक साहेब,
वडोदरा.

जोग लि. ———— पुस्तकालयना मंत्री, सन सने १९ —१९
नी साल माटे अमोए मेगा करेला रु. उपर पंचायत मददना
पूरेपूरा रुपिया ———— अंके ————
अमोने पत्रो, पुस्तको, लाकडी सामान वगेरे साह आप साहेब तरफथी मळ्या छे, तेनी आ
पावती लखी आपी छे. ता. सन १९ .

( सही ) ————
मंत्री, सार्वजनिक पुस्तकालय,
मु. ————
ता. ————

रुबरु

( सही ) ————
होद्दो, मुखी, तलाटी, मुख्य शिक्षक

पु खा. न. अंक ५१

---

श्री

## ग्राम पुस्तकालयनी
## पावती

मे रा. रा पुस्तकालय खाताना व्यवस्थापक साहेब,
वडोदरा.

जोग लि ———— पुस्तकालयना मंत्री, सन सने १९ —१९
नी साल माटे अमोए मेगा करेला रु उपर सरकार मददना
पूरेपूरा रुपिया ———— अंके ————
अमोने पत्रो, पुस्तको, लाकडी सामान वगेरे साह आप साहेब तरफथी मळ्या छे, तेनी आ
पावती लखी आपी छे ता सन १९

( सही ) ————
मंत्री, सार्वजनिक पुस्तकालय,
मु. ————
ता. ————

रुबरु

( सही ) ————
होद्दो, मुखी, तलाटी, मुख्य शिक्षक

पु. खा. न, अंक ५०



ડિસેમ્બર ૧૯૪
અંક ૫ મો



## આ અંકમાં



વાર્ષિક લવાજમ

દેશમાં રૂા. ૪—૮—૦ પરદેશ રૂા. ૫—૦—૦ છૂટક નકલ રૂા. ૦—૧—૦

: વ્યવસ્થાપક :
વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી. કોમ)
મંત્રી, પુ. સ. સ. મંડળ લિ.

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

સમગ્ર ગુજરાત અને મુખ્યત્વે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૨૩ મું | ડિસેમ્બર-૧૯૪૭ | અંક ૫ મો

## કાગળ પરનો કોન્ટ્રોલ હવે તો ઉઠાવી લ્યો —તંત્રીસ્થાનેથી

બીજું વિશ્વયુદ્ધ આવ્યું અને એણે જગત પર અનેક પ્રકારની આંધીઓ ઉતારી. અને એ આંધીએ રણક્ષેત્રે લડતા લડવૈયાઓને જેમ લડતા કર્યા તેમ સામાન્ય આમજનતાને પણ વિમાસણમાં મૂકી.

યુદ્ધજન્ય પરિસ્થિતિએ અનેક પ્રકારનાં નિયમનો પ્રજા પર લાધ્યાં: તેમાંનાં કેટલાંક ઉપયોગી હતાં—જરૂરી હતાં; છતાં એ નિયંત્રણના ઓથા હેઠળ જે ત્રાસ અને વિટંબણા આમજનતાને વેઠવાં પડયાં છે તેનાં દૃષ્ટાંતો આજે ભાગ્યે જ શોધવા જવાં પડે તેમ છે.

અનાજ, કાપડ તેમ જ ઇતર વસ્તુઓ પરનાં નિયંત્રણો સાથે સંસ્કારપ્રવર્તક ચીજ-વસ્તુઓ પર પણ અમુક પ્રકારના નિર્બંધો મુકાયા. અને તે કેટલેક દરજ્જે ઇષ્ટ પણ હતા; પરંતુ તેનાં પરિણામ ધાર્યાં ન જ આવ્યાં.

ઉલટ, જનતા એથી વધુ મુશ્કેલીમાં મુકાઇ; જેના હિતાર્થે એ જાહેર કરાયાં તેમની જ પરિસ્થિતિ એનાથી ઉલટી વિષમ બની. કારણ, એ નિયંત્રણોના તંત્રવાહકો-માંના કેટલાકોએ નીતિમત્તાને નેવે મૂકી, પ્રામાણિકતાને અભરાઇએ ચડાવી અને કાળા બજાર ફૂલવા ફાલવા લાગ્યાં.

નિયંત્રિત સમગ્ર વસ્તુઓની જેમ કાગળ પણ નિયંત્રણ હેઠળ આવી ગયો. કાગળ એ સંસ્કારી જનતાની અનિવાર્ય જરૂર છે. એના પર નિયંત્રણની જરૂર હોય, પરંતુ એ નિયંત્રણો ભાગ્યે જ સફળ નીવડયાં છે.

કાગળ કરકસર નિયમન હુકમ આપણે ત્યાં અમલમાં આવ્યો, છતાં પ્રામાણિક વપરાશ કરનાર કાયદાને માન આપી વર્તનારાઓ હાથ જોડીને બેસી રહ્યા, જ્યારે કાયદાને કોરાણે મૂકી કામ કરનારા યેનકેન પ્રકારેણ ફૂદકે ને ભુસકે પ્રકાશનો અઠટ

કરતા ગયા. આમ કાગળ કરકસર નિયમન હુકમે ધારી અસર ભાગ્યે જ કરી હશે. એમાં અનેક પ્રકારની ગૂંચો આવી.

આ દૃષ્ટિએ જોતાં કાગળ પરનો પ્રતિબંધ અનિવાર્ય હતો, છતાં ઉપરની પરિસ્થિતિ જોતાં આજે એ બીનજરૂરી બનતો જાય છે. કાગળ પૂરતા પ્રમાણમાં આવતો થયો છે. હિંદ સરકાર પણ હવે તો નિયંત્રણો દૂર કરવાની તજવીજ કરે છે અને આ અંક પ્રકટ થશે ત્યારે કદાચ દૂર પણ થઈ ગયો હશે. એ રીતે જોતાં કાગળ પરનાં સમગ્ર નિયંત્રણો હવે આપણે ત્યાંથી તો સત્વરે દૂર થવાં આવશ્યક છે.

વર્તમાનપત્રો પ્રકટ કરવાની છૂટ મૂકાઇ ગઇ છે, ન્યુસપ્રિન્ટ મેળવવાની અને વાપરવાની પત્રસંચાલકોને છૂટ અપાઈ છે છતાં નવું પત્ર શરૂ કરનાર માટે પેપર કોન્ટ્રોલરની પરવાનગીની પણ આવશ્યકતા આપણે ત્યાં અનિવાર્ય ગણાય છે. અને એ તાંત્રિક વિધિમાં એટલો વખત વીતી જાય છે કે નવું પત્ર શરૂ કરવા ઇચ્છનારને આખરે કંટાળીને પોતાનો ઇરાદો પડતો મૂકવો પડે છે. અરે, નવાની વાત તો દૂર રહી પરંતુ ૨૦–૨૦ વર્ષો થયાં પોતાનું અસ્તિત્વ સ્થિર કરી શકેલાં સામયિકોને પણ છાપકામ કરતું પ્રેસ બદલવા ;વખતે કે પ્રકાશક તરીકે નવું નામ ફેરબદલ કરવા વખતે આ પેપર કોન્ટ્રોલના કારણે આખોય વિધિ નવેસરથી પતાવવો પડે છે.

એટલે હવે આ બીનજરૂરી નિયંત્રણ સત્વરે દૂર કરી એનો મુકત વ્યવહાર શ્રીમંત સરકારે જાહેર કરવાની ઘડી આવી પહોંચી છે.

અનેક નિયંત્રણો હિંદી સરકાર દૂર કરવા તજવીજ કરી રહી છે તેને અનુસરીને ઈ. સરકારે પણ હવે સત્વરે એ દિશામાં પગલાં ભરી જનતાને એ નિયંત્રણોના ભારમાંથી હળવી બનાવવા સત્વરે પગલાં ભરવા અમારી નમ્ર છતાં આગ્રહભરી વિનંતિ છે, કે જેથી નવાં નવાં સાહિત્યપ્રકાશનો જે પ્રસિદ્ધિ પામવાની રાહ જોઇ રહ્યાં છે તે પ્રસિદ્ધ થવાં શરૂ થઇ જાય અને સંસ્કારપ્રચારના કાર્યને વિશેષ વેગ મળતો થાય.

---

—કોઇ પણ કાર્ય કરતાં પહેલાં સાહિત્યની જરૂર છે. આ સાધન ગદ્ય તેમ પદ્ય બંને પ્રકારનું સામાન્ય માણસો પણ સહેલાઇથી સમજી શકે એવું ઉચ્ચ અને સત્યભાવના પ્રેરનારું, અસરકારક, બહોળી તપાસ અને ઊંડી લાગણીથી પસંદ કરેલું, સેંકડો અને હજારો ગદ્યપદ્યોવાળું તેમ જ જનસમાજમાના જુદાજુદા વર્ગો જેમકે સ્ત્રી અને પુરુષ, બાળક અને વૃદ્ધ, ખેડૂત અને મજૂર, બ્રાહ્મણ અને અંત્યજ, શેઠ અને નોકર, ગરીબ અને ધનિક, શહેરી અને ગામડિયા, ભણેલા અને અભણ વગેરે વગેરે દરેક વર્ગ માટે ઉપયોગી થાય એવા જુદાજુદા અનેક પ્રકાર વિષયોવાળું વાર્તા, ચરિત્ર, આખ્યાન, નિબંધ, ભાષણ, ઉપદેશ, ભજન, લાવણી, ગઝલ, ગરબા, છંદ, શ્લોક, સંવાદ, પ્રહસન વગેરે અનેક ચેટા– પ્રકારોવાળું હોવું જોઇએ. —સ્વ. સ્વામી આનંદાનંદ

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

મોટામાં મોટું પ્રગટ કરવામાં આવેલ વર્તમાનપત્ર ન્યુયોર્કમાં ૧૮૫૯માં પ્રગટ થયું હતું. તેનું નામ 'ઈલ્યુમિનેટેડ ક્વૉડ્રુપલ કોન્સ્ટેલેશન' ( Illuminated Quadruple Constellation ) હતુ તેની ઉંચાઈ ૮ફે ફિટ તથા પહોળાઈ ૬ ફિટ હતી



શ્રી. અરવિંદ ઘોષના મહાન પુસ્તક 'ધી લાઈફ ડિવાઈન' (the Life Divine) માં તેના સમગ્ર તત્ત્વજ્ઞાનનો સમાવેશ થઈ જાય છે. તે પુસ્તક ઇથાકા, ન્યુયોર્કના કોર્નેલ વિશ્વ વિદ્યાલયના તત્ત્વજ્ઞાન વિભાગના અનુસ્નાતક અભ્યાસક્રમના પાઠ્ય પુસ્તક તરીકે નિયત કરવામાં આવ્યું છે.



તેલ અવીવ ખાતે થોડા સમયમા એન્સાઇક્લોપીડિયા હેબ્રેઇકાના નવા સોળ ભાગો પૈકીનો પહેલો ભાગ પ્રગટ થવાનો છે. જેરૂસાલેમમાં એક ખાસ સાધનોવાળા મકાનમા સાડાચાર વર્ષથી ૬૦ તત્રીઓ તથા ઉપતત્રીઓ આ માટે કામ કરી રહ્યા છે.

એન્સાઈક્લોપીડિયામાં હિબ્રુ ભાષાના ૪૦,૦૦૦ લેખો ૩૦,૦૦૦ ચિત્રો તથા નકશાઓ આવશે. તેના લેખકો પૈકી ૩૦ નોબેલ પારિતોષિકના વિજેતાઓ હશે. લેખકોમાં આઇન્સ્ટીન, ટામસમેન, પ્રોફેસર પિકાર્ડ, સાલ્વેડોર દ મેડેરિયા, નીલ્સ બોહર, વાઇકાઉન્ટ-સેમ્યુઅલ તથા પ્રોફેસર લાસ્કીનો સમાવેશ થાય છે.



એમ જણાય છે કે નવલકથાકાર એડગર રાઇસને પહેલાં એક લાખ પાઉંડ તેની 'ટાર્ઝન' ની વાર્તામાંથી મળ્યા હતા.



ઇંગ્લેંડની 'બુક્ક બુક કલબે' ડિસેમ્બર માસના પુસ્તક તરીકે ડૉ. ભવાની ભટ્ટાચાર્યના પુસ્તક 'સો મેની હંગર્સ' ( So Many Hungers ) ને પસદ કર્યું છે. કોઇપણ હિંદી લેખકને માટે આ માન વિરલ ગણી શકાય. આ કલબની સ્થાપના હેરોલ્ડ લાસ્કી, જ્હૉન સ્ટ્રેચી તથા વિક્ટર ગોલાન્ડઝ જેવી પ્રખ્યાત વ્યક્તિઓએ કરી છે. આ કલબના સભ્યોની સખ્યા ૬૦,૦૦૦ છે.

આ પુસ્તક હિંદમાં તાજેતરમાં 'હિંદ કિતાબ 'એ પ્રગટ કર્યું છે. ઇંગ્લેંડમાં તે ગોલાન્ડઝ તરફથી પ્રગટ કરવામાં આવશે.



યુદ્ધમાંથી છૂટા થયેલ હજારો યુવાન સ્ત્રી પુરૂષો બ્રિટનનાં વિશ્વવિદ્યાલયોમાં યુદ્ધ પશ્ચાદ્ તાલીમ પૂરી કરી શકતા નથી, કેમકે તેમને પાઠ્ય પુસ્તકો મળતાં નથી.

હજારો બાળકોને પ્રાઇમરો મળતી નથી. પાર્લામેન્ટના મજુર સભ્ય મિ. ડબલ્યુ. એલ. વ્યાટે ફરિયાદ કરતાં જણાવ્યું કે કાગળની તગીને અગે આ દેશમાં સસ્કૃતિ રૂંધાઇ રહી છે.

પણ કાગળની તંગી તથા કાગળની તેમજ ન્યુસ પ્રીન્ટની આયાત પર તાજેતરમાં મૂકવામાં આવેલ કાપ આ કારણો પૂરતા નથી. બીજા ગોઠવવાના તથા પુસ્તકો બાંધવાના યંત્રોની જરૂર છે. બાંધણી માટે કાપડની તંગી છે. આ બધા માટે તજજ્ઞ કારીગરો પણ પૂરતા નથી. વિદ્યુતવેગી આક્રમણ દરમિયાન નાશ પામેલ હજારો પાઠ્ય પુસ્તકો તથા શાળાને લગતું ઘણું સાહિત્ય ફરીથી તૈયાર થઇ શકેલ નથી.

બ્રિટનના પુસ્તક ભંડારોને પણ કાગળની તંગીની અસર જણાવા લાગી છે અને પોતાના હસ્તલખાણની છાપેલ નકલ લેખકને જોવા મળે તેમાં ૧૨ થી ૨૪ મહિનાનો સમય વીતી જાય છે.

જાણીતા લેખક જહોન ઓફીના કહેવા મુજબ લંડનની શાળાઓમાં વીસ લાખ પુસ્તકોની જરૂર છે, અત્યારે તેમને એકી સાથે ફક્ત ૫૦૦ નકલો મળી શકે છે. અંગ્રેજી શ્રેષ્ઠ પુસ્તકોની સસ્તી આવૃત્તિઓ અત્યારે ઘણી ખરી અપ્રાપ્ય છે, અને તે ફરીથી એ જ કિંમતે મળી શકે તેવો સંભવ અત્યારે દેખાતો નથી.

પાઠ્ય પુસ્તકો તો વધારે વિરલ છે.

એક એવી સૂચના કરવામાં આવી છે કે 'કેળવણી વિષયક' ન હોય તેવાં પુસ્તકોનું પ્રકાશન વર્ષો સુધી મુલતવી રાખવું અને શાળા તથા વિશ્વવિદ્યાલયોની માગણી પૂરી પાડવી. આ રસ્તો ભાગ્યે જ વ્યવહારૂ ગણાય, કેમકે પ્રમાણમાં બહુ જ ઓછી પ્રકાશન-સંસ્થાઓ પાસે 'કેળવણી વિષયક' પુસ્તકો છાપવા માટેનાં સાધનો તથા માણસો છે

પુસ્તકોની તંગી છતાં, એવી ગણતરી કરવામાં આવે છે કે વીસ વર્ષ પહેલાં કરતાં ઘણા વધારે માણસો પુસ્તકો વાંચે છે. બ્રિટિશ પુસ્તક પ્રકાશકો દરવર્ષે ૫૪,૦૦૦ ટન કાગળનો ઉપયોગ કરે છે. એ કુલ કાગળના ઉત્પાદનના અઢી ટકા છે. આમાં એક ટકાનો વધારો કરવામાં આવે તો પણ ઘણો મોટો ફેર પડી જાય તેમ છે.



લંડનની 'સ્કૂલ ઓફ ઈકોનોમિક્સ'ના પુસ્તકાલયમાં બે લાખ ગ્રંથો તથા ચાર લાખ પત્રિકાઓ છે. તેમાં તેના બે સ્થાપકોના સંગ્રહ-સમાજવાદ વિષે ધી હેન્રિ હચિન્સના સંગ્રહ તથા ટ્રેડ યુનિયન વિષે ધી સીડની વેબ સંગ્રહ–નો સમાવેશ થાય છે. તેમાં એકી સાથે ૫૫૦ વાચકો બેસી શકે તેવી સગવડ છે. પરદેશોના સત્તાવાર દસ્તવેજોનો ત્યાં અનુપમ સંગ્રહ છે તથા જગતના મ્યુનિસિપલ સાહિત્યનો પણ સંગ્રહ છે. બીજા વિશ્વયુદ્ધ પહેલાં આ શાળા દર વર્ષે અભ્યાસક્રમના બાર સેટ પ્રગટ કરતી હતી. અત્યારે કાગળ નિયંત્રણને અંગે આ સંખ્યા કંઈક ઓછી થઈ છે.



* પશ્ચિમ બંગાળની સરકારે બંગાળીમાં સાહિત્ય તથા વૈજ્ઞાનિક વિષયો પર મૌલિક લખાણો માટે દરવર્ષે રૂા. ૫૦૦૦)નું એક એવાં ત્રણ પારિતોષિકો આપવાનો નિર્ણય કરેલ છે. રવિન્દ્રનાથ ટાગોરના સ્મરણાર્થે આ પારિતોષિકો 'રવિન્દ્ર પારિતોષિકો' કહેવાશે.



* અલ્હાબાદના ' નયા હિંદ 'ના સપ્ટેમ્બર માસના અંકમાં શ્રી. યાજ્ઞવલ્ક્ય અજમેરી હિંદી ભાષામાં લખનાર પહેલા મુસ્લીમ કવિ વિષે રસદાયક હકીકત પૂરી પાડે છે. અબ્દુલ રહેમાનનો જન્મ ૧૦૧૦માં મુલ્તાનમાં થયો હતો. તેના માબાપ વણકર જ્ઞાતિના હતાં. તેનું એક પુસ્તક ' સનેહરસ્ય ' ( અથવા સદેશરાસક ) જૈન પુસ્તકાલયમાં મળી આવેલ છે અને તેમાંથી કેટલોક ભાગ પંડિત રાહુલ સાંકૃત્યાયનના ' હિંદી કાવ્યધારા 'માં લેવામાં આવેલ છે મૂળ ભાગ અપભ્રંશ ભાષામાં લખેલ છે અબ્દુલ રહેમાન પ્રેમ, સયોગ તથા વિયોગના કવિ હતા. એક મુસ્લીમે હિંદી ભાષાનો કરેલ ઉપયોગ ફરીથી સાબીત કરી આપે છે કે છેલ્લા લગભગ એક હજાર વર્ષથી હિંદના કવિઓ તથા ગદ્ય લેખકો હિંદી અને ઉર્દૂના કહેવાતા ઝઘડાથી પર છે.



* ૧૯૪૬–૪૭ના વર્ષ દરમિયાન પૂનાની ' ધી ડેક્કન વર્નાક્યુલર ટ્રાન્સલેશન સોસાયટી 'એ પચીસ મરાઠી લેખકો વચ્ચે રૂા ૧૩૦૦) વહેંચ્યા છે ( ૨૦ રૂા. થી માંડીને ૧૨૫ રૂા. વધારેમાં વધારે આપવામાં આવ્યા છે. ) ૧૨૫ રૂા. નું દરેક એવા બે પારિતોષિકો નાગપુરના પ્રાધ્યાપક વી. બી. કોલ્હટેને ' મહાનુભાવ તત્ત્વજ્ઞાન ' માટે તથા પૂનાના શ્રી. સિદ્ધેશ્વર શાસ્ત્રી ચિતરાવને ' અર્વાચીન ચિત્ર–કોશ ' માટે તથા જીવન ચરિત્રોના સર્વસંગ્રહના છેલ્લા ભાગ માટે આપવામાં આવેલ છે.



* નાગપુરના રાષ્ટ્રીય પુસ્તકાલયે ૧૦૦ રૂા નું સમેલન પારિતોષિક પૂનાના શ્રી. પી. એન ઓકને તેમના પુસ્તક ' હિંદુસ્તાન ચે દુસરે સ્વાતંત્ર્ય–યુદ્ધ ' માટે આપ્યું છે. આ પુસ્તકને યશોદા ચિંતામણ ફંડ તરફથી પણ સહાય મળી છે.



ઓરીસાના પ્રધાન મંડળના પક્ષે ઉડિયા ભાષામાં ' પ્રજાતંત્ર ' નામનું પક્ષીય પત્ર શરૂ કર્યું છે. ઓરીસા ધારાસભાનાં મહાસભા પક્ષના એક સભ્યે આ પત્રના તંત્રીપદનો સ્વીકાર કર્યો છે. વડા પ્રધાન શ્રી. હરિકૃષ્ણ મહેતાએ પોતાની સહીથી દિનપ્રતિદિનના બનાવો વિષે તંત્રી કટારોમાં લેખ લખ્યો છે.



યુવાનોમાં વધતી જતી અશિસ્તને અટકાવવા તથા લોકોનું અને ખાસ કરીને કુંવારા માણસોનું નૈતિક, સામાજીક તથા આર્થિક ધોરણ ઉંચુ લાવવાને શ્રી. લક્ષ્મીનારાયણ સિંધના પ્રમુખપદ હેઠળ અલ્લાહાબાદમાં એક મંડળની સ્થાપના કરવામાં આવી છે. આ મંડળ કુંવારા માણસોની પ્રગતિ માટે એક પાક્ષિક શરૂ કરવાના છે. ' કુમાર ' નામે માસિક પણ ટૂંક સમયમાં શરૂ થશે.



- શીકાગોના મુખ્ય ગ્રંથપાલ ૨૦ વર્ષની નીચેની ૭ કુમારિકાઓને વાર્તા કહેવાની તાલીમ આપી રહેલ છે. તેઓ શહેરના ૭ જાહેર પુસ્તકાલયોમાં અઠવાડિયામાં એક વખત વાર્તા કહેવાની બેઠક ભરશે. આ વાર્તાઓમાં પરીકથાઓ તથા બીજી વાતો હશે. જે માબાપો

# રખડુ લોકોનું વર્તમાનપત્ર

ન્યુયોર્ક શહેરમાં કોઇ પણ ગુરુવારની રાત્રે તમે ૫૦-૬૦ માણસોનું ઢંગધડા વિનાનાં કપડાં પહેરેલું તથા સામાજિક રિવાજ પ્રત્યે બેદરકારી સેવતું ટોળું ૧૧૯ પશ્ચિમ ૫૨ મી ગલીના એક વખતના ગેરેજ પાસે ભેગું થયેલું જોઇ શકશો. મોટા સ્ટવની પાસેની પેટીઓ તથા બાકડા પર તેઓ બેઠેલા હોય છે.

ત્યાં બેસીને તેઓ ગપ્પાં હાંકે છે તથા સિગાર ફુંકે છે, તેમજ કોઇ વાર કાવાનો એકાદ પ્યાલો પણ પી લે છે

આ લોકો ' હોબો ન્યુઝ ' વિભાગીય ફેલાવાના મેનેજરો છે. અમેરિકન રખડુઓના આ પત્રનો અઠવાડિક ફેલાવો ૯૦,૦૦૦ નકલોનો છે. ગુરુવારની રાત્રિ છાપખાનાની રાત્રિ છે.



ભોયતળિયાની એક બાજુએ અદ્યતન છાપયંત્રો લાલ, પીળા તથા લીલા રંગના ૨૪ પાનાનાં છાપાની નકલો છાપતું હોય છે. અને લોહસન તેના વ્યવસ્થિત મોટા ખડકલા કરતી જાય છે. એક સ્ત્રી માટે આ કામ આકરું છે, પણ તે તેનાથી ટેવાઇ ગઇ છે. તે પહેલાં તો સરકસમાં નોકરી કરતી હતી, પણ મુદ્રકની શાહીની ગંધે તેની તે વાત ભૂલાવી દીધી છે.

બીજા ખૂણામાં રંગભૂમિ, પડદો તથા રેડિયોની પ્રસિદ્ધ વ્યક્તિઓના ચિત્રોથી ચીટળાઇને હોબો ન્યુઝનો માલિક પેટ મલકર્ન તથા તંત્રી કિલફર્ડ મેક બેઠા હોય છે. ખજાનચી ' બૂમર્સ ' રોજર્સ ચિટ્ઠીઓ પર સહી કરતો તથા નકલોને ચેક કરતો આમ તેમ આંટા મારે છે. બાંકડા પર બેઠેલા વિભાગીય મેનેજરો, આજીવિકા માટે કામ કરનાર કોઇ પણ વ્યક્તિ પ્રત્યે જે આનંદમય વિરક્ત ભાવથી જુએ છે તે જ વિરક્ત ભાવથી પેટ

---

( સામેના પૃષ્ઠનું અનુસંધાન )

તેના અમૂલ્ય સંગ્રહમાં ' કોન્ટીનેન્ટલ કોંગ્રેસ (૧૭૭૪–૧૭૮૯)ના મૂળ લખાણોનો સમાવેશ થાય છે. ' સ્વતંત્રતાના જાહેરનામાને તથા ' યુનાઇટેડ સ્ટેટના બંધારણ ' ના પહેલા મુસદ્દા ત્યાં સાચવી રાખવામાં આવ્યા છે. તેના કેટલાક પ્રાચીન પરદેશી સંગ્રહનો ઇ. સ. ૯૩૦ જેટલા જૂના છે. વિરલ પુસ્તક વિભાગમાં ચીન, જાપાન તથા રશિયાના તે દેશો સિવાય બીજે ન મળી શકે તેવા પુસ્તકોનો સંગ્રહ છે.

પુસ્તકાલયની વિવિધ કીંમતી સેવા ઉપરાંત તે રાષ્ટ્રીય યાત્રાસ્થાન બની ગયું છે. હજારો માણસો દર વર્ષે મકાન જોવા માટે આવે છે.

નજીકના ભવિષ્યમાં સંસ્થાની પ્રવૃત્તિ ખૂબ ફાલશે તેમ અધિકારી આશા રાખી રહ્યા છે. તેઓએ નવા મકાનમાં બે વધારા કરવાની તથા અત્યારના સ્ટાફમાં ૧,૬૩૭ માણસો છે તેને બદલે ૨,૯૩૩ માણસો રાખવાની માગણી કરી છે.

—છોટાલાલ માનસિંગ કામદાર

મર્કનં તથા તેના સ્ટાફ પ્રત્યે જુએ છે. કોઈ વખત વહેલી સવારે નકલો તૈયાર થઈ જતાં ફેરિયાઓ તેમની નકલો લઈને ન્યુયોર્ક શહેરમાં રાત્રે જ ફરવા માંડે છે. ઘણા ખરા અમેરિકન શહેરોમાં ૫૦,૦૦૦ નકલો રેલ તથા વિમાન દ્વારા મોકલાય છે.

એક પાનાથી શરૂ થયેલ ' હોબો ન્યુઝ ' આજે તો અમેરિકામાં એક સંસ્થા થઈ પડ્યું છે. ન્યુયોર્કવાસીઓ માને છે કે બોડવેના ગપ્પા તથા લાંબા પગવાળી બાળાઓના ચિત્રો અમારે દર અઠવાડિયે જોવા જોઈએ. તેમાં આવતા શરતના સમાચારનું સૂક્ષ્મ અવલોકન થાય છે અને તે વર્ષોથી ખૂબ સફળ વિભાગ નીવડ્યો છે.

આમ તો પત્રમાં ખાસ કંઈ વિશેષ નથી હોતું, પણ સ્ટાફના , માણસો ધંધાદારી પત્રકારો છે. આવા પત્રમાં કામ કરીને તેઓને સ્વતંત્રતા મળે છે. તંત્રી કિલફોર્ડ મેક એક વખત ' ટાઈમ 'માં તથા ' ન્યુયોર્ક મિરર 'મા કામ કરતો. ગપ્પાની કટારને ' ભટકતા મન 'નું શીર્ષક આપવામા આવ્યું છે. તે મિસ જ્યોર્જિના કેમ્પબેલ લખતાં. તે એક વખત સામાજિક માસિકમાં કામ કરતાં હતાં. અનુરૂપ હેવાલો તથા ઘરગથ્થુ તત્ત્વજ્ઞાન માટે ઘણી વખત આ કથાના અવતરણો કરવામાં આવે છે. જ્યારે હેલિફાક્સ બ્રિટિશ એલચી હતા ત્યારે તેણે તેની મુલાકાત લીધી હતી અને તેની પાસે એવી કબુલાત કરાવી હતી કે હું પણ ' રખડુ ' છું, કેમ કે મારુ સ્થાયી રહેઠાણ નથી અને મારી નોકરીને અંગે મારે સતત ફર્યા કરવુ પડે છે.

ત્યારપછી ટુંક વખતમાં તેણે અમેરિકાના પુનર્લગ્ન કરેલ ટોમી મેન્વિલની, ' પત્નીઓ 'ના વિષય સંબંધી મુલાકાત લીધી ટુંક સમયમાં તેણે તેની સાથે લગ્ન કર્યાં અને મેન્વિલ મહાલયમા રહેવા માટે પત્રમાંથી રાજીનામું આપ્યું. કથાચિત્રો મોટેભાગે રખડુ જીવનના હોય છે. સારાં તેમજ ખરાબ કાવ્યો પુષ્કળ હોય છે, પણ ખબર બહુ ઝાઝા હોતા નથી. કેમ કે પેટ મર્કન ધારે છે કે આવી બાબતો અગત્યની નથી

આખા અમેરિકાના રખડુ લોકો તેનું વેચાણ કરે છે. એક રાજ્યમાથી બીજા રાજ્યમાં જતા તેઓ થોડા થોડા ખબર મોકલતા રહે છે. આખા દેશના કારાગૃહોમાંથી કાવ્યો, નવલિકાઓ તથા ગપ્પો આવે છે. મર્કન કહે છે કે અમેરિકાના એક યા બીજા કારાગૃહમાં મારા ૧૫૦ નિયમિત ખબરપત્રીઓ છે.

' હોબો ન્યુઝ 'ની શરૂઆત ૭ પૌંડની મૂડીથી થઈ હતી. છેક ૧૯૩૪ માં પેન્સિલ્વેનિયામાં મુસાફર મુદ્રક તરીકે જીવનની શરૂઆત કરેલ પેટ પોતાની પાસેના સઘળા પૈસા વપરાયેલ મોટરગાડી ખરીદવામાં ખર્ચી નાખ્યા અને ' બૂમર ' રોજર્સની સાથે ન્યુયોર્કમાં પોતાનું ભાગ્ય અજમાવવાનો નિર્ણય કર્યો.

ન્યુયોર્કમાં જતાં, બીજી મોટરથી બચવા માટે પેટે એક બાજુ ગાડી ફેરવતાં ગાડી દિવાલને ભટકાઈ. જૂના સામાન વેચનારે ૬ પૌંડમાં તે ગાડીની માગણી કરી. એક સાથી રખડુએ તેને જણાવ્યું કે નદી પરના મકાનમાં એક દરવાનની જરૂર છે. પગાર કંઈ મળવાનો નહોતો. સ્ટવવાળા બે ભોંયતળિયાવાળા ઓરડાના બદલામાં દરવાને મકાનનું ધ્યાન રાખી તોફાનીઓને દૂર રાખવાના હતા.

પેટની પાસે ૭ પૌંડ હતા. તે તેણે અને બૂસરે કેટલાંક ગીતોનાં કાગળિયાં છાપીને બ્રોડવેમાં વેચ્યાં. તેઓને પેટ પૂરતુ ખાવાનું મળતાં, બધા સ્વાભિમાની રખડુની મારફત ધંધો બંધ કર્યો. જ્યારે તેમને વધારે પૈસાની જરૂર પડતી ત્યારે તેઓ વધારે નકલો છાપીને વેચતા. તેમનુ જીવનચિંતા રહિત હતું.

જ્યારે પેટ, ' બૂસર ' અને બીજા બહારગામના રખડુઓ ન્યુયોર્કમાં રખડીને પોતાના સાહસની વાતો કરતાં ત્યારે તેમને ખૂબ મજા પડતી. કોઇએ એવી સૂચના કરી કે ' આપણા વિશે ખૂબ ગેરસમજૂતી પ્રવર્તે છે, આખું જગત આપણી તરફ ધિક્કારથી જુએ છે. આપણુ પોતાનું પત્ર હોય તો ઠીક.

તેઓએ એક હજાર નકલ છાપીને શરૂઆત કરી. પહેલો અંક ચાર કલાકમાં ખપી ગયો. રેલ રસ્તે ભાડું આપ્યા વિના ન્યુયોર્કથી સાન ફ્રાન્સિસ્કો કેવી રીતે જવું, કયાં શહેરો ઉદાર હતાં, કયાં શહેરો તમારાં કપડાં પણ લઇ લે તેવાં છે, વગેરેની ઝીણવટભરી વિગતો તેમાં આપેલી હતી. દેશના માસિકોના આગલા અંકોમાં અમેરિકાના શ્રેષ્ઠ ચિત્રકારોએ દોરેલાં ' ઠઠ્ઠાચિત્રો ' પણ તેમાં આપેલા હતા.

૧૯૪૦ માં અઠવાડિક ફેલાવો વધીને ૫૦,૦૦૦ પૌંડ ભેગા થઇ ગયા છે. પેટે નિર્ણય કર્યો કે હવે ઝંપલાવવાનો સમય આવી લાગ્યો છે. તેઓએ મકાન બદલાવ્યું, નવાં યંત્રો ખરીદ કર્યા તથા સ્ટાફમાં વધારો કર્યો. અત્યારે મકાનનો ૨૫,૦૦૦ પૌંડનો વીમો છે, દર અઠવાડિયે ૩૦૦ પૌંડ પગાર ચૂકવાય છે તથા સ્ટાફમાં ૧૮ માણસો છે.

આર્થિક સફળતા છતાં પત્રમાં કઈ ફેરફાર થયો નથી. પેટ અને ' બૂસર ' ને ફેલાવો વધારવાનો લોભ લાગ્યો છે, પણ તેઓ જૂના સમયના તેમના અંગત મિત્રોને પણ આ વિષે કંઈ કહેતા નથી. કેમકે તેઓ જાણે છે કે આવા દ્રોહથી હેડે હિત ધરાવનારાનાં હૃદય દુઃખાશે.

કોઇને મદદ જોઇતી હોય તેને તે સત્વર મળે છે. રખડુના જગતમા પેટનું સ્થાન ઉંચું છે.

શાહી વંશનો દાવો ધરાવનાર એક રખડુએ જણાવ્યું કે પેટ ફક્કડ માણસ છે. જો તે કામ કરવાનું ભૂલી જાય તો તે સૌથી મહાન રખડુ ગણાય.

—છોટાલાલ માનસિંગ કામદાર.

---

મીરાં, મહેતો, અખો, ધીરો, બાપુ, પ્રીતમ, પ્રેમાનંદ, સુરદાસ, કબીર, નઝીર, નાનક, દાદુ, તુલસી વગેરે હિંદી તથા ગુજરાતી ભાષાના મહાત્મા કવિઓને ગ્રામસાહિત્ય-પ્રચારમાં બને તેટલું વધારે સ્થાન આપવું. દલપત, કલાપિ, મણિલાલ વગેરે આધુનિક સુકવિઓની કવિતામાંથી, કેટલીક સંસ્થાઓના ખાસ પદ્યોમાંથી તેમ જ કેટલાંક નાટકોમાંથી પણ ઉચ્ચ ભાવનાવાળાં સરલ અને સચોટ ગાયનો પણ લોકભોગ્ય છે.

## પુસ્તકાલયના પગથારેથી

[ આ શીર્ષક હેઠળ પુસ્તકો, લેખકો અને પુસ્તકાલયો વિશે રસપ્રદ હકીકતો આપવામાં આવશે. આશા છે કે 'પુસ્તકાલય'ના વાચકોને આ વિભાગ રુચિકર નીવડશે. —લેખક. ]

# પાંચ આનામાં પુસ્તકાલય

માણસની સાચા હૃદયની સેવાભાવના ફળ્યા વિના રહેતી નથી; ભલે પછી એ માણસ નિષ્કિંચન હોય તો પણ. આ સત્યના એક ઉજ્જ્વળ દષ્ટાંતરૂપે અમેરિકાના ( યુ. એસ. એ. ) દક્ષિણ કેરોલિનાના પ્રદેશના 'પ્લુમ બ્રાન્ચ સ્કૂલ' નામના જિલ્લામાં લાકડાની દીવાલોનું બનાવેલુ એક પુસ્તકાલય ઊભું છે ત્યાંના વતનીઓએ હાથોહાથ ઊભા કરેલા એ પુસ્તકાલયમાં અત્યારે બે હજાર પુસ્તકો છે. જો કે પુસ્તકો જૂનાં છે, છતાં એમાંનું લખાણ (મુદ્રણ) સ્પષ્ટપણે વાંચી શકાય એવું છે. આ પુસ્તકાલય માત્ર પાંચ આનામા ઊભું કરવામાં આવ્યું હતું ! આ હકીકત પુસ્તકાલયપ્રવૃત્તિના કાર્યકરોને ઠીક પ્રેરણારૂપ બને એવી છે.

આ 'પાંચ આનાના પુસ્તકાલય'નો સ્થાપક વિલ્લી લી બરીન્ગટન નામનો એ પ્રદેશનો, જેને મૂછનો દોરો પણ હજી હમણાં જ ફૂટ્યો છે તેવો, એક મામૂલી મિલકામદાર હતો. એણે જોયું કે અક્ષરજ્ઞાન તો લોકોને મળ્યુ, પણ સામાન્ય માણસો પાસે પુસ્તકો વસાવવા જેટલા પૈસા છે જ ક્યાં ? આવા લોકોની જ્ઞાનપિપાસા પુસ્તકાલય વગર અધૂરી જ રહેવાની ગોરા લોકો પાસે જ જ્યાં માંડમાંડ 'બાયબલ' કે જોન બનિયનનું 'પિલગ્રીમ્સ પ્રોગ્રેસ' વસાવવાના પૈસા હોતા નથી, ત્યાં બિચારા નિગ્રો ( અમેરિકાના મૂળ વતનીઓ ) લોકો પાસેથી તો ક્યાંથી જ હોય ? મિલકામદાર વિલ્લીએ જોયું તો પોતાના ખિસ્સામાં માત્ર એક ડાઈમ ( અમેરિકન નાણાંનો સિક્કો )નો એક સિક્કો ( આપણા લગભગ પાંચ આના જેટલો ) પડ્યો હતો ને એ જ મૂડી એની પાસે ફાજલ હતી, કે જે એ લોકસેવામાં વાપરી શકે. પણ, એ દૃઢનિશ્ચયી હતો. એણે માત્ર એ પાંચ આનામાં પુસ્તકાલય ઊભું કરવાનું મન સાથે નક્કી કર્યું; ને એ પાંચ આનાનાં દસ પોસ્ટ કાર્ડ ખરીદ્યા. પછી, એ જાણતો હતો એટલા એ પ્રદેશના પૈસાદાર ને સુખી માણસોમાંથી દસ ઉપર 'અમારા પ્રદેશમાં અમારે એક સાર્વજનિક પુસ્તકાલય ઊભું કરવું છે' એ મતલબના પત્ર લખ્યા. પત્રમાં લખ્યું. 'આપની પાસે આપને ઉપયોગમાં ન હોય એવાં, જૂનાં, પણ જેના અક્ષર ઉકલી શકે એવા હોય એવાં-પુસ્તકો અમને મોકલશો તો તેમાંથી એને સાંધીસૂંધીને અમે અમારું પુસ્તકાલય ઊભું કરીશું.' પત્રને અંતે એ લખતો: 'જો આપનાથી પુસ્તકનું ન બને તો આપના પર લખેલા કાર્ડ પાછળ જે બે પૈસા મેં ખર્ચ્યા છે તે પાછા મોકલશો; જેથી આપના જેવા બીજાને આવો પત્ર હું લખી શકું. મારી પાસે જે પાંચ આનાની ફાજલ મૂડી છે એ સિવાય વધુ પૈસા હું ખર્ચી શકું એમ નથી.'

આ પત્રોમાંથી કેટલાયના જવાબ નકારમાં આવ્યા, પણ ૨ ... સેએ એ લોકો

બે પૈસા એને ટીકીટના રૂપમાં પાછા મોકલાવતા. એટલે એ બીજાઓને આ મતલબના પત્ર લખતો. છેવટે, એક હરિનો લાવ એને મળી આવ્યો, ને એણે એને ૧૦૦૦ પુસ્તકો ભાંડનું રેલ્વે નૂર ભરીને એને મોકલ્યા. એ ન્યૂયોર્કનો રહેવાસી હતો એનુ નામ ડૉ. એલ. એચ. કિંગ હતુ, ને ન્યૂયોર્કના એક દેવળનો એ પાદરી હતો.

પછી, તો વિલ્ફી મહાશયના ઉત્સાહનું પૂછવું જ શું ? એણે અને, એના ગામના *બીજા ગોઠિયાઓએ મળીને રાતદહાડો મથીને એક લાકડાનું ઘર લાયબ્રેરી માટે ખડું કરી* દીધું. પુસ્તકો મૂકવાના ઘોડા બનાવી દીધા, ને ધમધોકાર પુસ્તકાલય શરૂ કરી દીધુ. આજુ-બાજુના લોકોને આ યુવાન સેવાભાવી, પુસ્તકાલયપ્રવૃત્તિના કાર્યકરના આ અનોખા કાર્યની જાણ થઇ, ને જેમનાથી એક પુસ્તક બન્યું તો એક, બે બન્યાં તો બે એમ પુસ્તકો મોકલ્યાં. પછી, રાજ્યના શિક્ષણપ્રધાનના એક પ્રતિનિધિનું આ કાર્ય તરફ ધ્યાન દોરવામા આવ્યું, ને આ પુસ્તકાલયને રાજ્યની મદદ પણ મળી. પછી તો આ નાનીશી બીજ–પ્રવૃત્તિમાંથી મોટું વૃક્ષ થયું છે ને એમાથી અત્યારે ' Faith Cabin Library ' નામની સંસ્થા વિકસી છે. અત્યારે તો વિદ્યાર્થીઓએ આ પ્રવૃત્તિ ઉપાડી લીધી છે, તે એ લોકો રજાના દિવસોમા ઝોળી લઇને આવા ' નકામાં ' થયેલાં પુસ્તકો એકઠાં કરવા ગામેગામ નીકળી પડે છે. આ સંસ્થાના વડા તરીકે એ મિલકાદાર વિલ્ફી લી બરીન્ગટન મહાશય જ કામ કરે છે. વિલ્ફી લી બરીન્ગટને પોતાની જ્ઞાનપિપાસા પુસ્તકો વડે જ છીપાવી છે, ને કોલેજની કેળવણી પણ એમણે પાછળથી લીધી છે.

અત્યારે ત્યા આવી લાયબ્રેરીઓની સંખ્યા ખૂબ વધી ગઇ છે, ને એ લોકોએ આમ વગર પૈસે ૨,૦૦,૦૦૦ ( બે લાખ ) જેટલાં પુસ્તકો લોકોની છાજલીએ ધૂળ ખાતાં હતાં ત્યાંથી એકઠાં કર્યાં છે.

જેમને આવાં પુસ્તકો મોકલવા હોય તેમને એ Faith Cabin Libraryનું હંમેશા ચાલુ નિમંત્રણ હોય છે. સંસ્થાનું આખુ સરનામુ નીચે મુજબ છે:

Willee Lee Buffington,
Faith Cabin Library,
Pains College,
Augusta, Ga.
(U. S. A.)

—" શિવમ્ સુન્દરમ્ "

# નવાં પ્રકટ થયેલ પુસ્તકમાંથી સુવાક્યો

ડૉ. હરિપ્રસાદ વ્ર. દેસાઈ રચિત ' કલાને ચરણે 'માંથીઃ

' જંગલો શોભાવવાનું કામ કુદરતનું છે, પણ નગરો અને ઘરોની અંદર શોભા લાવનાર કલાકારો છે. '

× × ×

' કલાના મૂળમાં જઈએ તો કલા એ એવી પ્રવૃત્તિ છે, જેની પાછળ બહુ ધીરજથી અતિશય મહેનત કરીને, માણસો પોતાની વિશિષ્ટ બુદ્ધિશક્તિ અને ચતુરાઈ ખીલવે છે. એ વિશિષ્ટ બુદ્ધિશક્તિ કે ચતુરાઈને પ્રતાપે સમાજની રસવૃત્તિ ઉચ્ચ થાય છે, નીતિ સુધરે છે કે કંઈ વધારે ઉપયોગી સાધન સમાજના હાથમા આવે છે. '

' કલાને પ્લેટો અને શીલર જેવા વિદ્વાનો રમતો અથવા માનવલીલા કહે છે, ક્રોશે એને પ્રેરણા કહે છે; સાતાયન એને આનંદની મૂર્તિ કહે છે; અને ટૉલ્સ્ટૉય કહે છે કે, કલાના આવિર્ભાવ માટે હૃદયક્ષોભ આવશ્યક છે. યુરોપનો સુપ્રસિદ્ધ ચિત્રકાર લિયોનાર્ડો ડી વિન્ચી કલાને ' નવ્વાણુ ટકા પરસેવો ને એક ટકો પ્રેરણા ' કહે છે. ટર્નર કહે છે, ' મારી પાસે કલાનાં કંઈ રહસ્યો નથી, સખત મહેનત છે. '

× × ×

' કલાના સેવનથી આપણી ઇંદ્રિયો પ્રાણવાન બને છે. બુદ્ધિ અને વ્યવહારનો મેળ મેળવાય છે. લાગણીઓ શુદ્ધ થાય છે, અને છિન્નભિન્ન થતું જીવન પાછું નીરોગી અને સૌંદર્ય ગ્રહણ કરી શકે એવું તેજસ્વી બને છે.

× × ×

શ્રી. રવિશંકર મ. રાવળ રચિત ' કલા ચિંતન 'માંથીઃ

' ચારિત્ર્યબળનો સમગ્ર પાયો બુદ્ધિની વિષમતાઓ ટાળવામાં છે, સારાસારનો વિવેક કરવામા છે. જો કલાના સંપર્કથી સહ બની શકતું હોય તો કલાને કેળવણીમાં અગ્રભાગે રાખ્યે જ છૂટકો છે.

સંગ્રાહક :

—" શિવમ્ સુંદરમ્ "

---

સારા આકર્ષક રાગોવાળાં અને દેશકાળને બંધબેસતા વિવિધ વિષયો તથા ઉત્તમ ભાવનાઓ અને ઉપદેશોવાળાં, ભજન, ગઝલો, છંદો, શ્લોકો, લાવણીઓ અને બીજાં અનેક મનોહર રાગ–રાગણીવાળાં અસરકારક ગાયનોનો એક સારો જેવો સંગ્રહ ગુજરાતી તેમ જ હિંદીમાંથી ચૂંટી કાઢીને તૈયાર કરી શકાય

# સાર્વજનિક પુસ્તકાલયો અને સમાજસેવા

**આ**પના ગામમાં શાસ્ત્રીય શિક્ષણ પામેલા શિક્ષકો અને છેવટની ઢબનાં સાધનો-વાળી શાળા છે ? સુંદર દેવાલય છે ? વ્યવસ્થિત પોસ્ટ ઓફિસ છે ? આ બધા પ્રશ્નોનો જવાબ હકારમાં હોય છતાં આપણી સ્થાનિક જરૂરીઆતો પોષતુ વ્યવસ્થિત રીતે ગોઠવાયલું મહત સાર્વજનિક પુસ્તકાલય ન હોય તો દુનિયાની પ્રગતિ સાથે રહી આપણી ભાવી પ્રગતિ શી રીતે સાધી શકીશું ?

મતલબ કે શાળા, દેવાલય કે પોસ્ટ ઓફિસ પછી સમાજને ઉન્નત કરનારૂં મહત્ત્વનું સાધન તે મહત સાર્વજનિક પુસ્તકાલય છે. એ મહત્ત્વની સંસ્થા સર્વ લોકોના ઉપયોગ માટે ખુલ્લી હોવી જોઇએ. જેમ શાળા દેવાલય કે પોસ્ટ ઓફિસથી સમગ્ર પ્રજા પરિચિત હોય છે તેમ સાર્વજનિકથી પુસ્તકાલય આખાય સમાજની જનતા પરિચિત રહે તેવી વ્યવસ્થા હોવી જોઇએ.

શાળાઓ નિભાવવા પાછળ થતા લાખ્ખો રૂપિયાના ખર્ચનું સાગમા સારું પરિણામ, મેળવવું હોય તો સમાજના એકમ રૂપી પ્રત્યેક ગામડા કે શહેરમાં મહત સાર્વજનિક પુસ્તકાલય હોવું જોઇએ. આવું પુસ્તકાલય માત્ર પુસ્તકસંગ્રહ કરવાનું અગર સંગ્રહિત પુસ્તકોને બંધનમાં રાખી મૂકવાનું સ્થળ સમજવાનુ નથી; પણ ઉચ્ચ પ્રકારનાં ચોપાનિયાં, સામયિકો અને પુસ્તકો શિક્ષિત ગ્રંથપાલની દેખરેખ નીચે યોજનાપૂર્વક વ્યવસ્થિત રીતે ગોઠવી તેનો બહોળો પ્રચાર કરનારી તે સંસ્થા હોવી જોઇએ.

મહત સાર્વજનિક પુસ્તકાલય એ સમાજની સેવા કરનારી ઉત્તમ સંસ્થાઓ પૈકી એક છે. એનો ઉપયોગ એના કારભારીઓ અને ગ્રંથપાલોની લાયકાત ઉપર નિર્ભર છે. સાર્વજનિક પુસ્તકાલય એ જનતાની વિદ્યાપીઠ છે. તેનો લાભ લઇ પ્રત્યેક વ્યક્તિ પોતાનું શાળા-પાઠશાળામાં મેળવેલું જ્ઞાન તાજુ રાખી શકે છે એટલું જ નહિ પણ જાતકેળવણી દ્વારા વધારો કરી શકે છે, એ ન્યાત, જાતિ કે ઉંમરના ભેદ સિવાય સમગ્ર જનતાના બહોળા ઉપયોગ ખુલ્લું હોય છે.

ઉપર નિર્દેશ કર્યા પ્રમાણે સમાજસેવાની સિદ્ધિ અર્થે આવા સાર્વ. પુસ્તકાલયની ઘટના એવા પ્રકારની હોવી જોઇએ કે તે તમામ સ્થાનિક સમાજોપયોગી પ્રવૃત્તિઓનું કેન્દ્ર-સ્થાન બને. સામાન્ય જનસમૂહમાં સમાજની ઉન્નતિ અર્થે નીચે જણાવેલાં જુદાં જુદાં મંડળો કે કામ કરનારાં જૂથ હોય છે.—

અ કેળવણીની સંસ્થાઓ જેવી કે
- ૧ પ્રાથમિક કે માધ્યમિક શાળા.
- ૨ મહાવિદ્યાલય કે અધ્યાપન પાઠશાળા.
- ૩ સમહસ્થાન.
- ૪ પ્રૌઢશિક્ષણ પ્રચારક મંડળ.
- ૫ વ્યાખ્યાનો ગોઠવનારૂં મંડળ.
- ૬ ધંધાદારી વિદ્યાલય.
- ૭ ખાનગી ઉપયોગનું પુસ્તકાલય.
- ૮ પઢાત પ્રદેશોનું વિદ્યાપ્રચારક મંડળ.
- ૯ સ્વાધ્યાય મંડળ.

આ ખેડૂત ઉપયોગી મંડળો, જેવા કે
- ૧ માલ ઉત્પન્ન કરનારૂં મંડળ.
- ૨ ખરીદ વેચાણ કરનારૂં મંડળ.
- ૩ જમીન એક જયે કરનારૂં મંડળ.

૪ ખેતીનાં સાધનો પૂરાં પાડનારું મંડળ.
૫ આંટ વધારનારી સહકારી મંડળી.

इ યુવકોની પ્રવૃત્તિઓ, જેવી કે
૧ કુમાર મંડળ.
૨ યુવક કે યુવતીઓનું મંડળ.
૩ બાલચમૂ પ્રવર્તક મંડળ.
૪ પર્યટન મંડળ.
૫ વકતૃત્વોત્તેજક મંડળ.
૬ વ્યાયામ મંડળ.

સંસ્કાર અને આરામપોષક મંડળો જેવા કે
૧ નૃત્યકલા પ્રચારક મંડળ.
૨ સંગીત પ્રચારક મંડળ.
૩ રમતગમતનું ક્રિડા મંડળ.
૪ નાટ્ય મંડળ
૫ લેખક મંડળ.
૬ સ્ત્રીહિતકારી મંડળ.
૭ નાગરિક મંડળ

उ ધંધાદારી પ્રવૃત્તિઓ, જેવી કે
૧ વ્યાપારી મંડળ.
૨ વકીલ મંડળ.
૩ દાકતર મંડળ
૪ આરોગ્ય મંડળ.
૫ શિક્ષક મંડળ.
૬ કારીગરોનાં મંડળો
૭ કામદાર મંડળો.
૮ વૈજ્ઞાનિક સંશોધન મંડળો.

ऊ ધાર્મિક અને નૈતિક પ્રવૃત્તિઓ, જેવી કે
૧ દેવમંદિર.
૨ કથામંદિર.
૩ ભજન મંડળ.

प દેશાભિમાની પ્રવૃત્તિઓ.
૧ સંરક્ષણ દળ.
૨ કોમી એખલાસ સ્થાપનારું મંડળ.
૩ રાષ્ટ્રીય સેવા સંઘ.

पे રાજ્યના જુદા જુદા ખાતાઓમા કામ કરતા અધિકારી વર્ગ.

ઉપરની નોંધ સંપૂર્ણ નથી, પણ એક માર્ગદર્શનરૂપે આપી છે. આ પ્રવૃત્તિઓ પૈકી જે કોઇ પ્રવૃત્તિ સાર્વજનિક પુસ્તકાલયની સ્થળ સીમામા ચાલતી હોય તેના સંપર્કમાં રહી તેમની જરૂરીઆત પ્રમાણે પુસ્તકાલયને ઉપયોગી સાહિત્ય સંચાલકો વસાવી અગર યોગ્ય સ્થળેથી મેળવી જો તે પ્રવૃત્તિના કાર્યકરોને મદદરૂપ થઇ શકે. આ રીતે જ સાર્વજનિક પુસ્તકાલય સમાજના ઘડતરમાં મહત્વનો ફાળો આપી શકે. દુનિયાની ઝડપી પ્રગતિ જોતાં કેટલીક પ્રવૃત્તિઓ ટુંકજીવી હોય છે તો કેટલીક એક બીજામાં સમાઇ જાય છે અને નવી જ પ્રવૃત્તિ ઉભી થાય છે. આ બધી ઘટનાઓનું સાર્વજનિક પુસ્તકાલયના ઘડતરમા સ્થાન હોય છે. સંચાલકો જ્યારે તેની અવગણના કરે છે ત્યારે તે માત્ર ગણ્યા ગાંઠ્યા થોડા માણસોની સંસ્થા થઇ મૃતપ્રાય થાય છે.

સમાજને સંસ્કારી અને ઉચ્ચ કક્ષાએ લઇ જવા અને તેને સુધારવા માટે આવી ઉપયોગી બીજી કોઇ સંસ્થા ભાગ્યેજ હોઇ શકે. ખરેખર પુસ્તકાલય પ્રત્યેક વાચકને સંસ્કાર વારસો સોંપે છે.

સુવ્યવસ્થિત સમાજના ઉચ્ચ આદર્શો તરફ દરેક માનવને પહોંચાડવાનું કાર્ય માત્ર શાળાઓ દ્વારા સંપૂર્ણપણે સફળતાપૂર્વક પાર પાડી શકાય નહિ તેથી જ તેના પૂરક અંગ તરીકે સાર્વજનિક પુસ્તકાલયોની જરૂર રહે છે. સામાન્ય જ્ઞાનનું મૂળ ઉત્પત્તિસ્થાન શાળા છે અને તેને વિકસાવવાનું કામ સાર્વજનિક પુસ્તકાલયોનું છે શાળામા શિક્ષકોએ પુસ્તકોનો ઉપયોગ કેમ કરવો તે વિદ્યાર્થીઓને શિખવવુ જોઇએ ગામના સ્થાનિક પુસ્તકા-

લયમાં વિદ્યાર્થીઓનુ ચારિત્ર્ય ઘડે તેવા જીવનચરિત્રો, વિદ્યાર્થીઓમાં રહેલી નૈસર્ગિક કલ્પનાશક્તિ અને સર્જનશક્તિને સંસ્કાર આપે અને પોતે તેવું વિધવિધ વિષયનું ખાસભોગ્ય સાહિત્ય વસાવી તે દ્વારા વાચનની સુટેવ વિદ્યાર્થીઓમા પાડી શકાય. સામાન્ય લોકોને પણ તેવી જ સાદી અને સરળ ભાષામાં લખાયેલુ વિધવિધ વિષયોનુ સાહિત્ય પૂરૂ પાડી શકાય; આ પ્રમાણે જનતાને તમામ સામાજિક પ્રવૃત્તિઓમા સક્રિય રસ લેતી કરી શકાય આમ થાય તો જ શિક્ષણ પાછળ થતો લાખોનો ખર્ચ સાર્થક થાય અને ગામડાની સામાન્ય જનતા નિરક્ષરતામા ડૂબતી અને વિચારોમાં પરવશ બનતી અટકે.

જ્યારે ત્યારે દેશ પર રાષ્ટ્રીય આફત અગર કુદરતી કોપ ઉતરે ત્યારે ત્યારે સંસ્કાર પામેલી પ્રજા જરૂર તેનો દ્રઢતાપુર્વક સામનો કરી શકે અને આવી પડેલી અનેક મુશીબતોનો હિંમતથી સામનો કરી તેનો નાશ કરે. યુદ્ધ, કોમી ખંડો, રોગચાળો, અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ વગેરે અસમાન સંજોગોમાં નાગરિકત્વના ભાનવાળી કેળવાયલી પ્રજા પોતાનું ખમીર બતાવી શકે થોડું નિરીક્ષણ કરી આપણે જોઇશું તો આ સંસ્કારોના અભાવે અંદર અંદરના કલહો, કાળાં બજારની પ્રવૃત્તિ અને સંકુચિત ભાવનાએ આપણા પર આજે પ્રબળ આક્રમણ કર્યું છે.

સુવ્યવસ્થિત સાર્વજનિક પુસ્તકાલય આવી આપત્તિઓ સામે પોતાનાથી બનતું કરી લોકમત જાગ્રત કરી શકે જાગ્રત પુસ્તકાલય પ્રવૃત્તિના કાર્યકરો દરેક સંકટમાં સમાજને ઉગાડી લેવા પ્રયાસો કરે જ. ખરેખર કહીએ તો સ્થાપિત સરકારને વફાદાર રહી રાજ્યના નિયમો પાળી રાજ્યનો સર્વ લાભ ઉઠાવનો લોકસંઘ એ જ રાજ્યની જાગ્રત પ્રજા કહી શકાય અને આવી જાગ્રત પ્રજા ઘડવાનુ કાર્ય સાર્વજનિક પુસ્તકાલયો દ્વારા જ થઇ શકે લોકોપકારક સંસ્થાઓમાં પ્રજાકીય આગેવાનોએ મતભેદના કારણે ખસી જવા કરતાં પ્રજા માનસનું ઘડતર કરવામા વધુ કાર્યરત બની પ્રવૃતિઓને વેગ આપવો જોઇએ.

ગપગોળા ફેંકવા, ખોટી અફવાને ઉત્તેજન મળે અગર લાગણી ઉશ્કેરે તેવાં વર્તમાનપત્રો પાછળ નાણા ખરચી થોડું ભરેલા આગળ તે મૂકવા અને એ પ્રવૃત્તિ ચલાવવાનુ અભિમાન લેવુ એ ઇષ્ટ નથી. સમાજની રોજની પ્રવૃત્તિઓથી માહિતગાર રહેવા માટે વર્તમાનપત્રો કે સામયિકોનો ઉપયોગ થઇ શકે પણ તે પ્રવૃત્તિઓનો વિકાસ કરવા માટે જુદા જુદા વિષયો અને પ્રવૃત્તિઓને લગતા સામયિકો અને પુસ્તકો સાર્વજનિક પુસ્તકાલયે જરૂર પ્રમાણે વસાવવા જોઇએ વળી ઉચ્ચ કોટીના વાચકો માટે ઉચ્ચ પ્રકારના પુસ્તકો પણ જોઇએ ગામ, શહેર કે પ્રાંતનું પુસ્તકાલય પોતે બધુ જ શિષ્ટ સાહિત્ય વસાવી શકે નહિ એ સ્વાભાવિક છે, તેથી જ નાના ગામડાનું, ગામડાનાં જૂથોનું, જૂથો તાલુકાનુ અને તાલુકા માટે પ્રાંતનું પુસ્તકાલય કેવુ હોવું જોઇએ, તેનો કેટલો ખર્ચ, કેવી વ્યવસ્થા કરવી વગેરે બાબતોનો વિચાર કરી પુનર્રચના થવી જોઇએ. આ કાર્ય પુસ્તકાલય મંડળોનું છે. તેઓએ પરસ્પર યોજનાઓ વિચારી સહકારથી પુસ્તકાલયોનાં સંચાલનો કરવાં ધારે તો જ સમાજસેવાની ઉત્તમ તક સાર્વજનિક પુસ્તકાલય ઝડપી શકે.

ગુજરાતનાં ઉચ્ચ કોટિનાં, મહત્ત્વનાં ધધાદારીવિષયક તેમ જ આંતરરાષ્ટ્રીય

પરિસ્થિતિની માહિતી આપતાં સામયિકો અને પુસ્તકો જૂથ, કસ્બા, તાલુકા અને પ્રાંત પુસ્તકાલયો સહકારના ધોરણથી નભાવી શકે. ત્યારે જ સમાજોપયોગી વિવિધ પ્રવૃત્તિઓને તે યથાર્થ માર્ગદર્શન કરી શકે. ગામ કે શહેરનો પ્રત્યેક નાગરિક પોતાના સ્થાનિક પુસ્તકાલયને પોતાની અંગત સેવાઓ સમયાનુકૂળ પ્રમાણે આપે તો તે પુસ્તકાલય નિત્ય જાગ્રત રહે.

આપણા રાજ્યમાં અર્વાચીન સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિનો વિકાસ અમેરીકાનાં સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિની યોજના પર ઘડાયો છે છતાં તેની મૂળગત ભાવના હજી આપણે હસ્તગત કરી શક્યા નથી. વ્યક્તિગત પુસ્તકાલયો સ્થપાયાં છે, પણ ઉપર વર્ણવ્યો તેવો સહકાર અને વિકાસ થઇ શક્યો નથી. સંકુચિત વિચારો પ્રાધાન્ય ભોગવે છે તેથી જ સંચાલકોને નાણાની તંગી જણાય છે. ખર્ચની સુવ્યવસ્થા અને યોજનાપૂર્વકના સહકારથી નાણાંનો વ્યય કરવામાં આવે તો કર ભરનાર કે દાન આપનારનાં નાણાં એળે ન જાય. અમેરિકાનાં સાર્વજનિક પુસ્તકાલયો સ્થપાયા પછી તેની નિભાવણી ત્યાંની સ્થાનિક સુધરાઇ કે સ્થાનિક સરકાર જ ઉપાડી લે છે, અને તેથી જ જનતાએ પોતાની જરૂરીઆતો વિકસાવવા તેનો સંપૂર્ણ ઉપયોગ કર્યો. અમેરિકાના પ્રત્યેક ગામ કે શહેરમાં આ જ કારણને લઇને નિત્યજાગૃત પુસ્તકાલયો છે. સવારના ૭ થી રાત્રીના ૧૦ સુધી તે પુસ્તકાલયો ઉપયોગ માટે ખુલ્લાં હોય છે. લગભગ ભણેલી વસતિના પંદર ટકા લોકો વ્યવસ્થિત રીતે સાર્વજનિક પુસ્તકાલયનો ઉપયોગ કરે છે. આવાં સાર્વજનિક પુસ્તકાલયોના ગ્રંથપાલનો દરજ્જો ત્યાં મહત્ત્વનો ગણાય છે તે સ્થાનિક હાઇસ્કૂલ કે કોલેજના પ્રિન્સિપાલથી જરાય ઉતરતો હોતો નથી. વેપારી પોતાનો માલ ખપાવવા જેવી અને જેટલી પ્રમાણિક કાળજી રાખે છે તેટલી જ અને કોઇ કોઇ વખતે તેથી ય વધારે પ્રયાસ તેના વાચકને જોઇતું વાચન પૂરું પાડવા ત્યાંનો ગ્રંથપાલ શ્રમ લે છે. પુસ્તકો સર્વ કોઇને મફત વાંચવા મળે છે. શું વાચવું અને કેવી રીતે વાંચવુ, તેમજ અમુક વિષયના પુસ્તકાલયમા કેવાં અને કેટલા પુસ્તકો છે, અમુક માહિતી કયા પુસ્તકમાંથી મળી શકશે આ તમામ પ્રકારની સલાહ ગ્રંથપાલ હોંસે હોંસે વાચકને પૂરી પાડે છે પરિણામે અમેરિકાનાં પુસ્તકાલયો મનુષ્ય-જીવન માટે પ્રકાશ, પાણી અને હવા માફક જીવન જીવતી જાગતી અને ખરેખરી ઉપયોગી સંસ્થા તરીકે ઓળખાય છે. આ સંસ્થા બાળકો અને સ્ત્રીઓને, વૃદ્ધો અને યુવકોને, પંડિતો અને થોડુ ભણેલાઓને, વેપારીઓ અને કારીગરોને, એક સરખી રીતે ઉપયોગી થઇ પડી છે

આ રીતે પુસ્તકાલય એ મોજશોખની અને થોડાક માણસોના ઉપયોગ માટેની પ્રવૃત્તિ નહિ પણ જીવન ટકાવી રાખવા વા તેને સર્વાંગી સુખી બનાવવા અનિવાર્ય જરૂરની ગણાય છે. માટે જ ત્યાં આખા ય દેશમાં જ્યાં જ્યાં ગામ ત્યા ત્યાં શાળા એટલું જ નહિ પણ સાથે સાથે પુસ્તકાલય પણ હોય છે જ.

આપણા રાજ્યમાં પણ આપણા વિદ્યાવિલાસી સ્વ શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે ઉપરોક્ત ભાવનાથી જ પ્રેરાઇ ગામડે ગામડે પુસ્તકાલયો ઉઘાડવા યોજના કરી હતી. હાલમાં પણ આપણા શ્રીમંત પ્રતાપસિંહ મહારાજા સાહેબે કૃપાવંત થઇ એ પ્રવૃત્તિને

પોષવાનું ચાલુ જ રાખ્યુ છે અને મૂળ હેતુઓ લક્ષમાં રાખી પ્રવૃત્તિનો ઉત્તરોત્તર યથાર્થ વિકાસ થાય એમ ધ્રચ્છે છે.

જેમ અમેરિકાની જનતાએ પુસ્તકાલયોનો જરૂર પ્રમાણે ઉપયોગ કરી દેશને સમૃદ્ધ, તાકાતવાન અને આબાદ બનાવવા પૂરતા પ્રયાસ કર્યો છે તેમ આપણે સાર્વજનિક પુસ્તકાલયોનો યથાર્થ ઉપયોગ કર્યો છે કે કેમ એ આત્મનિરીક્ષણ માગી લે છે. જો આપણને એમ લાગે કે આપણે એ પુસ્તકાલયોનો પૂરતો ઉપયોગ કર્યો નથી તો આપણે આપણું આળસ અને બેઠાડુપણું તજવું જ રહ્યું. પ્રથમ આપણે એને સ્થાનિક તમામ સામાજિક પ્રવૃત્તિઓનું કેન્દ્ર બનાવવું જોઇએ. સાર્વજનિક પુસ્તકાલય એ જનતાના સંસ્કારની પારાશીશી છે. જે ગામનું પુસ્તકાલય દરિદ્રી હોય, અઠવાડિયામાં કે દિવસના અમુક જ વખતમાં ગણ્યાગાંઠ્યા લોકોના ઉપયોગ માટે ચાલતું હોય તો તે ગામના સંસ્કાર પણ તેવા જ સમજવા. કાર્યકરોએ સ્વ. ગોપાલ કૃષ્ણ ગોખલેનો મહામંત્ર " કામ કરો, કામ કરો, કામ કરો, " હૃદયમા ઉતારી પોતાની કાર્યપ્રણાલિકા બદલવી જોઇએ જનતામા વાચન-શિષ્ટવાચન પ્રચારનું આંદોલન જગવવું જોઇએ. લોકોમા સમાચાર અને સુવિચારનું મોજું લાવવું જોઇએ. અને પુસ્તકાલયને હેલ્થ ક્લિસનું આદર્શ બનાવવુ જોઇએ. જેથી પુસ્તકો કબાટોમાં ખડકાઇ નહિ રહેતા જેના વાંચન માટે તેમને વસાવવામાં આવ્યા હોય તેમના જ ઘેર તે પહોંચી શકે. પુસ્તકાલયમા પુસ્તકોની ઓના ઉકેલ માટે વાચકોની પડાપડી થવી જોઇએ. પુસ્તકો ઝડપથી ફાટી નિરૂપયોગી થતાં હોય તો જ એ પુસ્તકાલય ગામની જનતાને નવીન નવીન સંસ્કારોથી પોષે અને સંસ્કારોના વિકાસ દ્વારા જે તે ગામ કે શહેરના સમાજમાં પોતાનું યોગ્ય સ્થાન સાચવી શકે

છેવટમા વડોદરાની સાર્વજનિક પુસ્તકાલયપ્રવૃત્તિમાં રસ લેનારાં મંડળો અને કાર્યકરોને વિજ્ઞપ્તિ કરું છું કે જીવન્ત પુસ્તકાલયો બનાવવામાં પોતાની સેવાનો સક્રિય ફાળો આપે. શિક્ષિત યુવકો અને વૃદ્ધો, સંચાલકો અને ગ્રંથપાલ એ સૌ પોતાનો નિર્ભેળ ધર્મ સમજે કે આપણુ પુસ્તકાલય આપણે જીવંત બનાવીએ. સહકારની યોજના દ્વારા જ્ઞાનની પરબનાં પાણી સૌને યથાશક્તિ પાઇ સામાજીક વિકાસના પ્રત્યેક ક્ષેત્રમાં યથાર્થ ફાળો આપે.

પુસ્તકાલય પ્રવૃત્તિને હમેશાં તેના વિકાસમા જરૂર છે વિદ્વાન સેવાભાવી સહૃદયી કાર્યકરો. માત્ર જ્ઞાનના ફેલાવામા માનનારા બદલાની આશા સિવાય એક જગાએ બેસી મૂંગુ પણ સચોટ કાર્ય કરનારા સમાજના હિતચિંતકોના સહકાર વિના આપણે કેવી રીતે આગળ ધપીશું ?

સાર્વજનિક પુસ્તકાલય પોતાનો યથોચિત ઉપયોગ કરનારા સૌને આશીર્વાદ આપે છે કે

सर्वेऽत्र सुखिनः सन्तु, सर्वे सन्तु, निरामया.।
सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चिद् दुःखभाग् भवेत् ॥ *

ઉમેદભાઈ મો. પટેલ

* વડોદરા રેડિયોના સૌજન્યથી તા ૨૫-૧૧-૪૭ ના રોજ આપેલ વ્યાખ્યાન.



**૧ અચલગઢ**–લે. મુનિરાજ શ્રીજયંતવિજયજી, પ્રકાશક. **શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા**, ગાધીચોક, **ભાવનગર** ( કાઠિયાવાડ ). ક્રાઉન સોળ પેજી કદનાં પૃષ્ઠ ૨૦+૧૦૦, પ્રથમાવૃત્તિ સં. ૨૦૦૨, કિંમત રૂા. ૧–૪–૦ સોળ ચિત્રો (ચિત્રમય અચલગઢ સાથે.)

—' આબૂ ' સંબંધમાં જાણવા લાયક ઐતિહાસિક ભૌગોલિક ઉપયોગી મહત્ત્વના ગ્રંથો રચનાર વિદ્વાન મુનિરાજની આ કૃતિ છે. આ ગ્રંથને આબૂના ત્રીજા ભાગ તરીકે ઓળખાવવામા આવ્યો છે તે ઉચિત છે. આમાં જૂદા જૂદાં ૬ પ્રકરણોમા ગિરિરાજ આબૂ સાથે તેનો સંબંધ, ત્યાના રસ્તા, વાહનો, મુકકું, આસપાસના તથા ઉપરનાં જૈન મંદિરો અને મૂર્તિઓ રચના–પ્રતિષ્ઠા, શિલ્પ–કોરની, યાત્રા–મહોત્સવાદિ કરનારા સંબંધી માહિતી શોધખોળપૂર્વક ઘણા પરિશ્રમે પ્રમાણિકપણે આપવા પ્રયત્ન કર્યો જણાય છે. એ સિવાય ત્યાનાં હિંદુ તીર્થો અને દર્શનીય સ્થાનો સંબંધમાં જરૂરી માહિતી પૂરી પાડી છે–એથી જૈનેતર સર્વ કોઇ જિજ્ઞાસુ વાચક કે યાત્રિકને ઉપયોગી થઇ શકે તેવો આ ગ્રંથ છે. આપણી પ્રાચીન જાહોજલાલી, તીર્થભક્તિ અને ઉત્તમ સંસ્કારિતા કેવા પ્રકારની હતી તેનો ખ્યાલ આપનાર આ ગ્રંથ દરેક પુસ્તકાલયમાં, દરેક કુટુંબમા હોવો જોઇએ. ચિત્રો પણ સારાં આકર્ષક અને શ્રદ્ધાળુને ઘરે બેઠા તીર્થ–યાત્રાનો લાભ આપે, તથા તીર્થદર્શનોત્કંઠા વધારે તેવા છે. લેખક, પ્રકાશક સંસ્થા અને આર્થિક સહાયકને ખરેખર ધન્યવાદ ઘટે છે

**૨ શંખેશ્વર મહાતીર્થ** ( ભાગ પહેલો )–લેખક મુનિરાજ **જયંતવિજયજી**, પ્રકાશક શ્રીયશોવિજયજી જૈન ગ્રંથમાળા, ભાવનગર બીજી આવૃત્તિ સં. ૨૦૦૩ ક્રાઉન સોળ પેજી પૃ. ૩૬+૨૩૬, ચિત્રમય શંખેશ્વર–૧૬ ચિત્રો, પંચતીર્થીના નકશા સાથે.

ગૂજરાતના ગૌરવરૂપ સુપ્રસિદ્ધ પ્રભાવક આ તીર્થનો સવિસ્તર ઇતિહાસ પણ ઉપર્યુક્ત વિદ્વાન મુનિરાજે રચીને જનસમાજ પર ઉપકાર કર્યો છે. ૧૮ પ્રકરણો અને પરિશિષ્ટોમાં આ તીર્થ–મંદિર–મૂર્તિ–સંબંધી પ્રાચીન ઇતિહાસ પ્રભાવ–માહાત્મ્ય, ચમત્કાર–યાત્રા, મેળા, જીર્ણોદ્ધાર, નવું મંદિર, ધર્મશાળા, બગીચા, આસપાસનાં પંચતીર્થી, પ્રદક્ષિણા-સ્થળો, શિલાલેખો, ફરમાનો, રાજ્ય-પ્રેમ, વહીવટ–વ્યવસ્થા વગેરે સંબંધમાં ઠીક પ્રકાશ પાડયો છે.

" **પુસ્તકાલય** " પુ. ૧૭, અંક ૯, સન ૧૯૪૨ સપ્ટેંબરના પૃ. ૪૭૩માં આ ગ્રંથની પહેલી આવૃત્તિની સમાલોચના પ્રકટ થઇ છે, તેના પહેલા ભાગની આ બીજી આવૃત્તિ યોગ્ય સુધારા–વધારા સાથે પ્રકટ થયેલી હોઇ એ તેની લોકપ્રિયતા સૂચવે છે. દરેક ગુજરાતી તીર્થપ્રેમી, ઇતિહાસપ્રેમી જૈન અને જૈનેતરને ઉપયોગી થઇ શકે તેવી સામગ્રી આમાંથી મળી આવે તેમ છે.

૩ બુદ્ધિધન અભયકુમાર—લે. મૂળજીભાઇ પી શાહ; પ્રકાશક શશિકાંત એન્ડ કો. ડૉ ત્રિભોવનદાસ લ શાહ સસ્થાપિત સસ્કૃતિરક્ષક સસ્તું સાહિત્ય વડોદરા. પૃ. ૮+૨૮૦, સં. ૨૦૦૩, કિં. રૂ. ૪.

જૈન-સમાજમા ચાર પ્રકારની બુદ્ધિના નિધાન તરીકે મંત્રીશ્વર અભયકુમાર બહુ પ્રસિદ્ધ છે. આચાર્યશ્રી હેમચદ્રે સસ્કૃતમા ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્રના દશમા પર્વમા-મહાવીર-ચરિત્રમા પ્રસગોચિત તેનુ ચરિત્ર દર્શાવ્યું છે, તથા ચંદ્રતિલક ઉપાધ્યાય જેવા અન્ય વિદ્વાને પણ વિસ્તારથી સં. માં સ્વતંત્ર મહાકાવ્યની રચના કરી છે; જેના ગુજરાતી ભાષાંતરો પણ પણ પ્રકાશિત થઇ ચૂકેલા છે ડૉ શાહના આ નવા સાહસથી પ્રેરાઇ લેખકે એ પ્રાચીન ગ્રથોનું મૂળ કથા-વસ્તુને વફાદાર રહી પોતાની લાક્ષણિક શૈલીથી આ ઐતિહાસિક નવીન નવલકથાની ગ્રથણી કરી છે. આ રચના ગુજરાતી વાચકોને રસપ્રદ, બુદ્ધિપ્રદ અને આકર્ષક થશે એવી અમારી ધારણા છે પ્રકાશિત થતા પહેલા આ નવલકથા લેખકે અમને દર્શાવી હતી, અને અમે તે સમયે પણ સદ્ભાવભર્યો અભિપ્રાય સૂચવ્યો હતો, તે પ્રકાશિત થતા લેખક પ્રકાશકને અભિનદન.

—લા. ભ. ગાંધી

૪ નિત્યપ્રાર્થના—લેખક પામર પરમાનંદ, પ્રકાશકઃ શિશુ ભારતી, વડોદરા, ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૨૫૦+૨૪, કિમત રૂ ૨-૦-૦

પ્રસ્તુત શ્રી નિત્ય પ્રાર્થના પુસ્તકમાં પૂજ્ય સ્વામીજીશ્રી પરમાનંદજીરચિત વિવિધ સમય અને વિવિધ ભાવોની પ્રાર્થનાઓનો સંગ્રહ કરાયેલો છે. આબાલવૃદ્ધ સ્ત્રી-પુરૂષ, સૌ કોઇને માટે આમાથી પ્રાર્થના મળી રહે છે.

આત્મકલ્યાણથી માંડીને છેક વિશ્વકલ્યાણ સુધીની બૃહદ્ ભાવના આ પ્રાર્થનાઓમાં ભરેલી છે. પ્રાર્થનાઓમા રહેલી ભાવનાઓ તરફ જોતા ફક્ત ઘેલો ભક્તસમુદાય જ નહિ પરંતુ જનસેવાની ભાવનાવાળા સમાજસેવકો પણ તેનો ઉપયોગ કરી શકે છે.

સ્વામીજી પોતે બગદેશીય હોવા છતાં, ગુજરાતી ભાષા ઉપર એવો સરસ કાબુ ધરાવે છે કે તેમની આ પદરચના જોઇ કોઇ તેમને ભાગ્યે જ બંગાળી કહી શકે.

કાવ્યોની ભાષા તદ્દન સરળ અને સુગમ્ય છે, ભાવો પવિત્ર અને વિશાળ છે.

સગીતપ્રેમીઓને પણ આમાથી સગીતના રાહે ગવાય એવી ઘણી પ્રાર્થનાઓ મળી રહે છે

અંતે નિત્યપ્રાર્થનાને જીવનમા નિત્યક્રમ તરીકે સ્વીકારી કૃતકૃત્ય થવા ભલામણ કરવામાં આવે છે

ન.

૫ ભિક્ષુ અખંડાનદ—લેખકો શ્રી 'સોપાન' અને શ્રી. જ્યોતિન્દ્ર દવે; પ્રકાશક સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય, ભદ્ર, અમદાવાદ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૬૮+૧૯૬=૪૬૪. બોર્ડ પરીનું પાકું પૂઠું, મૂલ્ય રૂ. ૩-૦-૦.

ગુજરાતની જૂનામા જૂની પ્રકાશન સસ્થા સસ્તુ સાહિત્યના સસ્થાપક સ્વ. સ્વામીશ્રી અખડાનદજીના જીવનચરિત્રનુ આ પુસ્તક છે. આ જીવન ચરિત્ર એટલે, પુસ્તક-પ્રકાશનના વ્યવસાયને લગતો એક વિજ્ઞાનગ્રથ કહી શકાય. કારણ, સ્વામીજી પોતે ગુજરાતના એ વિષયવિજ્ઞાનના ઘડવૈયા હતા. છેક નાની મૂડીથી શરૂઆત કરીને સંસ્થાને

સદર પાયા પર મૂકી જવામા વચ્ચે વચ્ચે તેઓશ્રીએ કેટકેટલા તબક્કાઓ પસાર કર્યા હતા તેનું દિગ્દર્શન આ જીવનચરિત્રમાથી આપણને મળે છે.

સ્વામીજીના પૂર્વજીવનના પ્રસંગો જાણવાની જિજ્ઞાસા ધરાવનાર આમજનતાને આ પુસ્તકમાથી એ પ્રાપ્ત થશે, જ્યારે પુસ્તકવ્યવસાયમાં ઝંપલાવવા ઇચ્છનારને એમના આ જીવનપ્રસંગોમાથી અનેક બોધપાઠો મળી આવશે. ઉપરાંત, અધ્યાત્મજ્ઞાનને લગતા તેમના સંસ્કારપ્રસંગો પણ પ્રેરક હોઇને આધ્યાત્મિકતાના ઉપાસકોને પણ તેમાથી ઉપયોગી જ્ઞાન મળી આવશે.

આમ આ પુસ્તક સ્વામીજીના જીવનચારિત્રને લગતું છતાં તેમાં અધ્યાત્મજિજ્ઞાસુઓને તદ્વિષયક વાચન મળશે, તેમજ પ્રકાશનવ્યવસાયની વિવિધ નીતિરીતિનું તથા કાર્યદક્ષતાનું હૂબહૂ દર્શન થશે. આમ એક જ જીવનમાં આ બધુ વણાયેલું જોઇએ ત્યારે અને તે પણ સોફ્રીસથી જીવાયેલું જીવન જોઇએ ત્યારે સહેજે અહો ! અહો ! ઉચ્ચારી જવાય.

જીવનચરિત્રોનાં પુસ્તકો વંચાવવામા આ સાહિત્યનિષ્ઠ સંન્યાસીના જીવનનું વાચન અવશ્ય પ્રચારપાત્ર છે.

**૬ દિવ્ય પ્રેમદર્શન**—લેખક શ્રી. પ્રાણલાલ પ્રભાશંકર બક્ષી; પ્રકાશનઃ સયાજી સાહિત્ય માળા, વડોદરા. ક્રાઉન કદના પૃષ્ઠ ૨૪૨+૧૪, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય રૂ. ૧–૨–૦

આજે જ્યાં ત્યા પ્રેમ શબ્દ સાભળવા મળે છે. અને એ શબ્દ એવો વિકૃત થઇ ગયો છે, કે સાચા પ્રેમનો પરિચય ભાગ્યે જ કોઇને હશે એવા કહેવાતા પ્રેમમાં રાચનારાઓને અને પ્રેમ શબ્દમા ભરમાનારાઓને દિવ્ય પ્રેમ શું ચીજ છે તેનો ખ્યાલ આ પુસ્તકમાંથી મળશે. સૂફીવાદના પ્રેમ અને આપણા આધ્યાત્મિક પ્રેમને સરખાવવામાં આ ' દિવ્ય પ્રેમદર્શન ' ઠીક સહાયરૂપ થશે. રાધા–કૃષ્ણ–ગોપી અને મીરા, સૂરદાસ વગેરે સંતોના દિવ્ય પ્રેમને પરખવામાં અને એ પ્રેમદર્શન દ્વારા અધ્યાત્મદર્શન પામવા ઇચ્છનારને દિવ્ય પ્રેમનું સાચુ સ્વરૂપ આ પુસ્તકમાં સમજવા મળશે. આધ્યાત્મિક પ્રેમપિપાસુઓને માટે આ પુસ્તક ઉપયોગી નીવડે તેમ છે.

**૭ સાત ચરિત્રો**—લેખક શ્રી. નગીનદાસ પારેખ; પ્રકાશકઃ કમલ પ્રકાશન મંદિર, એલિસબ્રીજ, અમદાવાદ. ક્રાઉન કદના પૃષ્ઠ ૧૩૨+૪, સાદુ પૂઠું, મૂલ્ય રૂા. ૧–૧૨–૦.

આ પુસ્તકમા લેખકે (૧) કુગ કુ–ત્સે, (કોન્ફ્યુશિયસ), (૨) તાનસેન, (૩) દાદાભાઇ નવરોજજી, (૪) રામકૃષ્ણ પરમહંસ, (૫) આચાર્ય પ્રફુલ્લચંદ્ર રાય, (૬) સાહસવીર અમુંડસેન અને (૭) સોરાબજી પોચખાનાવાળા એ સાત જીવનચરિત્રો આપ્યાં છે.

શ્રી. નગીનદાસ પારેખ આપણા સાહિત્યના એક અગ્રગણ્ય લેખક હોઇને ખાસ કરીને એમની અનુવાદકળા ઠીક પ્રશંસા પામેલી છે. એમની કલમે રજૂ થયેલાં આ સાત જીવનચરિત્રો પુસ્તકાલયમા આવતા કિશોર વાચકોના હાથમા મૂકી તેમને પ્રેરણા આપવા સમર્થ નીવડે તેવા છે આ સાત પૈકી ૬ જીવનચરિત્રો " કિશોર " માસિકમાં છપાઇ ગયેલા તે રજૂ કરાયા છે, જ્યારે એક " તાનસેન "નુ ચરિત્ર મૂળ બગાળીમાં આચાર્ય ક્ષિતિમોહન સેને રચેલું તે પરથી અનુવાદ છે.

[ સાધણ સામેના પૃષ્ઠને છેડે ]



## સસ્તુ સાહિત્ય વ. કાર્યાલય-અમદાવાદ તરફથી

૧ **ભિક્ષુ અખંડાનંદ**—લેખકો શ્રી. " સોપાન " અને શ્રી જ્યોતીન્દ્ર હ. દવે; મૂલ્ય રૂ. ૩-૦-૦

૨ **પ્રેમપથ**—લેખકઃ શ્રી વાલજીભાઈ ગો. દેસાઈ; મૂલ્ય રૂ. ૦-૩-૦

## કમલ પ્રકાશન મંદિર-અમદાવાદ તરફથી

૩ **હૈમન્તી**—અનુવાદક શ્રી. રમણલાલ સોની, મૂલ્ય રૂ. ૨-૦-૦

૪ **સાત ચરિત્રો**—લેખક શ્રી. નગીનદાસ પારેખ; મૂલ્ય રૂ. ૧-૧૨-૦

૫ **ભગવાન પરશુરામ**—( નવી આવૃત્તિ. ) લેખક શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી; મૂલ્ય રૂ ૫-૮-૦

## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો

૬ **આકાશદીપ**—લેખક શ્રી. ધૂમકેતુ; મૂલ્ય રૂ. ૩-૦-૦

૭ **પરિશેષ**—લેખક ઉપર પ્રમાણે. મૂલ્ય રૂ. ૩-૦-૦

૮ **બુદ્ધચરિત**—લેખક શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા; મૂલ્ય રૂ. ૩-૮-૦

૯ **સોરઠી બહારવટિયા**-ભા. ૨ જો ( નવી આવૃત્તિ )—લેખક શ્રી. ઝવેરચંદ મેઘાણી; મૂલ્ય રૂ. ૩-૦-૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૦ **ટામ કાકાની કુટિ-અંકલ ટામ્સ કેબિન**-અનુવાદક શ્રી. મોંઘીબેન; પ્રકાશકઃ શિશુવિહાર; કૃષ્ણનગર, ભાવનગર. મૂલ્ય રૂ. ૧-૬-૦

---

[ સામેના પૃષ્ઠનું અનુસંધાન ]

આ પ્રકાશનસંસ્થાનાં પુસ્તકોની કિંમત રાખવાની નીતિ સંબંધે અમે અમારી નોંધ કરી છે તે પ્રમાણે ફરીવાર અહીં પણ જણાવીએ તો અસ્થાને નહિ લેખાય કે ૧૩૬ પાનના પુસ્તકની પોણા બે રૂપિયા જેટલી કિંમત વધુપડતી જ—આકરી—લેખાય. જનતામાં—ખાસ કરીને કિશોરવાચકોમાં પ્રચારપાત્ર એવાં પુસ્તકો અલ્પકિંમતે પ્રસિદ્ધ કરવામાં આવે તો તે ઠીક પ્રચાર પામે અને શિષ્ટવાચન પરીક્ષા માટે નિયત કરવામાં પણ તે પસંદગી પામે. તેનું દૃષ્ટાંત " કિશોર ચરિત્રમાળા " જે ચરોતર એજ્યુકેશન સોસાઈટી દ્વારા સસ્તી કિંમતે થઈ પ્રસિદ્ધ હતી તે પૂરું પાડે છે

શિષ્ટ પુસ્તકોની પ્રસિદ્ધિના ક્ષેત્રમાંથી કમાણી કરવાની આશા રાખવી વધુ પડતી જ ગણાવી જોઈએ.

# સાહિત્યકારોની દીપોત્સવી

## દીપોત્સવી અંકોનો ઊડતો પરિચય : એક પત્ર

ભાઇશ્રી,

વિ. તારો પત્ર યથાસમય મળ્યો હતો. દિવાળીના દિવસોમાં વખત નહિ મળવાથી જવાબ લખી શકાયો નથી. પરંતુ મે તને જણાવેલું વચન પાળું છું. તેં મને દીપોત્સવી અંકોનો પરિચય આપવા જણાવેલું તે અહીં આપું છું.

આ વખતે મારી પાસે આવેલા દીપોત્સવી અંકોમાં દળદાર અને અગ્રગણ્ય સાહિત્યકારોની રસસામગ્રી આપતો અંક " સંદેશ "નો આવ્યો છે. એનુ કવરપૃષ્ઠ કાળ ભગવાનની મૂર્તિમત્તા અને આશિષસૂચક ત્રિરંગી હોઇને આકર્ષક છે. જ્યારે વાચનીય સામગ્રીમાં સાક્ષરશ્રી રમણલાલ દેસાઈનો લેખ " ગુજરાતી સાહિત્યની ઉણપો " આપણા સાહિત્યકારોને ઠીક ઠીક આત્મ-નિરીક્ષણ કરાવે તેવો છે. એને વાંચીને આપણા સાહિત્યની ઉણપો કઇ કઇ છે અને તે શા કારણે છે તે સહેજે જણાઇ આવે છે. સાક્ષરશ્રી રમણભાઇનો એ અંગુલિનિર્દેષ આપણા લેખકો-કવિઓ ક્યારે લક્ષ પર લેશે એ તો શું કહી શકાય ? ત્યારે, " સંવત્સરની સંખ્યાએ "ના લેખમાં એના સહતંત્રીએ વીતેલા વર્ષના બની ગયેલા બનાવોનું, આપણા વેપારીઓ સરવાયુ કાઢે છે તેવુ સરવાયુ આપ્યું છે. અન્ય લેખોમાં વાર્તા, નિબંધિકાઓ ઈ૦ છે. આમ એ અંકમાં આપણા સાહિત્યના આગલી હરોળના લેખકોએ એમની કલમકસતા વાપરી છે. એકંદરે એ અંક સુવાચ્ય હોઇને એનું દરવર્ષનુ દળદારપણું જળવાઇ રહ્યું છે.

એ પછી મારી પાસે આવેલા અંકોમા " ચેતન " છે.

એ પહેલુ પ્રસિદ્ધ થયું ત્યારે, વાચકસમુદાયમાં ઠીક ઠીક આકર્ષાયુ હતું, અને આ દીપોત્સવી અંકમા પણ એનુ એ આકર્ષણ જળવાઈ રહ્યુ હોઇને વિશેષમાં એણે સાહિત્યવૈવિધ્ય જાળવવા પ્રયત્ન કર્યો છે. એનું કવરચિત્ર પણ આકર્ષક હોઇને એમાં આપેલા લેખો સુવાચ્ય છે, ઉપરાંત અંદર આપેલા કટાક્ષચિત્રો આપણા રાજકીય અને સામાજિક ક્ષેત્રના પ્રસંગચિત્રો તરીકે લેખી શકાય. આ સિવાય એમાં આપેલી અન્ય આર્ટ પ્લેટો પણ આકર્ષક છે.

સાહિત્યવિષક લેખોમાં શ્રી. કનૈયાલાલ રાવળનું " છેલ્લા દાયકાનુ ગુજરાતી સાહિત્ય " આપણા સાહિત્યજગતના છેલ્લા દશકાનું વિહંગાવલોકન કરાવી જાય છે.

વળી સુરતથી પ્રસિદ્ધ થતા " ગુજરાતમિત્ર અને ગુજરાત દર્પણ " નો દીપોત્સવી અંક પણ આકર્ષક હોઇને એમાંની વસ્તુસામગ્રી આપણા સાહિત્યરસિકોની પ્રશંસા માગી લે તેવી છે આ દીપોત્સવી અંકે આપણા પીઢ સાહિત્યકાર શ્રી. બ. ક ઠા. અને ભાવનાવાદી કવિ શ્રી. દેશળજી પરમાર તેમજ પ્રો. શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી જેવાનો

ઠીક સહકાર પ્રાપ્ત કર્યો છે, એમ સહેજે કહી શકાય. ત્યારે આજે આપણા કેળવણીકારોમા ચર્ચાતો વિષય " ગુજરાત યુનીવર્સિટી " ને લગતી મનનીય નોંધ શ્રી. નગીનદાસ માણેકલાલે આપી છે. ઉપરાંત, હાસ્યમૂર્તિ શ્રી. જ્યોતિન્દ્ર દવે " અમાડ " લખીને તમને હસાવી જાય છે. આ સિવાય કૌમુદીકાર શ્રી. વિજયરાય વૈદ્ય, શ્રી વિનોદિની નીલકંઠ અને પ્રો મો. પા. દવે, તેમજ જાણીતા સંશોધનકાર શ્રી. ભોગીલાલ સાંડેસરા સરખા સાહિત્યકારોની કૃતિઓ આ અંકમા મળે છે.

આ સિવાય કાવ્યો અને વાર્તાઓ પણ એમા હોઇને દરેક વિષયના વાચકને એમાંથી મનપસંદ વાચન મળી રહે તેમ છે.

એકંદરે આ અંકના સંપાદકે જનરુચિને પોષક છતા શિષ્ટ સાહિત્ય રજૂ કરવામાં ઠીક સફળતા પ્રાપ્ત કરી છે, એમ કહેવું જ પડે.

હવે એક વિશિષ્ટ ધ્યેયલક્ષી સામયિકનો તને પરિચય આપું છું. એ છે મુંબઇથી પ્રકટ થતુ " **નવી રોશની** ".

એના સંપાદક શ્રી. શંકર પંડ્યા સમાજવાદી વિચારસરણી ધરાવતા એક ઉત્સાહી ઇસ્તેહારી છે, અને એ કળાનો સમાજવાદી દૃષ્ટિબિન્દુ જનતા સામે ધરવામાં આ અંક દ્વારા તેમણે ઠીક સફળતા મેળવી છે. ઉપરાત, એમાં રજૂ કરાયેલા કાવ્યો અને વાર્તાઓ પણ સમાજવાદી વિચારસરણીને પોષક એવાં અપાયા છે. ત્યારે, કુમાર વાચકો માટે " કુમાર વિભાગ " યોજીને એમણે કુમારોને પણ આ દિશામા રસ લેતા કરવાનો પ્રયત્ન કર્યો છે

હવે તને વડોદરાથી પ્રસિદ્ધ થતા " **નવગુજરાત** "ના દીપોત્સવી અંકની ઓળખ આપું.

એની રાષ્ટ્રીય વિચારસરણી તો વડોદરાની સમગ્ર જનતાને જાણીતી છે એના સંપાદકે વડોદરા રાજ્યના અગ્રગણ્ય કાર્યકરો શ્રી. ચુનીલાલ પુ શાહ, શ્રી. મણિલાલ પરીખ, શ્રી છોટાભાઇ સુતરીઆ અને શ્રી. પ્રાણલાલ મુનશી, તેમ જ શ્રી. નિકતે વકીલ અને મગનભાઇ શંકરભાઇ પટેલ તેમ જ શ્રી ચિમનભાઇ હ અમીન એ બધાના ગુજરાતની પ્રદેશમાં જવાબદાર રાજતંત્ર અને રાષ્ટ્રીય વિચારસરણીદર્શક લેખો આપ્યા છે. જનતાને રાષ્ટ્રીય દોરવણી આપતા આ લેખો વડોદરા રાજ્યની પ્રજાજનોએ જ માત્ર નહિ પરંતુ સમસ્ત ગુજરાતની પ્રજાઓએ વાંચવા-વિચારવા જેવા છે

આ અંકના સંપાદકે જૂના ચિત્રો ફરીથી છાપી ચિત્રો આપવાનો વ્યામોહ જતો કર્યો હોત તો એના આ વિશિષ્ટ અંકમા ઉણપ આવવાનો જરાય સંભવ ન હતો.

અને " **શારદા** " માસિકના તંત્રી શ્રી. રાયચુરા ગુજરાતી સાહિત્યનો કોઇ પણ દીપોત્સવી અંક પ્રકટ થાય તેમા સૌથી પ્રથમ પ્રસિદ્ધ કરવાનુ માન મેળવી જાય છે. એના નિયમિત લખતા લેખકો ઉપરાત અન્ય લેખકોએ પણ એમની કલાપ્રસાદી રજૂ કરી છે. ઉપરાત પૃષ્ઠસંખ્યા બીજા અંકો કરતા વધુ છે જ, એટલે એ અંક દળદાર પણ ખરો જ

હવે તાજેતરમાં–થોડાક સમય પૂર્વે શરૂ થયેલા—" **જીવનપ્રકાશ** " માસિક ન

દીપોત્સવી અંક વિષે તમને કહું. આગલી હરોળના આપણા સાહિત્યકારોના સલાહકાર મંડળની રાહબરી નીચે ચાલતા આ માસિકનો દીપોત્સવી અંક ભલે દળદાર નહિ કહી શકાય, છતા એમાં લેખોની વિવિધતા છે. વાર્તાથી લઈને રાજદ્વારી વિષયો અને ધાર્મિક તત્ત્વચિંતનો પણ એના સંપાદકે એમાં રજૂ કરવા પ્રયત્ન કર્યો છે. જેટલું આકર્ષક એનું મુખપૃષ્ઠ છે તેટલી સફાઇ છપાઇ અંદરના પૃષ્ઠોની નથી લાગતી; માત્ર ઉપલક આકર્ષણની કાળજી રાખવા સાથે સાથે અંદરની સફાઇ પણ જાળવવી આવશ્યક છેજ.

આપણા સૌં સામયિકકારો દીવાળીને ટાંકણે દીપોત્સવી અંકો પ્રસિદ્ધ કરીને વિવિધ સાહિત્યસામગ્રીના રસથાળો જનતાને અર્પણ કરે છે. તેની સાથે સાથે સુરતના "**પ્રભાકર**" સાપ્તાહિકે એક નવી જ આવકારદાયક પરિપાટી ચાલુ કરી છે તેને અમે વધાવીએ છીએ.

એ વિવિધ વિષયોનુ વાચન આપવાને બદલે વાર્તાસાહિત્ય જ દિવાળીને ટાંકણે વાચકસમુદાય સમક્ષ રજૂ કરે છે. આમ નિવૃત્તિકાળે અને જ્યારે ઇચ્છા થાય ત્યારે વાર્તારસ માણવામાં ઉપયોગી નીવડે તેવો એનો આ ખાસ અંક તૈયાર થયો છે. આ અંકને આપણે ખાસો મજાનો એક વાર્તાસંગ્રહ જ કહી શકીએ. સખ્યાંબંધ વાર્તાઓનો આ અંક જરૂર જનતામાં એક અનોખું આકર્ષણ પ્રાપ્ત કરશે.

આ ઉપરાત, વડોદરાથી પ્રસિદ્ધ થતા દૈનિક પત્ર "**જયગુજરાત**"નો પણ દીપોત્સવી અંક પ્રસિદ્ધ થયો છે એમાં લેખસામગ્રીની ભરમારને બદલે વડોદરાની વિશિષ્ટતાદર્શક આર્ટ પ્લેટો પર છપાયેલ જોવા જાણવા જેવાં વડોદરાનાં સ્થળો એને જોનારને આકર્ષે તેવાં છે કાગળ, છપાઇ, સફાઇ માટે વધુ કાળજી લેવાઇ હોત તો એ વધુ દીપી ઉઠવા સંભવ હતો

અને એક જ્ઞાતિમાસિક "**નવસર્જન**"નો અંક ભાટિયા લોહાણા જ્ઞાતના પ્રશ્નોની છણાવટ કરતા લેખો વાર્તાઓથી યુક્ત હોઇને એ જ્ઞાતિજનોને ઉપયોગી નીવડે તેવો છે.

છેલ્લે, આપણી ભાષાનું નહિ પરંતુ આપણી ભાષાભગિની મરાઠી વાઙ્મયમાં અગ્રસ્થાન ધરાવતા "**અભિરુચિ**"નો અંક પ્રથમ નજરે જ આકર્ષક હોઇને અંદરની વાચક-સામગ્રી આપણા વાચકોને મરાઠી વાઙ્મયનો ઠીક ઠીક પરિચય આપી જાય તેવો તૈયાર કરાયો છે. એની છપાઇ સફાઇ પાછળ લેવાયેલી જહેમત તરત જ તરી આવે છે

## નવાં સામાયિકો

હવે હું તમને આપણા સાહિત્ય ક્ષિતિજ પર નવાં જ નજરે પડતાં સામયિકો સંબંધે કઇક કહીશ.

એ છેઃ એક તો "**અખંડ આનંદ**" એના દીપોત્સવી અંકનો પરિચય તો "પુસ્તકાલય"ના ગયા અંકમા આવી ગયો છે, ત્યારે એનો બીજો અંક પણ એટલો જ લેખસમૃદ્ધ અને દળદાર તૈયાર થયો છે. એમાની લેખસામગ્રી વિચારપ્રેરક મનનીય અને રસપ્રદ હોઇને એના અલ્પ વાર્ષિક લવાજમમા આવા દળદાર અંકો જો દરમાસે મળે તો ખર્ચેલાં નાણાં "વસૂલ" જ થઇ જાય

આ ઉપરાંત, શ્રી. રવિશંકર વ્યાસના તંત્રીપણા હેઠળ નવું સામયિક " **તસ્વીર** ", શ્રી. ભાઈલાલ પટેલ અને ભાનુમતી ચાગાણીના સંપાદન હેઠળ " **પગદંડી** " તેમજ શ્રી શાન્તિલાલ દીનાનાથ મહેતાના તંત્રીપદે " **પ્રેમ ધર્મ** ", પાટીદાર જનતાનું મુખપત્ર હોવાનું જાહેર કરનાર " **પરતી** " શ્રી. ચન્દ્રવદન દુર્ગાપ્રસાદ લશ્કરીના તંત્રીપણા હેઠળ પ્રસિદ્ધ થવા માંડયાં છે. આ ઉપરાંત, સમાજવાદી વિચારસરણી વ્યક્ત કરતું માસિક " **સમાજ** " ગુજરાતના આગેવાન સમાજવાદીઓની રાહબરી હેઠળ પ્રસિદ્ધ થવા માંડયા છે.

આ બધા સામયિકો હાલ તો ગુર્જર સાહિત્યના ક્ષિતિજપટ પર દર્શન દે છે, પરંતુ તેઓ સૌનાં તો " નીવડયે વખાણ ". એમના સબંધે અહીં કંઈ પણ ઉલ્લેખ કરવો ભાગ્યે જ યોગ્ય લેખાશે

ન્યુસપ્રિન્ટ કોન્ટ્રોલ હળવો થતાં ઉપર જણાવ્યા તેવા સામયિકો બહાર આવવા પામ્યાં છે. તે સઘળાં પોતપોતાની શક્તિ અનુસાર આપણા સાહિત્યને સમૃદ્ધ કરે એમ આપણે ઇચ્છીએ

આ ઉપરાંત, વડોદરાથી " આનંદ " નામનુ હળવુ લોકસાહિત્ય પીરસતું એક સાપ્તાહિક જાણીતા લોકસાહિત્યકાર શ્રી રાયચુરાના તંત્રીપદે શરૂ થયું છે તેમાં લોક-સાહિત્ય યુક્ત દુહા-સોરઠા, લોકવાર્તો અને વડોદરાની સિનેમાસૃષ્ટિને લગતા સમાચારો શ્રી. રાયચુરાભાઈની રાહબરી નીચે આપવામાં આવે છે

મુસાફરીમાં કે નવરાશની વેળાએ હલકાં ફરફરિયાંના વાચનને બદલે રેલવે સ્ટેશનના એકાદ સ્ટોલ પરથી " આનંદ "નો અંક લઇ લીધો હોય તો જ્ઞાનવાચન માટે ઠીક સાધનરૂપ નીવડે. મ

---

અપણાં ગુજરાતી સ્ત્રી માસિકો " ગુણસુન્દરી " " સ્ત્રી જીવન " અને " સ્ત્રી શક્તિ " એ પણ પોતપોતાની કક્ષા-મર્યાદામાં રહીને પોતાનાં વાચકો માટે દિવાળીને ટાંકણે વિવિધ વાચન આપતા પોતાના અંકો પ્રકટ કર્યા હતા એ અંકો પુસ્તકાલયમાં વસાવી બહેનોમાં વાચન-પ્રચાર માટે ફરતા કરી શકાય.

# મહાલ પુસ્તકાલય મંડળની સભાઓ

**મહેસાણા મહાલ પુ મંડળની** વાર્ષિક સભા તા. ૧૭–૮–૪૭ ના રોજ નાનજીભાઇ જે. પટેલના પ્રમુખપદે મળી હતી. તેમાં (૧) વાર્ષિક હેવાલ-હિસાબ મંજૂર થઇ, (૨) નવું વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવ્યું, (૩) નવા વર્ષ માટે અંદાજી બજેટ મંજૂર કરાઇ (૪) પુસ્તકાલયોના મંત્રી તરીકે શિક્ષકો કામ કરતા હોય તેમને પરવાનગીની અપેક્ષા ન રાખવા સરકારને વિનંતિના ઠરાવો થયા હતા. છેલ્લે જે જૂથ પુ. મંડળોએ સભાઓ ન ભરી હોય તેમણે ભરવા ઠરાવાયું હતું.

**ડભોઇ મહાલ પુ. મંડળની** વા. સા. સભા તા. ૧૪–૯–૪૭ ના રોજ ડભોઇ મહાલ શાળાધિકારી શ્રી. પનાલાલ પુરુષોત્તમદાસના પ્રમુખપદે મળી હતી. તેમાં વાર્ષિક હિસાબ–હેવાલ મંજૂર કરાઇ અંદાજી બજેટ મંજૂર કરાયું હતું. ઉપરાંત, નવા વર્ષ માટે વ્ય મંડળ નિમાઇ પ્રાંત પુ. મંડળની સભામાં મોકલવાના પ્રતિનિધિ નિયત કરાયા હતા. આ સિવાય શિષ્ટવાચન પરીક્ષાનો, જૂથ મંડળોએ કરવાની કામગીરીનો તથા મંડળની રકમ બેંકમાં જમા મૂકવાને લગતા ઠરાવો થયા હતા.

**કલોલ મહાલ પુ મંડળની** વા સા. સભા તા. ૧૨–૧૦–૪૭ ના રોજ મળી તેમા શિષ્ટ વાચનની પરીક્ષા અને તે માટે પુસ્તક પસંદગી, કા. વા. મંડળમાં વધુ સભ્ય લેવાનું, તેમજ જૂથ પુ. મંડળોને વ્યવસ્થિત કરવા ઠરાવાયુ હતું.

---

# પુસ્તકાલયોની તપાસણી

**પગારદાર** પ્રાંત તથા માનદ મહાલ પ્રચારકોએ માહે નવેંબર માસમાં નીચેનાં સ્થળોની મુલાકાત લઇને ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે, અને દફતરી તેમજ પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરીને વર્ગીકરણ તથા વાચનપ્રચારની કામગીરી બજાવી છેઃ—

**( ૧ ) વડોદરા–નવસારી પ્રાંત પ્રચારક શ્રી. છગનભાઇ મ. પટેલ, માહે નવેંબરમાં–સંખેડા મહાલનાં**—(૧) માલપુર (૨) ખૂનવાડ (૩) ટીંબા (૪) ઝરવાણ (૫) ભાટપુર (૬) વાઘેથા (૭) લાછરસ (૮) પરવેટા (૯) વાસણા (૧૦) કોસીન્દ્રા (૧૧) પાણેજ (૧૨) સરગી (૧૩) અખોદરા (૧૪) કલેડિયા, અને (૧૫) આમરોલી તા તિલકવાડા.

( ૨ ) **ચાણસ્મા મહાલ પુ. મંડળના મંત્રી રા. રા. હરિશંકર મો. વ્યાસ, માહે નવેમ્બરમાં**—(૧) જીતોડા (૨) જાખાના (૩) ગંગેટ (૪) ધારીઓધરડા.

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઇઓએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે જે સૂચના–સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે મંત્રી ભાઇઓને ખાસ ભલામણ.

**ના. તં. ચોકસી**
સહમંત્રી
વ. રા. પુ. મંડળ




## આભારદર્શન–વિદાય

" પુસ્તકાલય " માસિકનું છાપકામ છેલ્લાં દશેક વર્ષ થયાં અત્રેના લુહાણામિત્ર પ્રિં. પ્રેસમા થતું હતું. હવે આવતા જાન્યુઆરી અંકથી એનુ છાપકામ બીજા છાપખાનામાં બદલાય છે.

આ આખાય ગાળા દરમિયાન સદર પ્રેસ તરફથી "પુસ્તકાલય"ને છાપવામાં એના માલિક શ્રી. અંબાલાલ વિ. ઠક્કર અને વ્યવસ્થાપક શ્રી. નટવરલાલ ઠક્કરે અમને જોઈતી તમામ પ્રકારની સગવડો પૂરી પાડી છે.

હસ્તપ્રત મોડી આપવામાં આવે, છેલ્લા દિવસ સુધી છાપકામ ચાલુ હોય અને ગમે તે પળે લખાણ પાછળથી ઉમેરવાનુ આવે તે બધું બરદાસ્ત કરીને એમણે અમને સારો એવો સહકાર આપી " પુસ્તકાલય " પ્રકટ થવાની તારીખ ભાગ્યે જ ચૂકવા દીધી છે; અમારી ઇતર મુશ્કેલીને કારણે કદાચ અંક મોડો કરવાનો પ્રસંગ આવ્યો હશે, છતાં પ્રેસની અગવડને કારણે અમારે અંક મોડો કરવો પડયો હોય એવુ ક્વચિત જ બન્યું છે.

આ નિયમિતતા જાળવવામાં પ્રેસના કારીગરોનો સાથ કેમજ ભુલાય! "પુસ્તકાલય" ના કામને નિયમિત તયાર કરવામાં તેઓ જે ઉત્સાહ દાખવતા રહ્યા હતા તેની પણ અમે અહીં નોંધ લઇએ છીએ.

આમ સમયસર કામ આપવાની આ પ્રેસની કાર્યક્ષમતા અને સહકાર માટે અમે છાપકામ બીજે બદલતાં એ પ્રેસની વિદાય લેતી વેળા માલિક–સંચાલકનો એમના ઉપર્યુક્ત સહકાર બદલ હાર્દિક આભાર માનીએ છીએ. અને તેમણે દસ વર્ષ સુધી સતત આપેલા એકધારા સાથ બદલ ફરીવાર ધન્યવાદ આપી સ્નેહભીની વિદાય લઇએ છીએ.

## સ્વ. મો. ન. અમીન જ્યુ. બાગ વાચનાલયને વાર્ષિક મદદ માટે વિનંતિ

પુસ્તકાલય સ. સ મંડળ દ્વારા સંચાલિત સ્વ. મો. ન. અમીન જ્યુબિલી બાગ વાચનાલયમાં દરરોજ સાંજના, બાગમાં આવનારાઓને વર્તમાન સમાચારનું નિત્યવાચન અપાય છે. છેલ્લાં ૮ વર્ષોથી મંડળમા આવતાં વર્તમાનપત્રો ત્યા મોકલવાનો પ્રબંધ જારી છે. દર વર્ષ, વર્તમાનપત્રો સદર સ્થળે મોકલવા માટેના ખર્ચને પહોંચી વળવાની રકમ

મુંબઈવાસી શેઠશ્રી છગનલાલ નરોત્તમદાસ ઝવેરી તરફથી મળે છે. હવે આગામી ૧૯૪૮ના વર્ષ માટે એ ખર્ચને પહોંચી વળવા મદદની જરૂર છે. આશા છે, વાચનપ્રચારપ્રેમી સજ્જનો આ સ્થિતિમાં પોતાનો ઉદાર હાથ લંબાવશે.

---

**કડી મહાલનાં પુસ્તકાલયોના મંત્રીઓનું સંમેલન** તા. ૨૮–૧૨–૪૭ના રોજ ગોઠવાયું છે. મહાલના દરેક મંત્રીભાઈઓ સંમેલનમાં ભાગ લે.

**ચાણસ્મા મહાલ પુ. મંડળ તરફે શિષ્ટવાચન પરીક્ષા**—મહાલના વિદ્યાર્થીઓ માટે " આપણા જવાહર "ના પુસ્તકની શિષ્ટવાચનની પરીક્ષા તા. ૨૮–૧૨–૪૭ ના રોજ રાખી છે. પુસ્તકો મહાલ પુ. મંડળના મંત્રી પાસેથી મંગાવી લેવાં.

મહાલ મંડળનો પત્રવ્યવહાર હવેથી ચાણસ્માના શિરનામે કરવો.

**પાદરા મહાલ તરફે શિષ્ટવાચન પરીક્ષા**—(૧) ગુજરાતી વર્ગ ૫–૬–૭ અને અંગ્રેજી ધોરણ ૪ સુધીના વિદ્યાર્થીઓની શિષ્ટવાચન પરીક્ષા ' આપણા સરદાર ' લેખક પુરાતન બુચ કિં. રૂા. ૧–૦–૦ એ પુસ્તકની તા. ૨૫–૧–૪૮ ના રોજ લેવાનું ઠરાવ્યું છે. આ પરીક્ષાનો લાભ તમામ શાળાઓ લે એમ મહાલ મંડળ ઇચ્છે છે.

(૨) મહાલના તમામ પુસ્તકાલયોના મંત્રી ભાઈઓનું સંમેલન તા. ૭–૨–૪૮ ના રોજ મોભા એ. વી સ્કૂલના મકાનમાં ભરવાનું ઠરાવ્યું છે. મહાલનાં તમામ પુસ્તકાલયના મંત્રીભાઈઓ આ સંમેલનમાં જરૂર પધારશે એવી આશા છે.

**વડોદરા મહાલ મંડળ તરફે શિષ્ટવાચનની પરીક્ષા**—વડોદરા મહાલ પુસ્તકાલય મંડળે શિષ્ટવાચનની પરીક્ષા લેવાનું ઠરાવ્યું હોઈ તે માટે આપણા સરદારનું પુસ્તક નક્કી કર્યું છે. પરીક્ષા તા. ૧લી ફેબ્રુઆરીએ લેવાશે. પરીક્ષા મંજૂરનો લાભ વિદ્યાર્થીઓ ઉપરાંત યુવક અને પ્રૌઢ વર્ગ પણ લે, એમ ઇચ્છીએ છીએ.

## વડોદરા સ. પુ. મંડળ

**લક્ષમાં લેશો**—પ્રમાણપત્ર માટેની પરીક્ષાની જાહેરાત ગતાંકમાં પ્રસિદ્ધ થઈ છે. તેના મજકુર ધ્યાનમાં ન લીધો હોય તો લઈને તેને માટે ઉમેદવારી ઝટપટ નોંધાવી લેવાની અને પરીક્ષા માટેની તૈયારી કરી દેવાની ઇચ્છુક ઉમેદવારોને સલાહ કરીએ છીએ.

તા. ૧૭મી ડિસેમ્બર '૪૭ સુધીમાં જે પુસ્તકાલયોનાં બજેટ અને લોકમદદ પુ. સ. સ. મંડળમાં પહોંચી ગયાં હશે તેમને મંજૂર થયેલાં પત્રો–માસિકો તા. ૧–૧–'૪૭થી મોકલાવાં શરૂ થશે.

# પુરાણુ પ્રાચીન સોમનાથ

જે મહાદેવના નામ સૂત્રથી આજે સમસ્ત સૌરાષ્ટ્ર ગાજતો થયો છે :

## " જય સોમનાથ "

સૃષ્ટિના પ્રારંભની પૂર્વે પુરુષ અને પ્રકૃતિ ઉદ્ભવ્યા. એક બીજાના ધ્યાનમા મસ્ત, નારાયણુ અને નારાયણી રૂપે, બન્ને અનંત જલમા પોઢયાં; તે વખતે નારાયણુની નાભિમાંથી કમળ નીકળ્યું અને તેનાં શતદલોની કાન્તિ કોટિ સૂર્ય સમી ઝળહળવા લાગી. તેમા હિરણ્યગર્ભ પ્રગટયા.

'હું કોનો પુત્ર છું ?' બ્રહ્માએ પ્રશ્ન કર્યો. એ પ્રશ્નનું નિરાકરણુ કરવા સદીઓ સુધી કમળના નાળમા તેમણે ભમવા માંડયુ. આખરે તે થાકયા અને તપ આરંભ્યુ. તીવ્ર તપશ્ચર્યાને અંતે પીતાંબર અને ચતુર્ભુજ એવા વિષ્ણુનું દર્શન તે પામ્યા.

એમના હૃદયમાં ઘૂમરાતો પ્રશ્ન હિરણ્યગર્ભે પૂછયો: 'હું કોનો પુત્ર ?' વિષ્ણુએ જવાબ આપ્યો. 'જગતનો સ્રષ્ટા હું છુ અને મારા વડે તમે પ્રગટયા છો.' આ અપમાન સહેવાને અશક્ત એવા બ્રહ્મા ક્રોધાવિષ્ટ થયા. અને વિષ્ણુ સાથે દારુણુ યુદ્ધ કરવાને રોકાયા. શતદલ કમલના પ્રકાશમાં તુમુલ દ્વંદ્વયુદ્ધ ચાલ્યુ. તે વખતે, યુદ્ધમાં મસ્ત એવા આ બંને વીરો વચ્ચે સેંકડો જ્વાલાઓથી સુશોભિત, પ્રલયસમુદ્રના અગ્નિસમુદાય સમ તેજસ્વી, ક્ષય અને વૃદ્ધિથી રહિત અતર્કિત એવુ જગતના મૂલરૂપ આ અદ્ભુત જ્યોતિર્લિંગ પ્રગટ થયું; અને તરત વિષ્ણુએ વરાહનું અને બ્રહ્માએ હંસનું રૂપ લઈ પાતાળ ને આકાશમાં તેનો પાર પામવાનો પ્રયત્ન આરંભ્યો.

એ લિંગ પર સોમે પહેલાં સુવર્ણનું મંદિર બંધાવેલું જ્યારે સતયુગ પણુ બેઠો નહોતો, ત્યારે અમૃતનો નાથ અખંડ સ્વરૂપે બાર માસની રાત્રીઓ શોભાવતો હતો. પણુ બૃહસ્પતિની સાધ્વી તારાને લલચાવનાર ચન્દ્ર કર્તવ્યભ્રષ્ટ હતો. પોતાની સત્તાવીસ પત્નીઓમાં માત્ર રોહિણી પાછળ જ ઘેલો થઇ ભમતો હતો બેપરવા પતિથી કાયર બનેલી એની બીજી છવ્વીસ પત્નીઓ પોતાના પિતા દક્ષની પાસે રડતી ગઇ. દક્ષ પુત્રીઓનું દુ:ખ ન દેખી શકયો. તેણે ગુસ્સે થઇ શાપ દીધો 'તુ ક્ષયરોગી થા.' આ શાપ સાંભળી, કૌમુદીહીણી રાત્રીઓ અનુભવવાની બીકે ત્રણે લોક થરથર ધ્રૂજી રહ્યા.

પળે પળે ક્ષય પામતો સોમ, સસરાના શાપથી જલતો, આખરે આ જ્યોતિર્લિંગને શરણે આવ્યો. અનેક યુગો સુધી એણે તપ કર્યું. આખરે તુષ્યમાન થએલા આ લિંગે

પ્રસન્ન થઈ ચન્દ્રનો ક્ષય અટકાવ્યો. અને 'પંદર દિવસ ક્ષય થશે અને પંદર દિવસ વૃદ્ધિ થશે' એવું વરદાન આપ્યું. તે જ વખતે આ લિંગને સોમનાથને નામે સત્કારી ઋષિઓ અને દેવતાઓએ ચન્દ્રકુંડની સ્થાપના કરી, અને સોમે સુવર્ણનું મંદિર બંધાવ્યુ.

યુગો વહી ગયા. લંકાધિપતિ રાવણે જગતનું આધિપત્ય હાથ કરવા અહીંઆં ઉગ્ર તપશ્ચર્યા માંડી. શંભુને રીઝવવા એણે વારાફરતી માથાં કાપી સોમનાથને ચરણે ધર્યાં. આખરે છેલ્લું માથું કાપવાને એ તૈયાર થયો ત્યારે કૃપાના સાગર એવા શંભુ પ્રસન્ન થયા, અને દશે માથા ફરી બેસાડી જગત જીતવાનો રાવણને પરવાનો આપ્યો. ત્યારે દશાનને આ ઠેકાણે રૂપાનું મંદિર કરાવ્યું.

કાળક્રમે જ્યારે કલિ તપવા લાગ્યો ત્યારે વલ્લભીપુરના પરમ માહેશ્વર રાજાઓએ તેને પથ્થરનું કરાવ્યું. એમ કહેવાતું કે આ મંદિર થયું ત્યારે વિશ્વકર્માએ મદદ કરેલી અને ગંધર્વકિન્નરોનાં ગાન ને નૃત્ય વડે એમાં સ્થાપના થએલી.

( શ્રી કનૈયાલાલ મુનશીકૃત 'જય સોમનાથ' પરથી )

---

# આકર્ષણ અને મોહ

આકર્ષણ અને મોહ એ બન્ને શબ્દોને સામાન્ય રીતે માનવજાત એકજ અર્થમાં વાપરતી હોય છે, પણ એ બંનેના અર્થો ભિન્ન છે અને બન્નેના ભાવાર્થમાં આકાશ-પાતાળ જેટલું અંતર છે. આકર્ષણ એટલે ખેંચાણમાં કુદરતી નિયમની શક્યતા છે, મૂંઝવણમાં અકુદરતી તત્ત્વજ વધુ પ્રમાણમા હોય છે.

વ્યક્તિ વ્યક્તિ પરત્વેના આકર્ષણનું કારણ કાં તો ગુણધર્મની સમાનતા હોય છે અથવા તો અરસપરસનાં કાર્યોમા એકમેકની પૂર્તિની જરૂર હોય છે. એટલે સહેજે સમજાશે કે આકર્ષણનું મધ્યબિંદુ સદ્‌ગુણ અને જીવનનો વિકાસ જ હોય છે. મોહમાં તો પતન સિવાય બીજું શું પરિણામ હોય ? માણસ આકર્ષણનું મૂળ નથી સમજતો, હેતુ નથી વિચારતો અને પરિણામનો પણ આંકડો નથી કાઢતો. એને લીધે જ ખેંચાયા પછી મુગ્ધ બની જાય છે

આકર્ષણ થવામાં માત્ર વ્યક્તિ જ નહિ બલ્કે પદાર્થો, વિચારો વગેરે અનેક નિમિત્તો હોય છે. શરીરધારી જ્યાં જન્મ્યો છે ત્યા પણ આકર્ષણના નિયમે કામ કર્યું છે; જ્યાં હવે પછી જન્મવાનો છે ત્યાં પણ એ જ નિયમે જન્મવાનો છે. આ પરથી એટલું પૂરવાર થયું કે કોઈ પર કઈ પણ આકર્ષણ થાય એથી સાધકે ગભરાઈ જવાનુ નથી માત્ર એ આકર્ષણ ઊંચે લઈ જવામાં મદદગાર થાય તે રીતે મૌલિક રીતે, વિચારીને, એ આકર્ષણ જો કોઈ વ્યક્તિ સાથે હોય તો બન્નેએ અને કોઈ પદાર્થ સાથે હોય તો માત્ર પોતાની જાતને સાવધાન રાખવાની જરૂર છે. વિકાસને માર્ગે જવામાં વારંવારનો બાહ્ય સંગ ભાગ્યે જ ઉપયોગી થાય છે. ઊલટું, ચર્મચક્ષુ કે બાહ્યમનનું વારંવારનું આવા સંગનું ઇચ્છવું પ્રાય: મોહમાં જ પાડે છે આને સ્પષ્ટ સમજવા માટે થોડા દૃષ્ટાંતો ઉપયોગી થશે.

નંદના સમયની વાત છે શકટાલ નામના મંત્રીને સ્થૂલિભદ્ર નામે એક પુત્ર હતો. શરૂઆતમાં કોશા નામની ગણિકાને ત્યાં કળાશિક્ષણ માટે તેને મૂકવામાં આવ્યો. જુવાન સ્થૂલિભદ્ર કળાનો સુંદર ભોક્તા હોઇ કળાકાર કોશાને એના પ્રત્યે અને સ્થૂલિભદ્રને કોશા પ્રત્યે કળા નિમિત્તે આકર્ષણ થયું. ' કળા ચારિત્ર્યને માટે છે, ચારિત્ર્યને ભોગે કળા નહિ ' એ મધ્યબિંદુ ચુકાયું બને પરસ્પરનો સંપર્ક વધુ ને વધુ વાચ્છવા લાગ્યાં સ્થૂલિભદ્રે ઘેર જવાનું પણ માંડી વાળ્યું. આક્રમણે ખેંચાએલો સ્થૂલિભદ્ર મોહમાં ધસી પડયો. અને તે એટલી હદ સુધી કે મૃત્યુશય્યા પર પડેલા પિતાનો મળવાની ઇચ્છાનો સંદેશો સુદ્ધાં ન સ્વીકાર્યો. પિતાની શ્મશાનયાત્રા નીકળી નગરી આ કોશથી ગાજી ઊઠી, એ ખબર પડતાં જ મોહનો પ્રત્યાઘાત ઊઠયો કોશાને છોડી સ્થૂલિભદ્ર નાઠો સંન્યાસી બન્યો. સાધનાની પરાકાષ્ટાએ પહોંચ્યા પછી આકર્ષણનું રહસ્ય સમજાયું અને કોશા યાદ આવી. ગુરુની રજા માગી ગુરુએ તે આપી કોશાને ત્યાં ગયો. કોશાએ જોયું અને એના દિલમાં થયું કે અહો ક્યાં આ નિર્મોહી સ્થૂલિભદ્ર અને કયા એ મોહમુગ્ધ સ્થૂલિભદ્ર ! કોશા સ્થૂલિભદ્રને ઊંચે જવાનું નિમિત્ત પૂરું પાડયું.

આકર્ષણના અજ્ઞાનથી બનેની કેવી મોહમુગ્ધતા અને એ જ્ઞાનથી બંનેનું કેવું ઊર્ધ્વગમન થાય છે, તે આ ચિત્રથી સમજી શકાશે. ગાંધીજી અને કસ્તુરબા મોહ સબંધમાંથી કર્તવ્ય સંબંધમા કેવી રીતે ગયા તે, એમણે પોતે જ જણાવી દીધું છે. આકર્ષણના નિયમને સમજી મૂળથી જ મક્કમ રહેનાર શ્રીરામકૃષ્ણ પરમહંસનું ચિત્ર ભારે અદ્ભુત ચિત્ર છે. શારદામણિ સાથે પરણ્યા ત્યારે નહોતા સમજ્યા કે પતિપત્ની વચ્ચે આકર્ષણ શું અને મોહ શું ?

નાજુક પ્રસંગ છે. એક બાજુ શારદામણિ સૂતા છે. શ્રી રામકૃષ્ણ જાગે છે. બંને જુવાન માત્ર ક્ષણેક તો મુગ્ધ બની જાય છે; પણ તુરત જ સાવધાન બને છે. ત્યારથી જ શારદામણિ પત્ની મટીને એમના માતૃભાવના મૂર્તિ બને છે. એટલું જ નહિ, શક્તિમાતાના એ પ્રતીકની રામકૃષ્ણ ષોડશી પૂજા કરે છે.

સ્ત્રી અને પુરુષ જોડાં વચ્ચેના આકર્ષણ અને મોહના આ પ્રસંગો જોયા તે જ રીતે ગુરુ-શિષ્ય, મિત્ર-મિત્ર એમ અનેક સબંધોમા આકર્ષણનો આ નિયમ લાગુ પડે છે.

અર્જુનને માટે યુદ્ધકાર્યમા પણ આકર્ષણનો મહાનિયમ હતો તેથી જ વાસુદેવે એને કહ્યું, " તું ખેંચાવાનો જ છે, માત્ર મોહના અંશો દૂર રાખ એટલે પત્યું. " મીરાંબાઇને પણ આ સમજાઇ ગયું હતું તેથી જ બોલ્યા હતા કે,

> ભવસાગર સબ સુખ ગયા હૈ
> ફિકર નહીં મોહે તરણનકી. ×

—સંતબાલ

× " વિશ્વવાત્સલ્ય " માં

# ગ્રંથલેખનનો પુરસ્કાર

એક સમય એવો હતો કે જ્યારે કોઈ ગ્રંથકાર ગ્રંથ લખતો ત્યારે તેને તેનો પ્રકાશક જ મળી શકતો નહિ અને તેથી પોતાના ગ્રંથનું પ્રકાશન કરવાને તેને પોતાને જ તૈયાર થવું પડતું તે માટે તે કોઈ ધનિક ગૃહસ્થની કે રાજા–મહારાજાની મદદ મેળવતો, કોઈ ધર્મ કે વિદ્યાની સંસ્થા દ્વારા તે પ્રસિદ્ધ કરવાનો અને તેવી કશી મદદ ન મળે તો પોતે સ્નેહીઓ, મિત્રો કે સગાઓને અગાઉથી પોતાના પુસ્તકના ઘરાક બનાવી પુસ્તક અંગેનું ખર્ચ તે ઘરાકો તરફની આવકમાંથી મોટે ભાગે નીકળી જશે એવી ખાતરી મેળવી, તે પુસ્તક છાપવા આપતો ઘરાકોને ખુશ કરવા તે તેમનાં 'મુબારક નામો' પણ પુસ્તકને અંતે છપાવતો ' તે આશા રાખતો કે એ રીતે પુસ્તક અંગેનું ખર્ચ નીકળી જતાં બાકી જે પુસ્તકો વધશે તેમાંથી પોતાને પોતાના મહેનતાણા જોગુ કાંઈક મળી રહેશે. પરંતુ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી એવી ઘરાકી ભાગ્યે જ નીકળતી અને પુસ્તકો પડ્યાં પડ્યાં સડતાં. કોઈ ગ્રંથકાર શ્રમશીલ હોય તો વળી તે ગામે ગામ ફરીને ધનિકોને, રાજ્યના અમલદારોને, દીવાનને કિંવા રાજાને મળીને પુસ્તક ખપાવતો અને એ રીતે પુસ્તકોને ઠેકાણે પાડતો. છતાં મોટે ભાગે તો એવા બાકી રહેતા પુસ્તકો પસ્તીના મણને ભાવે ગાંધીને ત્યાં વેચાતાં હોવાના અનેક દાખલા મળી શકે તેમ છે.

### પુરસ્કારના પ્રારંભનો સમય

દેશમાં ભણતર અને વિદ્યાવ્યાસંગ વધતો જવાને પરિણામે એ સ્થિતિમાં ઉત્તરોત્તર પલટો આવતો ગયો છે ગ્રંથવિક્રેતાઓએ ગ્રંથપ્રકાશન કરવા માંડ્યું અને ગ્રંથો લખાવવાનું શરૂ કર્યું ત્યારથી લેખન માટેના પુરસ્કારનો સમય શરૂ થયો. એ પુરસ્કારના પ્રકારો અનેક હતા. કોઈ પ્રકાશક પુસ્તકની છાપેલી ૫૦, ૭૫ કે ૧૦૦ નકલો લેખકને લેખનના બદલામાં આપતો, ગ્રંથકાર તે નકલોને મિત્રોમા કે પરિચયીઓમાં વેચી જે મળે તે ઉપજાવી લેતો, પરન્તુ આટલા પુરસ્કારના બદલામા તેને એ ગ્રંથના સ્વામિત્વના બધા અધિકારો પ્રકાશકને આપી દેવા પડતા. બીજા પ્રકારમા લેખનના બદલા તરીકે ૧૬ પાનાંના એક ફોર્મનું મહેનતાણું રૂ. ૧ll થી માંડી રૂ. ૭ સુધી, ક્વચિત્ રૂ. ૫ સુધી લેખકના અધિકારના પ્રમાણમા મળવા લાગ્યુ, ત્યારે પણ ગ્રંથસ્વામિત્વ તો પ્રકાશક સંસ્થાનું જ રહેતુ. તે સમયના કાયદા મુજબ પ્રકાશક સરકારને બે રૂપિયા આપીને રજીસ્ટ્રેશન કરાવી એ સ્વામિત્વ પોતાના નામે ચડાવી લેતો, જેની લેખકને ખબર પણ પડતી નહિ; અને ખબર પડે તોપણ લેખન કરીને પુરસ્કાર લીધા પછી તેની ઉપર પોતાનો કશો અધિકાર હોય એવું તે માનતો પણ નહિ પુરસ્કાર આપીને સ્પષ્ટ લખાણ પ્રકાશકે કરાવી લીધું હોય તો જ સ્વામિત્વ પ્રકાશકનું લેખાય, નહિ તો પ્રત્યેક ગ્રંથનું સ્વામિત્વ લેખકનું પોતાનું પહેલું લેખાય, એ પ્રકારનો કાયદો તો પાછળથી થયો. દાખલા આપવાની જરૂર નથી પરન્તુ મહેનતાણું આપીને ગ્રંથ લખાવ્યા પછી તેના સર્વાધિકાર પોતાના જ રહે એવો નિયમ આજે પણ કેટલીક સંસ્થાઓનો છે એવુ માલૂમ પડ્યુ છે.

## આજે અપાતો પુરસ્કાર

હવે સ્થિતિ બદલાઈ છે અને લેખકને તેના ગ્રંથની પ્રત્યેક આવૃત્તિ ઉપર પુરસ્કાર આપવાનું ધોરણ બહુધા પ્રચલિત થયું છે. એ સ્થિતિપલટો માટે કેટલાક લેખકોમાં આવેલી જાગૃતિને કારણરૂપ માને છે વસ્તુસ્થિતિ જુદી છે માગણી અને પુરવઠાના ધોરણે જ એ સ્થિતિપલટો આવ્યો છે, નહિ. તો આજે પણ એવા દાખલા જોવામાં આવે છે કે જેમાં વિનાપુરસ્કારે લેખકો પોતાની કૃતિઓ છાપવા આપવા તૈયાર હોય છે પ્રકાશક હા ના કરે તો સામેથી પોતાની થોડી મૂડી રોકીને પણ લેખક તેને પ્રકાશન માટે ઉત્સાહ આપે છે, અને એક આવૃત્તિનાં પણ સાંસા હોય ત્યારે પ્રકાશકને લલચાવવાને તેને થોડા બદલામાં ગ્રંથસ્વામિત્વ આપી દેવા ઇચ્છનારા ગ્રંથકારો પણ જોવા મળે છે.

## પુરસ્કારના પ્રકારો

પુરસ્કારના પ્રકાર અને ધોરણોમા બહુવિધતા હોય છે, કે જેવી બહુવિધતા ગ્રંથોમા અને ગ્રંથકારોની કોટિની હોય છે.

એક પ્રકાર એક ઠરાવેલી રકમના બદલામા પૂરેપૂરુ ગ્રંથસ્વામિત્વ પ્રકાશકને સોંપી દેવાનો છે. આ પ્રકાર લેખકની દૃષ્ટિએ ઇષ્ટ નથી, છતા તેનુ એક લાભ પાસું પણ છે. લેખકનું પુસ્તક બજારમાં બરાબર વેચાય નહિ તો તેથી પ્રકાશકને ખોટ કરવા વારો આવે છે અને લેખકને તો તેની રકમ મળી ગઇ હોય છે, એમાથી પ્રકાશક કશું પાછું મેળવી શકતો નથી. વળી પોતાના સ્વામિત્વનું પુસ્તક હોઇ પ્રકાશક તેના પ્રચાર-વેચાણ માટે ખૂબ શ્રમ લે છે, જાહેરાતનો ખર્ચ કરે છે, કારણ કે પુસ્તક લોકપ્રિય નીવડે તે ઉપર તેના લાભ નફાનો આધાર રહેલો હોય છે. અને જો એ રીતે પુસ્તક સારી રીતે લોકપ્રિય થાય, તેની એક બે વધુ આવૃત્તિ બહાર પડે તો તેનો લાભ લેખકને મળતો નથી એ ખરૂ, પરંતુ નવોસવો લેખક લોકપ્રિય જરૂર નીવડે છે અને પછીની તેની કૃતિઓનું ઊંચું મૂલ્ય અંકાવાને પરિણામે તે વિશેષ બદલો મેળવી લે છે. એટલું ખરું કે આમ ગ્રંથસ્વામિત્વને વેચી નાખતી વખતે લેખકે સદ્ધર અને શ્રમશીલ પ્રકાશન પેઢીની પસંદગી કરવી જોઇએ. વળી ગ્રંથસ્વામિત્વના સર્વ હક્ક વેચતી વખતે તેના અનુવાદના, નવલકથા હોય તેનુ નાટકરૂપે રૂપાંતર કરવાના કિંવા ચિત્રપટ બનાવવાના ઇત્યાદિ હકો પણ પોતે વેચી નાખે છે એ તેણે સમજી લેવુ રહ્યું, નહિ તો વેચાણ અંગેના લખાણમા સ્પષ્ટતા કરી લેવી કે માત્ર એ પુસ્તકની બધી આવૃત્તિઓનો અધિકાર પોતે વેચે છે, તેના અનુવાદ-રૂપાંતર ઇત્યાદિનો અધિકાર લેખક પોતાને આધીન રાખે છે.

## બીજો પ્રકાર · નફાની ભાગીદારી

ગ્રંથલેખનના પુરસ્કારનો બીજો પ્રકાર પ્રકાશકના નફામાં ભાગ ઠરાવવાનો છે. આ પ્રકાર બહુ પ્રચલિત નથી છતાં કોઈ કોઇ દાખલામા તે જોવા મળે છે. આ રીતે પુરસ્કાર લેવાનો ઠરાવ જો પૂરા સ્પષ્ટ લખાણ વડે અને પૂરેપૂરી વિગતો સમજીને કરવામાં આવ્યો હોય તો જ ઠીક છે, નહિ તો તેમા લેખક ઠગાઈ જવાનો વિશેષ સંભવ હોય છે. આને અંગેનો

સંપૂર્ણ અને પ્રામાણિક હિસાબ રાખવો જોઈએ અને લેખકને વખતોવખત તે જોવાનો અધિકાર હોવો જોઈએ. વળી લેખક પોતે હિસાબી ઝીણવટથી માહિતગાર રહેવો જોઈએ ઇંગ્લાંડ-અમેરિકામાં તો આવા કરારોવાળા પ્રકાશનોમા રજીસ્ટર્ડ એકાઉન્ટન્ટના સર્ટીફીકેટ સાથેનો હિસાબ જ મંજુર રાખવાની પ્રથા છે, પરન્તુ આપણે ત્યા હજી એ સ્થિતિ બહુ દૂર હોય તેમ લાગે છે પુસ્તક પાછળ છપાઈ, કાગળ, બાઇડીંગનો ખર્ચ અને જાહેરાત ખર્ચ એ પુસ્તક પાછળ થએલો ખર્ચ લેખાય. પ્રકાશક મકાનભાડું, વીમો, બગાડ અને દુકાન વહીવટનો ખર્ચ પણ માંગવાને હકકદાર છે; પરન્તુ તે અંગે પૂરી સ્પષ્ટતા પહેલેથી કરવામાં આવવી જોઈએ કે એ ખર્ચ પેટે અમુક ટકા જ, પુસ્તકના ખર્ચ ખાતે લખવામાં આવે. આ ખર્ચ લીધા પછી પુસ્તકના પરચુરણ વેચાણ ઉપર કમિશનનો દર લેવાનો પ્રકાશકને અધિકાર ન હોય. જ્યારે પ્રકાશક પોતે કોઈ વર્તમાનપત્ર કે ચોપાનિયાં બહાર પાડતો હોય છે ત્યારે પોતાના પત્રોમાં જ પુસ્તકની વધુપડતી અને લાંબી જાહેરાતો કરીને તેનું ખર્ચ પુસ્તકના ખર્ચમાં ઉમેરતો હોય છે અને એ રીતે લેખકનો નફો ચવાઈ જતો હોય છે; એટલે એ સબધે પણ કરારમાં સ્પષ્ટતા કરવી જોઈએ, અથવા તો જાહેરાતો પાછળનાં એકંદર ખર્ચમાંથી ત્રીજા, ચોથા કે છઠ્ઠા ભાગથી વધુ જાહેરાતો પ્રકાશકના પોતાના પત્રોને અપાવી ન જોઈએ, ઇત્યાદિ. આટલી સાવચેતીથી કરાવ કરવામા આવે અને શરૂઆતમા કેટલોક વખત પુસ્તકના વેચાણથી ઊપજતી રકમ ખર્ચ પેટે જ જમા થતી રહે, તો ત્યારપછી ચોખ્ખા નફાનો ભાગ લેખકને દર માસે મળતો રહે. આ નફો બીજા કોઇ પ્રકારના પુરસ્કાર કરતા વધુ હોય અને ઓછો પણ હોય. પુસ્તકનો પ્રકાર, તેની લોકપ્રિયતા અને વેચાણની ઝડપ ઉપર તેનો વધુ આધાર રહે છે. પુરસ્કાર મેળવવાને અધીરા લેખકને એ રીત પરવડે તેવી નથી. છતાં એ કરાવ જો લાભકારક જણાતો હોય તો પૂરી સ્પષ્ટતાથી, મુખ્યત્વે ખર્ચ અંગેનાં બધા પાસાની પૂરી ચોખવટવાળા લેખી કરાવમાં કરીને પછી જ તેમા લેખકે ઊતરવું એ ઠીક છે.

પુસ્તકો અંગેના લેખક પ્રકાશક વચ્ચેના લેખી કરારો માટે 'કોપીરાઇટ'ના કાયદામાં 'સ્ટેમ્પ ડ્યુટી' માફ કરવામાં આવી હોય છે એટલે આવા કોઈપણ કરારોને મ્હોંના કરાર ન રહેવા દેતાં લખાણમાં જ કરવા એ વધારે સલાહભર્યું છે.

ત્રીજો પ્રકાર : 'રૉયલ્ટી'

છે તે જાણવાનું સાધન લેખક પાસે નથી હોતું. એટલા મુદ્દા પર તે હિસાબ તપાસવાનો આગ્રહ રાખે તે પણ સૌજન્ય નથી લેખાતું. એટલે પ્રકાશન પૂર્વે અને પછી બે કે ત્રણ હિસ્સે રૉયલટીની આખી રકમ લેવી-દેવી એ લેખકને માટે અને પ્રકાશકને માટે વધારે સમાધાનીભર્યો માર્ગ છે.

## રૉયલટીનો દર શો હોવો જોઇએ ?

રૉયલટીના ટકા કેટલા હોવા જોઇએ તે અંગે કોઇ નિશ્ચિત ધોરણ સ્થાપવું મુશ્કેલ છે. બધો આધાર પુસ્તકના ઝડપી કે મંદા વેચાણ ઉપર રહે છે, અને તેવા વેચાણનો આધાર પુસ્તકના પ્રકાર પર તેમ જ લેખકની કલમ તથા તેની લોકપ્રિયતા ઉપર રહે છે. નવલકથાઓ કે નવલિકાઓના વેચાણ જેટલું ઝડપી વેચાણ નિબંધોનું, ઇતિહાસગ્રંથોનું, કવિતાનું કે તત્ત્વજ્ઞાનના પુસ્તકોનું ન થાય; મંજુર થએલા પાઠ્યપુસ્તકના વેચાણ જેટલું ઝડપી વેચાણ કોઇએ તૈયાર કરેલા ઇતિહાસના કે ભૂગોળના પાઠ્ય પુસ્તકનું ન થાય; બાલોપયોગી પુસ્તકના જેટલું વેચાણ ભૂમિતિના પુસ્તકનું ન થાય; મોંઘા મૂલ્યનું તત્ત્વજ્ઞાનનું પુસ્તક સાહિત્યમાં ભલે અપૂર્વ હોય, તેનો લેખક ભલે સુપ્રસિદ્ધ હોય, પણ તે માટેનું બજાર મર્યાદિત હોય તો પ્રકાશક તે છાપવાની હિંમત પણ ભાગ્યે જ કરે. ત્યાં રૉયલટીનું ધોરણ સામાન્ય પ્રકારનું જ હોય એ સમજી શકાય તેમ છે.

રૉયલટીનો દર નક્કી કરવામાં કેટલોક હિસાબ ગણવાનો હોય છે અને એ હિસાબ પણ મોટે ભાગે અનુમાનના પાયા ઉપર જ ગણવો પડે છે. પુસ્તક પાછળનો બધો ખર્ચ બાદ કરતાં નફાનો ગાળો કેટલો રહે તેનો હિસાબ ગણીને રૉયલટીનો દર ઠરાવી શકાય. જો ગાળો પૂરતો ન હોય અને ઉત્પાદનનું ખર્ચ ઓછું કરી શકાય તેમ ન હોય તો પુસ્તકની કિંમત વધારવી પડે. કિંમત વધારવાથી પુસ્તકનું વેચાણ મરી જશે કે ઓછું થશે તે તો ગ્રંથવિક્રેતા પોતે જ વધારે સારી રીતે કહી શકે. ગ્રંથકાર પોતે બહુધા આત્મવિશ્વાસુ હોય છે અને તેનો અભિપ્રાય પૂર્વગ્રહદૂષિત મનાય છે. અત્યારે આ પ્રશ્ન બહુ મહત્ત્વનો થઇ પડયો છે, કારણ કે પુસ્તકોની કિંમત નક્કી કરવામાં મુશ્કેલી ઊભી થાય છે.

લેખકો મોટે ભાગે પ્રકાશકોથી ભડકેલા રહે છે એ હકીકત છે. પ્રકાશકો નફાનો મોટે ગાળો ખાઇ જાય છે, લેખકોને ચૂસે છે, એવો એક પૂર્વગ્રહ બંધાઇ ગયો છે પરંતુ નક્કર ગણતરી વિના એવી માન્યતા નકામી છે. સર સ્ટેનલી અનવીન કહે છે કે રૉયલટીનો સામાન્ય દર વેચાણની કિંમત ઉપર ૧૦ ટકાનો હોય તો તે વાજબી છે. વૉલ્ટર એચ. પેજ કહે છે કે જે પુસ્તકનું વેચાણ અસાધારણ રીતે ઝડપી હોય, તેને બાદ કરતાં સામાન્ય વેચાણવાળાં પુસ્તકો ઉપર ૧૦ ટકા રૉયલટી વાજબી છે. આપણા દેશને અનુકૂળ ધોરણ એવું હોઇ શકે કે જો પુસ્તકની ૯૦૦૦ નકલો ચાર વર્ષમાં ખપી શકે તે માટે ૧૦ ટકાનું ધોરણ વાજબી છે. તેથી વધુ ઝડપી વેચાણ થાય તેવા પુસ્તકો ઉપર ૧૨ાા, ૧૫ અને ૨૦ ટકા સુધી રૉયલટી અપાય છે અને પ્રકાશકોને આપવી પોષાય છે પણ ખરી; ૨૦ ટકા ઉપરાંત રૉયલટી અપાતી હોવાના દાખલા ગુજરાતમાંથી મળી શકે તેમ છે પણ તેમાં નફાના ગાળા કરતા બીજા મુદ્દાઓનો વિચાર પ્રકાશકો વધુ કરતા હોય છે પ્રથમ પંક્તિના

લેખકોનાં પુસ્તકોનું પ્રકાશન હાથમાં આવે એ પણ ધંધાની દૃષ્ટિએ નાનું સૂનું આકર્ષણ નથી. રોયલ્ટીના વધારાના પ્રમાણમાં પુસ્તકનું મૂલ્ય પણ વધારે પડતું હોય એ તો સમજાય તેવી વાત છે.

**કરાર અંગેની જરૂરી સ્પષ્ટતા**

પુસ્તકોની જે નકલો પ્રકાશક લેખકને આપે, રિવ્યુ માટે પત્રકારોને મોકલે અને પેઢી સાથે સંબંધ ધરાવતા લેખકોને મફત આપે, તે ઉપર રોયલ્ટીને હિસાબ ગણવો વાજબી નથી; પરંતુ એ નકલોનો આંકડો લેખક-પ્રકાશક વચ્ચે પહેલેથી નક્કી થવો જરૂરી હોય છે અને કરાર કરતાં વધુ નકલો પ્રકાશક ન છાપે તેની તકેદારી પણ કોઇ કોઇ વાર જરૂરી થઇ પડે છે.

પુસ્તકના કાગળની જાત, છપાઇ માટેના ટાઇપ, બંધાઇની વિગતો, નકલોની સંખ્યા, આવૃત્તિના વેચાણ માટેના સમયની મર્યાદા, રોયલ્ટીનો દર અને નાણાં આપવાના હપ્તા, અથવા તો નફાની ભાગીદારી કે ગ્રંથસ્વામિત્વનું સંપૂર્ણ વેચાણ : એ બધી વિગતો મોટે ભાગે લેખક પ્રકાશક વચ્ચે અણલખ્યા કરાર જેવી જ રહેતી હોય છે એમ આજે જોવામાં આવે છે, અથવા તો એ અંગે જે પત્રવ્યવહાર ચાલ્યો હોય છે તેને જ બેઉ પક્ષો વચ્ચે સંપૂર્ણ સમજૂતી સાથેનો લેખી કરાર થાય તો વધારે ઇષ્ટ અને જરૂરી છે. એવા કરારનો અભાવ જ્યારે લેખક મૃત્યુ પામે છે ત્યારે તેના વારસોને અથવા મિલકતના ટ્રસ્ટીઓને બહુ ગૂંચવણમાં મુકનારો બને છે. ઉપર જણાવ્યું તેમ એવા કરારો માટે સ્ટેમ્પ ડયુટી આપવાની જરૂર રહેતી નથી, તો લેખી કરાર કરવો એ વધારે સરળ અને સલામત માર્ગ બની રહે છે.

—શ્રી. ચુનીલાલ વ. શાહ

[ " પ્રબુદ્ધ-ગુજરાત " સમાચારના દીપોત્સવી અંકમાંથી. ]

---

## યુવકો અને સ્વાતંત્ર્ય

૧૫ મી ઓગસ્ટ–'સ્વાતંત્ર્યદિન' ના માંગલિક પ્રસંગે અનેક ચિરસ્મરણીય દૃશ્યો અંતરપટ પર ખડાં થાય છે જેમાં અનેક રાષ્ટ્રીય લડતો વખતે દેશના નવલોહીઆ યુવક અને યુવતીઓએ લાઠીઓ ઝીલી છે, જેલની યાતનાઓ વેઠી છે, અને આશાભરી જીંદગીઓ હસતે વદને આહુતિઓ પણ આપી છે, પોતા માટે નહિ, પણ દેશના કરોડો પીડિત પ્રજાજનો માટે એ દૃશ્યો કદીયે ભુલાય તેમ નથી. આજના શુભ દિને એની પુણ્યસ્મૃતિ તાજી કરી આપણે સૌ એમાંથી દેશદાઝની પ્રેરણા મેળવીએ. એ ધગશ ત્યાગ અને દેશ માટે ફના થઈ જવાની પ્રેરણા પાનાર આપણા મહાન નેતા જગતવંદ્ય મહાત્મા ગાંધીજીને કે જેમની મહાન તપશ્ચર્યાથી આ શુભ પ્રસંગ જોવાને આપણે ભાગ્યશાળી થયા છીએ એ મહાન પુરુષને આપણે વંદન કરીએ.

સ્વરાજ્ય મેળવવામાં જેટલી યુવાન શક્તિ કામ લાગી એથી અનેકગણી શક્તિ એ

આઝાદીને ટકાવવા અને દિપાવવામાં જોઈશે. એટલે જે આજ સુધી રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં કામ લાગેલાં અને હોમાઈ પણ ગયેલાં એ હજારો બત્રિસલક્ષણા યુવક-યુવતીઓ પાસેથી દેશનાં બાકીનાં અલગ રહેલાં લાખો યુવક યુવતીઓએ પ્રેરણા ઝીલવી પડશે અને સામે આવતી મહાન જવાબદારીઓ અદા કરવી જોઈશે, અનેક કડવી ફરજો પણ બજાવવી પડશે

રાજકીય લડતો લડનાર યુવકોએ જનતાની સાથે ઘાડો સંબંધ ધરાવતી ઘણી સામાજિક અને આર્થિક લડતો પણ લડવી પડશે. અન્યાયોની સામે થઈને પીડિતોના સાથીદાર બનવું પડશે. અને એ માટે કંઈ કંઈ અપમાનોના ઘુંટડા ગળવા પડશે, દુખ ને ત્રાસ સહન કરવા પડશે, નાજુકતા છોડી ખડતલતા કેળવવી પડશે, બેજવાબદાર—ઉપલક વાતોની જગ્યાએ વિચારપૂર્વકની સક્રિય યોજનાઓ રજુ કરીને પાર પાડવાની જવાબદારી ઉઠાવવી જોઈશે.

ઘણા યુવકોની ફરિયાદ હોય છે, કે એમને જવાબદારી સોંપવામાં આવતી નથી. પાણીમાં પડવા દીધા વિના તરતા કેમ આવડે ?

આ દલીલ સાવ નાખી દેવા જેવી નથી, તેમ તદ્દન ખરી માની લેવા જેવી પણ નથી. માણસને જવાબદારી સમજાય છે અને તે અદા કરવાની તમન્ના જાગે છે ત્યારે કામગીરીઓ એની મેળે જ એક પછી એક ચાલી આવે છે અને તે એટલે સુધી વધતી જતી જવાબદારીઓને પહોંચી નહિ વળતા નકારવી પડે છે. સ્વ. પૂજ્યશ્રી મોતીભાઈ અમીન કહેતા હતા કે જેની પાસે વીસ કામ હોય છે તેની પાસે જ એકવીસમું કામ જાય છે; કારણ કે આપણી પાસે જવાબદારી સમજી કામ કરનારા વધુ માણસો જ નથી.

હવે તો દષ્ટીકોણ પણ બદલાયો છે. મહાન દેશનેતાઓથી માંડીને નાની અગર મોટી સંસ્થાઓના કાર્યકર વડીલો પણ હવે યુવકોને કામ સોંપવા માટે શોધ્યા જ કરે છે અને સામાજિક કે રાજકીય સંસ્થાઓમાં યુવાનોનું પ્રમાણ વધવા લાગ્યુ છે. હવે તો સ્વાતંત્ર્ય આવ્યાને કારણે નવરચનાના કામોમાં જ્યાં ને ત્યાં કાર્યકરોની જરૂર પણ એટલી ઊભી થઈ છે કે શક્તિશાળી યુવાનો ખૂટી પડશે. એટલે હવે મોટી જરૂર તો યુવાનો તૈયાર કરવાની રહેશે.

હજુ તો નમાલી ને નિરાશાભરી વાતો કરનારા અને મિથ્યા ટીકાખોરી તરફ ધસ્યા જનારા અને એ રીતે કિંમતી વખતની બરબાદી કરનારા યુવાનોની સંખ્યા ઘણી મોટી છે. એમણે આવી પહોંચેલા સુવર્ણયુગને ઓળખવો જોઈશે. આશાવાદી અને કર્તવ્યપરાયણ બનવું પડશે, પરાવલંબી મટી સ્વાશ્રયી બનવુ પડશે સંયમ અને આત્મવિકાસ સાધી મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢવાની શક્તિ કેળવવી પડશે.

કરેલાં કામનો દંભ ન આવે, પરંતુ ન થયેલા કે નિષ્ફળ બનેલાં કામનો સંતાપ રહે અને તે સિદ્ધ કરવાની ધગશ પણ રહે તેમ જ તે કાર્યની સિદ્ધિ પછી પણ ઉપકાર કર્યાનો ભાવ નહિ પરંતુ ફરજ બજાવ્યાનો આનંદ હોય એમા જ જીવનની સાચી મઝા છે.

જીવનમાં પ્રમાણિકતા અને ઉત્સાહ હશે, તેમ જ વડિલો અને સાથીદારો પ્રત્યે માન. પ્રેમ અને નમ્રતા હશે તો સ્વાતંત્ર્ય યુગને અનુરૂપ કર્તવ્યો બજાવવાનું બહુ જ સહેલું થઈ પડશે; સેવા ને યુવાની બેય દિપશે.

૭

હજારો વર્ષની ચાલી આવતી ગુલામી જ્યારે વિદાય લે છે, ઘોર અંધકારમાંથી સ્વાતંત્ર્યનો સૂર્યોદય થાય છે ત્યારે દેશનું રક્ષણ અને સુયોગ્ય સંચાલન કરવાની તૈયારી પણ યુવકોએ કરવી જોઇશે ને !

પ્રભુ ! દેશના સૌ યુવક-યુવતીઓમાં એ શકિત અને પ્રેરણા અર્પો એજ પ્રાર્થના ! *

—શ્રી. ચિમનભાઈ હ અમીન

---

# રૂશ્વતની બદીને જળમૂળથી કાઢો.

ઇતિહાસનાં પાનાંઓ ફેરવતાં અકબર બીરબલની એક અર્ધઐતિહાસિક કથા મળી આવે છે. શહેનશાહ અકબરના એક મોટા અમલદાર ખૂબ જ લાંચિયા હતા. એને લાંચ લેતો અટકાવવાના અકબરના બધાયે પ્રયત્નો વ્યર્થ ગયા. એની લાંચરુશ્વતની વાત દિલ્હીનાં બજારોમાં-છડેચોક થતી. છેવટે શહેનશાહને એક દરબારીએ માર્ગ સૂઝાડયો. તે મુજબ શહેનશાહે એ લાંચખાઉ અમલદારને એક નવું જ કામ સોંપ્યુ. દિલ્હીથી એને ઉપાડીને સમુદ્રકાંઠા પરના એક બંદર પર મૂકયો અને કિનારા સાથે કેટલાં મોજાઓ દરરોજ અથડાય છે તે ગણીને તેના વિગતવાર દૈનિક અહેવાલો મોકલવાની કામગીરી એને સોંપી. સમુદ્રનાં મોજાઓ ગણવામાં તો એને લાંચ લેવાની તક રહી નહી.

એમાં અકબર પણ ન ફાવ્યો.

સમુદ્રકિનારા સાથે અથડાતાં મોજાંઓ એ સાહેબ ગણ્યા કરતા અને ઉદાસીન થઇને તંબુમાં પડયા રહેતા. મોજું અથડાય એટલે તરત જ એની નોંધ લઇ લેતા. આમ ને આમ કંટાળાપૂર્વક છ મહિના એમણે કાઢ્યા, અને એ દરમયાન એમને એક પૈસો પણ લાંચનો મળ્યો નહોતો. સમુદ્રમાંથી કોઇ નાગકન્યા નીકળી હોત તો તેમણે એની પાસેથી લાંચ લીધી હોત; પણ કોઇ નાગકન્યા દેખાય તો ને ?

શહેનશાહે એના પર જાસુસો મૂકયા હતા, અને તેમના તરફથી મળેલા અહેવાલો મુજબ એક પણ લાંચ લેવાનો બનાવ બન્યો નહોતો એક દિવસ, સમુદ્રકિનારે ક્ષિતિજ પર એક વેપારી વહાણ દેખાયુ. એ જોઇને સાહેબની આંખ ચમકી. એમનો હુકમ વછૂટયો. ' એ વહાણને રોકો; કપ્તાનને હાજર કરો. '

સાહેબે મિજાજથી હાજર થયેલા કપ્તાનને પૂછ્યું. " અલ્યા એ હરામખોર ! આ તું શું કરે છે ? "

કપ્તાને કહ્યું " સાહેબ, આપનો આ ગુલામ વહાણ હંકારીને લઇ જતો હતો. મેં આપનો શો ગુન્હો કર્યો છે ? "

સાહેબ : " તેં શહેનશાહ બહાદુરના હુકમનો ભંગ કર્યો છે. "

કપ્તાન : " અરે ! સાહેબ, પણ કઇ રીતે ? "

* ' નવગુજરાત ' આઝાદી અંકમાંથી

સાહેબ : " અહીંઆ હું શું કરવા બેઠો છું તે ખબર છે ? "

કપ્તાન : " ના જી. "

સાહેબ : " શહેનશાહ અકબરના હુકમથી અહીં હું સમુદ્રના મોજાંઓ ગણીને નોંધી રહ્યો છું. એમાં તું તારૂં નાવડું હંકારીને મારા કામમાં દખલ કરવાની હિંમત કરે છે ? જ્યા સુધી શહેનશાહનો હુકમ ન થાય ત્યા સુધી તું હવે મારી પાસે નજરકેદ રહીશ. "

એ જમાનામાં દિલ્હી જેટલે દૂર સદેશા પહોચતા ઘણો વખત લાગતો. દિલ્હીથી જવાબ આવતાં છએક મહિના થઇ જતા, એ સમજીને શાણા કપ્તાને હજાર હજારની દસેક કોથળીઓ સાહેબને ભેટ ધરી દીધી અને સાહેબે ઉપકાર ભાવે એને જવા દીધો

આમ અકબર જેવો શહેનશાહ પણ એના રાજ્યમાંથી લાચ રૂશ્વતની બદીનો નાશ કરી શક્યો નહિ. માનવલોહીનો સ્વાદ ચાખી ગયેલ વાઘને જેમ અહિંસક બનાવી શકાતો નથી, તેમ આવા રૂશ્વતખોરોને રોજ પ્રમાણિકતાના પાઠ ભણાવવા બહુ મુશ્કેલ છે. શહેનશાહ અકબરે એ લાચિયા અમલદારને ફાંસીએ ચડાવ્યો કે નહિ એની નોંધ કથામાં મળતી નથી પણ સૌ કોઇ ઇચ્છશે કે એમ જ થયું હોય તો સારૂં !

## લાંચખાઉ પોલિસ ·

આપણા સરકારી નોકરોની કદીયે પ્રમાણિકતા માટે પ્રતિષ્ઠા ખ્યાંધાઇ નથી. એમાં યે યુદ્ધજન્ય યુદ્ધોત્તર પરિસ્થિતિએ એમાં વધુ બગાડો કર્યો છે. બ્રિટિશ અમલમાં નાના અમલદારોએ મોટી આવકો આ રીતે મેળવવાના માર્ગો લીધેલા તે હજી એમનાથી છોડાતા નથી. વેપારીઓ કે ધધાવાળાઓને લાંચ આપતા છતા યે લાભ છે. પરંતુ એમાં સહન કરવાનું તો સરકારને અને આમજનતાને છે. આજે તો અપ્રમાણિકતા અને કંટ્રોલના જમાનામાં લાંચ અને કાળા બજાર સામાન્ય નિયમ થઇ પડયા છે.

એક સામાન્ય દાખલો જ લઇએ. રાત્રે રસ્તા પરથી બત્તી વિના સાયકલ લઈ જતાં ક્યારેક તમને આવો અનુભવ થયા વિના નહિ રહ્યો હોય. મને આવો અનુભવ થયો હતો તે કહું. બત્તી વિના સાયકલ લઇ જતા હું એક વાર પકડાયો અને મને પોલિસે ચોકીએ બેસાડ્યો. ત્યા મારા જેવા લગભગ ચાલીસેક હતા. અર્ધોએક કલાકમા કાયદાના રક્ષકો અમારા જેવા કાયદાના ઉલ્લઘન કરનારાઓ પાસે આવ્યા. છાની છાની વાટાઘાટો થઈ. સિક્કાઓ સરકાવાયા અને ટોળું ઓછું થવા માંડયું. છેવટે હું એકલો જ રહ્યો. એક પોલિસ મારી પાસે આવ્યો અને તેણે કહ્યું " તમારે નથી છૂટવું ? " મેં કાંઇ કોઠું ન આપ્યુ, એટલે એણે એક ઊંઘતા પોલિસને ઉઠાડયો. એ મને લઇને મુખ્ય પોલિસ મથકે આવવા માંડ માડ તૈયાર થયો. સોએક વાર ચાલ્યા હોઇશું ત્યાં એણે મને કહ્યું " નકામા શું કામ ધક્કા ખાવ છો ? હજીયે છૂટવુ હોય તો છૂટી શકો છો. પાન–બીડીના બે–ચાર પૈસામાં તે મોટી વિસાત છે, ભાઈ ? " પણ મે એની ધસીને ના પાડી. વળી બીજા સોએક વાર ચાલ્યા હોઇશુ એણે બગાસા પર બગાસાં ખાવા માડયા. એણે કહ્યુઃ " અરે

બાના, શું કામ નકામા મશ્કરી કરો છો? હાથે કરીને એકાદ ગાઉનો ધક્કો ખાવાનું કારણ? ઠીક બાઇ, જાવ તમતમારે. હું તો આ ચાલ્યો, નિરાંતે સુઇશ, તમારે ઘેર સીધાવો.''

આ એક નાના નોકરની વાત છે. પરંતુ મોટા પોલિસ અમલદારો આ જ પદ્ધતિ મોટા પાયા પર અજમાવી રહ્યા છે. એમને અમુક જુગારીઓના અડ્ડા, વ્યભિચારના અડ્ડા, દારૂની દુકાનો ને ગુન્હેગારો તરફની બધી આવક હોય છે. દર મહિને એમના તરફથી પગાર કરતાં ત્રણચાર ગણી રકમ પગાર પેટે જ મળતી હોય છે.

## રેલ્વેના રૂશ્વતખોરો

રેલ્વે પર શું થાય છે એ આપણે બધા જાણીએ છીએ. ટિકિટ ચેકરોને એમના પગાર કરતાં ત્રણગણી આવક ટિકિટ વિના પ્રવાસ કરતા મુસાફરો તરફથી મળી રહે છે. રસીદો અપાતી નથી, ભાડું અને દંડ ટિકિટ ચેકરોના ખિસ્સામાં પડે છે, રેલ્વે ઓફિસમાં પાર્સલ મોકલવા જાવ તો યે તમને આનો ખ્યાલ આવશે. લાંચના પૈસા આપી દો તો તમારો બેડો પાર છે, અને નહિ તો રાતદિવસ આંટા મારો તો યે તમારા પાર્સલને કોઇ રવાના કરવાનું નથી.

કંટ્રોલ ઓફિસમાંથી પરમીટ મેળવવા ગયા છો? ન ગયા હો તો જઇ જોજો. આંટાફેરા ખવરાવીને તમારો દમ કાઢી નાખશે. તમે કંઇક કહેશો તો, તમને સાહેબો બટકાં ભરવા માંડશે. એક વાર તમે જાવ તો ત્યાં પગ ન મૂકવાની પ્રતિજ્ઞા કરીને જ આવશો.

## સરકારની યોજના ઉંધી વળી

સંયુક્ત પ્રાંતમાં એક જ નાનો અમલદાર લાંચિયો નીવડવાથી તેની સારીયે મચ્છી-ધંધાની યોજના નકામી ગઇ. રેલ્વે રસ્તે એક શહેરમાં માછલીઓ મોકલાતી હતી માછલીઓ સુકા બરફમાં પેક થતી હતી અને તાજેતાજી પહોંચતી હતી. એક દિવસ રેલ્વેની ભૂલથી માછલીઓ બે દિવસ મોડી પહોંચી. પણ એમાંથી મચ્છી બજારના એક સેલ્સમેનના ભેજામાં એક વિચાર સ્ફુર્યો. પછી તો દર ત્રણ ચાર દિવસે માછલીઓ બગડી ગયેલી જાહેર થવા માડી એમાંથી અમલદારે અને વેપારીએ કાળા બજાર કરવા માંડ્યાં. કહેવાતી બગડેલી માછલીઓમાંથી રીઝન વીતે પાંચ પાંચ હજારની કમાણી એમણે કરી લીધી. છેવટે સરકારને એ યોજના બંધ કરવી પડી!

## લાંચ લેવા દેવાના હજાર રસ્તા

લાંચ આપવા-લેવાના હજાર રસ્તા છે. દર વખતે નોટો સરકાવી દેવી એ એક રસ્તો હોતો નથી. એક માણસને ઉપકારવશ બનાવવાના અનેક રસ્તા છે. એથી પ્રામાણિક માણસો પણ લાંચ લેતા થઇ જાય છે. જેને લાંચ આપવી છે તે આપવાની તકો બેજુ દોડાવીને શોધી લે છે. કોઇક અમલદારનો દીકરો પરણે છે, કોઇના બટુકને જનોઇ દે છે, કોઇની છોકરી પરણે છે; કોઇને ઘેર ભાણેજ જન્મે છે; આમ અનેક નિમિત્તો મળ્યા રહે છે. ધાર્મિક વિધિમાં અપાતી ભેટ પાછી વળાતી નથી! એના બદલામાં અપ્રમાણિક કામ કરાવી આપવું પડે છે અને કામ ટટાવવામાં તો લાંચ આપનારાઓ કાંઇ ઓછા ઉસ્તાદ હોતા નથી.

ખાસ કરીને ખાતાનો વડો જ્યારે લાંચિયો હોય ત્યારે તેની હાથ નીચેના બધા માણુસો લાંચિયા થઇ જાય છે. લાંચરૂશ્વત અને કાળાબજાર વચ્ચે જોડકા ભાઇબહેનનો સંબંધ છે. જ્યારે સરકારનો હાથ ઢીલો હોય ત્યારે આવું વધારે બને છે. સ્વતંત્ર વેપાર અને સામ્યવાદી અર્થતંત્રમાં તેને અવકાશ ન મળે. પ્રમાણિક અને કાર્યકુશળ વહીવટી તંત્ર હોય તો રાજ્યના કંટ્રોલો અસરકારક અને ફાયદાકારક નીવડે. યુદ્ધસમયમાં ટેવો પડી ગઇ તે હવે જલદી ટળવી મુશ્કેલ છે. સરકારે લાંચિયા અને અકુશળ નોકરોને રૂખ્સદ આપી દેવી જોઇએ.

**પશ્ચિમ બંગાળની સરકાર દેશનિકાલની સજા કરશે.**

પશ્ચિમ બંગાળની સરકાર કાળાબજાર અને લાંચરૂશ્વતનો નાશ કરવા સખ્ત પગલાં લેવાની શરુઆત કરે છે. બે મહત્ત્વના વટહુકમ બહાર પાડવામાં આવ્યા છે પહેલા વટહુકમથી કાળાબજાર કરનારને દેશનિકાલ કરી શકાશે. બીજો વટહુકમ અમલદારોને તેમની માલ મિલકતનો અહેવાલ આપવાની ફરજ પાડી શકશે આ પરથી દેખાય છે કે પશ્ચિમ બંગાલની સરકાર આ અનિષ્ટનો જડમૂળમાંથી નાશ કરવા માગે છે કાળાબજારિયાઓ અને નફાખોરોના સકંજામાંથી આમજનતાને બચાવવી હોય તો દૃઢ પગલાં જરુરી છે. એક થોડા જ ગુન્હેગારોને નશિયત કરવામાં આવે તો હજારો માણુસો લાંચ આપવા માટે કે લેવા માટે કાયદો જે વધારેમાં વધારે સજા કરવાની છૂટ આપતો હોય તેટલી સજા થવી જોઇએ. ફ્રાન્સે થોડા વખત માટે કાળાં બજારિયાઓને ફાંસીની સજા કરેલી તેમ આપણે ત્યાં પણ કાળા બજારિયા અને રૂશ્વતખોરોને થવી જોઇએ *

—શ્રી. દુર્ગાચરણ કાલ

---

# ચાનો ટાપુ

૨૩૫૭ વર્ષના સિંહાલીઝ રાજવીઓના રાજઅમલ સમયની સમૃદ્ધિનો ખ્યાલ સિલોન પર દૃષ્ટિપાત કરતાં આવી જાય છે. બ્રિટન જ્યારે અંધારયુગનો અનુભવ કરી રહ્યું હતું ત્યારે સિંહાલીઝોના રાજ્યપ્રદેશમાં સૂર્ય મધ્યાહ્ને તપી રહ્યો હતો ૧૮૧૫ ની સાલમાં છેલ્લા સિંહાલીઝ રાજાને તાબે કરી અંગ્રેજોએ ત્યાં બ્રિટિશ વસાહત સ્થાપી. સવાસો વર્ષની ગુલામી બાદ ફરીથી ત્યાંના વતનીઓએ માથું ઊંચક્યું અને આજે ફરીથી એક વાર તેઓ સ્વાતંત્ર્યનો સૂર્યોદય થવાની રાહ જોઇ રહ્યા છે હિંદની આઝાદીની સાથોસાથ ટૂંક સમયમાં સિલોન પણ આઝાદીની ઉષા નિહાળશે એ નિશ્ચિત છે

કોલંબોની કોઇ એક શેરીમાં ઉભા રહો અને તમારી આંખ સામે સિલોનનું સૌંદર્ય તરવરશે. જુદી જુદી જાતના, જુદા જુદા રંગના અને જુદા જુદા દેશના નરનારીઓ પહેલી જ નજરે તમારી આંખમાં ચોંટી જશે. ભાતભાતની સાડીઓમાં સજ્જ થયેલી તામીલ સુંદરીઓનો એક ખંભો ઉઘાડો નજરે પડશે અને તેમના વાળમાંથી કોપરેલ

* તા. ૨૩-૧૧-’૪૭ ના " પ્રજાબંધુ "માંથી.

તેલની મીઠી ખુશ્બો આવશે; અને ત્યાં જ તમારી નજર ભુરા ઝબ્બાઓથી ઢંકાયેલા દેહવાળા સૌમ્યતાની મૂર્તિ સમા બૌદ્ધ ભિક્ષુઓ પર પડશે. તેની ભવ્યતાનો કંઈ પણ ખ્યાલ તમે કરો તે પહેલા જ તમને મક્કાની યાત્રા કરી પાછા ફરેલા મુસ્લીમ બંધુઓના દર્શન થશે. પોતે કદિયે બોજો ઉપાડવા જન્મ્યા નથી એવી મગરૂરી જેમના ઉન્નત મસ્તકો આપી રહે છે એવા સિંહાલીઝો છટાદાર ચાલે ચાલતા તમે નિહાળશો. આ બધાની વચ્ચે માથે પાઘડી, કોટની જગ્યાએ વાસકોટ અને ટર્કીશ ઝબ્બાઓ પર યુરોપિયન સ્ટાઇલના ખમીશવાળા બહુચિરતાની વ્યાજખોરો જુદા જ તરી આવશે. તેઓ નોંધ કરવા કે નામું માંડવા ચોપડાઓ રાખતા નથી આમ છતા તેમના ગ્રાહકોના હિસાબ કિતાબ મોઢે જ હોય છે. ત્યાં ત્રીસ લાખ બૌદ્ધો, દસ લાખ કરતાં વધારે હિંદુઓ, પાંચેક લાખ ખ્રિસ્તીઓ અને ચારેક લાખ મુસલમાનો વસે છે. અને આ બધી રંગબેરંગી કોમો આયરલેંડ જેવડા આ ટાપુમાં જેમ તેમ રહે છે. આ ટાપુમાં વસતા વતનીઓમાં વિવિધતા છે તેમ ત્યાંની જમીન પણ ભાત ભાતની છે. સેંકડો માઇલોનો પ્રદેશ જ્યારે બિલકુલ સપાટ છે ત્યારે બીજા પ્રદેશમાં આઠ આઠ હજાર ફીટ ઉંચા ડુંગરો આવેલા છે. ત્યાં તમારે દરરોજ સાંજે તાપવાની જરૂર પડે છે, જ્યારે એક બાજુ ચાના બગીચાઓ ધુમ્મસ નીચે ઢંકાયેલા નજરે પડે છે.

અને આમ છતાં, દેશનો ફૂં બામ અણુવિકસ્યો જ છે પરંતુ લોકોમાં જમીનની ભૂખ મોટા પ્રમાણમા જોવામાં આવે છે. રાજ્યભાષા અંગ્રેજી હોવા છતાં માત્ર અર્ધુંતરીના ટકા લોકો જ તે બોલી શકે છે. સરકારી કર્મચારીઓ રૂઢિચુસ્ત મનોવૃત્તિના છે. આમ છતાં, શાળાઓ, રેલવેઓ, હોસ્પિટલો વગેરેનું ત્યાં રાષ્ટ્રીયકરણ થયેલું છે. દેશના નિકાસ વેપારમાં ચા, રબર અને ટોપરું મુખ્ય છે. નિકાસ થતી વસ્તુઓમાં નેવું ટકા નિકાસ આ ચીજોની થાય છે. પરંતુ આ નિકાસ વેપાર કરનારાઓ તો બ્રિટિશ મૂડીવાદીઓ જ છે અને કામ કરનાર હિંદી મજુરો છે.

સ્વાભાવિક રીતે જ આવા દેશનો રાજવહીવટ જરા કપરો બની રહે છે. આજ સુધી માત્ર રાજભાષા તરીકે અંગ્રેજી જ ચાલે છે. પરંતુ હવે સિંહાલીઝ અને તામીલ ભાષાને પણ સત્તાવાર ભાષા લેખવામાં આવનાર છે

જો કે અત્યારનું ચુંટણી ધોરણ અતિ સંકુચિત છે તો પણ હવેની ચુંટણીઓ સામાન્ય ધોરણે થવાની હોઈ સિંહાલીઝો કાયમી બહુમતિ મેળવી જશે, એ નિશ્ચિત છે; અને આવા સંજોગોમાં બીજા દેશના વતનીઓને–લઘુમતિઓને કોઇ જાતનો અન્યાય સહેવો ન પડે તે માટે યોગ્ય પ્રબંધ કરવામાં આવે એ શક્ય છે.

ચાના બગીચાઓની અને હિંદી મજુરોના પસીનાની ખુશ્બોથી મહેકતા આ સિલોન ટાપુ આઝાદીના આગમન સાથે નવા જ રંગોમાં દીપી નીકળશે. અને વિશ્વશાંતિ જાળવવામાં પોતાનો યોગ્ય ફાળો આપશે જ.

# કાળા હબસીની કારમી કથા

અમેરિકામાં વસતા હબસીઓ ઉપરના જુલમની કથાઓનાં સખ્યાબંધ પુસ્તકો લખાયાં છે. એ કાળી પ્રજાને સૈકાઓ સુધી ગુલામીમાં રાખ્યા પછી એ ગુલામીની પ્રથા તો બંધ થઈ પરંતુ એમની સ્થિતિ તો જેવી ને તેવી રહી. ગુલામ સીદીઓની કરુણ કથા 'અંકલ ટામ્સ કેબિન'માં અમર થઈ ગઇ છે.

અમેરિકાના એ હબસી વતનીઓ માટે વસવાટ જુદા, શાળાઓ જુદી, હોટેલો અલગ, કૉલેજો અને યુનિવર્સિટીઓ જુદી, કારખાનાં અને ઉદ્યોગગૃહો જુદાં, રેલવે, ટ્રામ, બસ, વગેરે જુદાં–જીવનવ્યવહારનાં સર્વ સાધનો જુદા, એટલું જ નહિ પણ ગોરા અમેરિકાના વસવાટો વાહનો શાળાઓ વગેરેમાં તેમને પ્રવેશ કરવાનો અધિકાર નહિ, એવી એમની સ્થિતિ છે. ગોરા લોકોના નોકરો, રસોઈયા, હમાલ, વેઇટર, પોર્ટર, સાફસફી કરનાર, ખેતરના મજુર વગેરે તરીકે તેમને રોકવાનો વાંધો અમેરિકનોને નથી. એમનાં ગીતો, નૃત્યો અને નાટકો ઉપર ગોરા અમેરિકનો ફીદા છે. જગતના મશહૂર 'બોકસરો' અમેરિકાના હબસીઓ છે. પોતાની બધી જાતની ખીજમત ઉઠાવવા માટે હબસીઓનો જેટલો બને તેટલો ઉપયોગ અમેરિકાના પ્રજાજનો કરે છે. એ પ્રજામા બુકર ટી. વૉશિંગ્ટન જેવા મહાપુરુષો પાક્યા છે. તેમણે પોતાની કોમની આર્થિક અને સામાજિક સ્થિતિ સુધારવાના ભગીરથ પ્રયત્નો કર્યા છે. તેમના એ પ્રયત્નોને પરિણામે આજે જ્ઞાન, વિજ્ઞાન, વિદ્યા, હુન્નર, વૈદક, સાહિત્ય, સગીત, કલા વગેરે અનેક ક્ષેત્રોમાં હબસી પ્રજાએ વિલક્ષણ પ્રગતિ કરી છે, તેમ છતાં એમના તરફની સૂગ અને તિરસ્કારવૃત્તિ અમેરિકનોના મોટા ભાગમાં હજી કાયમ જ છે. એ પ્રજા તરફ અત્યત સૂગ હોવા છતાં હબસી સ્ત્રીઓની લાચારી ગરીબી અને પરાધીનતાનો લાભ લઇ હજારો અમેરિકનોએ તેમને ભ્રષ્ટ કરેલી છે. અને તેમનાં બાળકોની મિશ્ર પ્રજા હજારોની સંખ્યામાં અમેરિકામાં વસે છે હબસી પ્રજાને અમેરિકાના દક્ષિણના પ્રાંતોમાં અતિશય ત્રાસ અને વિટંબણાઓ વેઠવી પડે છે. ઉત્તર તરફના પ્રાન્તોમા તેમની સ્થિતિ કેટલેક દરજ્જે સારી અને વધારે સુખી છે.

હબસી પ્રજા ઉપર વીતતાં સંકટો ઘોર અન્યાયની સામે બળવો ઉઠાવનાર પણ અમેરિકાની ગોરી પ્રજામાથી જ જાગ્યા છે, એ નોંધપાત્ર બીના અમેરિકાના સેકડો સ્ત્રી–પુરૂષો, ખાસ કરીને પાદરીઓ, હબસી પ્રજાને ન્યાય અને નાગરિક હક્ક અપાવવા માટેના પ્રયત્નો અત્યારે કરી રહ્યા છે. એ જ એમનું જીવનકાર્ય બની રહ્યું છે. આપણા દેશમાં જેમ હરિજનોના ઉદ્ધારને અર્થે, તેમને નાગરિકના હકો અપાવવા માટે સમાજમા તેમની યોગ્ય ગણના અને પ્રતિષ્ઠા સ્થાપવા માટે, અસ્પૃશ્યતાની પ્રથા દૂર કરવા માટે જે કાર્યકરો પ્રયત્ન કરી રહ્યા છે તેમાંના ઘણા મોટા ભાગના હિન્દુસ્તાનમા ઉચ્ચ આગળ પડતી કોમોના છે, તેમ જ અમેરિકામાં પણ પાદરીઓ, ધર્મોપદેશકો, શિક્ષકો, સાહિત્યકારો, સમાજવાદીઓ અને સામ્યવાદી સ્ત્રીઓ અને પુરૂષો આ કાર્ય કરી રહ્યા છે.

હબસીઓની આખી કોમ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. અસ્પૃશ્ય ગણાતા વર્ણના સ્ત્રીપુરૂષો હિન્દુ હોવા છતાં, હિન્દુ દેવદેવીઓની પૂજા અને ભજનસ્તવન તેઓ

કરતાં હોવા છતાં હિન્દુ મન્દિરોમા તેમને પ્રવેશ કરવાનો પ્રતિબંધ છે, તે જ મુજબ અમેરિકાની આ કાળી પ્રજાને ગોરી પ્રજાનાં દેવળોમાં પ્રાર્થના કરવાનો પ્રતિબંધ ઘણે ઠેકાણે રાખવામા આવ્યો છે. ધર્મની માન્યતા અને આચાર તથા વિધિઓ એક જ હોવા છતાં માત્ર ચામડીના રંગભેદને કારણે જ આ હબસી પ્રજા પ્રત્યે આ જાતનો તિરસ્કાર, અવગણના, અપમાન અને અન્યાયનો વર્તાવ થઇ રહ્યો છે. હબસી પ્રજા બુદ્ધિમાં, કળા-કૌશલ્યમાં, વિવેક સભ્યતા અને રહેણી કરણીમાં, ચારિત્ર્યમાં, હિંમત અને ઘરાતનમાં, વ્યાવહારિક ડહાપણુ અને આવડતમાં, સાહસ, ખડતલપણું. મહેનત કરવાની તાકાત, પરમજુપણું, ધાર્મિકતા વગેરે ગુણોમા ગોરી પ્રજા કરતાં ઊતરતી નથી. કેટલાક ગુણોમાં તો ચઢીઆતી છે, તેમ છતાં એમને આગળ આવવાની, પ્રગતિ સાધવાની તક આપવામા આવતી ન હોવાને કારણે એ પ્રજાની હજી પછાત પ્રજામાં ગણના થાય છે.

હબસીઓ ઉપર જે બેસુમાર જુલમો કેટલીક વાર ગુજારવામાં આવે છે તેવા બીજા કોઇ દેશમાં ભાગ્યે જ કોઇ પ્રજાજન ઉપર ગુજારવામા આવતા હશે. આપણા દેશમાં, ગામડામા જ્યારે ઢોરોમા રોગચાળો ફાટી નીકળે છે ત્યારે ગામના ચમાર ભંગી લોકોને, તે રોગના ઉત્પાદક સમજીને ક્રૂર માર મારવામાં આવે છે અને કેટલીક વાર એવા મારથી મરણ નીપજવાના દાખલા પણ જાણવામા આવ્યા છે. પરન્તુ એ જાતનો જુલમ અમુક પ્રકારના ખોટા વહેમને કારણે થાય છે. અમેરિકામાં જે જુલમી વર્તાવ કરવામાં આવે છે તે એ પ્રજા પ્રત્યેના તિરસ્કાર, વૈરવૃત્તિ અને રંગભેદની રૂઢ થઇ ગયેલી મનોવૃત્તિને પરિણામે થાય છે એ પ્રકારના જુલમોમા સૌથી ત્રાસજનક જુલમ તે Lynching ( લીન્ચીન્ગ ) નો છે. લીન્ચીન્ગના વર્ણન વાચતાં પણ આપણને કંપારી છૂટે એવો પાશવી એ અત્યાચાર છે. હબસીને પકડીને કોઇ ઝાડ સાથે બાંધી તેને પથ્થરથી, લાકડીઓથી, બંદુકના કુંદાથી, ચાબુકથી સખત રીતે અધમુવો કરી નાખી પછી તેને જીવતો ને જીવતો સળગાવી મૂકવામાં આવે છે આ અત્યાચારનો ભોગ બનેલાની કીકિયારીઓ સાભળીને આજુબાજુના ટોળાના લોકો હર્ષનાદ કરે છે અને આ કાર્યમા મોટું પરાક્રમ કરેલું માને છે. આ પ્રકારના ક્રૂર અત્યાચારને લીન્ચીન્ગ કહેવામાં આવે છે. કોઇ હબસીએ કોઇ ગોરાને માર્યો હોય, ગોરાનું ખૂન કર્યું હોય, કોઇ ગોરી સ્ત્રી ઉપર અત્યાચાર કર્યો હોય ત્યારે આ ઉપાય હાથ ધરવામાં આવે છે. અમેરિકાની કાયદાપોથીમાં આ જાતના લીન્ચીન્ગને મોટો ગુનો ગણવામા આવે છે પોલિસ તરફથી ઘણી વાર એવા હબસી તહોમતદારોને રક્ષણ મળે છે, અને લીન્ચીન્ગ કરનારાઓ પકડાય છે પણ તેમને સજા થયાના દાખલા જણાતા નથી.

હજી ઘણા કિસ્સામા પોલિસ અને અધિકારીઓની ચશમપોશીથી, અને કેટલીક વાર પ્રત્યક્ષ મદદથી લીન્ચીન્ગ થાય છે, અને એ કાર્ય કરનારને કાંઇ પણ સજા થતી નથી એવું ઘણી વાર બને છે. લીન્ચીન્ગ પ્રત્યે અમેરિકન પ્રજાનો ઘણો ભાગ હજી ઉપેક્ષાવૃત્તિ સેવે છે, એટલું જ નહિ પણ " એ લોકો એ જ દાવના છે " " ગોરી અમેરિકન સ્ત્રી ઉપર અત્યાચાર કરનારને એવી જ સજા ઘટે " એવી માન્યતા ધરાવનાર અને એવા ઉદ્‌ગાર કાઢનાર લાખો અમેરિકનો હજી મોજુદ છે.

આપણા દેશમાં, ઉપર જણાવ્યું તેમ, ગામડામાં હરિજનો ઉપર અમાનુષી જુલમ

કરવામાં આવે છે, ત્યારે પણ હરિજનો પ્રત્યે દયા બતાવનાર, આ મોટો અન્યાય થયો છે, એવી લાગણી ધરાવનાર ગામડાંની સવર્ણ પ્રજામાથી ભાગ્યે જ કોઇ નીકળી આવે છે. ગામડાંના એ જ લોકો ગાડી તળે અજાણ્યે કૂતરૂ ચગદી નાખનારને કે પથરા મારી પક્ષીને મારી નાખનારને લાકડીઓનો માર મારે છે, પરંતુ હરિજનો પ્રત્યેના આવા અમાનુષી વર્તાવ પ્રત્યે કેવળ બેદરકારી બતાવે છે.

હમણાં થોડાક મહિના ઉપર અમેરિકામાં સાઉથ કેરોલીનામાં અમેરિકાના ગોરા માણસોના એક ટોળાએ એક હબસીને આ પ્રમાણે ' લીન્ચ ' કર્યો હતો. હબસીનુ નામ હતું વીલી અર્લ. ચોવીસ વર્ષનો એ જુવાન હતો. એક ટેક્સી હાંકનારને છરીથી ઘાયલ કરવાનું એના પર તહોમત હતુ. વીલી અર્લનો કેસ કોર્ટમા ચાલતો હતો અને તે દરમિયાન તેને જેલમા રાખ્યો હતો. કેસ પુરો થયે અર્લને સજા થાય ત્યા સુધી એ ઘાયલ થયેલા ટેક્સી ડ્રાઇવરના મિત્રો અને સબંધીઓ રાહ જોવા તૈયાર ન હતા. તે બધા ઉપર પહોંચ્યા, ત્યાંથી અર્લને ઉપાડી લાવ્યા અને મોટરમા નાખી દૂર મેદાનમાં લઇ ગયા. મેદાન આગળ મોટરમાથી અર્લને ઘસડી બહાર કાઢવામા આવ્યો, અને ટોળામાના દરેક માણસે તેને મારવા માંડયો. બે ત્રણ જણે તેના ઉપર ગોળી છોડી, એક જણે તેના શરીરમાં ચપ્પુ ઘોચવા માંડયું એક જણે પોતાની બંદુકનો કુંદો તેના માથા ઉપર એવા જોરથી માર્યો કે બંદુક તૂટી ગઇ. આટલા જોરથી બંદુકનો ફટકો મારનારની હકીકત કોર્ટમાં અરજ કરવામા આવી ત્યારે એ મારનારની પત્ની પોતાના પતિના પરાક્રમથી કોર્ટમાં ખડખડાટ હસવા મંડી ! આ પ્રમાણે મારામારી, છરીઓના ઘા કરીને અને છેવટે બંદુકની ગોળીઓ વડે આ કમનસીબ હબસીને બધાએ મળીને મારી નાખ્યો. આ જાતનો અત્યાચાર કરનાર અઠ્ઠાવીસ માણુસોમાંથી સોળ માણસોએ પોતે જાતે એ બનાવ કોર્ટમાં વર્ણવી બતાવ્યો અને ગુનો કબૂલ કર્યો. આ કેસે આખા યુનાઇટેડ સ્ટેટસમા સનસનાટી ફેલાવી હતી ગોરા અમેરિકનને કાળા હબસીને લીન્ચ કરવાનો પરંપરાગત હક્ક છે એવી માન્યતાને હજી પણ શું પોષવામા આવશે ? એવો પ્રશ્ન ઠેરઠેર પુછાઈ રહ્યો હતો

પોલિસ પ્રોસીક્યુટરે બહુ બહુ બાહોશીથી આ અઠ્ઠાવીસ માણસો સામેના મુદ્દા રજૂ કર્યા હતા. આ અત્યાચાર કરનાર એજ અઠ્ઠાવીસ માણસો હતા. એ બાબતનો પોલિસે બહુ મજબુત પૂરાવો એકઠો કર્યો હતો. વર્ણભેદ રંગભેદનો મુદ્દો આ કેસમા રજૂ કરવા દેવામાં નહિ આવે, એવુ ન્યાયાધીશે કેસ ચલાવવાની શરૂઆતમાં જ જણાવ્યુ હતું છતાં બચાવ પક્ષના વકીલે એ જ મુદ્દો રજૂ કર્યો હતો. આ પ્રમાણે કેસ ચલાવવાનું નાટક થયા પછી જ્યૂરીએ 'નિર્દોષ'નો ચૂકાદો આપ્યો અને ન્યાયાધીશે કાંઇપણ વિગત કે કારણ આપ્યા સિવાય જ્યૂરી સાથે એકમત થઇ તમામ આરોપીઓને નિર્દોષ જાહેર કરી છોડી મૂકયા અને આરોપીઓના સગાસબંધી અને મિત્રોના હર્ષના પોકારોથી કોર્ટનો ઓરડો ગાજી રહ્યો

અકસ્માત તે જ દિવસે અમેરિકાના દક્ષિણભાગના જ્યોર્જીઆ સંસ્થાનમાં બીજા એક કેસનો ચુકાદો આપવામા આવ્યો. જ્યોર્જ બ્રાઉન નામના એક પચીસ વર્ષના હબસી જુવાનને એક અમેરિન ગોરી સ્ત્રી ઉપર બળાત્કાર કરવા માટે ફાસીની સજા ફરમાવવામાં આવી હતી. આ માણસનો કેસ માત્ર ત્રણ કલાક ચાલ્યો હતો. જ્યૂરીએ ત્રણ જ મિનિટ સુધી વિચાર કરી 'ગુનેગાર છે' એવો ચુકાદો આપ્યો હતો

બીજા એક કેસમાં ગોડવીન બુશ નામના એક ચોવીસ વર્ષના હબસીને એક ગોરી અમેરિકન સ્ત્રી ઉપર બળાત્કાર કરવાના પ્રયત્ન માટે અટકમાં લેવામા આવ્યો હતો. એ સ્ત્રીએ જણાવ્યું કે એ રાત્રે ઘેર જતી હતી તે વખતે રસ્તામાં ગોડવીન બુશે તેના પર આક્રમણ કરવાનો પ્રયત્ન કર્યો હતો. બાઇના આ કથનનો પુરાવો ય હતો. ગોડવીનની નિર્દોષતા તો કોણ માને ? કેસ ચાલે અને ગોડવીનને સજા થાય તેટલી પણ ધીરજ ધરવાને લોકો તૈયાર ન હતા. ૭ હથિયારબંધ માણસો જેલ ઉપર પહોંચ્યા. જેલરને મારવાની બીક બતાવી તેની પાસેથી જેલની ચાવી પડાવી અને તે કેદીને લઇને છટકી ગયા. પોલિસ આ માણસની શોધ ચલાવી રહી છે. ઘણે ભાગે તો એને ઘાતકી રીતે મારી નાખવામાં આવ્યો હશે.

આ ગોડવીન બુશ ( જો તેને મારી નાખવામાં આવ્યો હોય તો ) સુદ્ધાં છેલ્લા ૭ માસમાં અમેરિકાનાં દક્ષિણ સંસ્થાનોમાં નવ હબસીઓને આ પ્રમાણે લીન્ચ કરવામાં આવ્યા છે. જ્યોર્જીયામાં ચાર, એક મીસીપીસીમા, એક લુસીઆનામા, એક આલાબામાં, એક ફ્લોરીડામા અને એક દક્ષિણ કેરોલીનામાં. સને ૧૯૦૧ મા ૧૩૦ લીન્ચીંગના કેસ થયા હતા. લીન્ચીંગ વિરુદ્ધ લોકમત કેળવાતો જતો હોવાથી ૧૯૪૫ સુધીનાં વર્ષોમાં લીન્ચીંગની સંખ્યા ઘટતી ગઇ. અને એ વર્ષમાં માત્ર એક જ કેસ નોંધાયો હતો. પણ ફરી પાછી આ ભયાનક પાશવતા જાગ્રત થતી જાય છે એમ લાગે છે. સને ૧૯૨૨ ની સાલથી અત્યાર સુધીમાં અમેરિકામાં કુલ ૩૮૧ હબસીઓ (જેમા બે સ્ત્રીઓ અને બે બાળકોનો સમાવેશ થાય છે ) ને લીન્ચ કરવામાં આવ્યાં છે. એક પણ લીન્ચ કરનારને સજા કરવામાં આવી નથી. કોઇ પણ ગોરા અમેરિકનને લીન્ચીંગ માટે ગુનેગાર ગણી સજા કરવામાં આવેલી હોય એવો એક પણ દાખલો નથી.

અમેરિકામા હબસી સૈનિકોએ છેલ્લા વિશ્વયુદ્ધમા ભારે સેવા બજાવી છે. લશ્કરમાં સૈનિક તરીકે અને જે અમેરિકનો લડાઇમાં ગયેલા તેમની ગેરહાજરીમાં તેમનાં કામ સભાળીને યુદ્ધ દરમિયાન લડાઇનાં મેદાનોમાં અને લશ્કરમાં, ગોરા અમેરિકનો અને કાળા હબસીઓ સાથે સાથે હર્યાફર્યાં છે, ખાધુ પીધુ છે અને મિત્રભાવે વર્ત્યા છે. એ સમય દરમિયાન હબસીઓએ ઘણા હુન્નરોમાં કુશળતા કેળવી છે. છતાં રંગભેદની વૃત્તિ હજી એવી ને એવી જ કાયમ રહેલી જણાય છે. પરતુ હવે જગતભરના હબસીઓ જાગ્રત થયા છે. તેમના સંગઠનો થતા જાય છે અને પોતાના હક સાબીત કરવા અને તે પ્રાપ્ત કરવા હવે તેઓ સત્વર તૈયારીઓ કરી રહ્યા છે. ગોરા અમેરિકનો નહિ ચેતે તો બળજબરીથી હબસીઓ પોતાના હકક પ્રાપ્ત કર્યા વિના રહેવાના નથી

આપણા દેશના સવર્ણ હિન્દુઓ અસ્પૃશ્ય ગણાતા વર્ગો પ્રત્યેના તેમના વર્તન માટે આ ઉપરથી કાંઇ ધડો લેશે ? સદા સર્વદા કોઇ પ્રજા બીજી પ્રજાને પોતાને એડી નીચે કચરાયલી રાખી શકતી નથી 'Even a worm turns'. એ અગ્રેજી કહેવત મુજબ હિન્દના પાંચ કરોડ અસ્પૃશ્ય ગણાતા જનસમૂહને સમાન હકક અને સમાજમાં યોગ્ય સ્થાન નહિ આપવામાં આવે તો સવર્ણોની પાસેથી બળજબરીથી એ પ્રાપ્ત કરશે. હવેનું જગત કચરાયલી દબાયલી પ્રજાઓનું છે.* ગા.

* "ભારતી "માંથી

# આવતા માસની કાર્યદિશા

૧ આગામી નવા વર્ષથી તમે તમારા પુસ્તકાલયના વાચકો વધારવા આજથી પ્રયાસ કરો, વિદ્યાર્થીઓને તેમની કક્ષા પ્રમાણે વાચન આપો, ગામમાં બહેનોમાં પુસ્તકોનો પ્રચાર કરો.

૨ પુસ્તકવાચન વધે તે માટે દરેક ફળીએ એક યુવક વાચક દ્વારા ફળીઆના લોકોમાં જાગૃતિ લાવો અને તેવી રીતે એકાદ સારા પુસ્તકનું વાચન મોટેથી કરાવવા પ્રયાસ કરો.

૩ મંજૂર થયેલાં અંદાજો મળે એટલે પાવતીઓ, ધોરણ પ્રમાણે સહીઓ કરી પુસ્તકાલય ખાતામાં તુર્ત મોકલી આપો અને લોકમદદનાં નાણાં પુ. સ. સ. મંડળમાં મોકલો. કોઇ પણ પુસ્તકાલયને મંજૂર કરેલી મદદથી વધારે મદદ આપી શકાય તેમ નથી તેની નોંધ લેશો.

૪ ત્રિમાહી નિવેદનો જૂથમંડળો પોતાના જૂથનાં પુસ્તકાલયમાંથી મંગાવી એકુણાત કરી મોકલે. જરૂર પડયે સભા બોલાવી હકીકત એકત્રિત કરવા તજવીજ કરશે.

૫ તમારા પુસ્તકાલયમાં ઠરાવ બુક, વાંધાપત્રકની ચોપડી, ઊઠી ગયેલાં બાળકોની યાદી, વાચકનોંધવહી ન રાખી હોય તો આજે જ આ પત્રકો બાંધી તમારૂં કામ વ્યવસ્થિત કરો. આ ખામી હજીયે સુધરતી નથી તે માટે રા. મહાલ શાળાધિકારીઓ ધ્યાન આપશે એવી વિનંતિ છે.

વડોદરા,
તા. ૧૧-૧૨-'૪૭

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક.

મધ્યવર્તી પુસ્તકાલય　　　　　　　　　　　　　　સાર્વજનિક પુસ્તકાલય શાખ

## સૂચના નં. ૬ સને '૪૭–૪૮

## વિષય

### ગ્રામ પુસ્તકાલયોનાં અંદાજપત્રો જે તે પુસ્તકાલયને વેળાસર મોકલી આપવા બાબત

આથી કસ્બા તથા ગ્રામ પુસ્તકાલયોના જૂથમંડળના મંત્રીઓને સૂચના આપવામાં આવે છે કે, અત્રેથી ટપાલ જે તે જૂથમાં મોકલવામાં આવે છે, એટલે-ટપાલ તથા અંદાજપત્રો જેમના તરફ આવ્યાં હોય તેમણે વેળાસર જે તે પુસ્તકાલયના મંત્રી તરફ મોકલી આપવી, જેથી લખાણનું ભારણ ઓછું થાય.

અંદાજપત્રો જે તે જૂથમાં પડી રહે છે, એટલે તેમને મદદ મોડી મળે છે અને વખતે મોડું અંદાજ મળવાથી લોકમદદ મોડી મંડળમાં જમા કરાવે તેના અભાવે મદદ વગર રહી જાય છે. માટે જૂથમંડળમાં આવેલી ટપાલ તુર્ત જ જેમના તેમના તરફ મોકલી આપશો.

મંજુર થયેલા અંદાજોમાં રકમ વધારવા કે કોઈ માસિક કે પત્ર ફેરફાર કરવા સમય ન હોવાથી લખાપડી કરવી નહિ. સંસ્થાનુ અને વાચકોનું હિત જ્યારે જોવાતું નથી ત્યારે જ અમારે અંદાજોમાં ફરજીઆત કોઈ કોઈ સ્થળે ફેરફાર કરવો પડે છે, તેની સૌએ નોંધ લેવી.

વડોદરા,　　　　　　　　　　　　　　　　ઉ. મો. પટેલ
તા. ૨–૧૨–'૪૭　　　　　　　　　　　　　મદદનીશ વ્યવસ્થાપક.

---

## સૂચના નં. ૭ સને '૪૭–૪૮

## વિષય

### ગ્રામ પુસ્તકાલયોના મંત્રીઓએ ત્રિમાસિક હેવાલ મોકલવા બાબત

સરક્યુલર નં. ૧૭ તા. ૨૦–૮–૧૯૧૫ માં જણાવેલા નમૂના પ્રમાણે પત્રક આંકી દરેક ગ્રામ પુસ્તકાલયના મંત્રીએ ત્રિમાસિક હેવાલ મોકલી આપવો જોઈએ, જેથી પુરુષો, સ્ત્રીઓ, વિદ્યાર્થીઓ અને ઉઠી ગયેલા વિદ્યાર્થીઓ વાચનનો લાભ કેટલા પ્રમાણમાં લે છે તે તુર્ત જણાઈ આવે.

માટે દરેક ગ્રામ પુસ્તકાલયોના મંત્રીએ ઇસ્યુબુક તથા વાચકોનું રજીસ્ટર રાખવા ખાસ ધ્યાન આપવું.

વાર્ષિક નિવેદનમાં વંચાયેલા પુસ્તકો તથા વાચકોના ખોટા આંકડા મૂકવા કારણ રહેશે નહિ.

એક ઇસમ ૫ પુસ્તકો વાચે તો વાચક તરીકે એક અને પુસ્તકો ૫ વાંચ્યાં ગણાય. એ પ્રમાણે વાર્ષિક નિવેદનમા આંકડા મૂકવા ખાસ ધ્યાન આપશો.

વડોદરા,　　　　　　　　　　　　　　　　ઉ. મો. પટેલ
તા. ૨–૧૨–'૪૭　　　　　　　　　　　　　મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નં. ૮ સને '૪૭–૪૮

### વિષય

**રાજ્યનાં મકાનવાળાં ગ્રામ પુસ્તકાલયોના કાર્યકર્તાઓને પુસ્તકાલયની વ્યવસ્થા રાખવા બાબત**

આથી રાજ્યનાં મકાનવાળા ગ્રામ પુસ્તકાલયોના કાર્યકર્તા, પ્રમુખ તથા મંત્રી તેમજ ગ્રંથપાલને વિનંતિ કરવામાં આવે છે કે અમારી ફેરણીમાં ઘણાં પુસ્તકાલયની અવ્યવસ્થા તથા સાફસૂફી નહિ હોવાને કારણે તથા પુસ્તકાલયના ટેબલ ઉપર પુસ્તકાલયના સમયમાં પેપરો તથા માસિકો પણ રહેતાં નથી અને લોકો લઈ જાય એ ઇચ્છવા જોગ નથી.

પુસ્તકાલય એ સાર્વજનિક સંસ્થા છે સરકાર તથા પંચાયત રકમની સવડ પ્રમાણે મદદ આપે છે. પરંતુ લોકો તરફથી તેની જોઈએ તેવી વ્યવસ્થા રાખવામાં આવતી નથી.

પુસ્તકો ઉપર તથા મકાનમા ઘણો જ કચરો હોય છે. માટે આ બાબતમા અમારી વિનંતિ છે કે, રાજ્યના કોઈ પણ પુસ્તકાલયમા સુઘડતા, સ્વચ્છતા તથા વ્યવસ્થા રાખવા કાર્યકર્તા ભાઈઓ ધ્યાન આપશે

કેટલાંક ગ્રામ પુસ્તકાલયો કે જ્યા મકાન છે ત્યાં નોકરખર્ચ પાડવામાં આવે છે પરંતુ ત્યા પણ જોઈએ તેવી વ્યવસ્થા થતી નથી માટે આ સંબંધમા રસ લેતા ભાઈઓએ ખૂબ ધ્યાન આપવું અને સંસ્થા સારી દેખાય એ પ્રમાણે કામ કરનારને સૂચના આપશો. પુસ્તકાલયમાં પેપરો, માસિકો મગાવી તેની વ્યવસ્થા ન રાખવી એ તો ઉડાઉપણુ જ ગણાય. આથી સામાન્ય જનતાને કંઈ જ લાભ મળતો નથી તેમ સારી ટેવ પાડવા કંઈ જ થઈ શકે નહિ. મારી ખાતરી છે કે સૌ કાર્યકરો સહકાર આપી કામ સારું બજાવશો.

વડોદરા,
તા. ૨–૧૨–'૪૭

ઉ. મો. પટેલ
મદદનીશ વ્યવસ્થાપક

---

## સૂચના નં. ૯ સને '૪૭–૪૮

### વિષય

**પુસ્તકાલયનુ કામ શિક્ષકોએ કરવા બાબત**

સાર્વજનિક પુસ્તકાલયોનુ કામ પુસ્તકાલયો સ્થપાયા ત્યારથી શિક્ષકભાઈઓ કરે છે. શ્રીમંત સરકાર તરફથી સ્થાપિત થએલાં પુસ્તકાલયો માટે જે શિક્ષકો મંત્રી–ગ્રંથપાલનું કામ કરે છે તેમને માટે પરવાનગીની જરૂર નથી એમ મે. રા. રા. વિદ્યાધિકારી સા. ના લખાણ નં. ટી. ૩૧૪/૧ તા. ૬–૧૧–૪૭ થી જાહેર થયું છે માટે પુસ્તકાલય ખાતાની દેખરેખ નીચેના પુસ્તકાલયોમાં કામ કરતા શિક્ષક ભાઈઓએ નોંધ લેવી

વડોદરા,
તા. ૬–૧૨–'૪૭

ઉ. મો. પટેલ,
મદદનીશ વ્યવસ્થાપક.

## સૂચના નં. ૧૦ સને ૧૯૪૭–૪૮

# વિષય

### પુસ્તકાલયોમાં વેતનથી કામ કરનાર શિક્ષક ભાઇઓએ માહિતી મોકલવા બાબત.

મે. રા રા. વિદ્યાધિકારી સા. ના લખાણ અંક ટી. ૩૧૪/૧. તા. ૬–૧૧–૪૭ ના આધારે સાર્વજનિક પુસ્તકાલયોમાં કામ કરતા પગારદાર ગ્રંથપાલો સંબંધી એકસદા ધોરણ ઠરાવી લેવાનુ લખાઇ આવ્યાથી કામ કરનાર શિક્ષક ગ્રંથપાલોએ નીચે પ્રમાણેની માહિતી આ સૂચના પ્રસિદ્ધ થયે દિન ૮ મા મોકલી આપવા તજવીજ કરવી.

૧ શિક્ષક ગ્રથપાલનું નામ.
૨. શિક્ષણ વિષયક લાયકાત.
૩. મળતો પગાર.
૪. મંજુર થયેલું માસિક મહેનતાણું.
૫. પુસ્તકાલયનું મકાન સ્વતંત્ર છે કે ભાડાનું ?
૬. વાર્ષિક વાચકોની સંખ્યા.
૭. વંચાયેલાં પુસ્તકો
૮. પુસ્તકોની રજીસ્ટર સંખ્યા.
૯. ગ્રન્થપાલ તરીકે કામ શરૂ કર્યાની તારીખ અને તે સંબધે 'મંજુરી માગ્યાની તારીખ.

ઉપરની હકીકત જેમ બને તેમ વેળાસર પુસ્તકાલય ખાતા તરફ મોકલવા શિક્ષક ભાઇઓને વિનંતિ છે.

વડોદરા, તા. ૬–૧૨–'૪૭

ઉ. મો. પટેલ
મદદનીસ વ્યવસ્થાપક

---

## જાહેરાત અંક ૭ સને '૪૭–૪૮

# વિષય

### પુસ્તકોની ભલામણ

| પુસ્તકનું નામ | પ્રકાશક વા લેખકનું | કિંમત |
|---|---|---|
| ૧ *મુનિશ્રી ભારદ્વાજવિરચિત "ગીતા વાર્તાલાપ" (પાંચ ભાગમાં) | પરીખ રતનલાલ મોહનલાલ, સુલતાન પુરા, વડોદરા. | |
| ભાગ ૧ | | ૨–૦–૦ |
| ભાગ ૨ | | ૧–૦–૦ |
| ભાગ ૩ | | ૧–૦–૦ |
| ભાગ ૪ | | ૧–૦–૦ |
| ભાગ ૫ | | ૧–૦–૦ |

* સઘળાં ગ્રામ પુસ્તકાલયોએ વસાવવા યોગ્ય.

| | | |
|---|---|---|
| ૨ ×વીર સાવરકર | અનંત ભાગવત વકીલ, જંબુબેટ, વડોદરા. | ૧૦–૦–૦ |
| ૩ +પ્રેમધર્મ (માસિક) | તંત્રી, સારંગપુર, ખડાવતાની વાડી અમદાવાદ. | ૬–૪–૦ |
| ૪ ॥ જય-જગદીશ (માસિક) | "જય-જગદીશ" કાર્યાલય, લીંબડી, કાઠિયાવાડ. | ૩–૦–૦ |
| ૫ =અખંડ-આનંદ (માસિક) | સસ્તુ-સાહિત્ય, પો. બો. ૫૦, અમદાવાદ. | ૬–૪–૦ |
| ૬ પાટીદારમિત્ર (માસિક) | પાટીદાર યુવક સંઘ-મુંબઇ | ૫–૦–૦ |
| ૭ +उद्यम प्रकाशाने +(१) ×खेअर्सचा व्यापार +(२) ×तेजी-मंदी | उद्यम मासिक-धर्म पेठ, नागपुर लेखक : स. अ. रानडे | १–४–० |
| ૮ ×તાંડવ-નૃત્ય (પાંચ અંકી નાટક) | લેખક : આપાભાઇ મોતીભાઇ પટેલ પ્રકા. એમ. સી. કોઠારી, રાવપુરા રોડ, વડોદરા. | ૨–૪–૦ |
| ૯ ×અપંગ માનવતા અને બીજાં નાટકો | ઇન્દુલાલ ગાંધી, સમરસેટ સ્ટ્રીટ, કૅમ્પ, કરાંચી | ૩–૦–૦ |
| ૧૦ +પથ્થરનાં પારેવાં | " | ૨-૧૨-૦ |
| ૧૧ કાંતણપોથી | બાલગોવિંદ કુબેરદાસની કું., અમદાવાદ. | ૦-૧૦-૦ |
| ૧૨ પુરાતન જગત | " | ૦–૬–૦ |
| ૧૩ ઉનનું ગૂંથણકામ | લેખક : હીરજી ભીમજી વાલંભીયા, ગોંડલ. | ૩–૦–૦ |
| १४ गांधीजींचे आव्हान | शंकर विनायक ठाकर, पश्चिम खानदेश, भील सेवामंडळ, नवापूर. | ૩–૪–૦ |
| ૧૫ ભગિની (માસિક) | પુષ્પાબહેન મહેતા, અમદાવાદ. | ૬–૦–૦ |

વડોદરા,
તા. ૬–૧૨–'૪૭

ઉ મો પટેલ
મદદનીશ વ્યવસ્થાપક.

* સઘળા ગ્રામ પુસ્તકાલયોએ વસાવવા યોગ્ય
× તમામ મોટાં પુસ્તકાલયોએ ખરીદવા સલામણ
+ કસ્બા અને પ્રાંત પુસ્તકાલયોએ વસાવવા યોગ્ય.
॥ જૂજ પુસ્તકાલયો માટે.
મરાઠી જાણકાર વસ્તીવાળા મોટા કસ્બા પુસ્તકાલયો માટે.

દરેક ગૃહ તેમ જ લાયબ્રેરીમાં વસાવવા યોગ્ય

# — નવાં બહાર પડેલાં ઉત્તમ પુસ્તકો —

કુંવારી વહુ (ધીરેન્દ્ર દેશી રચિત સંપૂર્ણ નવલકથા) ૨–૮–૦
**રાખના સાથિયા** (લે શ્રી. ગોવર્ધન શર્મા) ૩–૦–૦
**દેશભક્ત ભૂલાભાઇ** (લે. શ્રી. ભદ્રકુમાર યાજ્ઞિક) ૩–૮–૦
**અરુણા અસફઅલી** (લે. સુરેશ ગાંધી) ૨–૦–૦
**જગતના વિધાયકો** (સુસંસ્કારપ્રેરિત જીવનચરિત્રો) ૧–૮–૦
**મધુપર્ક** (લે. શ્રી. પ્રેમશંકર હ ભટ્ટ) ૩–૮–૦
**દેશદેશની લોકકથાઓ** ભાગ ૧થી૬ પાકા બે ગ્રંથમાં (નિરંજન વર્મા–જયમલ્લ પરમાર) ૭–૦–૦
**દેવકાના કાંટા** ( શ્રી. વિ. સ. ખાંડેકર) ૩–૦–૦
**ગાંધીજીની સ્વરાજ્યસાધના** (સત્યાગ્રહોની 'સ્વરાજ્ય ગીતા' મસું પુસ્તક) ૩–૮–૦
**બંદીવાન** (રશિયન ક્રાંતિકારી લેખક મુજેન ચિરકોવ) ૨–૦–૦
**અહો રાયજી સુણીએ** ('વૈશંપાયન'ની કટાક્ષવાણી) ૨–૮–૦
**અધિકાર** (સ્વ. નારાયણ ભટ્ટાચાર્ય) ૩–૮–૦
**સુરમા** ( ,, ,, ) ૩–૦–૦
**વંચિતા** (શ્રી. અનુરૂપાદેવી) ૩–૮–૦
**ધરિત્રી** (શ્રી. પ્રેમશંકર હ. ભટ્ટ) ૩–૦–૦
**દેશવટો** ભા. ૧–૨ (શ્રી. ભારદ્વાજ) ૫–૮–૦
**વિશ્વયુદ્ધને પગલે પગલે** (રવિશંકર મહેતા (સંજય) અને ધનવંત ઓઝા) ૨–૮–૦

**સમાજવાદ** (જગન્નાથ દેસાઇ) ૨–૦–૦
**વિશાલખા** (શ્રી. ધીરૂભાઇ ભટ્ટ) ૨–૮–૦
**પ્રભાતના રંગ** (વિજયરાય ક. વૈદ્ય) ૩–૦–૦
**સાસુજી** (ધનસુખલાલ મહેતા· હાસ્યરસિક વાર્તાઓ) ૨–૦–૦
**સંસારવિપ્લવ** (ક્રાંતિકારી સામાજિક નવલકથા) ૨–૦–૦
**અર્ધું અંગ** (ઓઉપયોગી આદર્શ નવલકથા) ૨–૦–૦
**ષોડશી** (સામાજિક સોળ ટૂંકી નવલિકાઓ) ૨–૦–૦
**વર્માની વિવિધ વાર્તાઓ** (લે. જયકૃષ્ણ નાગરદાસ વર્મા) ૩–૦–૦
**ગાંધી એ જ ભારત** (વી. વી. મુનશી · અંગ્રેજી) ૧–૧૨–૦
**વીલ્કી: એક અને અખંડ દુનિયા** (ધનવંત ઓઝા : અંગ્રેજી) ૨–૮–૦
**વૈશમ્પાયનની વાણી** (લે. કરસનદાસ માણેક) ૨–૮–૦
**ખંડિત માળખાં** (લે. બાવચંદ માવજી વડેરા) ૨–૮–૦
**સ્વપ્નતિથિ** (લે અરવિંદલાલ લ. મજમુદાર) ૩–૮–૦
**વેચાણવેરાનો કાયદો** (લે. લાલભાઈ મ. ઝવેરી અને ખેલશંકર દવે. ત્રીજી આવૃત્તિ) ૧–૪–૦
**સ્વરાજની શરૂઆત** (રાષ્ટ્રીય નવલકથા લે રતનસિંહ દીપસિંહ પરમાર) ૨–૦–૦

કાગળની માપબંધીને કારણે આ પુસ્તકો ફરી છાપી શકાય તેમ નથી. થોડી પ્રતો જ સિલક છે. તમારી નકલો તરત જ વસાવી લેવા અમે ભલામણ કરીએ છીએ.

· પ્રકાશક :

## સી. શાન્તિલાલની કંપની

બુકસેલર્સ : પબ્લિશર્સ : ૮૬, પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબાઇ–૨.